# પ્રકાશકનું નિવેદન

મહાસભાના ઠરાવોનું આ પુસ્તક બરોબર સમયે બહાર પડે છે. આજે મહાસભા તેનો ઉદ્દેશ પૂરો પાડી ચૂકી છે, અને હિંદી બંધારણ સભા દેશ માટે સ્વતંત્ર નવું બંધારણ ઘડી પ્રજાને સોંપે કે તેની સાથે મહાસભા નવે અવતારે નવયુગમાં પ્રવેશ કરશે. તે વખતે તેના ૧૮૮૫ થી લઈને આજ સુધીના ઇતિહાસની સત્તાવાર મૂળ સામગ્રી બહાર પાડવામાં આવે, એ બધી રીતે ઉચિત અને જરૂરી પણ છે. આ વરસોનો હિંદનો સાચો ઇતિહાસ લખાવાનો ઊભો છે. તેનો અભ્યાસ શાળા કૉલેજોમાં યોગ્ય રીતે અને સાચી દૃષ્ટિથી ભાગ્યે જ થાય છે. પરરાજ્યમાં એમ બનવું પણ અઘરું હતું. હવે એ કામ શરૂ થશે. તે વખતે આ જાતના, ભાતભાતની મૂળ સામગ્રીના ગ્રંથોની જરૂર પડશે એ ઉઘાડું છે. આ ગ્રંથ તે વિચારથી યોજવામાં આવ્યો છે. સામાન્ય વાચકને પણ એ એક ઉપયોગી સંદર્ભગ્રંથ તરીકે કામનો થઈ પડશે.

વિદ્યાપીઠે બહાર પાડેલાં નીચેનાં પુસ્તકો પરથી વાચકને ખબર હશે કે, ચિખોદરાના ભાઈશ્રી. ગોરધનભાઈ આશાભાઈ પટેલે વિદ્યાપીઠને એક ટ્રસ્ટ ફંડ સોંપ્યું છે, જેમાંથી એ ઇતિહાસગ્રંથો બહાર પડયા છે:

૧. આ૦ જાવડેકર કૃત 'આધુનિક ભારત' અનુ૦ પાંડુરંગ દેશપાંડે

૨. 'હિંદની અંગ્રેજ વેપારશાહી' લે૦ મગનભાઈ દેસાઈ.

આ માળાને 'શ્રી સૂરજબહેન પટેલ સ્મારક ગ્રંથમાળા' નામ આપવામાં આવ્યું છે અને તેમાં સામાન્ય રીતે ઇતિહાસના ગ્રંથો બહાર પાડવાની નીતિ છે. આ ગ્રંથ તે માળાના આગળના મણકા તરીકે બહાર પડે છે.

આવા મહત્ત્વના ગ્રંથનું આદિવચન રાષ્ટ્રપતિજી લખે તો ઉત્તમ, એ પરથી મેં શ્રી. રાજેન્દ્રબાબુને વિનંતી કરી અને તેમણે એ તરત સ્વીકારી તે માટે એમનો અંતઃકરણથી આભાર માનું છું.

આ ગ્રંથ તૈયાર કરવાનું કામ શ્રી. વિઠ્ઠલદાસ કોઠારીને સોંપવામાં આવ્યું હતું. તેમાં એમણે વિદ્યાપીઠના એમના સાથીઓની જુદી જુદી મદદ લીધી છે, જેથી કામ જલદી પૂરું કરી શકાય. છેવટે આખું કામ શ્રી. વિઠ્ઠલભાઈએ જોઈને સળંગ તૈયાર કર્યું છે. વાચકને મદદ થાય તે હિસાબે અંતે પરિશિષ્ટો તરીકે મહાસભાનું જૂનું અને હમણાં નવું થયેલું બંધારણ, તેનાં અધિવેશનોનાં સ્થાન, તારીખ, પ્રમુખો ઇ૦ વિષે સામગ્રી, તથા ઠરાવોની વિષયવાર સૂચિ પણ આપી છે. આ સામગ્રીમાંથી છેલ્લી ખાસ ધ્યાન ખેંચશે એમ માનું છું. કેમ કે મહાસભાએ તેના લાંબા ઇતિહાસમાં કઈ કઈ બાબતો ચર્ચી તથા વારંવાર કેટલી વાર તેને મહત્ત્વ આપીને, તે બધાનું તારણ એમાં આવી જાય છે. આ બધી બાબતો જણાવવા જઈએ તો નિવેદનમાં તે અસ્થાને લેખાય. પણ એક બે વસ્તુઓ તરફ નજર કરવા જેવી છે.

૧૮૮૫માં કૉંગ્રેસ સ્થપાઈ. જેને બંધારણ કહેવાય એવું ભાગ્યે જ ૧૮૯૯ સુધી હતું. ૧૮૯૯માં તે વ્યવસ્થિત ગોઠવવામાં આવ્યું. ૧૯૦૮માં તેમાં ધ્યેયનો ફેરફાર કર્યો. ત્યાર બાદ બાર વરસે ૧૯૨૦માં અને તે પછી ૧૯૨૯માં તેમાં વળી ફેરફાર થયો. અને છેવટે તે ધ્યેય હાસલ થતાં હવે ૧૯૪૮માં તેમાં ફેરફાર કરી નીચેનું ધ્યેય સ્વીકારવામાં આવ્યું છે:—

> 'હિંદી રાષ્ટ્રીય મહાસભાનું ધ્યેય હિંદની પ્રજાની સુખાકારી અને પ્રગતિ સાધવાનું, તથા શાંતિમય અને ન્યાયી સાધનો દ્વારા હિંદમાં સહકારના ધોરણ ઉપર સૌનું સહિયારું એવું રાજ્ય સ્થાપવાનું છે. પોતાનો વિકાસ કરવાની તક મળવા વિષે તથા રાજકીય, આર્થિક અને સામાજિક હકોને વિષે તે રાજ્યમાં સૌને સમાનતા હશે; અને તેનું લક્ષ્ય વિશ્વશાંતિ અને વિશ્વબંધુત્વ હશે.'

ત્રેસઠ વર્ષની આ મહાયાત્રાના ચોખ્ખા ચાર પાંચ તબક્કા બતાવી શકાય:

૧. ૧૮૫૭માં અંગ્રેજી રાજ્ય દેશમાં કાયદેસર સ્થપાયું, તેમાંથી હિંદી પ્રજાના સુમાત્માએ લગભગ એક પેઢી બાદ જાગ્રત થઈ પહેલું પગલું ભર્યું તે એક *અખિલ ભારતીય સંસ્થા સ્થાપવાનું*: ૧૮૮૫માં મહાસભાનો જન્મ થયો.

૨. ૧૮૮૫ થી ૧૯૦૪ સુધી આ સંસ્થાના નેતાઓ હિંદમાં અંગ્રેજી રાજ્યને સારી વસ્તુ માની ચાલતા હતા. તેમનો પ્રયત્ન તે રાજ્યને કેવળ સુરાજ્ય કરવા તરફનો હતો. પરંતુ એ કાળમાં જ કેટલાક દેશભક્તોને લાગતું હતું કે, કડવી તૂમડી મીઠી થઈ શકે તો પરરાજ્ય સુરાજ્ય બની શકે; કારણ કે સુરાજ્યનો પહેલો સિદ્ધાંત છે કે, તે રાજ્ય સ્વ-રાજ્ય હોવું જોઈએ.

૩. આ નવદર્શનનો પ્રારંભ એ હિંદની આ પુણ્યયાત્રાનો ત્રીજો તબક્કો: ૧૯૦૫થી તે શરૂ થયો ગણાય. તેના નેતા હતા લોકમાન્ય ટિળક. નહિ કે સુરાજ્ય, પણ સ્વરાજ્ય અમારે જોઈએ; અને એ અમારો જન્મસિદ્ધ હક છે, એ આ યુગની ઘોષણા છે.

૪. આ મહામંત્રની સિદ્ધિનો પુરુષાર્થયુગ એ આ યાત્રાનો ચોથો ટપ્પો, જે ટૂંકમાં ગાંધીયુગ કે સત્યાગ્રહયુગ કહી શકાય. તે ૧૯૨૦થી શરૂ થઈ હવે પૂરો થાય છે.

૫. તે પછી હવે, સુરાજ્યને માટે પહેલી શરતરૂપ જે સ્વરાજ્ય, તે આવતાં શરૂ થતો નવો યુગ બેસે છે. સુરાજ્ય સ્થાપના માટે હવે કયાં પગલાં લેવાં જોઈએ, તે આ યુગે જોવાનું છે. તેમાં કૉંગ્રેસનો શરૂનો યુગ આડકતરી રીતે કેટલીક મદદ કરી શકે. તે તરીકે એ ઇતિહાસ આજે ફરી વિચારવ જેવો પણ થાય છે.

હિંદની આ પરમયાત્રાને આંતરરાષ્ટ્રીય ભૂમિકામાં પણ જોવી જોઈએ' કેમ કે કૉંગ્રેસે એક ભારતીય સંસ્થામાંથી ધીમે ધીમે આગળ વધીને, આંતરરાષ્ટ્રીયતાની વિશાળ ભૂમિકાએ પહોંચીને કામ કરનારી વ્યાપક સંસ્થાનું મહાપદ પણ અંતે મેળવ્યું છે.

આવા તબક્કાઓમાં ત્રણ ખાસ સીમારતંભો આવે છે:

૧. ૧૯૦૪–૫
૨. ૧૯૧૯–૨૦
૩. ૧૯૩૯–૪૦

પહેલો સીમારતંભ એટલે ૧૯મા સૈકામાં પૂર્વમાં ઉદય પામેલી અને પશ્ચિમના દેશોને પડકારતી જાપાની રાજ્યસત્તાનો વિજય. આ સદીના પ્રારંભે જાપાને રશિયા જોડેની લડતમાં તે દેશને માત કર્યો. આથી પૂર્વની બિનગોરી પ્રજાઓમાં અમુક આત્મવિશ્વાસ અને ગૌરવભાન આવ્યું, એ એક મોટી માનસક્રાંતિનું બીજ બન્યું.

આ જ કાળમાં કેટલાક આપણા દેશભક્તો સરકાર સામે શસ્ત્રોથી લડવાની યોજનાઓ કરવા લાગેલા; અને એમાંના કેટલાકે જાપાનનો છેવટે આશરો લીધો.* આ યુગમાં અંગ્રેજ રાજકર્તાઓ સરકાર-માબાપ-વાદમાં માનીને

---

* અહીંયાં એ એક નોંધવા જેવી બીના છે કે, ૧૯૪૪ બાદ તેઓ પાછા જાગ્રત થયા અને આઝાદ હિંદની સરકાર ત્યાં સ્થાપી, જેના નેતા બની સ્વ. સુભાષબાબુએ અંગ્રેજોના હિંદ પર ચઢાઈ કરવાનું પગલું લીધેલું. આમાં ઉપરના વરસો-જૂના ઇતિહાસની કડી જોઈ શકાય છે.

ચાલતા હતા. તેઓ આ નવજાગ્રતિથી ચમકયા અને પ્રજાને આંખો અને હાથ દેખાડવા લાગ્યા. એની છેવટ તેમણે કરી જલિયાંવાલા બાગમાં.

બીજો સીમાસ્તંભ ૧૯૧૪ના વિશ્વયુદ્ધનો છે. તે યુદ્ધનો મુદ્દો હતો નાનાં કે પછાત રાષ્ટ્રોના આત્મનિર્ણયનો હક. હિંદ એમાં જોડાયું. એને અંતે અંગ્રેજ સરકારે પહેલવહેલું જાહેર કર્યું કે, ક્રમે ક્રમે સ્વરાજ સ્થાપવું એ હિંદમાં અંગ્રેજોની નીતિ છે. પણ તેનો પરચો તો મળ્યો અમૃતસરમાં. એટલે મહાસભા, હિંદમાં સ્વરાજપ્રાપ્તિનો આત્મનિર્ણય સિદ્ધ કરવા, નવે માર્ગે નીકળી પડી.

આ યુગમાં અંગ્રેજ સરકારે દ્વિરાજ-પદ્ધતિ શરૂ કરી. અમુક ગૌણ ખાતાં દેશના લોકમાંથી નીમેલા પ્રધાનોને સોંપ્યાં; એ આશાથી અને ઇરાદે કે તેથી પ્રજામાં કાંઈક ખળભળાટ ઓછો થાય. ખાસ ચાવીરૂપ ખાતાં તો પોતાને હાથ જ રાખવામાં આવ્યાં.

ત્રીજો તબક્કો બીજા વિશ્વયુદ્ધનો છે. તે યુદ્ધનો મોટો મુદ્દો જોઈએ તો સામ્રાજ્યવાદનો વિરોધ હતો. અને ગાંધીજીની દોરવણીથી મહાસભાએ તેમાં શાંતિવાદનો પણ ઉમેરો કરી લીધો, અને એ રીતે એણે સપાટે તે વિશ્વના રાજકારણ-મંચ પર જઈને ઊભી થનાર શક્તિ બની.

આ તબક્કામાં અંગ્રેજ સરકારે મહાસભા અને ગાંધીજી પર જ સીધો હલ્લો કરી તેમની શક્તિ અને અસરને નાબૂદ કરવા તાકયું. તેમાં એમના હાથ હેઠા પડયા. યુદ્ધને અંતે શાંતિની સુલેહ તો થશે ત્યારે ખરી. દરમિયાન હિંદમાં સામ્રાજ્યવાદનો નાશ થયો છે, અને જગતના રાષ્ટ્રમંડળમાં હિંદ એક પ્રબળ શાંતિપ્રિય રાષ્ટ્ર તરીકે જન્મ્યું છે. તે વખતે, પૂર્વમાં પહેલું જાગનાર જાપાન એક પરાસ્ત દેશ છે, એ પણ વિધિની નોંધપાત્ર કરણી જ ગણાય. તેથી આજે પૂર્વના દેશો હિંદ પર નજર માંડે તો નવાઈ નથી. આ ઉજ્જ્વળ દિવસ આણનાર સંસ્થાને માથે હવે જો કોઈ જવાબદારી હોય, તો તે આ આશાઓ પૂરી કરવી એ છે. પણ એ જવાબદારી તે સંસ્થાની જ કેવળ કેમ કહેવાય? આખી હિંદી પ્રજાની જવાબદારી છે.

જે વરસોમાં થયેલા ઠરાવોનો આ સંગ્રહ છે, તેના ઇતિહાસની આછી-પાતળી રૂપરેખા આવી કાંઈક બતાવી શકાય. એને વધારે અહીં લંબાવી ન શકાય. છેવટમાં આ પુસ્તકના વાચકોને કેટલીક જરૂરી ખબરો આપવાની રહે છે:

જે ઠરાવો વરસે વરસે ફરી કરાયા છે, તે આખા ફરી તે તે વરસ નીચે આપ્યા નથી; પણ કૌંસમાં, તેનું અગાઉનું સ્થાન જોવાનું કહ્યું છે.

અંગ્રેજી ઠરાવોનો એ, બી, સી ક્રમ બદલી અનુક્રમે ક, ખ, ગ ક્રમ અનુવાદમાં જણાવ્યો છે.

ઠરાવોના પાઠોને માટે નીચેના ગ્રંથો વાપર્યા છે:

૧. નટેસન કંપનીનો ગ્રંથ 'કૉંગ્રેસ પ્રેસિડેન્શિયલ એડ્રેસીઝ ઍન્ડ રેઝોલ્યૂશન્સ.'

૨. કૉંગ્રેસ-અધિવેશનોના ઉપલબ્ધ હેવાલો.

૩. 'ઇંડિયન ઍન્યુઅલ રજિસ્ટર'

છેવટનાં ૧૯૪૦ બાદનાં જે મહત્ત્વપૂર્ણ વરસોમાં કૉંગ્રેસ ભરાઈ નહોતી, તે કાળની મહાસમિતિઓની બેઠકો તેની ગરજ સારતી હતી. એટલે એ બેઠકોના ખાસ ઠરાવો મેરઠના છેલ્લા અધિવેશન બાદ પા ૩૪૮થી ઉતારવામાં આવ્યા છે.

આશા છે કે, આ ગ્રંથ વાચકોને ઉપયોગી નીવડશે.

૧૫–૮–'૪૮
પ્રથમ સ્વાતંત્ર્ય-જયંતી

તા. ક. નીચેની મહત્ત્વની ભૂલો સુધારીને વાંચવા વિનંતિ છે —

| પાન | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩૬ | ૧૮ | ડ્રસ્ટીઓની | ટ્રસ્ટીઓની |
| ,, | ૨૬ | 'બાદ કરીને' પછી ઉમેરો | 'બાકીની રકમ ઉઘરાવવાની વ્યવસ્થા કરવી અને વસૂલ આવેલી' |
| ૪૧ | ૪ | નામ૦ આમની સભા | આમની સભાના નામ૦ |
| ૧૩૬ | ૨૦ | આભાર | સાભાર |
| ,, | ,, | સાવકાર | આવકાર |
| ૧૭૮ | ૧૬ | ૧૯૪૪ | ૧૯૧૪ |

# आदिवचन

भारतीय महासभा (Indian National Congress) के इतिहासका एक भाग समाप्त हुआ। एक प्रकारसे यही भाग सर्वोपरि था, क्योंकि इसके बिना और कुछ भी होना या करना संभव नहीं था। यह भाग देशको विदेशी शासनके पंजोंसे निकालने और उसे स्वतंत्र बनानेका था। आज हम कह सकते हैं कि अब अपने शासनका भार हम पर है और अपनेको बनाने या बिगाड़नेकी सारी जवाबदेही हम पर है। देश स्वतंत्र हो गया है और उस स्वतंत्रताको सुरक्षित रखना हमारा काम है।

अब कांग्रेसके कार्यक्रमका दूसरा भाग आरंभ होता है। वह कम महत्त्वका नहीं है और न उसकी कठिनाइयाँ ही कम हैं। यह है देशको समुन्नत बनानेका काम। देशमें गरीबी, बीमारी, अशिक्षाका प्राबल्य है। इन सबको दूर करना है। हमारे जीवनको अधिक सुखी और सात्त्विक बनाना है, क्योंकि सच्चा सुख केवल बाह्य पदार्थोंसे नहीं मिल सकता। उसके लिए हमारे मानसको भी ठीक होना चाहिये। आज तो बहुत-करके बाह्य पदार्थोंका भी अभाव ही है। कांग्रेसका काम है कि इस दूसरे भागके काममें उसी उत्साह और सेवाभावनासे काम करे, जिस भावनासे उसने पहले भागमें काम किया है। इस लिए कांग्रेसके इतिहाससे परिचय आवश्यक है। उस परिचयके साधनोंमें उसके प्रस्तावों और निश्चयोंकी जानकारी अत्यंत आवश्यक है। विद्यापीठ इस संग्रहमें उन प्रस्तावोंको इकट्ठा करके गुजराती जाननेवालोंके लिए आवश्यक सामग्री प्रस्तुत करनेका प्रयत्न कर रहा है। आशा है इससे जनसाधारण लाभ उठावेंगे।

नयी दिल्ली, २८–६–'४८ — राजेन्द्रप्रसाद

[ हिंदी राष्ट्रीय महासभाना ईतिहासनो એક ભાગ પૂરો થયો. એક રીતે એ જ ભાગ સૌથી વિશેષ મહત્ત્વનો હતો; કારણ કે એના વગર બીજું કંઈ પણ બનવાનો કે કરવાનો સંભવ નહોતો. એ ભાગ તે દેશને પરદેશી

# અનુક્રમણિકા


| | | | |
|---|---|---|---|
| પ્રકાશકનું નિવેદન | | | ૩ |
| આદિવચન | ડૉ. રાજેન્દ્રપ્રસાદ | | ૯ |
| ૧. પહેલું અધિવેશન | — મુંબઈ | ૧૮૮૫ | ૩ |
| ૨ બીજું ,, | — કલકત્તા | ૧૮૮૬ | ૫ |
| ૩. ત્રીજું ,, | — મદ્રાસ | ૧૮૮૭ | ૧૦ |
| ૪. ચોથું ,, | — અલ્હાબાદ | ૧૮૮૮ | ૧૨ |
| ૫. પાંચમું ,, | — મુંબઈ | ૧૮૮૯ | ૧૫ |
| ૬. છઠું ,, | — કલકત્તા | ૧૮૯૦ | ૨૧ |
| ૭. સાતમું ,, | — નાગપુર | ૧૮૯૧ | ૨૫ |
| ૮. આઠમું ,, | — અલ્હાબાદ | ૧૮૯૨ | ૩૧ |
| ૯. નવમું ,, | — લાહોર | ૧૮૯૩ | ૩૭ |
| ૧૦. દસમું ,, | — મદ્રાસ | ૧૮૯૪ | ૪૨ |
| ૧૧. અગિયારમું ,, | — પૂના | ૧૮૯૫ | ૪૯ |
| ૧૨. બારમું ,, | — કલકત્તા | ૧૮૯૬ | ૫૬ |
| ૧૩. તેરમું ,, | — અમરાવતી | ૧૮૯૭ | ૬૪ |
| ૧૪. ચૌદમું ,, | — મદ્રાસ | ૧૮૯૮ | ૭૦ |
| ૧૫. પંદરમું ,, | — લખનૌ | ૧૮૯૯ | ૭૭ |
| ૧૬. સોળમું ,, | — લાહોર | ૧૯૦૦ | ૮૫ |
| ૧૭. સત્તરમું ,, | — કલકત્તા | ૧૯૦૧ | ૯૨ |
| ૧૮. અઢારમું ,, | — અમદાવાદ | ૧૯૦૨ | ૧૦૧ |
| ૧૯. ઓગણીસમું ,, | — મદ્રાસ | ૧૯૦૩ | ૧૦૯ |
| ૨૦. વીસમું ,, | — મુંબઈ | ૧૯૦૪ | ૧૧૫ |
| ૨૧. એકવીસમું ,, | — બનારસ | ૧૯૦૫ | ૧૨૩ |
| ૨૨. બાવીસમું ,, | — કલકત્તા | ૧૯૦૬ | ૧૩૦ |
| ૨૩. તેવીસમું ,, | — મદ્રાસ | ૧૯૦૮ | ૧૩૬ |
| ૨૪. ચોવીસમું ,, | — લાહોર | ૧૯૦૯ | ૧૪૨ |
| ૨૫. પચીસમું ,, | — અલ્હાબાદ | ૧૯૧૦ | ૧૪૯ |
| ૨૬. છવ્વીસમું ,, | — કલકત્તા | ૧૯૧૧ | ૧૫૩ |
| ૨૭. સત્તાવીસમું ,, | — બાંકીપુર | ૧૯૧૨ | ૧૫૮ |
| ૨૮. અઠ્ઠાવીસમું ,, | — કરાંચી | ૧૯૧૩ | ૧૬૨ |
| ૨૯. ઓગણત્રીસમું ,, | — મદ્રાસ | ૧૯૧૪ | ૧૬૮ |

# પહેલું અધિવેશન – મુંબઈ

(તા. ૨૮ થી ૩૦ ડિસેમ્બર, ૧૮૮૫)

૧. શાહી કમિશન — આ મહાસભા આગ્રહપૂર્વક ભલામણ કરે છે કે, હિંદના બંધારણ વિષે જે તપાસ ઇંગ્લન્ડ અને હિંદમાં કરવાનું વચન અપાયું છે, તે કામ માટે એક શાહી કમિશન નીમવું જોઈએ અને તેમાં હિંદીઓને પૂરતું પ્રતિનિધિત્વ મળવું જોઈએ તથા તે અંગેની જુબાની બન્ને દેશોમાં લેવાવી જોઈએ.

૨. હિન્દી વજીરની સમિતિ — આ મહાસભા માને છે કે, બીજા બધા બંધારણીય સુધારા કરતા પહેલાં હાલની હિંદી વજીરની સમિતિને નાબૂદ કરવી જોઈએ.

૩. ધારાસભાઓ — આ મહાસભા માને છે કે, હાલની પ્રાન્તિક ધારાસભાઓ અને વડી ધારાસભામાં ચૂંટાયેલા સભ્યોનું પ્રમાણ ઘણું વધારીને તેમનો વિકાસ કરવો જોઈએ. સાથે વાયવ્ય પ્રાંત, અયોધ્યા અને પંજાબ માટે પણ એવી ધારાસભાઓ સ્થાપવી જોઈએ, અને બધાં આવક-ખર્ચનાં અંદાજપત્રો આ ધારાસભાઓ સમક્ષ વિચારણા માટે રજૂ થવાં જોઈએ; વિશેષમાં, ધારાસભાના સભ્યોને સરકારી કારોબારના દરેક ખાતા વિષે પ્રશ્નો પૂછવાનો અધિકાર હોવો જોઈએ. વળી, ધારાસભાના બહુમતી સભ્યોની વિરુદ્ધ જવાનો સરકારના કારોબારી મંડળને અધિકાર રહેવાનો. એટલે તે આવો અધિકાર કોઈ સંજોગોમાં બહુમતીના ઠરાવની વિરુદ્ધ અજમાવે તો સભ્યોની વિધિસરની વિરોધ-અરજીઓ પર વિચાર કરવા માટે ઇંગ્લન્ડની આમની સભાની એક સ્થાયી સમિતિ નીમવી જોઈએ.

૪. સનંદી પરીક્ષાઓ — આ મહાસભાનો અભિપ્રાય છે કે, હિંદમાં સરકારી ખાતાંની ઉપલી જગ્યાઓ માટે હાલમાં ઇંગ્લન્ડમાં પરીક્ષાઓ લેવાય છે, તે હવે, ૧૮૬૦ની ઇન્ડિયા ઑફિસ કમિટીએ દર્શાવેલા વિચારો મુજબ, ઇંગ્લન્ડ અને હિંદમાં બન્ને ઠેકાણે એકીસાથે લેવાવી જોઈએ; બન્ને પરીક્ષાઓ બને ત્યાં સુધી એકસરખી હોવી જોઈએ; અને તેમાં પસાર થાય તેમની નોકરીની લાયકાત માટે ગુણાનુસાર એક ભેગી યાદી તૈયાર કરવી જોઈએ. હિંદમાં પસાર થયેલ ઉમેદવારને વધુ

અભ્યાસ માટે ઇંગ્લન્ડ મોકલવાની જોગવાઈ કરવી જોઈએ અને ત્યાં જરૂર પ્રમાણે વિશેષ પરીક્ષા લેવી જોઈએ. ચપરાસી જેવી જગાઓ બાદ કરતાં તે સિવાયની બધી ઉપલી જગાઓ માટે હિંદમાં જાહેર પરીક્ષાઓ લેવાવી જોઈએ. તેને માટે જરૂરી લાગે તે પ્રમાણે શારીરિક, નૈતિક અને બૌદ્ધિક લાયકાતનું ધોરણ સરકાર ઠરાવી લે. વિશેષમાં સનંદી નોકરી માટેની ઉંમરની લાયકાત વધારીને ૨૩ વરસની કરવી જોઈએ.

૫. લશ્કરી ખર્ચ — આ મહાસભાનો અભિપ્રાય છે કે, સામ્રાજ્યના લશ્કરી ખર્ચમાં જે વધારો કરવાનો ધાર્યો છે તે બિનજરૂરી છે અને સામ્રાજ્યની આવક અને દેશની પરિસ્થિતિ જોતાં તે વધારેપડતો છે.

૬. આ મહાસભાનો અભિપ્રાય છે કે, જો વધારાનું લશ્કરી ખર્ચ, સામાન્યતઃ થવું જોઈએ તે પ્રમાણે, ખર્ચમાં કાપકૂપ કરીને મેળવવામાં ન આવે તો, પ્રથમ તો જકાત ફરી નાખવી જોઈએ; બીજું, જે સરકારી બિન-સરકારી લોકોને કરમાંથી માફી આપેલી છે તેમના પર કર નાખવો જોઈએ. તે સંબંધમાં એટલી સંભાળ રાખવી જોઈએ કે, બધા વર્ગો માટે કર નાખવાની ઓછામાં ઓછી રકમની હદ ઊંચી રાખવી. વિશેષમાં આ મહાસભાનો અભિપ્રાય છે કે, ગ્રેટ બ્રિટને સામ્રાજ્યની વતી હિંદના સરકારી કરજ માટે બાંયધરી આપવી જોઈએ.

૭. બ્રહ્મદેશનું જોડાણ — આ મહાસભા ઉત્તર બ્રહ્મદેશને બ્રિટિશ રાજ્ય સાથે જોડી દેવાની હિલચાલને વખોડી કાઢે છે. જો કમભાગ્યે બ્રિટિશ સરકાર એવો નિર્ણય કરે તો આ મહાસભાનો અભિપ્રાય છે કે, આખા બ્રહ્મદેશને હિંદના બ્રિટિશ રાજ્યમાંથી જુદો પાડીને તેનું સિલોનની માફક જુદું સંસ્થાન બનાવવું જોઈએ.

૮. મહાસભાના ઠરાવોનો અમલ — આ મહાસભાએ પસાર કરેલા ઠરાવોને દરેક પ્રાન્તનાં રાજકીય મંડળોને મોકલી આપવા અને તે મંડળોને વિનંતી કરવી કે, તેમના પ્રાન્તનાં એવાં બીજાં મંડળોની મદદથી તેઓ આ ઠરાવોમાં ઊભા કરેલા પ્રશ્નોના નિરાકરણ માટે યોગ્ય પગલાં લે.

૯. બીજું અધિવેશન — આ મહાસભાનું બીજું અધિવેશન તા. ૨૮ ડિસેમ્બર, ૧૮૮૬, ને મંગળવાર અને તે પછીના દિવસોમાં કલકત્તા ખાતે રાખવું.

२

## બીજું અધિવેશન — કલકત્તા

(તા. ૨૮થી ૩૧ ડિસેમ્બર, ૧૮૮૬)

१. महाराणीने अभिनंदन — નામદાર મહારાણીના યાદગાર, ભલા અને મહાન રાજ્યની અડધી સદી પૂરી થવાના અવસર ઉપર, અખિલ હિંદના પ્રતિનિધિઓની આ મહાસભા નામદાર મહારાણીને કૃતજ્ઞતાં અને રાજભક્તિપૂર્વક પોતાનાં અભિનંદન નમ્રપણે પાઠવે છે અને હૃદયપૂર્વક ઇચ્છે છે કે, મહાન બ્રિટિશ સમ્રાજ્ય પર હજુ બીજાં ઘણાં વર્ષો સુધી તેઓ ભલી રીતે રાજ્ય કરે.

२. प्रतिनिधि-संस्थाओ — હિંદના લોકોની વધતી જતી ગરીબાઈ પ્રત્યે આ મહાસભા હાર્દિક સહાનુભૂતિ દાખવે છે અને તે પ્રત્યે ગંભીર ચિંતાની નજરે જુએ છે. મહાસભાને ખબર છે કે, સરકાર આ બાબતમાં ઉપેક્ષા કરતી નથી અને કંઈક ઉપાયો વિચારી રહી છે. છતાં આ મહાસભા પોતાનો મક્કમ અભિપ્રાય જાહેર કરે છે કે, લોકોની સ્થિતિ સુધારવાનો અત્યંત વ્યવહારુ ઉપાય હિંદમાં પ્રજાના પ્રતિનિધિઓની સંસ્થાઓ દાખલ કરવાનો છે.

३. धारासभाओनो विस्तार — ધારાસભાઓ વિષે, મહાસભાના પહેલા અધિવેશનના ત્રીજા ઠરાવને આ મહાસભા ફરી આગ્રહપૂર્વક અનુમોદન આપે છે અને ફરી સ્પષ્ટ રીતે પોતાનો અભિપ્રાય જાહેર કરે છે કે, તેમાં સૂચવ્યા મુજબ પ્રાંતિક અને વડી ધારાસભાઓનાં વિકાસ અને સુધારણા, ઈંગ્લંડ અને હિંદ બન્ને દેશોના હિતની દૃષ્ટિએ, હવે આવશ્યક થયાં છે.

૪. આ આવશ્યક સુધારાને મૂર્ત સ્વરૂપ આપવા સંબંધમાં આ મહાસભાનો એવો અભિપ્રાય છે કે, નીચેની સૂચનાઓમાં રહેલા સિદ્ધાન્તો મુજબ વિચાર થવો જોઈએ:

(ક) પ્રાંતિક અને વડી ધારાસભાના સભ્યોની સંખ્યા સારી પેઠે વધારવી જોઈએ. આમાંથી ઓછામાં ઓછા અડધા સભ્યો ચૂંટાયેલા હોવા જોઈએ. ચોથા ભાગથી વધુ નહિ એટલા સભ્યો સરકારી અમલદારો હોય, જેમનું સ્થાન હોદ્દાની રૂએ ગણાય. બાકીના ચોથા ભાગથી વધુ નહિ એટલા સભ્યો સરકાર નીમે, જે કાં તો અમલદારોમાંથી હોય કે બહારના હોય.

(ખ) પ્રાંતિક ધારાસભાઓમાં સભ્યો ચૂંટી મોકલવાનો અધિકાર પ્રજામાંથી એવા વર્ગને કે લોકોને આપવો જોઈએ, જેઓ તે અધિકાર

સ્વતંત્ર રીતે અને ડહાપણથી વાપરી શકે એવી લાયકાતવાળા હોય. મુંબઈ અને મદ્રાસ ઇલાકામાં સભ્યો મ્યુનિસિપાલિટી, લોકલ બોર્ડો, વેપારી મહાજનો અને વિદ્યાપીઠો મારફત ચૂંટી શકાય; અગર તેઓ જેઓ શિક્ષણવિષયક અને મિલકતની અમુક જરૂરી ગણવામાં આવે તેવી લાયકાત ધરાવતા હોય, એવા લોકોનું એક મતદાર મંડળ ઊભું કરવું. મદ્રાસમાં પણ ઉપર મુજબ મ્યુનિસિપાલિટીઓ વગેરે મારફત ધારાસભ્યો ચૂંટવામાં આવે, અથવા થોડાક સરકારે નીમેલા અને થોડાક આવી સ્થાનિક સંસ્થાઓએ ચૂંટેલા એવા સભ્યોનું ભેગું મતદાર મંડળ ધારાસભ્યોને ચૂંટી કાઢે. વાયવ્ય પ્રાંત, અયોધ્યા અને પંજાબ માટે એવું જ મતદાર મંડળ ધારાસભ્યોને ચૂંટે. તે મંડળમાં વધુમાં વધુ ⅙ સભ્યો સરકાર નીમે અને બાકીના મ્યુનિસિપાલિટી, લોકલ બોર્ડ વગેરે નીમે. તે સંબંધમાં એટલું ખ્યાલમાં રાખવું જોઈએ કે, જિલ્લા બોર્ડોની ચૂંટણી પણ મ્યુનિસિપલ બોર્ડની પેઠે થવી જોઈએ અને જિલ્લા બોર્ડમાં તે ઉપરાંત ખેડૂતોને મતાધિકાર મળવો જોઈએ. આ રીતે ગમે તે પદ્ધતિએ કામ કરવામાં આવે—તેની વિગતો દરેક પ્રાન્ત માટે અલગ અલગ વિચારી કાઢવી જોઈએ. ચૂંટણીમાં બધી કોમો અને જુદાં જુદાં હિતોને પૂરતું પ્રતિનિધિત્વ મળવું જોઈએ.

(ગ) પ્રાન્તિક ધારાસભાઓના ચૂંટાયેલા સભ્યો વડી ધારાસભા માટે ચૂંટવાના સભ્યોની ચૂંટણી કરે.

(ઘ) ધારાસભાના સભ્ય તરીકે કોઈને કંઈ પગાર કે વેતન ન મળે. કોઈ સભ્યને સભ્ય થતા પહેલાં કંઈ મળતું હોય તે મળ્યા કરે અને દરેક સભ્યને ધારાસભા તરીકે કામ કરવાને અંગે જે કંઈ મુસાફરી-ખર્ચ થાય તે મળે.

(ઙ) હિંદમાં વસતો કોઈ પણ માણસ, નાત જાત ધર્મ કે વર્ણના ભેદ વગર, ધારાસભામાં ચૂંટાઈ શકે અગર નિમાઈ શકે.

(ચ) બધા કાયદાના ખરડાઓ અને બધા નાણા-વિષયક પ્રશ્નો અને અંદાજપત્રો—ભલે તેથી કરમાં કંઈ વધારો થતો હોય કે ન હોય—આ ધારાસભાઓ સમક્ષ રજૂ થવાં જોઈએ. રાજતંત્રની બીજી કોઈ શાખાના સંબંધમાં, કોઈ પણ ધારાસભ્ય, યોગ્ય સમય પહેલાં સૂચના આપીને તે ખાતાના અમલદારને (અથવા તે ખાતાનો વહીવટ જેની દેખરેખ નીચે ચાલતો હોય તેવા સભ્યને) પ્રશ્ન પૂછી શકે, અને નીચે જણાવેલી મર્યાદાનો વાંધો ન હોય તો જવાબ માગી શકે. જવાબની સાથે તે પ્રશ્ન સમજવા માટે જરૂરી લખાણની નકલો મળવી જોઈએ અને તે ઉપરથી ધારાસભા વિચાર કરીને બહુમતીથી ઠીક લાગે તે ઠરાવ કરી શકે.

જે વિષે પ્રશ્ન પૂછવાનો હોય તે બાબત સરકારની વિદેશી નીતિની હોય કે લશ્કરી યોજનાની હોય, અથવા એ એવી હોય જેને વિષે સરકારી કારોબારી મંડળને એમ લાગે કે એ હકીકત આપવાથી લોકહિતને નુકસાન થશે, તો તેઓ તે ખાતાના સભ્યને ધારાસભામાં માગેલી માહિતી નહિ આપવાની સૂચના આપી શકશે.

(૭) ધારાસભાએ બહુમતીથી પસાર કરેલો ઠરાવ લોકહિતને નુકસાનકારક છે એમ સરકારી કારોબારી મંડળને લાગે તો તેઓ તેને રદ કરી શકશે; પણ એ અધિકાર અજમાવવામાં આવે ત્યારે તેમ કરવાનાં કારણોની પૂર્ણ સમજૂતી એક માસની અંદર બહાર પાડવી જોઈએ. સ્થાનિક સરકારો તેમ કરે તો તેઓ એવો ખુલાસો હિંદી સરકારને મોકલશે અને હિંદી સરકાર તેમ કરે તો એવો ખુલાસો તે હિંદી વજીરને મોકલશે. આવા કોઈ પણ પ્રસંગે બહુમતીથી ઠરાવ કરનાર ધારાસભાના સભ્યો હિંદી સરકાર અને હિંદી વજીરની મારફત આમની સભાની સ્થાયી કમિટી (પહેલા વર્ષના ત્રીજા ઠરાવમાં ભલામણ કર્યા મુજબ અને આ વર્ષની બેઠકમાં અનુમોદન આપ્યા મુજબ સ્થપાયેલી) તેને પોતાનો વિરોધ મોકલશે, અને તે કમિટી તે પર વિચાર કરીને તે અંગેના જરૂરી કાગળો મંગાવશે, તેમને જરૂરી લાગે એમની જુબાની લેશે, અને પછી યોગ્ય લાગે તો તે પર પોતાનો રિપોર્ટ આમની સભાને મોકલશે.

૫. શાહી કમિશનની માગણી — આ મહાસભા દેશની સર્વ જાહેર સંસ્થાઓને વિનંતી કરે છે કે, તેમણે નામદાર વાઇસરૉયને આ મહાસભાની પહેલી બેઠકના ૩ જા અને આ બેઠકના ૪ થા ઠરાવ મુજબ નમ્રતા અને આગ્રહપૂર્વક વિનંતી કરવી કે, તેઓ હિંદી વજીરની મંજૂરી મેળવીને હિંદમાં પ્રતિનિધિ-સંસ્થાઓ ઉત્તમ કઈ રીતે દાખલ કરી શકાય, તે બાબત સંપૂર્ણ તપાસ કરવા માટે એક શાહી કમિશન નીમે.

૬. સરકારી નોકરીઓ માટે સમિતિ — સરકારી નોકરીઓના પ્રશ્ન પર વિચાર કરીને આ મહાસભા આગળ રિપોર્ટ કરવા માટે નીચેના સભ્યોની એક સમિતિ નીમવામાં આવે છે:

૧. માનનીય દાદાભાઈ નવરોજી, મુંબઈ.
૨. ,, એસ. સુબ્રહ્મણ્ય આયર, મદ્રાસ
૩. ,, પિયરી મોહન મુકરજી, કલકત્તા
૪. શ્રી જી. સુબ્રહ્મણ્ય આયર, મદ્રાસ
૫. ,, બાબુ મોતીલાલ ઘોષ, કલકત્તા
૬. ,, સુરેન્દ્રનાથ બેનરજી, કલકત્તા

૭. શ્રી ગંગાપ્રસાદ વર્મા, લખનૌ
૮. „ રામકલી ચૌધરી, બનારસ
૯. „ ગુરુપ્રસાદ સેન, પટના
૧૦. „ પંડિત પ્રાણનાથ, લખનૌ
૧૧. „ મુનશી કાશીપ્રસાદ, અલ્હાબાદ
૧૨. „ નવાબ રેઝાઅલીખાન, લખનૌ
૧૩. „ હમીદઅલી, લખનૌ
૧૪. „ લાલા કનૈયાલાલ, અમૃતસર
૧૫. „ રાવસાહેબ ગંગાધરરાવ માધવ ચિટનવીસ, નાગપુર
૧૬. „ રહીમતુલ્લા એમ. સામાણી, મુંબઈ

૭. ઉપરના ઠરાવ મુજબ નીમેલી સમિતિનો નીચેનો રિપોર્ટ મહાસભા સ્વીકારે છે:

### રિપોર્ટ

મહાસભાએ સરકારી નોકરીઓના પ્રશ્ન અંગે નિવેદન કરવા અમારી સમિતિ નીમી હતી. અમે ગઈ કાલે મળીને નીચેનો ઠરાવ સર્વાનુમતે કર્યો છે તે સાદર રજૂ કરીએ છીએ.

૧. હિંદમાં અને ઇંગ્લન્ડમાં બન્ને ઠેકાણે સરકારી નોકરી માટે જાહેર પરીક્ષા લેવાવી જોઈએ.

૨. આ પરીક્ષા બ્રિટિશ રાજ્યના કોઈ પણ વર્ગના પ્રજાજન માટે ખુલ્લી હોવી જોઈએ.

૩. પસાર થયેલાની વર્ગીકૃત યાદી ગુણાનુક્રમે તૈયાર કરવી જોઈએ.

૪. મહાસભા આશા રાખે છે કે, પરીક્ષાના વિષયોમાં સંસ્કૃત અને અરબી રાખવા માટે યોગ્ય વિચાર થશે.

૫. ખુલ્લી પરીક્ષા માટે ઉમેદવારની ઉંમર ૧૯થી ઓછી ન હોવી જોઈએ અને, સર સી. એટકીસનની ભલામણ અનુસાર, ૨૩થી વધુ ન હોવી જોઈએ.

૬. બન્ને દેશોમાં સાથે પરીક્ષાઓ લેવાનું મંજૂર થતાં, પ્રથમ થતી નિમણૂકો માટે 'સ્ટેચ્યૂટરી સિવિલ સર્વિસ'ની પ્રથા બંધ કરવી જોઈએ.

૭. હાલના નિયમો પ્રમાણે ઉપરની સર્વિસમાં બિનસનદી નોકરો અને સિદ્ધ લાયકાત અને શક્તિવાળા લોકોને લેવાનું ચાલુ રાખવું જોઈએ.

૮. સનંદી નોકરોની પ્રથમ થતી નિમણૂકો સિવાયની બીજી જગાઓ માટે, જેને સારુ કેળવણી વિષયક લાયકાતની જરૂર હોય તેવી બધી નિમણૂકો

જુદા જુદા પ્રાન્તોમાં જાહેર પરીક્ષાઓ લઈને કરવી જોઈએ અને તેમાં તે તે પ્રાન્તના રહેવાસી બ્રિટિશ પ્રજાજનને જ સ્થાન આપવું જોઈએ.

આશા છે કે, આ ઠરાવોમાં 'પબ્લિક સર્વિસ કમિશને' રજૂ કરેલા પ્રશ્નમાં રહેલા મુખ્ય સિદ્ધાન્તો આવી જાય છે. આથી વિશેષ ઊંડા ઊતરવા માટે અમારી પાસે સમય નહોતો.

તા. ૩૦–૧૨–૧૮૮૬ (સહી) દાદાભાઈ નવરોજી
કમિટીના પ્રમુખ

૮. જૂરીની પ્રથા — આ મહાસભાનો અભિપ્રાય છે કે, જૂરીની મદદથી ફેંસલો આપવાની પ્રથા દેશના જે ભાગોમાં અત્યારે ન હોય ત્યાં તે બેલાશક દાખલ કરવાનો સમય હવે પાકચો છે.

૯. આ મહાસભાનો અભિપ્રાય છે કે, જૂરીનો ફેંસલો છેવટનો ન ગણાય એવી જે પ્રથા ૧૮૭૨માં દાખલ કરવામાં આવી છે, તેથી દેશને નુકશાન થયું છે; અને આરોપીને છોડી મૂકવાના જૂરીના ચુકાદાને ન માનવાની જે સત્તા પહેલવહેલી સેશન્સ જજ અને હાઈકોર્ટને તે સમયથી અપાઈ છે, તે હવે એકદમ પાછી ખેંચી લેવી જોઈએ.

૧૦. ન્યાયની કોર્ટમાં વિધિ — આ મહાસભાનો અભિપ્રાય છે કે, ઈંગ્લન્ડના 'સમરી જ્યુરિસડિક્શન' કાયદા મુજબ ગંભીર ગુનાના કેસોમાં આરોપીને પોતાનો કેસ ઉપલી અદાલતમાં લઈ જવાનો અધિકાર હોય છે તેવો અધિકાર હિંદના ફોજદારી કાયદામાં દાખલ કરવો જોઈએ, જેથી વારંટવાળા મુકદ્દમામાં આરોપી ઇચ્છે તો પોતાનો કેસ મૅજિસ્ટ્રેટ સમક્ષ ચલાવવાને બદલે સેશન્સ કોર્ટમાં ચલાવવાની માગણી કરી શકે.

૧૧. ન્યાય અને કારોબારી ખાતાં — આ મહાસભા સર્વત્ર સ્વીકારાયેલો અભિપ્રાય દર્શાવે છે કે, ન્યાય અને કારોબાર ખાતાંને પૂરેપૂરાં જુદાં પાડવાં જોઈએ, (જેથી કોઈ પણ સંજોગોમાં એક જ અધિકારીની પાસે બન્ને કામ ન હોય.) આ ફેરફાર હવે અત્યન્ત આવશ્યક થઈ પડ્યો છે. તેથી મહાસભાનો અભિપ્રાય છે કે, સરકારે વિના વિલંબે આ ખાતાંને જુદાં પાડવાં જોઈએ અને તેમ કરતાં કોઈ પ્રાન્તોમાં કંઈ વિશેષ ખર્ચ કરવું પડે તો તેમ કરવું જોઈએ.

૧૨. સ્વયંસેવક દળ — યુરોપની જાહેર પરિસ્થિતિ ડામાડોળ છે તે જોતાં, અને કંઈ ગંભીર મુશ્કેલી ઊભી થાય તો, હિંદના લોકોને જો યોગ્ય તાલીમ મળી હોય તો તેઓ ગ્રેટ બ્રિટનને ભારે મદદ કરી શકે તે જોતાં, આ મહાસભા સરકારને આગ્રહપૂર્વક વિનંતી કરે છે કે, આ દેશના રહીશોમાંથી એક સ્વયંસેવક દળ ઊભું કરવું, જે સરકારને યોગ્ય લાગે

તેવાં ધારા-ધોરણો મુજબ સ્થાપ અને જે આગુીને વખતે સરકારને અસરકારક મદદ આપવા માટે તાલીમ મેળવે.

૧૩. મહાસભાનું તંત્ર — બધાં મહત્ત્વનાં મથકોએ આ મહાસભાની સ્થાયી સમિતિઓ સ્થાપવી.

૧૪. ત્રીજું અધિવેશન — મહાસભાનું ત્રીજું અધિવેશન તા. ૨૭ ડિસેમ્બર, ૧૮૮૭,ના રોજ મદ્રાસ ખાતે રાખવું.

૧૫. મહાસભાના ઠરાવોનો અમલ — આ ઠરાવોની નકલો નામદાર વાઇસરોયની કાઉન્સિલને મોકલવી અને એવી નમ્ર વિનંતી કરવી કે, તેમાંનો પહેલો ઠરાવ યોગ્ય ક્રમે નામદાર મહારાણી સમક્ષ રજૂ કરવામાં આવે, આ અને બાકીના બધા ઠરાવો પોતાની કારોબારીના સભ્યો સાથે મસલત કરીને બરાબર લક્ષમાં લેવાની કૃપા કરે, અને તે ઠરાવોને હિંદી વજીર સમક્ષ રજૂ કરે.

## ૩

# ત્રીજું અધિવેશન — મદ્રાસ

(તા. ૨૭ થી ૩૦ ડિસેમ્બર, ૧૮૮૭)

૧. મહાસભાનું બંધારણ — મહાસભાના બંધારણ અને કારોબારને અંગે સામાન્ય રીતે કેવા નિયમો હોવા જોઈએ તે વિષે વિચાર કરીને પોતાની સૂચનાઓ સહિત તા ૩૦મી સુધીમાં રિપોર્ટ કરવા માટે નીચેના ૩૫ સભ્યોની સમિતિ નીમવામાં આવે છે:

(સર્વે શ્રી.) નામજોશી, ચંદાવરકર, મીર હુમાયુ જાહ બહાદુર, હાજી મહમ્મદ અબ્દુલશકુર બાદશા સાહેબ, એસ. સુબ્રહ્મણ્ય આયર, ડબ્લ્યુ. એસ. ગાંઠ, રંગિયા નાયડુ, સુરેન્દ્રનાથ બેનરજી, ત્રૈલોકયનાથ મિત્ર, કાલીચરણ બેનરજી, ગુરુપ્રસાદ સેન, શાલિગ્રામસિંહ, રામકલી ચોધરી, હાફિઝ અબ્દુલ રહીમ, રામપાલ સિંહ, પં. મદનમોહન, ગંગાપ્રસાદ વર્મા, બિશન નારાયણ દર, હમીદ અલી, મુરલીધર, સત્યાનંદ અગ્નિહોત્રી, એચ. એચ. ધ્રુવ, ડબ્લ્યુ. સી. બેનરજી, નરેન્દ્રનાથ સેન, અર્ડલી નોર્ટન, જયગોવિંદ સોમ, ઈશ્વરીલાલ સરકાર, જી. સુબ્રહ્મણ્ય આયર, ડી. એ. ખરે, એસ. એ. સમીનાદ આયર, એ. સભાપતિ મુદાલિયર, એ. ઓ. હ્યૂમ, સી. વિજયરાઘવાચાર્ય, ગોવિંદ બક્ષ, કરંદીકર.

૨. ધારાસભાઓનો વિસ્તાર — આ મહાસભા વડી ધારાસભા અને પ્રાંતિક ધારાસભાઓના વિસ્તાર અને સુધારણા અંગે ૧૮૮૫ અને

૧૮૮૬ની બેઠકોના ત્રીજા ઠરાવ પર ફરી સરકારનું ધ્યાન ખેંચે છે અને પૂરી આશા રાખે છે કે, સરકાર આ આવશ્યક સુધારો દાખલ કરવામાં હવે ઢીલ નહિ કરે.

૩. न्याय अने कारोबार खातां — (બીજી બેઠકનો ૧૧મો ઠરાવ ફરી કર્યો.)

૪. लश्करी कॉलेजो.— આ મહાસભાનો અભિપ્રાય છે કે, નામદાર મહારાણીની બ્રિટિશ પ્રજાની રાજભક્તિ ધ્યાનમાં લઈને, મહારાણીના ઢંઢેરાનો અમલ થાય તે ઇચ્છવા યોગ્ય છે. સરકારે લશ્કરમાં ઊંચા હોદ્દાની જગ્યાઓ આ દેશના રહીશો માટે ખુલ્લી મૂકવી જોઈએ, અને આ દેશમાં લશ્કરી કૉલેજો સ્થાપવી જોઈએ, જેમાં હિંદીઓને નક્કી કરેલા ધારાધોરણ મુજબ હિંદી લશ્કરના અમલદાર તરીકેની તાલીમ આપવામાં આવે.

૫. स्वयंसेवक दळ — ( બીજી બેઠકનો ૧૨મો ઠરાવ ફરી કર્યો. )

૬. आवकवेरो — આ મહાસભાનો અભિપ્રાય છે કે, રૂા. ૧૦૦૦ની નીચેની આવક ઉપર આવકવેરો નાખવાનું ધોરણ અત્યંત અસંતોષકારક નીવડ્યું છે. તેથી એ આવશ્યક છે કે, આવકવેરો નાખવાની ઓછામાં ઓછી રકમની હદ રૂ ૧૦૦૦ રાખવી. અને તેમ કરવાથી આવકમાં જે ઘટાડો થાય કે બીજી નાણાકીય મુશ્કેલી નડે તે દૂર કરવા ચાલુ સરકારી ખર્ચમાં ઘટાડો કરવો. અને તેમ કરવું અશક્ય લાગે તો ઝીણા સૂતર ઉપર આયાત-જકાત ફરી નાખવી.

૭. औद्योगिक शिक्षण — આ દેશના લોકોની ગરીબાઈનો ખ્યાલ કરીએ તો એ ઇષ્ટ છે કે, સરકારે આ દેશની પરિસ્થિતિને અનુકૂળ ઔદ્યોગિક શિક્ષણ વિસ્તૃત રૂપમાં દાખલ કરવું જોઈએ; અને દેશી ઉદ્યોગોના માલનો રાજ્યના કામ માટે ઉપયોગ કરવા સંબંધમાં, હાલના ચાલુ નિયમોનું વધારે કડકાઈથી પાલન કરીને દેશી ઉદ્યોગોને ઉત્તેજન આપવું જોઈએ, તથા દેશનાં કળાકૌશલ્ય અને શક્તિનો અત્યારના કરતાં વિશેષ ઉપયોગ કરવો જોઈએ.

૮. हथियारबंधीनो कायदो — આ દેશના લોકોની રાજભક્તિનો ખ્યાલ કરીને અને ૧૮૭૮ની સાલના શસ્ત્રબંધીના ૧૧મા કાયદાથી લોકોને જે હાડમારી પડે છે તથા લોકોને અઘટિત કલંક લાગે છે તે લક્ષમાં લઈને, સરકારે તે ધારાના ચોથા ખંડની કલમોમાં સુધારો કરવો જોઈએ અને તે ઉપરાંત આવશ્યકતા અનુસાર તે કાયદાની બીજી કલમો પણ સુધારવી જોઈએ, જેથી બધા લોકો હથિયાર રાખી શકે અને ધારણ કરી શકે. જે વ્યક્તિઓ અગર અમુક કોમોના લોકોને હિંદી સરકાર ( અગર

તેણે અધિકાર આપ્યો હોય તેવા કોઈ સ્થાનિક અધિકારી) જાહેર કરેલાં લેખિત કારણેથી હથિયાર રાખવાની મનાઈ કરે તેમને જ ફક્ત હથિયાર રાખવાની મનાઈ હોય.

૯. બંધારણ કમિટી — આ મહાસભાના પહેલા ઠરાવની રૂએ નિમાયેલી બંધારણ કમિટીએ ઘડેલા નિયમોની વિચારણા મહાસભાની આવતી બેઠક ઉપર મુલતવી રાખવી, પણ તે દરમિયાન નિયમોની નકલો મહાસભાની બધી સ્થાયી સમિતિઓ પર મોકલી આપવી. તે સમિતિઓને એવી વિનંતી કરવી કે, તેઓ આવતા વરસમાં પોતાને ઇષ્ટ અને શક્ય લાગે તે પ્રમાણે તે નિયમોનો અમલ કરી જુએ અને આવતી બેઠક ઉપર પોતાને યોગ્ય લાગે તેવાં સૂચનો સાથે રિપોર્ટ મોકલે.

૧૦. ચોથું અધિવેશન — મહાસભાનું ચોથું અધિવેશન તા. ૨૬ ડિસેમ્બર, ૧૮૮૮, ના રોજ અલ્હાબાદ ખાતે રાખવું.

૧૧. મહાસભાના ઠરાવોનો અમલ — (મહાસભાના બીજા અધિવેશનના ૧૫મા ઠરાવ મુજબ મહાસભાના ઠરાવોની નકલો વાઇસરોયની કાઉન્સિલ પર મોકલવાનો ઠરાવ કર્યો.)

## ૪

## ચોથું અધિવેશન — અલ્હાબાદ

(તા. ૨૬ થી ૨૯ ડિસેમ્બર, ૧૮૮૮)

૧. ધારાસભાનો વિસ્તાર — આ મહાસભા અગાઉની બેઠકોના ઠરાવો (૧૮૮૫ અને ૧૮૮૬ની બેઠકોના ત્રીજા ઠરાવો, ૧૮૮૭ની બેઠકનો બીજો ઠરાવ અને ૧૮૮૬ના ચોથા ઠરાવમાં સૂચવેલી યોજના) મુજબ વડી ધારાસભા અને હાલની પ્રાન્તિક ધારાસભાઓના વિસ્તાર અને સુધારણાની આવશ્યકતા પર ફરી ભાર મૂકે છે અને વિશેષમાં વિનંતી કરે છે કે, હાલ પ્રાન્તિક ધારાસભાઓ છે તેવા પ્રકારની ધારાસભા પંજાબમાં પણ સ્થાપવી.

૨. સનંદી પરીક્ષાઓ — 'પબ્લિક સર્વિસ કમિશન'ના રિપોર્ટમાં સરકારી નોકરીઓ સંબંધમાં હિન્દીઓને રાહત આપવા બાબત જે સૂચનાઓ કરવામાં આવી છે તેની આ મહાસભા કદર કરે છે. છતાં મહાસભા પોતાનો સ્પષ્ટ અભિપ્રાય જાહેર કરવાની જરૂર સમજે છે કે, સનંદી નોકરીની પરીક્ષાઓ હિંદ અને ઇંગ્લન્ડમાં બન્ને ઠેકાણે એકીસાથે

લેવાની વ્યવસ્થા નહિ થાય ત્યાં સુધી આ દેશના લોકોને પૂરો ન્યાય કદાપિ થવાનો નથી.

૩. न्याय अने कारोबार खातां—૧૮૮૬ની બેઠકનો મહાસભાનો ૧૧ મો ઠરાવ અને ૧૮૮૭ની બેઠકનો ત્રીજો ઠરાવ વાંચી વિચારીને તે બન્નેનું આ મહાસભા ફરી સમર્થન કરે છે.

૪. जूरीनी प्रथा—૧૮૮૬ની બેઠકનો ૮મો, ૯મો અને ૧૦મો વાંચી વિચારીને તે ત્રણે ઠરાવોનું આ મહાસભા ફરી સમર્થન કરે છે.

૫. पोलीस खातानी तपास — આ દેશના લોકોની સર્વ-સાધારણ માન્યતા છે કે, હિંદના પોલીસ ખાતાના અમલની ચાલુ પદ્ધતિ ખૂબ અસંતોષકારક અને પ્રજાને પીડાકારી છે. તેથી સરકારી, બિન–સરકારી સભ્યોનું એક કમિશન નીમીને, આ આખા પ્રશ્નની બનતી તાકીદે તપાસ કરવાની સરકારને આદરપૂર્વક વિનંતી કરવામાં આવે છે.

૬. लश्करी कोलेजो, स्वयंसेवक-दळ अने हथियारबंधी—૧૮૮૬ની બેઠકનો ૧૨મો ઠરાવ, અને ૧૮૮૭ની બેઠકનો ૪થો, ૫મો અને ૮મો ઠરાવ વાંચી વિચારીને તે ઠરાવોનું આ મહાસભા ફરી સમર્થન કરે છે.

૭. आबकारी पद्धति—હિંદમાં જે આબકારી પદ્ધતિ પ્રચલિત છે તેની અસર હેઠળ માદક પદાર્થોના વપરાશમાં ગંભીર વધારો થયો છે. તે હકીકત ધ્યાનમાં લઈને, સરકારને વિનયપૂર્વક વિનંતી કરવામાં આવે છે કે, તેણે આ સંબંધમાં એવી કોઈ સુધારેલી પદ્ધતિ દાખલ કરવી જોઈએ, જેથી માદકપણાને ઉત્તેજન ન મળે.

૮. आवक-वेरो—(આવકવેરો નાખવાની રકમની ઓછામાં ઓછી હદ રૂ. ૧૦૦૦ રાખવા ફરી ઠરાવ કર્યો.) (જુઓ ૧૮૮૭ની બેઠકનો ૬ઠ્ઠો ઠરાવ.)

૯. सामान्य अने औद्योगिक शिक्षण—આ મહાસભાનો અભિપ્રાય છે કે, આ દેશમાં બધી રીતે સામાન્ય અને ઔદ્યોગિક શિક્ષણનો પ્રચાર કરવાની બ્રિટિશ સરકારની પ્રથમ ફરજ છે. તે સંબંધમાં હિંદી સરકારના તાજેતરના ઠરાવમાં કરેલી જાહેરાત મુજબ એમ જણાય છે કે, સરકાર કેળવણી પરનું ખર્ચ ઓછું કરવા માગે છે અને કેળવણી ઉપરનો પોતાનો અંકુશ છોડી દેવા માગે છે. આથી સરકારને આદરપૂર્વક વિનંતી કરવામાં આવે છે કે, આ બાબતનું અત્યન્ત મહત્ત્વ લક્ષમાં રાખીને, હાલ થતા કેળવણી-ખર્ચમાં વધારો કરવો જોઈએ, તે ખર્ચ ઘટાડવું તો નહિ જ જોઈએ, અને હાલની બધી કેળવણીની સંસ્થાઓ પર પોતાનો અંકુશ ચાલુ રાખવો જોઈએ.

૧૦. ઔદ્યોગિક તપાસ — જનતાની ગરીબાઈ, દેશી ઉદ્યોગોને ઉત્તેજન આપવાની અગત્ય, અને પૂરી માહિતીને અભાવે કોઈ પણ પ્રકારનું સામાન્ય ઔદ્યોગિક શિક્ષણ દાખલ કરવાની મુશ્કેલી ધ્યાનમાં લઈ ને, હાલની ઔદ્યોગિક પરિસ્થિતિની તપાસ કરવા માટે એક (સરકારી બિનસરકારી સભ્યોનું) મિશ્ર કમિશન તાકીદે નીમવા માટે સરકારને વિનંતી કરવામાં આવે છે.

૧૧. મહાસભાના ઠરાવો — ઉપરના ઠરાવો નામદાર મહારાણી સમક્ષ રજૂ કરવા માટે અને નામદાર વાઇસરૉયની સહાનુભૂતિપૂર્વક વિચારણા માટે મોકલી આપવા અને તે નામદારને વિનંતી કરવી કે, આમાં સૂચવેલા સુધારાનો (જેમાંના ઘણાખરા મહારાણીશ્રીના ૧૮૫૮ના ઢંઢેરા અનુસાર ઘડાયેલા છે) હવે અમલ થવો જોઈએ. જો આ ઠરાવોની કોઈ પણ બાબત વિષે પહેલાં તપાસ કરવાની જરૂર લાગે તો તે માટે આમની સભાની એક કમિટી નીમીને બનતી તાકીદે તપાસ હાથ ધરવી જોઈએ.

૧૨. વેશ્યાવૃત્તિનું નિયમન — હિંદમાં વેશ્યાવૃત્તિના નિયમનને લગતા રાજ્યના કાયદાકાનૂનોને પૂર્ણપણે નાબૂદ કરવા માટે ઇંગ્લન્ડમાં જે પ્રયત્નો થઈ રહ્યા છે તેને આ મહાસભા સહાનુભૂતિ અને રસ પૂર્વક નિહાળે છે અને તે પ્રયત્નો દ્વારા દેશની કરેલી સેવાની કદર કરે છે તથા એ પ્રશંસનીય હેતુને પાર પાડવા માટે પોતાનાથી બનતો બધો સહકાર આપવાની ઇચ્છા પ્રગટ કરે છે.

૧૩. હિન્દુ-મુસ્લિમ પ્રશ્ન — જે ઠરાવ સામે હિંદુ અથવા મુસલમાન સભ્યો સર્વાનુમતે અગર લગભગ સર્વાનુમતે વાંધો લે તેવો કોઈ પણ ઠરાવ વિષય વિચારિણી સમિતિ ચર્ચા માટે જવા નહિ દે, અથવા મહાસભાની બેઠકમાં તેની ચર્ચા માટે પ્રમુખ રજા નહિ આપે. કોઈ ઠરાવ ચર્ચા માટે રજૂ થયા પછી, તે ઉપરની ચર્ચા પછી એમ લાગે કે, હિંદુ અગર મુસલમાન સભ્યો સર્વાનુમતે અગર લગભગ સર્વાનુમતે તે ઉપર ઠરાવ કરવા સામે વાંધો લે છે, તો તે ઉપર ઠરાવ કરવામાં નહિ આવે — સિવાય કે એ વિષય પર મહાસભાએ અગાઉ સ્પષ્ટ અભિપ્રાય દર્શાવ્યો હોય.

૧૪. કાયમી જમાબંદી — મદ્રાસ, મુંબઈ અને બીજા પ્રાન્તોમાં કાયમી જમાબંધી દાખલ કરવાનો પ્રશ્ન જુદા જુદા પ્રાન્તોની મહાસભાની સ્થાયી સમિતિઓને સોંપવો અને તેમને સૂચના આપવી કે, તેનાથી તેમના વિભાગના લોકો પર શી અસર થશે એનો વિચાર કરીને, આવતી મહાસભા પર તેનો રિપોર્ટ મોકલવો.

૧૫. મીઠાવેરો — હાલમાં મીઠાવેરામાં વધારો કરીને ગરીબ લોકો પર દેખીતો બોજો વધારવામાં આવ્યો છે અને એ રીતે સામ્રાજ્યની

એકમાત્ર જે નાણાકીય અનામત તેને આબાદી અને સુખશાન્તિના સમયમાં પણ વાપરવા માંડી છે, તે પ્રત્યે આ મહાસભા વિરોધ જાહેર કરે છે.

૧૬. પાંચમું અધિવેશન — મહાસભાનું પાંચમું અધિવેશન મુંબઈ ઇલાકામાં (મુંબઈ કે પૂનામાં જ્યાં નક્કી થાય ત્યાં) તા. ૨૬ ડિસેમ્બર, ૧૮૮૭ના રોજ રાખવું.

૧૭. મહામંત્રી — શ્રી. એ. ઓ. હ્યૂમને આવતા વરસ માટે મહાસભાના મહામંત્રી તરીકે ફરી નીમવામાં આવે છે.

## ૫

# પાંચમું અધિવેશન–મુંબઈ

(તા. ૨૬ થી ૨૮ ડિસેમ્બર, ૧૮૮૯)

૧. શ્રી. બ્રેડલોને માનપત્ર — આ મહાસભા તરફથી પાર્લમેન્ટના સભ્ય શ્રી. ચાર્લ્સ બ્રેડલોને માનપત્ર આપવું. તે માનપત્રનો મુસદ્દો ઘડી કાઢવા માટે શ્રી. આદમ, શ્રી. ફિરોઝશાહ મહેતા અને શ્રી. ડબ્લ્યુ. સી. બેનરજીની કમિટી નીમવામાં આવે છે.

૨. ધારાસભાઓની સુધારણા — વડી ધારાસભા અને પ્રાન્તિક ધારાસભાઓની પુનર્રચના અને સુધારણા માટે નીચેની યોજનાની રૂપરેખા સ્વીકારવામાં આવે છે. પ્રમુખશ્રીએ તે યોજના પાર્લમેન્ટના સભ્ય શ્રી. ચાર્લ્સ બ્રેડલો સમક્ષ રજૂ કરવી અને તેમને મહાસભા તરફથી એવી આદરપૂર્વક વિનંતી કરવી કે, તેઓ તે યોજનાના ધોરણ ઉપર એક બિલ ઘડીને બ્રિટિશ પાર્લમેન્ટ આગળ રજૂ કરે.

### યોજના

૧. પ્રાન્તિક અને વડી ધારાસભામાં ઓછામાં ઓછા અડધા સભ્યો ચૂંટાયેલા હોય, ૩/૪ થી વધુ નહીં એટલા સભ્યો સરકારી અમલદારો હોય, અને બાકીના સરકારે નીમેલા હોય.

૨. મહેસૂલી જિલ્લાઓને સામાન્ય રીતે ચૂંટણીના પ્રાદેશિક એકમ તરીકે ગણવા.

૩. બ્રિટિશ પ્રજાજનમાંથી ૨૧ વરસ ઉપરના બધા પુરુષો જેમનામાં (પછીથી ઠરાવવામાં આવે તે મુજબ) અમુક લાયકાત હોય અને અમુક દોષો ન હોય તે બધા મતદારો બને.

૪. દરેક જિલ્લાના મતદારો સ્થાનિક પરિસ્થિતિ અનુસાર એક કે વધુ પ્રતિનિધિ-સંસ્થાઓને પોતાના પ્રતિનિધિઓ મોકલી આપે. દરેક જિલ્લો ૧૦ લાખની વસ્તી દીઠ ૧૨ પ્રતિનિધિ મોકલે. ચૂંટાનાર પ્રતિનિધિમાં (ઠરાવવામાં આવે તે મુજબ) અમુક લાયકાત હોવી જોઈએ અને અમુક દોષો ન હોવા જોઈએ.

૫. પ્રતિનિધિ-સંસ્થાના વર્તુળના જિલ્લાઓમાંથી જે પ્રતિનિધિઓ આ પ્રમાણે ચૂંટાઈ આવે તેઓ વડી ધારાસભા અને પ્રાન્તિક ધારાસભા માટે પાંચ લાખની વસ્તી દીઠ એકેક સભ્ય ચૂંટી મોકલે. જ્યાં પારસી, ખ્રિસ્તી, હિંદુ કે મુસલમાન બહુમતીમાં હોય ત્યાં તેમના પ્રતિનિધિની સંખ્યા બનતા સુધી તેમની વસ્તીના પ્રમાણથી ઓછી ન હોવી જોઈએ. બન્ને ધારાસભાઓના સભ્યોની લાયકાત, ગેરલાયકાતના નિયમો પછીથી ઠરાવવામાં આવે.

૬. ચૂંટણીઓ ગુપ્ત મતપત્ર દ્વારા થવી જોઈએ.

૩. પહેલાંના ઠરાવોનું સમર્થન — આ મહાસભા આગળની બેઠકોમાં પસાર કરેલા નીચેના વિષયોના ઠરાવોનું સમર્થન કરે છેઃ—

(ક) ન્યાય અને કારોબાર ખાતાં કોઈ સંજોગોમાં એક જ અધિકારીના હાથમાં ન રહેવા દેવાં અને બન્નેને તદ્દન જુદાં પાડવાની અત્યંત આવશ્યકતા.

(ખ) જૂરીની પદ્ધતિ જ્યાં ન હોય તેવા બધા ભાગોમાં તે દાખલ કરવાની જરૂરિયાત.

(ગ) જૂરીએ આરોપીને નિર્દોષ જાહેર કર્યો હોય તેવા કેસમાં જૂરીના ચુકાદાને ન માનવાની સત્તા ૧૮૭૨ માં પડેલવહેલી હાઈકોર્ટને આપવામાં આવી તે સત્તા પાછી ખેંચી લેવાની જરૂર.

(ઘ) ફોજદારી કાયદામાં એવી કલમ દાખલ કરવી જેથી વારંટ-કેસનો આરોપી પોતાનો કેસ માજિસ્ટ્રેટ સમક્ષ ચલાવવાને બદલે સેશન્સ કોર્ટમાં ચલાવવાની માગણી કરી શકે.

(ઙ) હાલના પોલીસ અમલનું અસંતોષકારકપણું અને તેમાં મૂળભૂત સુધારા કરવાની અત્યંત આવશ્યકતા.

(ચ) હિંદમાં લશ્કરી કૉલેજો સ્થાપવાની આવશ્યકતા, જેમાં નક્કી કરેલા ધોરણ મુજબ હિંદીઓને લશ્કરી અમલદાર થવા માટેની તાલીમ આપવામાં આવે અને જરૂર લાગે તેવા ધારાધોરણ મુજબ હિંદીઓનાં એવાં સ્વયંસેવક દળો ઊભાં કરવાં, જેથી તેઓ અણીને વખતે સરકારને મદદ કરવાની લાયકાત મેળવે.

(છ) આવક ઉપર વેરો લેવાની પદ્ધતિનું અત્યંત અસંતોષકારકપણું, ખાસ કરીને રૂ. ૧૦૦૦થી નીચેની આવક પરની બાબત. અને રૂ. ૧૦૦૦ કે ઉપરની આવકથી વેરો લેવાની મર્યાદા બાંધવાની આવશ્યકતા.

(જ) અત્યારનું સરકારી વલણ કેળવણીની બધી શાખાઓમાં ખર્ચ ઓછું કરવાનું જણાય છે તેને બદલે તે ખર્ચ વધારવાની, અને તેની એક અતિ મહત્ત્વની એવી ઔદ્યોગિક કેળવણીની શાખાના વિકાસની અગત્ય જોતાં, હાલની ઔદ્યોગિક પરિસ્થિતિની તપાસ માટે એક મિશ્ર કમિશન નીમવાની અત્યંત આવશ્યકતા.

(ઝ) સંપૂર્ણ શાંતિના વખતમાં મીઠાવેરો વધારવાનું ગેરડહાપણ અને અન્યાયીપણું અને તે વેરો તરત જ ઘટાડવાની અત્યંત આવશ્યકતા અને તેને લગતી ખોટ પૂરવા માટે આયાત માલ ઉપર હલકો કિંમતવાર આયાત-વેરો નાંખવાની જરૂર.

(ઞ) દેશનું લશ્કરી ખર્ચ સતત વધ્યે જાય છે તેને બદલે તેને ઘટાડવાની જરૂર.

૪. आबकारी — આમની સભામાં હિંદના આબકારી પ્રશ્ન ઉપરની ચર્ચામાં શ્રી. કેન, શ્રી. સ્મિથ અને બીજા જે સભ્યોએ તેમની સાથે મત આપ્યો તેમનો આ મહાસભા અંતઃકરણપૂર્વક આભાર માને છે અને આબકારી પદ્ધતિ સુધારવા પ્રાંતિક સરકારોએ જે કાંઈ કર્યું છે તેની પૂરેપૂરી કદર કરતાં છતાં એવી આગ્રહપૂર્વક આશા રાખે છે કે, આમની સભાના ઠરાવનો પૂરેપૂરો અમલ કરવામાં હવે વિલંબ નહિ થાય.

૫. सनंदी परीक्षाओ — આ મહાસભા, બ્રિટિશ સરકારે સનંદી નોકરીની પરીક્ષાની ઉંમર ૧૯થી વધારીને ૨૩ કરી તે બદલ આભાર માને છે. પણ સાથેસાથ તે ઠરાવના બાકીના ભાગમાં સરકારી નોકરીઓ સંબંધમાં જે કહેવામાં આવ્યું છે (જેને પરિણામે હિંદીઓની સ્થિતિ સરકારી નોકરીઓમાં પડેલાં કરતાં ખરાબ થશે,) તે પ્રત્યે દેશભરની નિરાશાની લાગણી જોરભેર પ્રગટ કરે છે અને રાષ્ટ્રનો દૃઢ અભિપ્રાય ફરી જાહેર કરે છે કે, સનંદી નોકરીની બધી શાખાઓની પરીક્ષાઓ હાલ ફક્ત ઈંગ્લંડમાં લેવાય છે તેને બદલે હિંદ અને ઈંગ્લંડમાં બંને ઠેકાણે એકીસાથે લેવાનું મંજૂર નહીં થાય ત્યાં સુધી હિંદને સાચો ન્યાય થવાનો નથી.

૬. शस्त्रबंधीनो कायदो — હિંદના લોકોની રાજ્ય પ્રત્યેની વફાદારી લક્ષમાં લઈને, અને શસ્ત્રબંધીના કાયદાના (૧૮૭૮નો ૧૧મો) અત્યારના અમલથી લોકોને જે હાડમારી વેઠવી પડે છે અને તેમને અઘટિત કલંક લાગે છે તે લક્ષમાં લઈને, સરકારે તે ધારા અનુસાર હથિયારબંધી

માટે ઘડેલાં ધારાધોરણો સુધારવાં જોઈએ અને હિંદમાં વસતા કે તેની સફરે આવતાં બધાને માટે તે સરખી રીતે લાગુ કરવાં જોઈએ. જ્યાં જ્યાં જંગલી પશુઓ માણસ, ઢોર કે પાકનો નાશ કરતાં હોય ત્યાં ત્યાં, સામાન્ય રીતે અને ઉદારતાથી લોકોને હથિયારો રાખવાના પરવાના આપવા જોઈએ. તે જે પ્રાંતમાં અપાયા હોય તે આખા પ્રાંત માટે અને કાયમના આપવા જોઈએ. તેને ૭ મહિને કે વરસે ફરી ચાલુ કરાવવાની જરૂર ન હોવી જોઈએ અને તેનો ગેરઉપયોગ થયાની સાબિતી મળે તો જ તે પાછો ખેંચી લેવા જોઈએ.

૭. કાયમી જમાબંધી — કાયમી જમાબંધીના પ્રશ્નનો વહેવારિક દૃષ્ટિથી અમલ કરવાના હેતુથી સરકાર એ પ્રશ્ન ફરી હાથ ધરે એવી વિનંતી કરવામાં આવે છે, જેથી કંઈ નહિ તો જે વિભાગો સારી પેઠે વસેલા છે અને જ્યાં સારી રીતે ખેતી થાય છે તેવા વિભાગોમાં વિના વિલંબે મહેસૂલ કાયમા અને સ્થિર થઈ શકે.

૮. નાણાચલણ — ચાંદીની કિંમતમાં અને રૂપિયાના વિનિમય-દરમાં જે ઘટાડો થયો છે તે ધ્યાનમાં લઈને, ચાંદીના ઔદ્યોગિક વપરાશ ઉપર કોઈ પણ અંકુશો ચાલુ રાખવા એ બ્રિટિશ સરકારને માટે ઉચિત નથી એમ આ મહાસભા માને છે અને સરકારને આગ્રહપૂર્વક વિનંતી કરે છે કે, નામદાર મહારાણીની સરકારે હિંદને કેવળ ન્યાય કરવા ખાતર જ નહિ (કે જે બાબત નામદાર મહારાણીના પ્રધાનો સમક્ષ વારંવાર રજૂ કરવામાં આવી છે,) પરંતુ હિંદી તેમ જ બ્રિટિશ પ્રજાના લાભાર્થે ચાંદીનાં પતરાં પરની જકાત ('પ્લેટ ડ્યુટીઝ') તાત્કાલિક નાબૂદ કરવી જોઈએ અને ચાંદી પર કસ-દર્શક નિશાનો ('હોલ માર્કિંગ') કરાવવાની પ્રથા મરજિયાત કરવી જોઈએ.

૯. હિંદી અંદાજપત્ર અને આમસભા — આ મહાસભા અદબની સાથે પોતાની ઊંડી આશા પ્રગટ કરે છે કે, બ્રિટિશ પાર્લામેન્ટના સભ્યોને પહેલાં અહીંના લોકોની ફરિયાદો, હિંદી બજેટ નિવેદન આમની સભાને કમિટી તરીકે રજૂ કરવામાં આવે તે અગાઉ, પાર્લામેન્ટના પ્રમુખની હાજરીમાં રજૂ કરવાનો જે અધિકાર હતો તે હિંદના લોકોના હિતની દૃષ્ટિએ, ફરી ચાલુ કરવો જોઈએ; અને મહાસભા એવો અંતઃકરણપૂર્વક વિશ્વાસ રાખે છે કે, ભવિષ્યમાં પાર્લામેન્ટ આ બાબત લક્ષમાં લઈને વાર્ષિક હિંદી બજેટની ચર્ચા માટે એવો સમય ગોઠવશે, જેથી તેની પૂરતી અને બરાબર ચર્ચા થઈ શકે. વિશેષમાં આ મહાસભા પોતાના પ્રમુખ શ્રી વિલિયમ

વેડરબર્નને અધિકાર આપે છે કે, તેઓ મહાસભાની વતી આ ઠરાવ અનુસાર એક અરજી પાર્લામેન્ટ ઉપર મોકલી આપે.

૧૦. લૉર્ડ રેને અભિનંદન—લૉર્ડ રે થોડા સમયમાં હિંદમાંથી છૂટા થઈને જવાના છે. તેથી આ મહાસભા તેમના પ્રત્યેની પોતાની ઉચ્ચ સન્માનની લાગણી પ્રગટ કરે છે. તેમના અમલમાં તેમણે જે શક્તિ, પ્રમાણિકતા અને નિષ્પક્ષપાતપણું દાખવ્યું છે તે બદલ કેવળ મુંબઈ ઈલાકામાં નહિ પણ આખા હિંદમાં લોકો તેમના પ્રત્યે માનની નજરે જુએ છે અને તેમણે હિંદીઓની અભિલાષાઓ અને મથામણો પ્રત્યે જે સહાનુભૂતિ બતાવી છે તે માટે સમસ્ત દેશ તેમનો આભારી છે.

૧૧. ધારાસભાઓ—આ બેઠકના બીજા ઠરાવમાં ધારાસભાઓની રચના માટે જે યોજનાનું ખોખું આપવામાં આવ્યું છે, તેમાં જે બાબતો નક્કી કરવાની બાકી રાખવામાં આવી છે તે—મતદાર, પ્રતિનિધિ, પ્રાંતિક ધારાસભ્ય, અને વડી ધારાસભાના સભ્યો માટે લાયકાત ગેરલાયકાતના નિયમો—ઘડી કાઢવા માટે વિષય વિચારિણી સમિતિને સૂચના કરવામાં આવે છે. તે તૈયાર કરીને તેનો રિપોર્ટ પાર્લામેન્ટના સભ્ય શ્રી. ચાર્લ્સ બ્રેડલોને—જેમને તે માટે ખરડો ઘડવાની વિનંતી કરવામાં આવી છે—તેમને મોકલવો.

૧૨. મહામંત્રી—શ્રી. એ. ઓ. હ્યૂમ સી. બી., ને નવા વરસ માટે ફરી મહાસભાના મહામંત્રી તરીકે ચૂંટવામાં આવે છે.

૧૩. બંધારણ અને કમિટીઓ—(ક) આ વરસે મહાસભામાં એકઠા થયેલા પ્રતિનિધિઓની મોટી સંખ્યા જોતાં, અને ભૂતકાળના અનુભવ ઉપરથી વરસોવરસ તે સંખ્યા વધવાનો સંભવ જણાય છે તે જોતાં, હવેથી દરેક પેટા વિભાગમાંથી દસ લાખની વસ્તી દીઠ પાંચ પ્રતિનિધિ આવે એવું ધોરણ રાખવું. દરેક વિભાગની સ્થાયી સમિતિ પછી પોતાના વર્તુળના દરેક નાના મતદાર વિભાગમાંથી કેટલા પ્રતિનિધિ ચૂંટવા તેની વહેંચણી પોતાને ઠીક લાગે તેમ કરી લે.

(ખ) શ્રી. હ્યૂમ ઇંગ્લંડ જવા ઊપડે તે તારીખથી માનનીય પં. અયોધ્યાનાથને સંયુક્ત મહામંત્રી નીમવામાં આવે છે અને તેમને જરૂરી લાગે તેવા મદદનીશ મંત્રીઓ અને કારકુનોના પગારના તથા તાર, ટપાલ અને છપામણીના ખર્ચ માટે રૂ. ૫૦૦૦ સુધી ખર્ચ કરવાની તેમને સત્તા આપવામાં આવે છે. વિશેષમાં શ્રી. ડબ્લ્યુ સી. બેનરજીને બંગાળ માટે, શ્રી. ફિરોઝશાહ મહેતાને મુંબઈ માટે અને શ્રી. આનંદ ચાર્લુને મદ્રાસ માટે સંયુક્ત મહામંત્રીના સ્થાયી સલાહકાર તરીકે નીમવામાં આવે છે.

(ગ) મહાસભાના બંધારણ અંગે પહેલવહેલા મદ્રાસની બેઠકમાં કામચલાઉ નિયમો વિચારવામાં આવ્યા હતા. તેમાં ત્યાર પછી ઘણા સુધારાવધારા સૂચવવામાં આવ્યા હતા ને સમિતિઓને પરિપત્રથી મોકલવામાં આવ્યા હતા. તે સઘળા નિયમો પર આવતા વરસમાં બંની સ્થાયી સમિતિઓ પરિપૂર્ણ વિચાર કરે અને તે પર આવતી બેઠકમાં ચોક્કસપણે વિચાર કરવામાં આવે.

(ઘ) મહાસભાની ઇંગ્લંડની શાખાના કામ પર દેખરેખ રાખવા, તેને સલાહ સુચના આપવા, તથા તેના ખર્ચ પર ધ્યાન રાખવા માટે, નીચેના સભ્યોની સમિતિ (વધુ સભ્યો ઉમેરવાની સત્તા સહિત) નીમવામાં આવી છે, તેને મહાસભા બહાલી આપે છે; અને તે સભ્યો અને મંત્રી શ્રી. ડબ્લ્યુ ડિગ્બી સાહેબનો, આ દેશની કરેલી સેવા માટે, અંતઃકરણપૂર્વક આભાર માને છે.

(ङ) આ મહાસભાએ જે પ્રકારના રાજકીય સુધારા માટે આગ્રહ રાખ્યો છે તે બાબત બ્રિટિશ પ્રજા આગળ રજૂ કરવા માટે અને તેનો પ્રચાર કરવા માટે નીચેના સભ્યોની રીતસર સમિતિ નીમવામાં આવે છે.:—

શ્રી જ્યૉર્જ યૂલ, એ. ઓ. હ્યૂમ, શ્રી. ઍડમ, અર્લી નૉર્ટન, જે. ઈ. હૉવર્ડ, ફિરોજશાહ મહેતા, સુરેન્દ્રનાથ બેનરજી, મદન મોહન ઘોષ, શરુદ્દીન, આર. એન. મુધોળકર, ડબ્લ્યુ. સી. બૅનરજી

(ચ) ઇંગ્લંડ અને હિંદમાં મહાસભાનું કામ ચલાવવા માટે આવતા વર્ષમાં રૂ. ૪૫૦૦૦ ભેગા કરવા અને જુદી જુદી સ્થાયી સમિતિઓએ પોતાના હિસ્સાની રકમમાંથી અડધી પહેલા ત્રણ માસમાં અને બાકીની ૭ માસમાં મહામંત્રી પર મોકલી આપવી.

૧૪. છઠ્ઠું અધિવેશન:— મહાસભાનું છઠ્ઠું અધિવેશન પછીથી નક્કી કરવામાં આવે તે કોઈ બંગાળાના શહેરમાં ૨૬મી ડિસેમ્બર ૧૮૯૦, ના રોજ ભરવું.

૧૫. વેડર્નબર્નનો આભાર — પ્રમુખ સર વિલિયમ વેડર્નબર્ને ઇંગ્લંડથી હિંદ આવવામાં અંગત અને રાજકીય દૃષ્ટિએ રાજીખુશીથી જે ત્યાગ કર્યો છે અને હિંદમાં અમલદાર તરીકેની પોતાની લાંબી અને માનભરી કારકિર્દી દરમિયાન અને આ સભાના પ્રમુખ તરીકેના કાર્યસંચાલનમાં તેમણે જે સુભ્યતા, નિષ્પક્ષપાતપણું અને અવિરત સહાનુભૂતિ દાખવ્યાં છે, તે બદલ આ મહાસભા તેમનો અંતઃકરણપૂર્વક આભાર માને છે.

## ૬

## છઠ્ઠું અધિવેશન – કલકત્તા

(તા. ૨૬, ૨૭, ૨૯, ૩૦ ડિસેમ્બર, ૧૮૯૦)

૧. ધારાસભાઓ — શ્રી. ચાર્લ્સ બ્રેડલોએ '૧૮૬૧ના હિંદી ધારાસભાના કાયદામાં સુધારો.' એ નામથી જે બિલ પાર્લામેન્ટમાં રજૂ કર્યું છે તેવા સુધારા કરવા માટે મહાસભા આગ્રહ કરતી આવી છે તેથી, હિંદના રાજ્યવહીવટની સુધારણાના એક સંગીન પગલા તરીકે તે બિલને આ મહાસભા આવકાર આપે છે અને નમ્રતાપૂર્વક પાર્લામેન્ટને પ્રાર્થના કરે છે કે, તે બિલ મુજબ કાયદો પસાર કરે. વિશેષમાં પ્રમુખશ્રી ફિરોઝશાહ મહેતાને સત્તા આપવામાં આવે છે કે, મહાસભાની વતી આ મતલબની અરજી ઘડીને પોતાની સહીથી ચાર્લ્સ બ્રેડલો મારફત યોગ્ય સમયે પાર્લામેન્ટ સમક્ષ રજૂ કરવા માટે મોકલી આપવી.

૨. અગાઉના ઠરાવોનું સમર્થન — અગાઉની બેઠકોમાં પસાર થયેલા નીચેના ઠરાવોનું આ મહાસભા ફરી સમર્થન કરે છે:

(ક) થી (જ) અનુક્રમે ૧૮૮૯ની બેઠકના ૩ જા ઠરાવમાંથી (ક) થી (જ) મુજબ.

(ઝ) જુઓ ૧૮૮૯ની બેઠકનો ઠરાવ ૩ (ઞ).

(ઞ) જુઓ ૧૮૮૯નો સનંદી પરીક્ષાઓ વિષેનો પાંચમો ઠરાવ.

(ટ) જુઓ ૧૮૮૯નો છઠ્ઠો ઠરાવ. તેમાં 'હિંદમાં વસતા અને તેની સફરે આવતા' એ શબ્દોની પૂર્વનો ભાગ કાઢી નાખીને તેને બદલે નીચેના શબ્દો આવે, '૧૮૭૮ના ૧૧મા કાયદા (શસ્ત્રબંધીનો ધારો) અનુસાર ઘડાયેલા નિયમોમાં એવા ફેરફારો કરવાની આવશ્યકતા છે કે, બધા અંકુશો. . .'

૩. હિંદી અંદાજપત્ર અને આમસભા — (૧૮૮૯ના ૯મા ઠરાવમાં પ્રમુખનું નામ લખવાને બદલે ફક્ત 'પ્રમુખ' શબ્દ રાખીને આખો ઠરાવ ફરી કર્યો.)

૪. આબકારી — આ મહાસભાની વિનંતીઓ ધ્યાનમાં લઈને હિંદી વજીર અને હિંદી સરકારે આબકારી સુધારણા સંબંધમાં જે પગલાં ભર્યાં છે તેનો આ મહાસભા સ્વીકાર કરે છે અને સાનંદ નોંધ લે છે કે, દારૂ પર આયાત-જકાત વધારવામાં આવી છે, દેશી દારૂ પર કર નાખવામાં

આવ્યો છે, બંગાળની સરકારે શરાબ ગાળવાના ખાનગી ઠેકા રાખવાની પદ્ધતિ નાબૂદ કરી છે, અને મદ્રાસ સરકારે ૧૮૮૯–૯૦માં ૭૦૦૦ દારૂની દુકાનો બંધ કરી છે. એમ છતાં, આ મહાસભા એમ દિલગીરી સાથે જણાવે છે કે, તા. ૧–૩–૧૮૯૦ના સરકારી ગૅઝેટમાં પ્રસિદ્ધ થયેલા ખરીતાના ફકરા ૧૦૩થી ૧૦૫માં દર્શાવેલી બાબતોનો બધી પ્રાન્તિક સરકારો ખરા દિલથી અમલ કરે તે માટે હિંદી સરકાર પર દબાણ લાવવાની જરૂર છે; ખાસ કરીને તે ખરીતાના ૧૦૩ ફકરાની નીચે જણાવેલી પેટાકલમ મુજબ અમલ થવાની જરૂર છે:

'સ્થાનિક લોકમત કેવો છે તે જાણવાનો પ્રયત્ન થવો જોઈએ અને તે જાણ્યા પછી લોકમતને ઉચિત માન આપવું જોઈએ.'

૫. મીઠાવેરો — હિંદી સરકારની નાણાકીય સ્થિતિમાં સારો સુધારો થયો છે અને થોડા વખત ઉપર મીઠાવેરામાં વધારો કરવામાં આવેલો તેને માટે હવે ખાસ કારણ રહ્યું નથી; તેથી આ મહાસભા એ જરૂરી માને છે કે, મીઠાવેરામાં કરેલો વધારો વહેલી તકે બંધ કરવો જોઈએ. તે માટે પ્રમુખશ્રીને સત્તા આપવામાં આવે છે કે, તેઓ મહાસભા તરફથી નામદાર વાઈસરૉયની કારોબારી સમિતિ પર એક ખાસ અરજી મોકલી આપે.

૬. કાયમી જમાબંધી — હિંદી વજીરના ૧૮૬૨ ના ખરીતામાં જમાબંધીના સિદ્ધાન્તો રજૂ કરવામાં આવ્યા હતા અને તેનો ૧૮૬૫ ના ખરીતામાં ફરી નિર્દેશ કરવામાં આવ્યો હતો, અને તે રીતે કામચલાઉ જમાબંધી વિસ્તારોમાં કાયમી જમાબંધી કરી આપવાનું વચન આપવમાં આવ્યું હતુ તે જોતાં, અને તેને અંગેની શરતો ક્યારનીય પૂરી થઈ છે તે જોતાં, આ મહાસભા હિંદી સરકારને અદબપૂર્વક અરજ કરે છે કે, હિંદી વજીરે, પચીસ કરતાં વધુ વરસો ઉપર, જમાબંધી કાયમ અને સ્થિર કરવા માટે સ્પષ્ટ વચન આપેલુ છે તે મુજબ, સક્રિય પગલાં લેવા માટે સરકાર વચનથી બંધાયેલી છે; માટે તેણે આ પ્રશ્ન વિના વિલંબે હાથ ધરવો જોઈએ.

૭. સરકારી અમલદારો અને મહાસભા — કલકત્તાનાં ઘણાં છાપાંઓમાં, દેખીતી રીતે સરકારી લાગતી એવી નીચેની જાહેરાત વાંચીને મહાસભાને આશ્ચર્ય થાય છે:

મહાસભા

બંગાળની સરકારને એવી ખબર પડી છે કે, મહાસભાના મંડપના પ્રેક્ષક-વિભાગની ટિકિટો કલકત્તામાં વસતા ઘણા સરકારી અધિકારીઓને મોકલવામાં

આવી છે. તેથી સરકારી બધાં ખાતાઓના ઉપરીઓ અને તેમના હાથ નીચેના નોકરોને એવો પરિપત્ર મોકલવામાં આવ્યો છે કે, હિંદી સરકારના હુકમ મુજબ સરકારી નોકરો આવી સભાઓમાં પ્રેક્ષક તરીકે હાજરી આપે એ ઇષ્ટ નથી અને તેવી સભાઓના કામકાજમાં ભાગ લેવાની બિલકુલ મનાઈ છે.

આ ઉપરાંત બંગાળાના નામદાર ગવર્નરના ખાનગી મંત્રીએ મહાસભાની સ્વાગત સમિતિના મંત્રી ઉપર નીચેનો પત્ર લખ્યો છે તેનો પણ મહાસભાએ વિચાર કર્યો છે :

બેલવેડિયર,
૨૮ ડિસેમ્બર, ૧૮૯૦

મે. સાહેબ,

મહાસભાના મંડપમાં પ્રેક્ષક તરીકે હાજર રહેવા માટે આપે ગઈ કાલે બપોરે મારા સરનામે ૭ ટિકિટો મોકલી તે આ સાથે પાછી મોકલું છું. નામદાર ગવર્નર અને તેમનાં કુટુંબીજનો તરફથી મને કહેવાની સૂચના મળી છે કે, હિંદી સરકારના હુકમ મુજબ સરકારી અધિકારીઓને આવી સભાઓમાં હાજરી આપવાની સ્પષ્ટ મનાઈ હોવાથી, તેઓ ઉપરની ટિકિટોનો ઉપયોગ કરી શકે તેમ નથી.

આપનો વિશ્વાસુ,
પી. સી. લ્યોન
ખાનગી મંત્રી.

આ મહાસભાના પ્રમુખશ્રીને સત્તા આપવામાં આવે છે કે, ઉપરની સૂચના પ્રમાણે સરકારી નોકરોને મહાસભાની બેઠકમાં પ્રેક્ષક તરીકે પણ હાજર રહેવાની મનાઈ કરવામાં આવી છે તે તરફ નામદાર વાઈસરૉયનું પોતે ધ્યાન ખેંચે અને વિનયપૂર્વક પૂછે કે, બંગાળાના ગવર્નર સાહેબે હિંદી સરકારના હુકમનો જે અર્થ કર્યો છે તે બરાબર છે કે નહિ.

૮. લંડનના કાર્યકરોનો આભાર — ગયા વર્ષમાં પાર્લામેન્ટના સભ્ય શ્રી ચાર્લ્સ બ્રેડલોએ આ દેશની જે અમૂલ્ય સેવા બજાવી છે તે માટે તેમનો આભાર માને છે. ઉપરાંત સર વિલિયમ વેડરબર્ન, ડબ્લ્યુ. એસ. કેન, જે. બ્રાઇટ મેકલારેન, જે. એલિસ, જ્યૉર્જ યૂલ અને દાદાભાઈ નવરોજી—એ સર્વેએ મહાસભાની બ્રિટિશ શાખાના પ્રમુખ તરીકે ઉત્સાહ અને શક્તિપૂર્વક જે નિસ્વાર્થ સેવા બજાવી છે તે બદલ તેમનો પણ આભાર માને છે. અને શાખાના મંત્રી શ્રી. ડિગ્બી તથા ઇંગ્લંડ મોકલેલા પ્રતિનિધિ મંડળના સભ્યો — શ્રી. સુરેન્દ્રનાથ બેનરજી, આર. એન મુધોળકર, ડબ્લ્યુ. સી. બેનરજી, અર્ડલી નોર્ટન અને એ. ઓ. હ્યૂમ — એમણે તેમને સોંપેલું ભારે કામ જે રીતે કરી બતાવ્યું તેની આ મહાસભા ભારે કદર કરે છે.

તથા એ પ્રતિનિધિ મંડળને જે બ્રિટિશ લોકોએ આવકાર આપ્યો અને મંડળના એક કે વધુ સભ્યોને ૫૦ ઉપરાંત જાહેરસભાઓમાં અને તેથી વધારે ખાનગી સભાઓમાં તેમને સહાનુભૂતિપૂર્વક સાંભળ્યા, તે બદલ તેમની પ્રત્યે આભાર વ્યક્ત કરે છે.

૯. મકાનમાલિકોનો આભાર — મહાસભાના પ્રતિનિધિઓના ઉપયોગ માટે નીચેના મકાનમાલિકોએ કૃપા કરી પોતાનાં મકાનો વાપરવા આપ્યાં તે બદલ તેમનો આભાર માનવામાં આવે છે:

ત્રિવોલી ગાર્ડન્સના માલિક કુમાર દેવેન્દ્ર મલીક ઍન્ડ બ્રધર્સ, મોહન બાગાન વિલાના માલિકો એન. સી. બોઝ અને બાબુ ભુપેન્દ્રનાથ બસુ, માનનીય સર રમેશચંદ્ર મિત્ર, ટી. એન. પલીત બાબુ જાનકીનાથ રાય, ગોપી મોહન રાય, હરેન્દ્રનાથ રાય, કિશોરી મોહન રાય, રમાનાથ ઘોષ અને જમાદાર ધાશીરામ.

૧૦. સાતમું અધિવેશન — મહાસભાનું સાતમું અધિવેશન મદ્રાસ, મધ્યપ્રાંત અને વરાડની સમિતિઓ સંયુક્ત મહામંત્રી સાથે મસલત કરીને નક્કી કરે તે મુજબ, તા. ૨૬ ડિસેમ્બર ૧૮૯૧, ના રોજ મદ્રાસ અગર નાગપુર ખાતે રાખવું.

૧૧. લંડનમાં બેઠક — જો બધી રીતે અનુકૂળતા હોય તો ૧૮૯૨માં માં સો જેટલા પ્રતિનિધિઓની મહાસભાની બેઠક ઇંગ્લંડમાં ભરવાની જોગવાઈ કરવી. આથી મહાસભાની સ્થાયી સમિતિઓને સૂચના કરવામાં આવે છે કે, પોતાના વિભાગમાંથી તેઓ જે પ્રતિનિધિઓને મોકલવા માગતા હોય તેમનાં નામ આવતી બેઠકમાં રજૂ કરવાં.

૧૨. સ્થાયી ફંડ — મહાસભાના સંયુક્ત મહામંત્રીના હાથમાં હાલ જે નાણાં હોય અને હજુ બીજાં આવવાનાં હોય તેમાંથી રૂ. ૨૦,૦૦૦ મહાસભાના કાયમી ફંડમાં લઈ જવા અને તેને બાંધી થાપણો તરીકે રોકવા અને ૧૮૯૦ની ચાલુ સાલમાં તેમને જે નાણાં મળે તે મહાસભાની બ્રિટિશ કમિટીના તાત્કાલિક ઉપયોગ માટે રાખવાં. જ્યારે ૧૮૯૧ નું સભ્યોનું લવાજમ વસૂલ આવે ત્યારે આ રીતે આપેલી રકમ પાછી લઈને તેને પણ કાયમી ફંડમાં લઈ જવી.

૧૩. નાણાવ્યવસ્થા — મહાસભાની બ્રિટિશ કમિટીના ખર્ચ માટે, ખાનગી મદદ મળે તે ઉપરાંત રૂ ૪૦,૦૦૦ અને મહામંત્રીના ઑફિસ ખર્ચ માટે રૂ. ૬૦૦૦ મંજૂર કરવામાં આવે છે. જુદી જુદી જિલ્લા સમિતિઓ તેમાં નક્કી કર્યા મુજબ પોતાનો ફાળો આપે.

૧૪. મહામંત્રી — આવતા વરસ માટે મહામંત્રી તરીકે શ્રી એ. ઓ. હ્યૂમને અને તેમના સહમંત્રી તરીકે પં. અયોધ્યાનાથને ફરી ચૂંટવામાં આવે છે.

૧૫. ઇંગ્લંડમાં પ્રચારકાર્ય — મહાસભાએ જે પ્રકારના રાજકીય સુધારા માટે આગ્રહ રાખ્યો છે તેનો ઇંગ્લંડમાં બ્રિટિશ પ્રજામાં પ્રચાર કરવા માટે નીચેના સભ્યોને રીતસર નીમવામાં આવે છે:

શ્રી. જી. યૂલ, ફિરોઝશાહ મહેતા, ડબ્લ્યુ. સી. બેનરજી, જે. એડમ, મનમોહન ઘોષ, એ. ઓ. હ્યૂમ, કાલીચરણ બેનરજી, દાદાભાઈ નવરોજી, ડી. એ. ખરે, અને કોઈ વિભાગની સ્થાયી સમિતિઓ જેમને માટે મંજૂરી આપે અને જેઓ તે કામ સ્વેચ્છાએ સ્વીકારવા ખુશી હોય તેવા બીજા ગૃહસ્થો.

## ૭

# સાતમું અધિવેશન—નાગપુર

(તા. ૨૮થી ૩૦ ડિસેંબર, ૧૮૯૧)

૧. મહાસભાનું અધિવેશન — ઇંગ્લંડમાં મહાસભાનું અધિવેશન થાય ત્યાં સુધી હિંદમાં તેનું અધિવેશન ભરવાનું બંધ રાખવું ઇષ્ટ છે કે કેમ, અને જો બંધ ન રાખવું તો પ્રતિનિધિઓની સંખ્યા, સ્થળ વગેરે અંગે કેવા નિયમો રાખવા, તે બાબત વિચાર કરીને ચાલુ માસની ૩૦મી કે તે પહેલાં રિપોર્ટ કરવા માટે નીચેના સભ્યોની સમિતિ નીમવામાં આવે છે:

અધિકારની રૂએ સભ્યો — મહાસભાના પ્રમુખ, સ્વાગત પ્રમુખ, મહામંત્રી, સંયુક્ત મહામંત્રી, મહાસભાના સ્થાયી સલાહકારો.

સામાન્ય સભ્યો — શ્રી સુરેન્દ્રનાથ બેનરજી, વિજયરાઘવાચારી, હાફીઝ એમ. અબ્દુલ રહીમ, ગંગાપ્રસાદ વર્મા, પ્રિન્ગલે કેનડી, ગુરુપ્રસાદ સેન, ડી. ઈ. વાચ્છા, એમ. બી. નામજોષી, હમીદ અલીખાન, વિષ્ણુ મોરેશ્વર ભીડે, મુરલીધર, મુદોળકર, દેવરાવ વિનાયક, ગોપાલરાવ ભીડે, બિપિન કૃષ્ણ બોઝ, દાજી આબાજી ખરે, મદન મોહન માલવિયા, સાલિગ્રામ સિંહ, શંકરન નાયર.

૨. ધારાસભાઓ — પહેલાંની બધી બેઠકોના નિશ્ચયનું આ મહાસભા ફરી સમર્થન કરે છે કે, જ્યાં સુધી લોકોના ચૂંટાયેલા પ્રતિનિધિઓને પોતાના દેશની ધારાસભાઓમાં પોતાનો અવાજ સંગીનપણે રજૂ

કરવાની તક આપવામાં નહિ આવે, ત્યાં સુધી હિંદનું શાસન કદી સારી રીતે કે ન્યાયપૂર્વક ચાલવાનું નથી અને લોકો કદી સુખી અને સંતોષી થવાના નથી. આથી ગ્રેટ બ્રિટન અને આયર્લેન્ડના લોકોને–જેમની હિંદ પ્રત્યેની ભલી લાગણી મહાસભા સાભાર સ્વીકારે છે — વિનયપૂર્વક વિનંતી કરવામાં આવે છે કે, તેઓ આ પ્રકારની ન્યાયી અને જરૂરી સુધારણા કરવામાં જરાય ઢીલ નિભાવી લે નહિ.

૩. ગરીબાઈ — અગાઉની મહાસભામાં રજૂ કરેલા વિચારોનું આ મહાસભા ફરી સમર્થન કરે છે કે:

હિંદની વસ્તીમાંથી પૂરા ૫ કરોડ માણસો ભૂખમરાની અણી પર કંગાળ જીવન ગુજારે છે. તે સંખ્યામાં વરસોવરસ વધારો થતો જાય છે અને દરેક દસકામાં લાખો લોકો ભૂખમરાથી ખરેખર નાશ પામે છે.

આ દુઃખમય સ્થિતિ મુખ્યત્વે નીચેનાં કારણોને લઈને છે:

(ક) હિંદના લોકોને પોતાના દેશની રાજ્યવ્યવસ્થા અને નાણાવિષયક અધિકારમાંથી બાકાત રાખવામાં આવ્યા છે તે; આનો ઉપાય ઉપર ઠરાવ બીજામાં બતાવેલો છે.

(ખ) અત્યારના રાજતંત્રમાં લશ્કરી અને બિનલશ્કરી–ખાસ કરીને લશ્કરી–ખાતાંઓમાં જે અસાધારણ ખર્ચ થાય છે તે;

(ગ) જમીનમહેસૂલની ટૂંકી દૃષ્ટિની પદ્ધતિ. તેનાથી હિંદની ખેતીવાડી, જેની ઉપર દેશની ૯/૧૦ વસ્તીનો આધાર છે, તેમાં સુધારો થઈ શકતો નથી અને ધીમે ધીમે ખેતી બગડતી જાય છે.

આથી નીચેના સુધારા અતિ જરૂરી છે કે:

રાજ્યવહીવટનો ખર્ચ ઘણો ઘટાડી નાખવો જોઈએ. તે માટે સ્થાયી લશ્કર ઘણું ઓછું કરી નાખવું જોઈએ; હાલ ટૂંકા સમય માટે શાહી લશ્કરની ટુકડીઓને રોકવામાં આવે છે તેમની ભરતી કરવામાં ઇંગ્લંડમાં ભારે ખર્ચ થાય છે, તેમને લાવવા લઈ જવામાં પણ ભારે ખર્ચ થાય છે, અને તેઓ અહીંનાં હવાપાણીથી ટેવાયેલા ન હોવાથી તેવા જુવાનોમાં ઘણાં મરણ થાય છે. આથી તેમને બદલે ઈસ્ટ ઇંડિયા કંપનીની માફક લાંબા સમય માટે સ્થાનિક યુરોપિયન ટુકડીઓ રાખવી જોઈએ; સરહદના કહેવાતા રક્ષણ માટે ઘણાં વરસોથી જે ગંજાવર ખર્ચ કરવામાં આવે છે તે બંધ કરવું જોઈએ; લશ્કરી સરંજામ ખાતામાં માલની ખરીદી અને વપરાશમાં કડકાઈથી કરકસર કરવી જોઈએ; બહારથી અત્યંત મોંઘા અમલદારો લાવવાને બદલે તેમની જગ્યાએ ઓછા ખરચાળ દેશી અમલદારો રાખવા જોઈએ; બ્રિટિશ સરકારે ત્રીસ વરસ પર આપેલા વચન અનુસાર જમીનમહેસૂલ કાયમી

કરવા માટે એકદમ વ્યવસ્થા કરવી જોઈએ; હાલ કેટલેક ઠેકાણે ૧૦થી ૧૨ વરસ જેટલા ટૂંકા સમય માટે જમાબંધી ઠરાવવામાં આવે છે તેથી જમીન સુધારવાની તક મળતી નથી, માટે જમીન સુધારવા માટે મૂડી-મજૂરીને એકત્ર કરવાની તક આપવી જોઈએ; અને ખેતીવાડી માટે બૅન્કો સ્થાપવી જોઈએ.

આ મહાસભા ગ્રેટ બ્રિટન અને આયર્લૅન્ડના લોકોને અંતઃકરણપૂર્વક વિનંતી કરે છે કે, હાલના અસંતોષકારક રાજ્યવહીવટની ખામીઓને લીધે લોકોના જીવનાં બલિદાન લેવાય છે તે તેઓ ચલાવી લે નહિ અને આ સુધારા જલદી દાખલ કરાવવા માટે આગ્રહ કરે. હાલના રાજ્યવહીવટની પાછળ બેશક બૂરો હેતુ નથી, પણ તેથી તેનું અસંતોષકારકપણું જરાય ઓછું નથી.

૪. શસ્ત્રબંધી — અગાઉની મહાસભાઓના અભિપ્રાય સાથે આ મહાસભા સંમત છે કે, દેશનું પૂરતું અને ખરેખરું રક્ષણ કરવા માટે એ ઇષ્ટ છે કે, સરકારે હિંદી પ્રજામતને સંતોષીને હિંદીઓને પોતાનાં ઘરબાર અને સરકારનું રક્ષણ કરવાની લાયકાત મેળવવા માટે, નીચેની જુદી જુદી રીતે સુધારા કરીને, ઉત્તેજન આપવું જોઈએ :

(ક) (૧૮૮૯ની બેઠકના ૬ઠ્ઠા ઠરાવ મુજબ) શસ્ત્રબંધીના કાયદામાં સુધારા કરીને;

(ખ) હિંદમાં લશ્કરી કૉલેજો સ્થાપીને તેમાં હિંદીઓને ઠરેલા ધોરણ મુજબ અને તેમની શક્તિ અને લાયકાત મુજબ લશ્કરી અમલદારોની તાલીમ આપીને;

(ગ) સામ્રાજ્યમાં વસતી લશ્કરી કોમો માટે લશ્કરી સેવાનું ધોરણ દાખલ કરીને;

(ઘ) ગ્રેટ બ્રિટનની માફક હિંદમાં ઠેર ઠેર સ્વયંસેવક દળો ઊભાં કરવાની પ્રવૃત્તિને કાયદાથી ઉત્તેજન આપીને.

૫. સનંદી પરીક્ષાઓ — અગાઉની મહાસભાઓ સાથે સંમત થઈને આ મહાસભા જાહેર કરે છે કે, હિંદના લોકોને કેવળ ન્યાય કરવા ખાતર અને હિંદીઓને રાજવ્યવસ્થામાં વધુ ને વધુ રોકવાના એક ઉપાય તરીકે એ જરૂરી છે કે, હાલમાં ઇંગ્લંડમાં લેવાતી સરકારી નોકરીની પરીક્ષાઓ હિંદમાં પણ સાથેસાથ લેવાવી જોઈએ.

૬. મીઠાવેરો આવકવેરો અને આબકારી — અગાઉની મહાસભાઓની પેઠે આ મહાસભા નીચેના સુધારા માટે જોરશોર ફરી આગ્રહ કરે છે :

(ક) મીઠાવેરામાંથી ઓછામાં ઓછો તાજેતરમાં કરેલો વધારો કાઢી નાંખવો જોઈએ.

(ખ) આવકવેરાની ઓછામાં ઓછી હદ રૂ ૫૦૦ને બદલે રૂ ૧૦૦૦ રાખવી જોઈએ.

(ગ)-તા. ૧ માર્ચ ૧૮૮૦ના સરકારી ગૅઝેટમાં પ્રસિદ્ધ થયેલ ખરીતાના પૅરા ૧૦૩-૫માં દર્શાવેલી આબકારી નીતિ સહૃદયતાથી અમલમાં મૂકવા બધી પ્રાન્તિક સરકારો પર હિંદી સરકારે સતત દબાણ કરવું જોઈએ અને ગામડાંમાં તેનો અમલ ઐચ્છિક રાખવાની સરળ પદ્ધતિ દાખલ કરવી જોઈએ.

૭. ન્યાય અને કારોબાર ખાતાં — ન્યાય અને કારોબાર ખાતાંનો વહીવટ ઘણી રીતે અસંતોષકારક છે તે જોતાં, અગાઉની મહાસભાઓની પેઠે આ મહાસભા મજબૂત ભલામણ કરે છે:

(ક) ન્યાય અને કારોબાર ખાતાં સંપૂર્ણ રીતે જુદાં પાડવાં અને એક જ અધિકારીના હાથમાં કદી બન્ને ખાતાં ન રાખવાં;

(ખ) જે ભાગમાં હજી જૂરીની પદ્ધતિ દાખલ ન થઈ હોય ત્યાં તે પદ્ધતિ દાખલ કરવી;

(ગ) જૂરીના અભિપ્રાયની ઉપરવટ જઈને ગુનેગારને છોડી ન મૂકવાની જે સત્તા પહેલવહેલી ૧૮૭૨માં હાઈકોર્ટને આપવામાં આવી છે તે પાછી ખેંચી લેવી;

(ઘ) ફોજદારી કાયદામાં એવો સુધારો કરવો કે, વારંટ કેસના આરોપીઓ પોતાનો કેસ માજિસ્ટ્રેટની કોર્ટમાં ચલાવવાને બદલે સેશન્સ કોર્ટમાં ચલાવવાની માગણી કરી શકે;

(ઙ) પોલીસ ખાતામાં નીચેના મહત્ત્વના સુધારા દાખલ કરવા કે — નીચલી પાયરીના પોલીસની સંખ્યામાં ઘટાડો કરવો, તેમની લાયકાતનું ધોરણ વધારવું અને પગાર વધારવા; તેમની ભરતી વધારે સંભાળપૂર્વક કરવી. ઊંચી પાયરીની જગ્યાઓ માટે, હાલ તે ખાતામાં ઘણાખરા ઉચ્ચ અધિકારીઓ અને તેમના મદદનીશો જેવા હોય છે, તેમના કરતાં લોકોના શિષ્ટવર્ગ સાથે વધારે સંબંધ હોય અને લશ્કરી દમામથી ઓછા ટેવાયેલા હોય અને વધુ શક્તિશાળી હોય તેવા લોકોને પસંદ કરવા.

૮. કેળવણી — અગાઉની મહાસભાઓના કેળવણી વિષયક ઠરાવનું આ મહાસભા સમર્થન કરે છે કે, હાલ સરકારની નીતિ બધા પ્રકારની કેળવણીનું ખર્ચ ઓછું કરવાની છે તેને બદલે તે વધારવાની હોવી જોઈએ. અને તેમાં એક ઘણી અગત્યની એવી ઔદ્યોગિક કેળવણીને ઉત્તેજન આપવાની

જરૂર જોઈને, દેશની ઔદ્યોગિક પરિસ્થિતિની તપાસ કરવા માટે એક મિશ્ર કમિશન નીમવાની જરૂર ઉપર ફરી ભાર મૂકે છે.

૯. જનરલ બૂથ—

જનરલ બૂથનો નીચેનો તાર વાંચ્યો:

'હિંદના ભૂખે મરતા લાખો ગરીબોના હિત તરફ લક્ષ આપવા હું મહાસભાનું ધ્યાન ખેંચવાની રજા લઉં છું. અને એવી વિનંતી કરું છું કે, આ નિરાધાર સંખ્યાબંધ લોકોને કોઈ પડતર જમીન પર બંધુભાવે વ્યવસ્થિત રીતે વસાવવા માટે મહાસભા કોઈ યોજના વિચારે, જેથી તંદુરસ્ત જીવનને માટે આવશ્યક જરૂરિયાતો હાલ તેમને મળતી નથી તે તેમને મળી શકે. મહાસભાના આ પ્રયત્નો પર ઈશ્વરના આશીર્વાદ ઊતરે એવી મારી પ્રાર્થના છે. માનવ જાતિના દુઃખનિવારણ માટેના કોઈ પણ પ્રયત્નમાં હું તમારી સાથે છું.'

ઉપરના તારના જવાબમાં તેમને નીચેનો તાર મોકલી આપવો:

'મહાસભાએ આપનો માયાળુ સંદેશો વાંચ્યો. તે માટે આપનો ભાવપૂર્વક આભાર માને છે. હિંદના ૫ થી ૬ કરોડ અર્ધ-ભૂખ્યા ગરીબોની દુઃખી સ્થિતિનો પ્રશ્ન મહાસભાના પાયામાં રહેલો છે. દેશમાં અંદર અંદર વસ્તીની ફેરબદલી કરવાથી તેમની સ્થિતિમાં દેખીતો સુધારો થઈ શકે તેમ નથી. આ દેશવ્યાપી ગરીબાઈ જે કારણોથી ઉપસ્થિત થઈ છે તે કારણો દૂર કરવાથી અને લોકોનું નૈતિક ધોરણ ઊંચુ લાવવાથી જ સાચો સુધારો થઈ શકે તેમ છે. પહેલી બાબત વિષે મહાસભાના કાર્યક્રમમાં હવે બધા આવશ્યક સુધારાને સ્થાન આપવામાં આવ્યું છે; બીજી બાબત વિષે દરેક પ્રાન્તમાં અને દરેક નાતમાં, ખાનગી અને જાહેર મંડળો વરસો વરસ વધુ ને વધુ ઉત્સાહથી કામ કરે છે. ઘણા ભલા મિશનરીઓ પણ તે ક્ષેત્રમાં કામ કરી રહ્યા છે. અને આપનો અમારે આભાર માનવો જોઈએ કે, આપના સંઘના લોકો પણ અમારી પ્રજાની ઉન્નતિ કરવાના ભલા કામમાં લાગેલા છે. આ દિશામાં આપના અને અમારા પ્રયત્નો સફળ થાઓ એવી પ્રાર્થના છે. જુદા જુદા ઘણા પંથના માણસો આ મહાસભામાં છે, ને બધા અમારા ગરીબ બંધુઓને મદદ કરનાર સૌ કોઈને પ્રેમપૂર્વક આવકાર આપે છે.'

૧૦. મહાસભાનું અધિવેશન—આ મહાસભાના પહેલા ઠરાવથી નિમાયેલી કમિટીનો નીચેનો રિપોર્ટ વાંચ્યો:

'આપે કમિટી નીમીને અમને વિચારણા માટે સોંપેલી બાબત પર અમે વિચાર કરી જોયો છે અને તે માટે વિષય વિચારિણી સભાના ઘણા સભ્યો અને

બીજા પ્રતિનિધિઓની સાથે પણ અવિધિસર વાત કરી જોઈ છે. અમારો એવો સ્પષ્ટ અભિપ્રાય છે કે, બ્રિટિશ મહાસભાની બેઠક થાય ત્યાં સુધી આ મહાસભાની વાર્ષિક બેઠક બંધ રાખવાની જરૂર નથી અને ભવિષ્યની બેઠકો અગાઉના ધારાધોરણ પ્રમાણે ભરવાનું ચાલુ રાખવું જોઈએ.'

આ ઉપરથી ઠરાવ કરવામાં આવે છે કે, હિંદના રાજ્યતંત્રમાં સઘળા જરૂરી સુધારા દાખલ ન થાય ત્યાં સુધી મહાસભાની વાર્ષિક બેઠક ભરવાનું ચાલુ રાખવું જોઈએ.

૧૧. જંગલ ખાતું — સરકારી જંગલ ખાતાના કાયદાના અમલને પરિણામે લોકોમાં – ખાસ કરીને દક્ષિણ વિભાગમાં – ઘણો ગંભીર અસંતોષ પેદા થયો છે તે લક્ષમાં લઈને, હિંદી સરકારને અદબપૂર્વક પણ જોરથી આગ્રહ કરવામાં આવે છે કે, આ બાબત સંભાળપૂર્વક તપાસ કરીને કાયદાની કડકાઈ ઓછી કરવાનો પ્રયત્ન કરવો જોઈએ, જેથી ગરીબ લોકોને તે કાયદો બહુ નડે નહિ.

૧૨. સર વેડર્નબર્ન વગેરેનો આભાર — આ મહાસભા, સર વિલિયમ વેડરબર્ન અને બ્રિટિશ મહાસભા સમિતિના સભ્યોએ ગયા વરસમાં હિંદની કરેલી સેવા બદલ તેમનો આભાર માને છે અને તેમને માનપૂર્વક વિનંતી કરે છે કે, તેઓએ, આ મહાસભાએ અહીં ચર્ચેલા વિષયોમાં જ રસ લેવા ઉપરાંત, જેમાં મહાસભાએ સ્વીકારેલા કોઈ સિદ્ધાંત સાથે સંબંધ હોય તેવા હિંદને લગતા જે જે પ્રશ્નો તેમની સમક્ષ યોગ્ય રીતે રજૂ કરવામાં આવે તે બધા પ્રશ્નોમાં રસ લઈને, તેમણે પોતાનું સેવાક્ષેત્ર વિસ્તારવા કૃપા કરવી.

૧૩. શ્રીમતી બ્રૅડલોને આશ્વાસન — શ્રી. ચાર્લ્સ બ્રેડલોએ આ દેશની જે અપૂર્વ સેવા કરી છે તે બદલ હિંદભરની આભારની લાગણી અને તેમના અકાળ અવસાનથી દેશભરમાં છવાયેલી ઊંડી શોકની લાગણી આ મહાસભા વ્યક્ત કરે છે. પ્રમુખશ્રીએ આ ઠરાવની નકલ બ્રિટિશ મહાસભા સમિતિ મારફત શ્રીમતી બોનર બ્રેડલોને મોકલી આપવી.

૧૪. શ્રી. દાદાભાઈની સેવા — શ્રી દાદાભાઈ નવરોજીએ છેલ્લી ૦ા સદી કરતાં વધુ વરસોમાં હિંદની જે ઊંચા પ્રકારની મહાન સેવા કરી છે તેની આ મહાસભા રીતસર ઊંડી કદર કરે છે અને તેમનામાં પોતાનો અવિચલ વિશ્વાસ જાહેર કરે છે. તથા એવી હૃદયપૂર્વક આશા રાખે છે કે, મધ્ય ફિન્સબરી વિભાગમાંથી તેઓ આવતી પાર્લામેન્ટની ચૂંટણીમાં સફળતાપૂર્વક ચૂંટાઈ આવે. અને મધ્ય ફિન્સબરી વિભાગમાં કે ઇંગ્લંડના ગમે તે ભાગમાંથી જ્યાં જ્યાં લોકોએ તેમને પાર્લામેન્ટની ચૂંટણીમાં મદદ કરી હોય

કે કરવાના હોય તે બધાનો, હિંદની વિરાટ જનતાના પ્રતિનિધિ તરીકે, મહાસભા અત્યંત હૃદયપૂર્વક આભાર માને છે.

૧૫. *ઇંગ્લંડમાં મહાસભા* — ૧૮૯૦ની મહાસભાની કલકત્તાની બેઠકના ઠરાવ મુજબ ૧૮૯૨માં સોથી ઓછા નહીં એટલા પ્રતિનિધિઓની મહાસભા ઇંગ્લંડમાં ભરવાની હતી, તે બેઠક માટે ચાલતી તૈયારીઓ, ઇંગ્લંડમાં થોડા વખતમાં સામાન્ય ચૂંટણી થવાની હોવાથી, બ્રિટિશ મહાસભા સમિતિની ભલામણ મુજબ ચૂંટણી પૂરી થતાં સુધી મુલતવી રાખવી.

૧૬. *બ્રિટિશ કમિટીનું ખર્ચ* — (*૧૮૯૨ના વરસ માટે આગલી બેઠકના* ઠરાવ ૧૩ મુજબ ફરી ઠરાવ કર્યો.)

૧૭. *મહામંત્રી* — આવતા વરસ માટે મહામંત્રી તરીકે શ્રી. એ. ઓ. હ્યૂમ અને તેમના સહમંત્રી તરીકે શ્રી. પંડિત અયોધ્યાનાથને ફરી ચૂંટવામાં આવે છે.

૧૮. *આઠમું અધિવેશન*— *મહાસભાનું આઠમું અધિવેશન તા. ૨૬* ડિસેમ્બર ૧૮૯૨, ના રોજ અલ્હાબાદ ખાતે ભરવું.

૮

૨. સરકારી નોકરીઓ — સરકારી નોકરીઓ અંગે નિમાયેલા કમિશને કરેલા રિપોર્ટ ઉપર હિંદી સરકારે જે ઠરાવ કર્યો છે તે પ્રત્યે આ મહાસભા ઊંડી દિલગીરી જાહેર કરે છે. કારણ કે :

(ક) જો કમિશનની ભલામણો પૂર્ણપણે સ્વીકારવામાં આવી હોત તો ૧૮૬૧ ના કાયદા મુજબની યાદીમાંથી જે જગાઓ બાતલ રાખવામાં આવી છે તે વ્યવસ્થિત નક્કી કરેલી યાદીમાં સમેલ થાત અને તે હિંદીઓને માટે અનામત રહેત. સરકારી ઠરાવ આ જગ્યાઓને બિલકુલ જુદી પાડે છે અને તે માટેની નિમણૂંકો ૧૮૭૦ના કાયદા અનુસાર કરવા માગે છે.

(ખ) 'પ્રાન્તિક નોકરી'ની ૧૦૮ જગાઓએ હિંદીઓને નીમવાની કમિશને ભલામણ કરી હતી ત્યારે ફક્ત ૯૩ જગ્યાઓ હિન્દીઓ માટે ખુલ્લી મૂકવામાં આવી છે અને આસામની જગાઓની સંખ્યા હજુ જાહેર કરવામાં આવી નથી.

(ગ) કમિશને બંગાળા અને બીજા કેટલાક પ્રાંતોનાં મહેસૂલી બોર્ડ અને જિલ્લા કમિશનરની જગ્યાઓ માટે ભલામણ કરી હતી, પણ સરકારે તેનો અમલ કર્યો નથી.

(ઘ) ન્યાયાધીશની જગ્યાઓમાંથી કે જેટલી 'પ્રાન્તિક નોકરી'વાળા માટે ખુલ્લી રાખવા માટે કમિશને ભલામણ કરી હતી ત્યારે સરકારે કે ખુલ્લી મૂકી છે.

૩. સનંદી પરીક્ષાઓ — આ મહાસભા ફરી પોતાનો સ્પષ્ટ અભિપ્રાય જાહેર કરે છે કે, સનંદી પરીક્ષાઓ હિંદ અને ઇંગ્લંડમાં એકીસાથે લેવામાં નહિ આવે ત્યાં સુધી હિંદના લોકોને કદી પૂરો ન્યાય થવાનો નથી.

ન્યાય અને કારોબાર ખાતાં બંને એક જ અમલદારના હાથમાં રહેવાથી કેવી ગંભીર ગરબડ ઊભી થાય છે તે જોઈને, આ મહાસભા ફરી પોતાનો હૃદયપૂર્વકનો અને મક્કમ નિર્ણય જાહેર કરે છે કે, આ બે ખાતાંને સંપૂર્ણ રીતે જુદાં પાડવાં એ એકદમ જરૂરી છે. તેમ કરવાથી કેટલાક પ્રાંતોમાં વધારાનું ખર્ચ કરવું પડે તોપણ સરકારે આ સુધારો વગર વિલંબે દાખલ કરવો જોઈએ.

૪. નાણાચલણ — નાણાચલણના પ્રશ્નનું મહત્ત્વ અને તે વિષેના મતમતાંતરો જોતાં, આ મહાસભા, એવી હૃદયપૂર્વક આશા રાખે છે કે, સરકારે બ્રસેલ્સ પરિષદ પૂરી થતાં સુધી, ચલણમાં કોઈ ફેરફાર નહિ કરવો; સિવાય કે, કોઈ પરદેશી સરકાર એવું પગલું લે કે જે દેશના હિતને નુકસાન કરે અને તેને લીધે સરકારને ચલણમાં ફેરફાર કરવો પડે. વિશેષમાં લૉર્ડ હર્શેલ કમિટી જે ભલામણો કરે તે પર ચોક્કસ પગલું ભરતા પહેલાં તેની દરખાસ્તો

પ્રજા આગળ ચર્ચા માટે સરકાર રજૂ કરશે એવી પણ મહાસભા આશા રાખે છે.

૫. अगाउना ठरावोनुं समर्थन — આ મહાસભા અગાઉની બેઠકોના નીચેના ઠરાવોનું ફરી ભારપૂર્વક સમર્થન કરે છે: (ક થી ઝ) (અનુક્રમે તે જુઓ ઈ. સ. ૧૮૯૧, ની બેઠકનો ઠરાવ ૬ ક, ખ, ગ; ૭ ઘ, ૭ ૪ ક, ખ, ગ, ઘ)

૬. जूरी द्वारा तपास — કેસો ચલાવવાની જૂરીની પ્રથાના સંબંધમાં અત્યારે ચાલતી સરકારી નીતિ અને ખાસ કરીને બંગાળા અને આસામની સરકારે ઘણાખરા ગંભીર કેસોમાં જૂરી દ્વારા તપાસનો હક બંધ કર્યો છે તે, એ ઉપરથી આ મહાસભાને ઊંડી ચિંતા અને ધાસ્તીની લાગણી થાય છે અને ખૂબ અદબપૂર્વક પણ દૃઢતાથી તે નીતિનો વિરોધ કરે છે. એ કાર્ય પશ્ચાત પડતું, અત્યાઘાતી, અને દેશના સાચા હિતને માટે હાનિકારક છે; તેથી હિંદી સરકારને વિનંતી છે કે, તે એ પગલું રદ કરાવે; અને તે સરકાર તેમ ન કરે તો ઇંગ્લંડની સરકારે તેમ કરવું જોઈએ. અને અગાઉની બેઠકોના ઠરાવો મુજબ, હાલ બ્રિટિશ હિંદમાં ફોજદારી કાયદાનો અમલ અસંતોષકારક હોવાથી લોકો માટે એ જ એક સલામતીનું સાધન છે તેથી, જ્યાં જ્યાં એ પ્રથા ન હોય ત્યાં એ દાખલ કરવી જોઈએ.

૭. लश्करी खर्च — ઈ. સ. ૧૮૮૫-૮૬ની સાલમાં સામ્રાજ્યનું વાર્ષિક લશ્કરી ખર્ચ અસાધારણ રીતે વધ્યું છે. તેનું મુખ્ય કારણ એ છે કે, આ દેશની સ્વાભાવિક રક્ષણહદની બહાર લશ્કરી પ્રવૃત્તિ કરવામાં આવે છે. યુરોપનાં મહારાજ્યોના બ્રિટિશ સામ્રાજ્યના સંબંધને લીધે તેમ બને છે. તેથી આ મહાસભાનો અભિપ્રાય છે કે, હિંદને કેવળ ન્યાય કરવા ખાતર, તે ખર્ચનો વાજબી હિસ્સો બ્રિટિશ તિજોરીમાંથી આપવો જોઈએ અને તેટલા પ્રમાણમાં હિંદની તિજોરી પરનો બોજો ઓછો કરવો જોઈએ.

૮. केळवणी — આ મહાસભાનો એવો દૃઢ અભિપ્રાય છે કે, દેશની હાલની કેળવણી-વિષયક સ્થિતિ જોતાં, સરકાર ઉચ્ચ કેળવણી માટે મદદ આપવાનું બંધ કરે તે કોઈ રીતે જરૂરી નથી. અને આગલી બેઠકોના ઠરાવો સાથે સંમત થતાં આ મહાસભા ખૂબ ભારપૂર્વક જાહેર કરે છે કે, કેળવણીની બધી શાખાઓમાં સરકારે વધુ ખર્ચ કરવાની જરૂર છે, અને તેમાંય ખાસ અગત્યની જે ઔદ્યોગિક કેળવણી તે વધારવાની જરૂર જોતાં, હાલની ઔદ્યોગિક પરિસ્થિતિની તપાસ કરવા માટે એક મિશ્ર કમિશન નીમવાની જરૂર છે.

૯. गरीबाई अने आर्थिक सुधारणा — ૧૮૯૧ની બેઠકના ત્રીજા ઠરાવનું આ મહાસભા ફરી ભારપૂર્વક સમર્થન કરે છે અને જણાવે છે કે,

હિંદની વસ્તીમાંથી પૂરા ૫ કરોડ માણસો ભૂખમરાની અણી પર જીવે છે; તે સંખ્યામાં વરસોવરસ વધારો થતો જાય છે; અને દરેક દસકામાં લાખો લોકો ભૂખમરાથી ખરેખર નાશ પામે છે. તે ધ્યાનમાં લઈને આ મહાસભાને અત્યંત જરૂરી લાગે છે કે, રાજતંત્રનું ખર્ચ, ખાસ કરીને લશ્કરી ખર્ચ, ખૂબ ઘટાડી નાખવું જોઈએ અને બ્રિટિશ સરકારે ત્રીસ વરસ ઉપર આપેલા વચન અનુસાર જમીનમહેસૂલને કાયમી કરવા માટે એકદમ વ્યવસ્થા કરવી જોઈએ. હાલ કેટલેક ઠેકાણે ૧૦થી ૧૨ વરસ જેટલા ટૂંકા સમય માટે જમાબંધી ઠરાવવામાં આવે છે તેથી જમીન સુધારવાની તક મળતી નથી. માટે જમીન સુધારવા માટે મૂડી-મજૂરીને એકત્ર કરવાની તક આપવી જોઈએ અને ખેતીવાડી માટે બૅન્કો સ્થાપવી જોઈએ.

આ મહાસભા ગ્રેટ બ્રિટન અને આયર્લૅંડના લોકોને અંતઃકરણપૂર્વક વિનંતી કરે છે કે, હાલના અસંતોષકારક રાજ્યવહીવટની ખામીઓને લીધે લોકોના જીવનાં બલિદાન લેવાય છે તે તેઓ ચલાવી લે નહીં અને મહાસભાએ વખતોવખત ભારપૂર્વક સૂચવેલા સુધારા જલદી દાખલ કરાવવા માટે આગ્રહ કરે. હાલના રાજ્યવહીવટની પાછળ બેશક બૂરો હેતુ નથી, પણ તેથી તેનું અસંતોષકારકપણું જરાય ઓછું થતું નથી.

૧૦. જંગલો — (૧૮૯૧ની બેઠકનો ૧૧મો ઠરાવ ફરી કર્યો.)

૧૧. 'સરકારી નોકરી કમિશન' — નીચે લખેલી અરજીના ધોરણે એક અરજી ઘડવા માટે શ્રી. ડબ્લ્યુ. સી. બેનરજી, ફિરોજશાહ મહેતા, સુરેન્દ્રનાથ બેનરજી, અને રા. બ. આનંદ ચાર્લુની સમિતિ નીમવામાં આવે છે. અને પ્રમુખશ્રીને સત્તા આપવામાં આવે છે કે, મહાસભા તરફથી એ અરજી પોતાની સહીથી પાર્લમેન્ટના સભ્ય શ્રી. દાદાભાઈ નવરોજી ઉપર, પાર્લમેન્ટમાં રજૂ કરવા માટે, મોકલી આપવી.

અરજી — પાર્લમેન્ટમાં એકત્રિત થયેલા ગ્રેટ બ્રિટન અને આયર્લૅન્ડના માનનીય સભ્યો જોગ,

અલ્હાબાદ ખાતે ૨૮થી ૩૦ ડિસેમ્બર, ૧૮૯૨, ના રોજ મળેલી આઠમી હિંદી રાષ્ટ્રીય મહાસભાના પ્રમુખ અને પ્રતિનિધિઓની નમ્રતાપૂર્વક અરજ કે :

(ક) આઠમી હિંદી રાષ્ટ્રીય મહાસભામાં પસાર થયેલ ઠરાવ અનુસાર આમની સભાના માનનીય સભ્યોના ધ્યાન ઉપર લાવવાની અમે રજા લઈએ છીએ કે, 'સરકારી નોકરી કમિશન'ના રિપોર્ટ ઉપર સરકારે જે હુકમો કર્યા છે તે પ્રત્યે સમસ્ત દેશમાં ઊંડી નિરાશાની લાગણી પ્રવર્તે છે.

(ખ) કમિશનને હિંદી સરકારે એવી યોજના રજૂ કરવા જણાવ્યું હતું કે જે સામાન્ય રીતે છેવટની ગણાય અને જેથી હિંદીઓને વિશાળ પાયા

ઉપર ઊંચી નોકરીમાં સ્થાન મળે અને તેમની માગણી પૂરી સંતોષાય. આમાંથી એક હેતુ કમિશનના કામથી બર આવ્યો નથી. 'નિયત ('સ્ટૅટ્યૂટરી') નોકરી'ને ધોરણે નિમણૂકો થતી હતી તે હવે રદ કરવામાં આવી છે અને ૧૮૭૦ના કાયદાથી લોકોને જે લાભ મળતો હતો તે પૂરેપૂરો આપવા માટે કંઈ બંદોબસ્ત થયો નથી. સરકારે કમિશન નીમવા, પોતાના ઠરાવમાં જણાવ્યું હતું કે, '૧૮૭૦નો કાયદો નોંધપાત્ર ઉદારતાવાળો અને વિસ્તૃત છે. તેનાથી હિંદી સરકાર અને હિંદી વજીરને એવી સત્તા મળે છે કે, તેઓ બંને એકત્ર થઈને એવા નિયમો ઘડી શકે, જેથી અત્યાર સુધી સનંદી નોકરો માટે અનામત રહેતી જગ્યાઓએ હિંદીઓને નીમી શકાય.' પણ કમિશનની તપાસને પરિણામે હિંદીઓને માટે આવી જગ્યાઓ ઓછી કરવામાં આવી છે.

(ગ) સનંદી નોકરી માટે હિંદ અને ઇંગ્લંડમાં એકીસાથે પરીક્ષા લેવા બાબતમાં પણ કમિશનના રિપોર્ટ ઉપરથી અને તે ઉપરના સરકારી ઠરાવથી કંઈ સંતોષ થયો નથી. કમિશન સમક્ષ પડેલી જુબાનીનો એક એકીસાથે બન્ને ઠેકાણે પરીક્ષા લેવાનો હતો. જુબાની આપનારાનો ઘણો મોટો ભાગ તેની તરફેણમાં હતો.

(ઘ) કમિશનના રિપોર્ટ ઉપરના સરકારી ઠરાવથી સર્વત્ર એટલી નિરાશા જણાય છે કે, આ મહાસભાને આ બાબત પાર્લમેન્ટ સમક્ષ મૂકીને એવી વિનંતી કરવાની જરૂર લાગે છે કે, હિંદીઓને સરકારી નોકરીમાં લેવા સંબંધમાં ૧૮૭૦ના કાયદાનો બરાબર અમલ કરવા માટે પાર્લમેન્ટ હિંદી સરકારને સૂચના આપે.

૧૨. પંજાબ ધારાસભા — ૧૮૮૫ની પહેલી બેઠકના ઠરાવ મુજબ આ મહાસભાનો અભિપ્રાય છે કે, પંજાબ પ્રાન્તની સુરાજ્યવ્યવસ્થા માટે તે પ્રાન્તની જુદી ધારાસભા રચવાની અત્યંત જરૂર છે. સંયુક્ત પ્રાન્તમાં એવી ધારાસભા રચવામાં આવી છે તે જોતાં પંજાબ માટે તેમ કરવામાં વિલંબ કરવામાં નહિ આવે એવી આશા છે.

૧૩. બ્રિટિશ કમિટીનો આભાર — સર વિલિયમ વેડર્નબર્ન અને બ્રિટિશ મહાસભા સમિતિના સભ્યોએ ગઈ સાલમાં હિંદની જે સેવા કરી છે તે બદલ તેમનો ખૂબ આભાર માનવામાં આવે છે અને તેમણે તે સમિતિની, ઑફિસની, અને સામયિક 'ઇન્ડિયા' માટે કરેલી નવી વ્યવસ્થા પૂરેપૂરી મંજૂર રાખવામાં આવે છે. બ્રિટિશ કમિટીના મંત્રી તરીકે શ્રી. વિલિયમ ડિગ્બીએ કરેલી સેવા માટે પણ આભાર માનવામાં આવે છે.

૧૪. અનીતિવિરોધી કાયદો — હિંદી સરકારે હમણાં અનીતિવિરોધી કાયદો કરવા ધાર્યો છે તે બાબતમાં આ મહાસભા તકેદારી રાખે છે

તે બદલ આ મહાસભા તેની આભારી છે અને કાયદાથી અનીતિને માન્ય રાખવાના ધોરણ્ સામે ફરી એક વાર પોતાનો વિરોધ જાહેર કરે છે.

૧૫. લંડનની મહાસભા — ૧૮૯૦ની મહાસભાની કલકત્તાની બેઠકના ઠરાવ મુજબ, સોથી ઓછા નહીં એટલા પ્રતિનિધિઓની મહાસભા, બધું અનુકૂળ હોય તો, ૧૮૯૨માં ઇંગ્લંડમાં ભરવાની હતી, તે બેઠક માટે ચાલતી તૈયારીઓ ઇંગ્લંડની અત્યારની રાજકીય પરિસ્થિતિ ધ્યાનમાં લઈને, ૧૮૯૩ની મહાસભાની બેઠક થતા સુધી બંધ રાખવી.

૧૬. ફિન્સબરીના મતદારોનો આભાર — મધ્ય ફિન્સબરીના મતદારોએ શ્રી. દાદાભાઈ નવરોજીને આમની સભાના સભ્ય તરીકે ચૂંટી મોકલ્યા તે માટે, હિંદની વિશાળ જનતાના પ્રતિનિધિ તરીકે, આ મહાસભા તેમનો ખૂબ અદબથી અને ભાવપૂર્વક આભાર માને છે. વિશેષમાં શ્રી. દાદાભાઈએ આ દેશની કરેલી ભારે સેવાની મહાસભા ઊંડી કદર કરે છે, તેમનામાં પોતાનો અવિચલ વિશ્વાસ ફરી જાહેર કરે છે, અને આમની સભામાં હિંદના પ્રતિનિધિ તરીકે તેમને ગણે છે.

૧૭. સ્થાયી ફંડ — 'ન્યૂ ઓરિયેન્ટલ બૅન્ક કૉર્પોરેશન લિ.' હાલ ફડચામાં ગયેલી હોવાથી, તેમાં રોકેલાં મહાસભાનાં નાણાં હાલ સ્થગિત થઈ ગયાં છે. તે ફંડના ટ્રસ્ટીઓને સત્તા આપવામાં આવે છે કે, તેમાંથી હાલ ઓછામાં ઓછા ૫૦૦ પાઉંડ બ્રિટિશ કમિટીને મોકલવા અને પછીથી સ્થાયી કમિટીઓના ઉઘરાણામાંથી રકમ ભરપાઈ કરવી.

૧૮. બ્રિટિશ કમિટીનું ખર્ચ — મહાસભાની બ્રિટિશ કમિટી તરફથી રજૂ થયેલી હકીકત લક્ષમાં લઈને આ મહાસભાનો એવો અભિપ્રાય છે કે, ૨૮૦૦ પાઉંડ જેટલા રૂપિયા તે કમિટીના ૧૮૯૨–૯૩ની સાલના ખર્ચ માટે મંજૂર કરવા. સ્થાયી કમિટીઓ સાથે થયેલી વ્યવસ્થા મુજબ, તેમની પાસેથી ઉઘરાવવાની રકમમાંથી અત્યાર સુધીમાં વસૂલ આવેલી રકમ બાદ કરીને તે રકમ બનતી તાકીદે ઇંગ્લન્ડ મોકલી આપવી.

૧૯. મહામંત્રી — મહાસભાના આવતી સાલના મહામંત્રી અને મદદનીશ મહામંત્રી તરીકે અનુક્રમે શ્રી. એ. ઓ. હ્યૂમ અને શ્રી. રા. બ. પી. આનંદ ચાર્લુને નીમવામાં આવે છે.

૨૦. નવમું અધિવેશન — મહાસભાનું નવમું અધિવેશન ૧૮૯૩ની નાતાલ પછી નક્કી થાય તે મુજબ અમૃતસર ખાતે રાખવું.

૨૧. દરભંગાના મહારાજાનો આભાર — નામદાર દરભંગાના મહારાજા સાહેબે પોતાનો કેસલ મહેલ અને તેનું ચોગાન કૃપાવંત થઈને

આ મહાસભાની બેઠક ભરવા માટે આપ્યાં તે સારુ તેમનો ખૂબ આભાર માનવામાં આવે છે.

૨૨. સ્થાયી ફંડ — મહાસભાના સ્થાયી ફંડના ટ્રસ્ટી તરીકે સ્વ. પં. અયોધ્યાનાથની જગ્યાએ પં. વિશ્વંભરનાથની નિમણૂકને મંજૂર રાખવામાં આવે છે.

## ૯

## નવમું અધિવેશન—લાહોર

(તા. ૨૭ થી ૩૦ ડિસેમ્બર, ૧૮૯૩)

૧. ધારાસભાનો કાયદો — હિંદી ધારાસભાઓને લગતા ૧૮૯૨ના કાયદાનો નામદાર વાઇસરૉયે જે ઉદાર ભાવથી અમલ કરવાનો પ્રયત્ન કર્યો છે તે માટે આ મહાસભા તેમનો અંતઃકરણપૂર્વક આભાર માને છે. પણ તે કાયદાની ભાવનાનો બરાબર અમલ કરવો હોય તો હિંદી સરકારે તેના પેટા નિયમોમાં અને ઘણી ખરી પ્રાન્તિક સરકારોએ તેના અમલમાં ઘણા સુધારા કરવાની જરૂર છે. વળી હિંદના એક અગત્યના પ્રાન્ત પંજાબને વાઇસરૉયની કે કોઈ પ્રાન્તિક કાઉન્સિલમાં કંઈ પ્રતિનિધિત્વ મળ્યું નથી, તે આ મહાસભા દિલગીરીની સાથે જણાવે છે.

૨. પંજાબ માટે ધારાસભા — (૧૮૯૨ની બેઠકનો ૧૨મો ઠરાવ ફરી કર્યો.)

૩. અગાઉના ઠરાવોનું સમર્થન — (૧૮૯૨નો ૫મો ઠરાવ ફરી કર્યો.)

૪. દાક્તરી નોકરી — આ મહાસભાનો અભિપ્રાય છે કે, દાક્તરી શિક્ષણ, દાક્તરી વિદ્યા અને તે અંગેના વૈજ્ઞાનિક કાર્યના વિકાસની દૃષ્ટિથી તથા આર્થિક સુવ્યવસ્થાની દૃષ્ટિથી, હિંદમાં હવે બીજા સુધરેલા દેશોની પેઠે, લશ્કરથી અલગ અને સ્વતંત્ર ધોરણે દાક્તરી નોકરીની પુનર્રચના કરવી જોઈએ, જેથી કેળવણીની ખાતર દરેક પ્રકારની કેળવણીને ઉત્તેજન આપવાની સરકારની નીતિનો અમલ થાય, અને મળી શકે તેવા ઉત્તમ શક્તિશાળી માણસોને અને ખાસ કરીને આ દેશના લોકોને દાક્તરી અને વૈજ્ઞાનિક ક્ષેત્રમાં કામ કરવાની તક મળે અને હિંદમાં દાક્તરીનો ધંધો વિકાસ પામે.

૫. સનંદી પરીક્ષાઓ— સનંદી નોકરીની પરીક્ષાઓ હિંદ અને ઇંગ્લંડમાં એકીસાથે લેવા બાબત બ્રિટિશ પાર્લામેન્ટે જે ન્યાયી અને ડહાપણભરી નોંધ કરી છે તે બદલ આ મહાસભા આભાર માને છે અને

તે મોભાદાર પીઠ મંડળને અંતઃકરણપૂર્વક વિનંતી કરે છે કે, તે પોતાના હુકમોનો હિંદી સરકાર અને હિંદી વજીર પાસે તાબડતોબ અમલ કરાવવાનો આગ્રહ રાખે.

૬. ન્યાય અને કારોબાર ખાતાં — આ દેશના સઘળા લોકોને અસહ્ય ત્રાસરૂપ એવું હિંદના બ્રિટિશ અમલનું ગંભીર કલંક ( ન્યાય અને કારોબાર ખાતાનું એકહથ્થુપણું ) નાબૂદ કરવા માટે હિંદી સરકારને આ મહાસભાએ દર વરસે વિનંતી કર્યા કરી છે, પણ તેનું કંઈ પરિણામ આવ્યું નથી અને આવવાની આશા નથી. તેથી હિંદી વજીરને નમ્રતાપૂર્વક વિનતી કરવામાં આવે છે કે, તેઓ ન્યાય અને કારોબાર ખાતાં તદ્દન અલગ કરવા માટે દરેક પ્રાન્તમાં જુદી જુદી કમિટી નીમે, જેમાં ઓછામાં ઓછા અડધા સભ્યો જુદી જુદી કચેરીઓના કામના અનુભવી અને બિનસરકારી શિક્ષિત હિંદીઓને નીમવા જોઈએ. તેઓ એવી યોજના તૈયાર કરે કે જેથી બન્ને ખાતાં જુદાં પાડવા માટે ઓછામાં ઓછો ખર્ચમાં વધારો થાય. તે યોજના ઉપર જુદી જુદી પ્રાન્તિક સરકારો પોતાના અભિપ્રાય આપે અને તે હિંદી વજીર નક્કી કરે તે તારીખે તેમની સમક્ષ રજૂ થાય.

૭. વેશ્યાનો ધંધો અને ચેપી રોગો— હિંદી કચેરીની કમિટીમાંના પાર્લામેન્ટના સભ્યોએ હિંદી છાવણીઓમાં વેશ્યાઓ અને ચેપી રોગોનાં ધારાધોરણો વિષે જે રિપોર્ટ કર્યો છે, તે પર વિચાર કરીને આ મહાસભા તેની નીચેની ભલામણોને ટેકો આપે છે:

ક. તે રિપોર્ટમાં દર્શાવેલી પદ્ધતિ અને તેને અંગે ઊભો થયેલ વ્યવહાર તથા તેનાં ધારધોરણો જેને આધારે તે વ્યવહાર નભે છે, તે બધું આમની સભાના તા. ૫–૬–૧૮૮૮ના ઠરાવના સાદા અર્થ સાથે બંધબેસતું નથી.

ખ. આ ગેરરીતિઓ પદ્ધતિસર અટકાવવાનો એક જ અસરકારક ઉપાય છે કે તે માટે સ્પષ્ટ કાયદો કરવો.

૮. ગરીબાઈ— આ મહાસભા આગામી બેઠકોના ઠરાવો સાથે સંમત થઈને જણાવે છે કે:

હિંદમાં પૂરા પાંચ કરોડ લોકો ભૂખમરાની અણી પર કંગાળ જીવન ગુજારે છે અને તે સંખ્યામાં વરસોવરસ વધારો થતો જાય છે તથા દરેક દસકામાં લાખો લોકો ભૂખમરાથી ખરેખર નાશ પામે છે.

આથી આ દુઃખમય સ્થિતિ મિટાવવા તાત્કાલિક પગલાં લેવા એક વાર ફરી સરકારને વિનંતિ કરવામાં આવે છે.

૯. જંગલો— સરકારી જંગલ ખાતાના કાયદાના અમલને પરિણામે લોકોમાં – ખાસ કરીને દક્ષિણ હિંદમાં અને પંજાબના કેટલાક ડુંગરાળ વિભાગોમાં – ગંભીર અસંતોષ પેદા થયો છે, તે ધ્યાનમાં લઈને હિંદી સરકારને ખૂબ અદબથી પણું જોરપૂર્વક વિનંતી કરવામાં આવે છે કે, તેઓ આ બાબતમાં સંભાળપૂર્વક તપાસ કરે અને તે કાયદાની કડકાઈ દૂર કરવાનો પ્રયત્ન કરે, જેથી ગરીબોને તે કાયદો ઓછો નડતરરૂપ થાય.

૧૦. કાયમી જમાબંધી — આ મહાસભાએ અગાઉ વખતોવખત બ્રિટિશ સરકારને અરજ કરેલી છે કે, સરકારે ત્રીસ વરસ પર આપેલા વચન મુજબ જ્યાં જ્યાં મહેસૂલ કાયમી અને સ્થિર ન હોય ત્યાં તે દાખલ કરવું. આ માગણીનું મહાસભા ફરી જોરપૂર્વક સમર્થન કરે છે. વિશેષમાં બંગાળા અને બિહારમાં હાલની કાયમી જમાબંધીની માપણી અને બીજી બાબતોમાં તથા મદ્રાસમાં નક્કી થયેલ કાયમી વિભાગોની સનદો આપવાની શરતોમાં, સરકારે જે દખલગીરી કરવા માંડી છે, તે પ્રત્યે લોકોમાં ખૂબ ભય ફેલાયો છે; તે પ્રત્યે સરકારનું આ મહાસભા ધ્યાન ખેંચે છે અને જણાવે છે કે, ગંભીરપણે આપેલાં જાહેર વચનોનો, ગમે તેવાં કારણો હોય તોપણ, જો ભંગ કરવામાં આવે તો તે રાષ્ટ્રીય આપત્તિરૂપ હોવાથી, કાયમી જમાબંધી અને તેના ખાતેદારો ઉપર કઈ પણ આક્રમણ કરવામાં આવશે, તો યોગ્ય અને શક્ય સઘળા ઉપાયોથી તેનો વિરોધ કરવામાં આવશે.

૧૧. હિંદી વજીરના ૧૮૬૨ અને ૧૮૬૫ના ખરીતામાં આપેલાં વચન મુજબ હિંદી સરકારે જે પ્રાન્તોમાં કાયમી જમાબંધી નથી ત્યાં તે દાખલ કરી નથી એટલું જ નહીં, પણ સરકારે હિંદી વજીરની સંમતિથી ૧૮૮૨ અને ૧૮૮૪માં નક્કી કર્યા મુજબ સુધારેલા રૂપમાં કાયમી જમાબંધી દાખલ કરીને ભવિષ્યના મહેસૂલવધારામાંથી મુક્તિ આપી નથી, તે પ્રત્યે આ મહાસભા અત્યંત દિલગીરી જાહેર કરે છે.

૧૨. કેળવણી — આ મહાસભાનો એવો અભિપ્રાય છે કે, દેશની હાલની કેળવણીવિષયક સ્થિતિ જોતાં, સરકારે ઉચ્ચ કેળવણી માટે મદદ આપવાનું બંધ કરવું જોઈએ નહીં. વિશેષમાં આગલી બેઠકોના ઠરાવોનું જોરપૂર્વક સમર્થન કરવામાં આવે છે કે, બધા પ્રકારની કેળવણીનું ખર્ચ વધારવું જોઈએ અને અગત્યની ઔદ્યોગિક કેળવણી વધારવાની ખાસ જરૂર જોતાં, હાલની ઔદ્યોગિક પરિસ્થિતિની વિચારણા માટે એક મિશ્ર કમિશન નીમવું જોઈએ. વળી દેશના ઘણા લોકોની ભારે ગરીબાઈ જોતાં, આ મહાસભાની મક્કમ ભલામણ છે કે, બધી સરકારી અને મ્યુનિસિપલ

શાળા મહાશાળાઓમાં વિદ્યાર્થીઓના વાલીઓની શક્તિના પ્રમાણમાં ફી ઘટાડવી જોઈએ અને ખૂબ ગરીબ વિદ્યાર્થીઓની ફી તો બિલકુલ માફ કરવી જોઈએ. અને હિંદીઓનો સાર્વત્રિક અભિપ્રાય જોતાં હાલ કેળવણીમાં બૌધિક વિકાસ તરફ વધારેપડતું લક્ષ અપાય છે, તેને બદલે શાળા મહાશાળાના બધા વર્ગોમાં વિદ્યાર્થીઓના શારીરિક વિકાસ તરફ ઓછામાં ઓછું સરખું ધ્યાન તો અપાવું જ જોઈએ.

૧૩. न्याय अने कारोबार खातां — હિંદી વજીરે તાજેતરમાં હિંદી સરકાર ઉપર મોકલેલા ખરીતામાં એવો વિચાર રજૂ કરવામાં આવ્યો છે કે, એવા પ્રસંગો કલ્પી શકાય કે જ્યારે કારોબારી ખાતાને ન્યાય ખાતાની ભૂલોની ટીકા કરવાની ફરજ થઈ પડે. મહાસભાનો અભિપ્રાય છે કે, આવી ટીકાથી ન્યાય ખાતાની સ્વતંત્રતામાં લોકોનો વિશ્વાસ રહેશે નહીં. તેથી હિંદી વજીરના ઉપરના અભિપ્રાય પ્રત્યે આ મહાસભા દિલગીરીપૂર્વક પોતાનો વિરોધ જાહેર કરે છે.

૧૪. नाणाचलण — હિંદની ટંકશાળોમાં ખાનગી ચાંદીના સિક્કા પાડી આપવાનું બંધ કરવા માટે હિંદી સરકારે તાજેતરમાં ઉતાવળ કરીને જે કાયદો પસાર કર્યો છે તે પ્રત્યે આ મહાસભા અત્યંત દિલગીરી બતાવે છે. એ રીતે સિક્કા પાડવાનું બંધ કરવાથી લોકો ઉપર અચોક્કસ કરવેરાનો બોજો વધ્યો છે અને અગત્યના ઉદ્યોગધંધાઓ – ખાસ કરીને મિલ ઉદ્યોગ – ગંભીરપણે અસ્તવ્યસ્ત થયો છે અને તેને નુકસાન થયું છે.

૧૫. हूंडियामणनी वधघटनो बदलो — જ્યારે દેશની નાણાકીય સ્થિતિ અસંતોષકારક દેખાય છે અને દેશ પર વધારાનો કરવેરો પડવાની ભીતિ ઊભી થઈ છે ત્યારે, આ દેશમાં ઠરીઠામ નહીં થયેલ યુરોપિયન અને યુરેશિયન સરકારી નોકરોને હૂંડિયામણની વધઘટ માટે સરકારે વળતર આપવાનું ઠરાવ્યું છે. તેથી સરકારને વરસે એક કરોડ રૂપિયા ઉપરાંત વધુ ખર્ચ થશે અને બેન્કોને ૧,૩૧,૦૦૦ પાઉંડનું વધુ ખર્ચ વેઠવું પડશે. મહાસભા સરકારના આ ઠરાવનો ભારપૂર્વક વિરોધ કરે છે.

રજૂઆત કરી છે તે માટે આ મહાસભા તેમનો અંતઃકરણપૂર્વક આભાર માને છે. અને આમની સભાને આદરપૂર્વક વિનંતી કરે છે કે, તે ખર્ચની ન્યાયી વહેંચણી કરવા માટે વહેલી તકે નામ૦ આમની સભાના સભ્યોની એક કમિટી નીમવી.

૧૮. पंजाब माटे हाई कोर्ट— પંજાબમાં ન્યાયખાતાના અમલની દૃષ્ટિએ ત્યાંની મુખ્ય કચેરીને હાઈકોર્ટ બનાવવાનો વખત હવે પાકી ગયો છે એવો આ મહાસભાનો અભિપ્રાય છે.

૧૯. फिन्सबरीना मतदारो— મધ્ય ફિન્સબરીના મતદારોએ મહાસભાના હેતુઓ પ્રત્યે બતાવેલી સહાનુભૂતિ સારુ અને તેમના ચૂંટાયેલા માનનીય સભ્ય શ્રી. દાદાભાઈની સેવાઓ મહાસભાને ઉદારતાથી આપવા સારુ આ મહાસભા તેમનો ખૂબ આભાર માને છે અને આશા રાખે છે કે, શ્રી. દાદાભાઈ પાર્લામેન્ટમાં મધ્ય ફિન્સબરી અને હિંદના પ્રતિનિધિ તરીકે લાંબો વખત રહેશે.

૨૦. ब्रिटिश कमिटी— બ્રિટિશ મહાસભા સમિતિના અને 'ઇન્ડિયા' સામયિકના ૧૮૯૪ની સાલના ખર્ચ માટે રૂ. ૬૦,૦૦૦ મંજૂર કરવામાં આવે છે. તે માટે શાખાઓ માટે નક્કી થયા મુજબ અથવા હવે પછી થાય તે મુજબ તેમણે આવતી સાલમાં પોતાનો ફાળો આપવો.

૨૧. आभार — સર વિલિયમ વેડર્બર્ન અને બ્રિટિશ મહાસભા સમિતિના સભ્યોએ ગઈ સાલમાં હિંદની જે સેવા કરી છે તે માટે આ મહાસભા તેમનો ખૂબ આભાર માને છે.

૨૨. महामंत्री— આવતી સાલ માટે શ્રી. એ. ઓ. હ્યૂમને ફરી મહામંત્રી તરીકે ચૂંટવામાં આવે છે

૨૩. दसमुं अधिवेशन— હવે પછી નક્કી થાય તે મુજબ ૧૮૯૪ની મહાસભાની બેઠક નાતાલના દિવસોમાં મદ્રાસ ખાતે રાખવી.

## દશમું અધિવેશન—મદ્રાસ

(તા. ૨૬ થી ૨૯ ડિસેમ્બર, ૧૮૯૪)

૧. કાપડ પરની જકાત — (ક) બ્રિટિશ હિંદમાં તૈયાર થતા કાપડ ઉપર આબકારી જકાત નાખવાના અન્યાયી અને ગેરરીતિભર્યા પગલા સામે આ મહાસભા પોતાનો સખત વિરોધ અદબપૂર્વક નોંધાવે છે.

(ખ) મહાસભા પોતાનો દૃઢ અભિપ્રાય જણાવે છે કે, આબકારી જકાત નાખવાની દરખાસ્ત કરવામાં લૅન્કેશાયરના ભલા માટે હિંદના હિતનો ભોગ લેવાની દૃષ્ટિ જણાય છે. આ રીતે હિંદી વજીર હિંદના હિતની અવગણના કરે, તેને મહાસભા સખત રીતે વખોડી કાઢે છે.

(ગ) આ બિલ મુજબ કાયદો કરવામાં આવે તો આ મહાસભા હિંદી સરકારને અંતઃકરણપૂર્વક વિનંતી કરે કે, તે કાયદામાં આપવામાં આવેલી સત્તા મુજબ, ૨૦ થી ૩૪ નંબરનું સૂતર જકાતમાંથી મુક્ત રાખવા માટે, હિંદી સરકારે વગર વિલંબે હિંદી વજીરની મંજૂરી મેળવવી.

(ઘ) આ ઠરાવ હિંદી સરકાર અને હિંદી વજીરને તારથી મોકલી આપવા માટે પ્રમુખશ્રીને સત્તા આપવામાં આવે છે.

૨. કાયમી જમાબંધી — (ક) બંગાળા અને બિહારમાં હાલની કાયમી જમાબંધીની માપણી અને બીજી બાબતોમાં તથા મદ્રાસમાં નક્કી થયેલ કાયમી વિભાગોની સનંદો આપવાની શરતોમાં સરકારે જે દખલગીરી કરવા માંડી છે, તે સંબંધમાં લોકોમાં ખૂબ ભય ફેલાયો છે; તે પ્રત્યે સરકારનું આ મહાસભા ધ્યાન ખેંચે છે અને જણાવે છે કે, ગંભીરપણે આપેલાં જાહેર વચનોનો, ગમે તેવાં કારણો હોય તોપણ, જો ભંગ કરવામાં આવે તો તે આપત્તિરૂપ હોવાથી, કાયમી જમાબંધી અને તેના ખાતેદારો ઉપર કંઈ પણ આક્રમણ કરવામાં આવશે તો યોગ્ય અને શક્ય સઘળા ઉપાયોથી તેનો વિરોધ કરવામાં આવશે. આ બાબત એક અરજી પાર્લામેન્ટ ઉપર મોકલવી.

(ખ) (૧૮૯૩ની બેઠકનો ૧૧ મો ઠરાવ ફરી કર્યો) અને હિંદી સરકારને વિનંતી કરી કે, સુધારેલા રૂપમાં તે કાયમી જમાબંધી દાખલ કરે અને ખેડૂતોને ઓછામાં ઓછાં ૬૦ વરસ જેટલા લાંબા સમય માટે મહેસૂલના વધારામાંથી મુક્તિ આપે, જેથી જમીનના માલિકો પોતાની જમીન સુધારે તો તેનો પૂરો લાભ તેમને મળે.

૩. ગરીબાઈ — (૧૮૯૩ ની બેઠકનો ૮ મો ઠરાવ ફરી કર્યો.)

૪. હિંદી વજીરની સમિતિ — આ મહાસભાનો અભિપ્રાય છે કે, કોઈ પણ સુધારા દાખલ કરતા પહેલાં હિંદી વજીરની સમિતિ હાલ જેવી છે તેવી નાબૂદ કરવી જોઈએ અને તેની જગ્યાએ પાર્લામેન્ટના સભ્યોની એક સ્થાયી સમિતિ નીમવી જોઈએ.

૫. પાર્લામેન્ટરી કમિટી — નામદાર બ્રિટિશ સરકારે હિંદના સરકારી ખર્ચની તપાસ કરવા માટે પાર્લામેન્ટના સભ્યોની એક સમિતિ નીમવાનું વચન આપ્યું છે તે માટે આ મહાસભા તેમનો આભાર માને છે અને સાથે જણાવે છે કે, એની મર્યાદિત તપાસ પૂરતી નહિ થાય. જો તપાસનો હેતુ બર લાવવો હોય તો, તેમાં હાલનો કરવેરાનો બોજો સહન કરવાની લોકોની શક્તિની પણ તપાસ થવી જોઈએ અને હિંદ અને બ્રિટનના નાણાકીય સંબંધો પણ તપાસવા જોઈએ.

૬. સનંદી પરીક્ષાઓ — (ક) સનંદી પરીક્ષાઓ હિંદ અને ઇંગ્લંડમાં એકીસાથે લેવા સંબંધમાં હિંદી સરકારની સાથે સંમત થઈને જે ખરીતો બહાર પાડ્યો છે તે જોઈને આ મહાસભાને ઊંડી નિરાશા થઈ છે અને તે પ્રત્યે અદબપૂર્વક પણ મક્કમ વિરોધ દર્શાવે છે. તે ખરીતામાં, ૧૮૩૩ ના ચાર્ટર ધારાથી અને તા ૧–૧૧–૧૮૫૮ ના રાણીના ઢંઢેરાથી વિરોધી એવો નવો સિદ્ધાન્ત દાખલ કરવામાં આવ્યો છે કે, સનંદી નોકરીઓમાં ગોરા અમલદારોનું ઓછામાં ઓછું અમુક પ્રમાણ રાખીને રંગભેદ ઉપર નોકરીની લાયકાત રાખવી. રાણીના ઢંઢેરામાં આપેલ ગંભીર વચનોનો હિંદી સરકાર અને હિંદી વજીરે આ રીતે ભંગ કર્યો છે.

(ખ) મહાસભાનો અભિપ્રાય છે કે, પ્રાન્તિક પાયરીની નોકરીઓનું ધોરણ દાખલ કરવાથી આ પ્રશ્નનો સંતોષકારક અગર કાયમી ઉકેલ થતો નથી. હાલ તે નોકરીનું ધોરણ જે રીતે રચાયેલું છે તે જોતાં, તે દ્વારા હિંદીઓની ન્યાયી અભિલાષા સંતોષી શકાય તેમ નથી. વળી બન્ને દેશોમાં એકીસાથે પરીક્ષા લેવાનું ધોરણ દાખલ કરવાથી નીચલી પાયરીના અમલદારોના હિતને કંઈ વાંધો આવવાનો નથી.

(ગ) ઇજનેરી ખાતું, જંગલ ખાતું, તાર ખાતું અને પોલીસ ખાતાના ઉપરી અમલદારોની ભરતી માટે બન્ને દેશોમાં એકીસાથે પરીક્ષા લેવાની વિરુદ્ધમાં કંઈ કહેવામાં આવ્યું નથી. મહાસભાએ એ સખેદ જોયું છે કે, હિંદી વજીર, હિંદી સરકાર અને પ્રાન્તિક સરકારોએ પાર્લામેન્ટના ઠરાવની આ બાબત વિષે બિલકુલ મૌન ધારણ કર્યું છે.

(ઘ) નામદાર મહારાણીની સરકારને આ મહાસભા અદબપૂર્વક આગ્રહ કરે છે કે એકીસાથે પરીક્ષાઓ લેવા અંગેનો, તા. ૨–૬–૧૮૯૩ના પાર્લામેન્ટના ઠરાવનો, હિંદના લોકોને ન્યાય કરવા ખાતર, જલદીથી અમલ કરે.

૭. ન્યાય ખાતાની જગ્યાઓની ભરતી — આ મહાસભાનો અભિપ્રાય છે કે, ન્યાય ખાતાની ઊંચી જગ્યાઓની ભરતી કરવાની પદ્ધતિ ખૂબ અસંતોષકારક છે વળી જિલ્લાની સેશન્સ કોર્ટોમાં જેમને નીમવામાં આવે તેમને તે ખાતાની પૂર્વ તાલીમ આપવી જોઈએ અને બંગાળા, વાયવ્ય પ્રાંત, અયોધ્યા, મુંબઇ, મદ્રાસ અને દેશના બીજા ભાગોમાં ન્યાય ખાતાની ઊંચી જગ્યાઓ હાલ પુરાય છે તેને બદલે વકીલાતનો ધંધો કરનારામાંથી જ મોટે ભાગે પૂરવી જોઈએ

૮. દાક્તરી નોકરી — (ક) આ મહાસભાનો અભિપ્રાય છે કે, મોટા દાક્તરોની ભરતીનું હાલનું ધોરણ ઢંગધડા વગરનું, સિદ્ધાન્તની દૃષ્ટિએ બચાવ વગરનું, તેના અમલમાં હાનિકારક અને વધારેપડતું ખર્ચાળ છે. હવે એવો સમય આવ્યો છે કે, દાક્તરી શિક્ષણ, દાક્તરી વિદ્યા અને તે અંગેના વૈજ્ઞાનિક કાર્યના વિકાસની દૃષ્ટિથી તથા આર્થિક સુવ્યવસ્થાની દૃષ્ટિથી, હિંદમાં હવે બીજા સુધરેલા દેશોની પેઠે, લશ્કરથી અલગ અને સ્વતંત્ર ધોરણે દાક્તરી નોકરીની પુનર્રચના કરવી જોઈએ.

(ખ) દવાખાનાંના મદદનીશ દાકતરો અને બીજા નાના દાકતરોની સ્થિતિ અને પગારનું ધોરણ સરકારી બીજાં ખાતાંઓના તેમના દરજ્જાના નોકરોની સરખામણીમાં ઘણું અસંતોષકારક છે. તેથી તે બાબત ફરી તપાસ કરીને તેમને રાહત આપવી જોઈએ. આથી સરકારને વિનંતી છે કે, તે આ બાબતની ખુલ્લી તપાસ કરવા માટે અમલદારો અને બિન-અમલદારોનું એક મિશ્ર કમિશન નીમે

(ગ) આ મહાસભાને સંતોષ થાય છે કે, શાહી સરકારે રસાયણી પૃથક્કરણ ખાતાની એક સ્વતંત્ર ખાતા તરીકે પુનર્રચના કરવાનું વિચાર્યું છે. આવાં ખાતાંઓમાં નિષ્ણાતોના મદદનીશો ખરું પૃથક્કરણનું કામ કરે છે. તેથી મહાસભા આશા રાખે છે કે, તેમના જવાબદારીભર્યા ઉપયોગી કામની કદર કરીને સરકાર તેમને નિષ્ણાતોની કોટિમાં મૂકવાનું નહિ ભૂલે.

૯. ધારાસભાઓ — (ક) (૧૮૯૩ની બેઠકનો ૨જો ઠરાવ ફરી કર્યો.)

(ખ) અગાઉની બેઠકોના ઠરાવો સાથે સંમત થઈને આ મહાસભાનો અભિપ્રાય છે કે, ૧૮૯૨ના હિંદી ધારાસભા કાયદા અનુસાર જે નિયમો મુજબ હાલ કામ ચાલે છે તે નિયમો ઘણા અધૂરા છે. તેથી તે કાયદાનો વધારે સારી રીતે અમલ કરવા માટે દરેક પ્રાન્તની પરિસ્થિતિ અને

જરૂરિયાત પ્રમાણે ઉદાર દિલથી નવા નિયમો કરવાની નામદાર વાઇસરોયને વિનંતી કરવામાં આવે છે.

૧૦. મૈસુરના મહારાજાને અંજલિ — મૈસુરના મહારાજાના અવસાનથી ત્યાંના રાજકુટુંબને અચાનક જે ખોટ પડી છે અને તેમના ઉપર દુઃખ આવી પડયું છે તે પ્રત્યે આ મહાસભા અદબપૂર્વક સહાનુભૂતિ પ્રગટ કરે છે અને તેમને દિલાસો આપે છે. સ્વ. મહારાજાએ ડહાપણ, કાર્યકુશળતા અને ભલી લાગણીથી પોતાનું રાજ્ય ચલાવ્યું હતું. તેમનો રાજ્યવહીવટ એ હિંદના લોકોની રાજકીય શક્તિનો ધડો લેવા જેમ નમૂનો હતો અને ભાવી હિંદની રાજકીય સ્વતંત્રતાનું ઉદાહરણ હતું. એથી તેમના અવસાનથી તેમના રાજ્યની પ્રજાને જ નહિ પણ હિંદની સમસ્ત પ્રજાને ખોટ ગઈ છે.

૧૧. જૂરીની પ્રથા — (ક) આ મહાસભાનો અભિપ્રાય છે કે, દેશના જે ભાગોમાં સેશન્સ કોર્ટના કેસો જૂરીથી ચલાવવાની પ્રથા ન હોય ત્યાં તે પ્રથા દાખલ કરવાનો વખત હવે આવી લાગ્યો છે.

(ખ) (જુઓ ૧૮૮૬ની બીજી બેઠકનો ૯મો ઠરાવ)

(ગ) હાલના કાયદા પ્રમાણે ન્યાયાધીશ આરોપીને નિર્દોષ જાહેર કરે તો સરકારને તેની સામે અપીલ કરવાનો અધિકાર છે, તે અધિકાર રદ કરવાની અત્યંત આવશ્યકતા છે, એવો આ મહાસભાનો અભિપ્રાય છે.

૧૨. ન્યાય અને કારોબાર ખાતાં — આ દેશના સઘળા લોકોને અસહ્ય ત્રાસરૂપ એવું હિંદના બ્રિટિશ અમલનું ગંભીર કલંક (ન્યાય અને કારોબારી ખાતાનું એકહસ્થુપણું) નાબૂદ કરવા હિંદી સરકાર અને હિંદી વજીરને આ મહાસભાએ દર વરસે વિનંતી કર્યા કરી છે, પણ તેનું કંઈ પરિણામ આવ્યું નથી. મહાસભાએ સંતોષપૂર્વક નોંધ કરી છે કે, હિંદના બે માજી હિંદી વજીરો — લૉર્ડ કિમ્બરલી અને લૉર્ડ ક્રૉસ — આ કલંકનો સ્વીકાર કરેલો છે અને શ્રી..આર.સી.દત્ત, એમ.એમ ઘોષ, અને પી.એમ.મહેતા જેવાએ બતાવી આપ્યું છે કે, આ સુધારો કરવામાં વ્યાવહારિક કંઈ મુશ્કેલી નથી. તેથી આ મહાસભા હિંદી સરકારને વિનંતી કરે છે કે, તે દરેક પ્રાન્તમાં ન્યાય અને કારોબારી ખાતાં તદ્દન અલગ કરવા માટે (૧૮૯૪ની બેઠકના ૯મા ઠરાવ મુજબ) કમિટી નીમે અને તે વહેલામાં વહેલી તકે પોતાની યોજનાઓ રજૂ કરે.

૧૩. પંજાબ માટે હાઈ કોર્ટ — (૧૮૯૩ની બેઠકનો ૧૮મો ઠરાવ ફરી કર્યો.)

૧૪. સરકારી ખર્ચ — છેલ્લાં થોડાં વર્ષોથી સરકારી નાણાકીય સ્થિતિ મૂંઝવણભરી થવાથી ગંભીર ચિંતા ઊભી થઈ છે તે ધ્યાનમાં લઈને, આ મહાસભા પોતાનો મક્કમ અભિપ્રાય જણાવે છે કે, હાલની સ્થિતિ સુધારવાનો

એક માત્ર ઉપાય એ છે કે, લશ્કરી ખર્ચ, ઇંગ્લન્ડનું ભરણું, અને બીજા સરકારી ખર્ચમાં સારી પેઠે ઘટાડો કરવો જોઈએ. આ વિષયની તપાસ કરવા માટે એક પાર્લામેન્ટરી કમિટી નીમવાની છે તે સંબંધમાં મહાસભાની એવી મક્કમ ભલામણ છે કે, જુદા જુદા પ્રાન્તોની સ્થાયી મહાસભા સમિતિઓએ કમિટી સમક્ષ ઉપરનો વિચાર રજૂ કરવા માટે, પોતાના વિભાગમાંથી ઓછામાં ઓછો એક સારો લાયક પ્રતિનિધિ ઇંગ્લન્ડ મોકલવો.

૧૫. કેળવણી —આ મહાસભાનો મક્કમ અભિપ્રાય છે કે, દેશમાં કેળવણીની હાલની સ્થિતિ જોતાં એ આવશ્યક છે કે, ઉચ્ચ કેળવણી માટેની સરકારી મદદ કોઈ સંજોગોમાં બંધ થવી ન જોઈએ; અને આગલી મહાસભાઓના અભિપ્રાય સાથે સંમત થતાં ખૂબ જોરપૂર્વક જણાવવામાં આવે છે કે, બધા પ્રકારની કેળવણીનું ખર્ચ વધારવું જોઈએ અને ઔદ્યોગિક શાળા મહાશાળાઓ સ્થાપવી જોઈએ.

૧૬. અગાઉના ઠરાવોનું સમર્થન — આ મહાસભા અગાઉની બેઠકોના નીચેના ઠરાવોનું ફરી જોરપૂર્વક સમર્થન કરે છે:

(ક) થી (ઝ) જુઓ ૧૮૯૨ની બેઠકનો ૫મો ઠરાવ.

(ઞ) અને (ટ) જુઓ અનુક્રમે ૧૮૯૩ની બેઠકનો ૧૫મો અને ૭મો ઠરાવ.

૧૭. જિલ્લા માજિસ્ટ્રેટ—૧૮૬૧ ના પોલીસ ધારા પાંચમાની કલમ ૧૫ માં સુધારાવધારા કરીને, વધારાની પોલીસનું ખર્ચ અને નુકસાનીનો બદલો લેવા સંબંધમાં જિલ્લા માજીસ્ટ્રેટને જે સત્તા આપવાની વિચારણા ચાલે છે, તે સંબંધમાં પ્રમુખશ્રીને સત્તા આપવામાં આવે છે કે, હિંદી સરકારને મહાસભાનો એવો અભિપ્રાય જણાવવો કે, તે ફેરફાર તદ્દન મનસ્વી ભયંકર અને કદી ન થયો હોય તેવો છે.

૧૮. જંગલ ખાતું—તા. ૨૦-૧૦-૧૮૯૪ ના હિંદી ગેઝેટની પુરવણી પત્રિકામાં પ્રસિદ્ધ થયેલ હિંદી સરકારના ઠરાવ ૨૨–એફ માટે આ મહાસભા ખૂબ આભાર માને છે અને જંગલોની વ્યવસ્થામાં ખેડૂત પ્રજાના હિત તરફ સરકારી નાણાકીય હિત કરતાં વધુ ધ્યાન આપવા વિષે તેમાં રજૂ કરેલા ઉદાર સિદ્ધાન્તની ખૂબ કદર કરે છે.

વિશેષમાં વિનંતી કરે છે કે, ઠરાવમાં જણાવેલા ત્રીજા અને ચોથા વર્ગનાં જંગલોમાંથી, માલના પ્રમાણ વગેરે સંબંધમાં સરકારને યોગ્ય લાગે તેવા અંકુશો મૂકીને, બધા લોકોને બળતણ, ઘાસચારો, ખેતીનાં ઓજારો અને ઘર માટે નાનું ઇમારતી લાકડું અને જંગલની ખાવા લાયક બીજી કોઈ પણ સંજોગોમાં છૂટથી લેવા દેવી જોઈએ. અને હાલના સંજોગોમાં ગમે તેટલી મુશ્કેલી નડે તોપણ, ઉપરના ઠરાવનો અમલ કરવો જોઈએ. તે માટે હાલનાં

જંગલોનાં વિસ્તાર અને હદ એવી રીતે ગોઠવી લેવાં જોઈએ, જેથી ગ્રામ પ્રજા તરીકેના પોતાના હકો જંગલ ખાતાના નીચલા અધિકારીઓની કનડગત કે હેરાનગતિ વગર ભોગવવા માટે પૂરતો અવકાશ રહે.

૧૯. છાપાં પર પ્રતિબંધ — તા. ૨૫-૬-૧૮૯૧ ના હિંદી સરકારના પરદેશ ખાતાના સૂચનાપત્ર મુજબ બ્રિટિશ અમલ હેઠળ દેશી રાજ્યોની હદમાં છાપાંઓ પર પ્રતિબંધ મૂકયો છે તે આ મહાસભાના અભિપ્રાય મુજબ, પ્રનિગામી, મનસ્વી અને ભયંકર છે; તથા પ્રજાસ્વાતંત્ર્યનો વિરોધી અને શાહી રાજનીતિથી વિરુદ્ધ છે. મહાસભા તેનો સખત વિરોધ કરે છે અને વગર વિલંબે તે રદ કરવા વિનંતી કરે છે.

૨૦. પાણીવેરો — પાણીવેરો નાખવાની હિંદી સરકારની મનસ્વી નીતિ જોઈને આ મહાસભાને ડર લાગે છે કે, તેથી કરવેરામાં એક ગડબડિયું તત્ત્વ દાખલ થશે. તેથી સરકારને સૂચવવામાં આવે છે કે, આ વેરો ચોક્કસ વ્યવસ્થિત સિદ્ધાન્તો અનુસાર નાખવો જોઈએ, જેથી જમીનના માલિકો અને જમીનમાં પૈસા રોકનારને સલામતી લાગે.

૨૧. દક્ષિણ આફ્રિકાના હિન્દીઓ — દક્ષિણ આફ્રિકામાં વસતા હિંદીઓના મતદાર તરીકે હક પડાવી લેવા માટે ત્યાંની સરકારે જે ખરડો રજૂ કર્યો છે, તે પોતાની ખાસ સત્તાથી રદ કરવા માટે આ મહાસભા નામદાર મહારાણીની સરકારને અંતઃકરણપૂર્વક વિનંતી કરે છે.

૨૨. મહાસભાનું પ્રતિનિધિમંડળ — આ બેઠકના ઠરાવ ૧ થી ૩, ૬ થી ૯, અને ૧૧ થી ૨૧ નામદાર લૉર્ડ એલ્ગીન સમક્ષ રજૂ કરવા માટે નીચેના સભ્યોનું પ્રતિનિધિમંડળ નીમવામાં આવે છે. અને તેનું એક પ્રતિનિધિમંડળ ઇંગ્લન્ડમાં હિંદી વજીરને મળે એવી ગોઠવણ કરવા બ્રિટિશ મહાસભા સમિતિને વિનંતી કરવામાં આવે છે.

### હિંદના પ્રતિનિધિમંડળના સભ્યો

બંગાળા અને બિહારમાંથી નામદાર દરભંગાના મહારાજા સાહેબ, સર આર. સી. મિત્ર, માનનીય ડબ્લ્યુ. સી. બેનરજી, માનનીય સુરેન્દ્રનાથ બેનરજી, જે. ઘોષલ, બાબુ સાલિગ્રામ સિંહ, જનાબ શરફુદ્દીન, રાવ જોતેન્દ્ર નાથ ચૌધરી, બાબુ વૈકુંઠ નાથ સેન.

વાયવ્ય પ્રાન્ત - માનનીય રાજા રામપાલ સિંહ, માનનીય બાબુ ચારુચરણ મિત્ર.

અયોધ્યા - શેખ રજા હુસેનખાં, જનાબ હામિદ અલીખાં, બાબુ ગોકુલચંદ.

પંજાબ - સરદાર દયાલ સિંહ મજીઠિયા, શ્રી કાલી પ્રસન્ન રાય, જુલ્લંદરવાલા શેખ અમર બખ્શ, લાલા મુરલીધર, બક્ષી જોશીરામ.

૫. જૂરી પ્રથા :— આ દેશમાં જૂરી સમક્ષ કામ ચલાવવા બાબતમાં સતત ફેરફારો કરવામાં આવે છે અને બીજા ફેરફારો થયે જશે એવી ધાસ્તી રહે છે, તે તરફ આ મહાસભા ભયની નજરે જુએ છે. આવા કોઈ પણ ફેરફાર માટે બ્રિટિશ હિંદની વસ્તીના કોઈ પણ ભાગ તરફથી માગણી થઈ નથી તે જોતાં, મહાસભા વિશ્વાસ રાખે છે કે, વડી ધારાસભા સમક્ષ આ વિષયને લગતું જે બિલ છે તે ઉપર આગળ કંઈ વિચાર કરવામાં નહિ આવે; અને મહાસભાનાં આગળનાં અધિવેશનોએ પસાર કરેલા ઠરાવોનું સમર્થન કરીને, આ મહાસભા વળી વિશ્વાસ રાખે છે કે, જૂરી સમક્ષ કામ ચલાવવાની પદ્ધતિ જે જિલ્લાઓમાં અને જે ગુનાઓને લાગુ પાડવામાં નથી આવી ત્યાં લાગુ પાડવામાં આવશે અને તેના ચુકાદાઓ છેવટના ગણાશે.

૬. દેશી રાજ્યોમાં છાપખાનાનું દમન :— આ મહાસભાનો એવો અભિપ્રાય છે કે, બ્રિટિશ વહીવટ હેઠળનાં દેશી રાજ્યોના પ્રદેશમાં છાપખાનાંને મોઢે ડૂચો મારતી હિંદી સરકારના પરદેશ વિભાગની ૨૫મી જૂન ૧૮૯૧ની જાહેરાત અનુચિત, સ્વચ્છંદી અને હાનિકર્તા છે, અને સાચી મુત્સદ્દીગીરીની અને પ્રજાસ્વાતંત્ર્યની વિરુદ્ધની છે. તે પ્રત્યે આ મહાસભા ફરીથી પોતાનો અણગમો ભારપૂર્વક દર્શાવે છે અને વિલંબ કર્યા વિના તેને રદ કરવા વિનંતી કરે છે.

૭. જાહેર નોકરીનું કમિશન અને સાથે લેવાતી પરીક્ષાઓ :— અગાઉની મહાસભાઓ સાથે સંમત થઈને આ મહાસભા ફરીથી એક વાર પોતાનો ઊંડો ખેદ પ્રદર્શિત કરે છે કે, જાહેર નોકરીના કમિશનના પરિશ્રમો આ દેશના લોકો માટે સારું પરિણામ લાવવામાં લગભગ નિષ્ફળ નીવડી ચૂક્યા છે; અને પોતાની માન્યતા ફરીથી જાહેર કરે છે કે, જ્યાં સુધી જૂન, ૧૮૯૩,માં આમની સભામાં ઇંગ્લન્ડ અને હિંદુસ્તાનમાં સનંદી નોકરીની પરીક્ષાઓ એકીસાથે લેવા બાબત થયેલા ઠરાવનો અમલ કરવામાં નહિ આવે, ત્યાં સુધી આ પ્રશ્નનો સંતોષકારક ઉકેલ શક્ય નથી.

૮. સરહદની નીતિ :— હિંદી સરકારના કાયદાની ૫૬મી કલમ પાર્લમેન્ટમાં પસાર કરવામાં આવી ત્યારે ખ્યાલમાં નહિ આવેલા એવા પ્રદેશોમાં, હિંદુસ્તાનની ખરી સીમાની વાયવ્યમાં અને ઈશાનમાં બ્રિટિશ સત્તાનો ખૂબ વિસ્તાર થયો છે. તે જોતાં મહાસભાનો એવો મત છે કે, હિંદુસ્તાનનાં મહેસૂલ અને લશ્કરનો ઉપયોગ હિંદની સરહદની પાર કરવામાં આવે તે અગાઉ તે માટે પાર્લમેન્ટની મંજૂરી આવશ્યક છે એટલું જ નહિ, પણ હિંદના હિતની દૃષ્ટિએ એ અત્યંત જરૂરી છે કે, આવી બધી ચઢાઈઓનો ખર્ચ ઇંગ્લન્ડ અને હિંદ વચ્ચે વહેંચાવો જોઈએ. આવી વિશેષ બાંયધરી

વિના આગળ વધવાની લશ્કરી નીતિથી હિંદુસ્તાન ખૂબ જ ગૂંચવાડાભરેલી આર્થિક સ્થિતિમાં મુકાઈ જશે.

૯. દક્ષિણ આફ્રિકામાં હિંદીઓના હક્ક છીનવી લેવા બાબતઃ— દક્ષિણ આફ્રિકામાં વસવાટ માટે ગયેલા હિંદીઓના હક્ક ઉપર તરાપ મારવાનો જે પ્રયત્ન કરવામાં આવે છે, તે સામે પોતાનો અત્યંત ગંભીર વિરોધ બતાવવાનું આ મહાસભા આવશ્યક માને છે, અને અંતઃકરણપૂર્વક આશા રાખે છે કે, જન્મથી બ્રિટિશ એવાં પ્રજાજનોનાં હિતને જ્યારે જ્યારે હાનિ પહોંચે છે ત્યારે ત્યારે જે જુસ્સાથી બ્રિટિશ સરકાર અને હિંદી સરકાર તેવાં હિતોની રક્ષા અર્થે મદદે દોડે છે, તે જ જુસ્સાથી દક્ષિણ આફ્રિકામાં વસવાટ માટે ગયેલાઓનાં હિતોની તેઓ રક્ષા કરશે.

૧૦. ખેડૂતોનું કરજ અને મહેસૂલી વસૂલાતઃ— આ મહાસભાનો એવો મત છે કે, ખેડૂતોને કરજમુક્ત કરવાના ઉપાય તરીકે, તેમની જમીનનો નિકાલ કરવાના ખાનગી હક્ક ઉપર કાયદાથી પ્રતિબંધ મૂકવાની કોઈ પણ દરખાસ્ત અનુચિત ગણાશે, અને આગળ જતાં એનું પરિણામ એ આવશે કે, ખેડૂતોની સ્થિતિ સુધરતી અટકશે એટલું જ નહિ, પણ ખેડૂતોની સ્થિતિ વધારે માઠી બનશે. ખેડૂતોનાં કરજ કેટલેક અંશે તેમની અજ્ઞાનતાને લીધે અને કેટલેક અંશે દેશના અનેક ભાગોમાં ખેતીની ફરતી રહેતી દશાને અવગણીને મુકરર થયેલી અતિ સખત મહેસૂલી આંકણી લાગુ પાડવાની પદ્ધતિને આભારી છે. સામાન્ય શિક્ષણના પ્રચારમાં અને દેશના જે ભાગોમાં કાયમી જમાબંધી નથી ત્યાં મહેસૂલની ચાલુ પદ્ધતિની કઠોરતા ઓછી કરવામાં આનો સાચો ઉકેલ શોધાવો જોઈએ.

૧૧. ધારાસભાઓમાં પ્રશ્નો પૂછવાનો અધિકાર — આ મહાસભા સંતોષપૂર્વક નોંધ લે છે કે, ધારાસભાઓના બિનસરકારી સભ્યોને પ્રશ્નો પૂછવાનો જે હક્ક આપવામાં આવ્યો છે તેનો એકંદર રીતે વિનયી રીતે અમલ કરવામાં આવ્યો છે, જેની દેશના તેમ જ ઇંગ્લંડના અધિકારીઓએ તારીફ કરી છે. આ મહાસભા માને છે કે, પ્રશ્નો પૂછનાર સભાસદોને પ્રશ્નોનાં કારણો સમજાવતી ટૂંકી પ્રસ્તાવના પ્રશ્નોની આગળ મૂકવા દેવામાં આવે તો આવા પ્રશ્નોની વ્યાવહારિક ઉપયોગિતા ઘણી વધી જશે અને તેથી આની સમજૂતી આપવાનો હક્ક આપવા માટે મહાસભા આગ્રહ કરે છે.

૧૨. મુલકી અને દાક્તરી નોકરીની પુનર્રચના — (ક) આ દેશની મુલકી અને લશ્કરી દાક્તરી નોકરીઓની સ્થિતિના સંબંધમાં લાગનાવળગનાં દફ્તરો અને લશ્કરી મંડળો, સુધારાની તાત્કાલિક જરૂરિયાત અને સુધારાના અર્થે

વિશેના મહાસભાના વિચારો સાથે એકમત થતાં જોઈ મહાસભાને સંતોષ ઉપજે છે; જાહેર પ્રજાના હિત ખાતર, દાક્તરી વિદ્યા તથા તેના ધંધાની દૃષ્ટિએ, અને વળી આર્થિક વહીવટના હિતની ખાતર, આ મહાસભા ફરીથી એક વાર દૃઢતાપૂર્વક કહે છે કે, (૧) ફક્ત એક જ લશ્કરી દાક્તરી ખાતું હોવું જોઈએ, અને એકસરખો વહીવટ ચાલતો હોય એવી તેની બે શાખાઓ હોવી જોઈએ, એક યુરોપીય લશ્કર માટે અને બીજી દેશી દળો માટે; (૨) દેશના મુલકી દાક્તરી ખાતાની નવેસરથી રચના કરીને તેનું એક જુદું જ અને સ્વતંત્ર દાક્તરી ખાતું બનાવવું જોઈએ; તેને ચાલુ લશ્કરી સંબંધમાંથી સદંતર અલગ કરવું જોઈએ, અને બીજા સંજોગો સરખા હોય તો, દેશની આ ધંધાની શક્તિનો ઉપયોગ કરવા તરફની દૃષ્ટિ રાખીને હિંદના અને બીજી જગાઓના દાક્તરી ધંધાના માણસોમાથી તેમાં ભરતી કરવી જોઈએ.

(ખ) આ મહાસભા આગળ જઈને જણાવે છે કે, લાંબા સમયની વિખવાદો અને તેથી ઉત્પન્ન થતી ફરિયાદો દૂર કરવા માટે, મુલકી મદદનીસ સરજનો અને હૉસ્પિટલોના મદદનીસ ડૉક્ટરોનાં મોભો અને માગણીઓની સંપૂર્ણ અને જાહેર તપાસ થવી જોઈએ; વળી એ જોઈને મહાસભાને દુઃખ થાય છે કે, રસાયણી પૃથક્કરણ કરનારાઓના ખાતાની પુનર્રચનાની તાજેતરની યોજનામાં, વખતોવખત કબૂલ કરવામાં આવ્યા છે એવા મદદનીસ રસાયણી પૃથક્કરણ કરનારાઓના દાવાઓની સરકારે દેખાતી રીતે અવગણના કરી છે.

૧૩. વકીલોના કાયદાના સુધારાનું બિલ — વકીલોના કજિયા દલાલો (Law-Touts)ને દાબી દેવાના શુભ દાનતના સરકારી પ્રયત્ન તરફ પૂરી સહાનુભૂતિ બતાવતાં છતાં, વડી ધારાસભા સમક્ષ આવેલા વકીલોના કાયદામાં સુધારો કરતા બિલની, જિલ્લા ન્યાયાધીશો અને મહેસૂલી કમિશનરોને, વકીલોને બરતરફ કરવાની સત્તા આપતી તથા આ કાયદા હેઠળ કામ ચાલી રહ્યું હોય એવા મુકર્દમાઓમાં પોતાની નિર્દોષતા સાબિત કરવાનો બોજો તેઓના જ ઉપર લાદતી કલમો તરફ આ મહાસભા ગંભીર ભયની નજરે જુએ છે; અને વકીલોના કજિયા દલાલોને દાબી દેવામાં કે ન્યાયને આગળ વધારવામાં કોઈ રીતે સહાયભૂત ન થતાં, તે ખરડાની કલમો ધારાશાસ્ત્રીઓની સ્વતંત્રતાને માઠી અસર કરનારી અને કાયદાનો ધંધો કરનારાઓના દરજ્જાને જાહેર પ્રજાની દૃષ્ટિમાં હલકો પાડે તેવી હોવાનું માનતી હોઈ, આ મહાસભા તે ખરડાને પડતો મૂકવા આગ્રહપૂર્વક વીનવે છે.

૧૪. महेसूल आकारणीमां फेरफार— આ મહાસભા પોતાની ૯૮ માન્યતા જાહેર કરે છે કે, જમાબંધી થોડા જ સમય માટે મુકરર થયેલી હોય એવા જિલ્લાઓમાં જમીનની આંકણી આજે છે તે કરતાં વધારે વખત માટે સ્થિર થાય એ દેશના હિતની દૃષ્ટિએ અત્યંત આવશ્યક છે અને કાયમી જમાબંધીવાળી જાગીરોમાં, ખેડુતોના હિતની ખાતર, ખાનગી જમીનદારોના હક્કો ઉપર જે બંધનો સરકારે મૂક્યાં છે, તેવાં જ બંધનો સરકારે જમીન-આંકણીના પોતાના કાર્ય ઉપર પણ મૂકવાં જોઈએ.

૧૫. वडी धारासभामां मध्यप्रांतना प्रतिनिधिनी निमणूक— સ્થાનિક સંસ્થાઓને ભલામણો કરવાનું કહ્યા વિના વડી ધારાસભામાં સરકારે મધ્ય-પ્રાન્તમાંથી એક સદ્‌ગૃહસ્થની નિમણૂક કરવાની અવળી નીતિ ગ્રહણ કરી છે તે પ્રત્યે આ મહાસભા ભારપૂર્વક પોતાનો અણગમો નોંધાવે છે અને અંતઃકરણપૂર્વક આશા રાખે છે કે, બંગાળા, મદ્રાસ, મુંબઈ અને વાયવ્ય-સરહદના પ્રાંતોને જેવું પ્રતિનિધિત્વ આપ્યું છે તેવું જ પ્રતિનિધિત્વ મધ્યપ્રાંતને આપવા માટેનાં પગલાં વેળાસર ભરવાની સરકાર કૃપા કરશે.

૧૬. हूंडियामणना फेरफारनुं मथ्थुं— વસવાટ કરીને નહીં રહેતા યુરોપીય અને યુરેઝિયન સરકારી નોકરોને અપાતા હૂંડિયામણના બદલાના ભથ્થા સામે છેલ્લાં બે વર્ષથી મહાસભા જે ઠરાવો કરતી આવે છે તે ઠરાવ ફરી એક વાર કરે છે, કેમ કે હમણાં હમણાં તે અંગે દોઢ કરોડથી પણ વધુ ખર્ચ થાય છે.

૧૭. रेलवेना त्रीजा वर्गना उतारुओनी तकलीफो— રેલવેની આવકનો મોટો ભાગ જેઓમાંથી મળે છે, એવા ત્રીજા વર્ગના ઉતારુઓની તકલીફો, તે અંગેના તાજેતરના પોતાના ઠરાવોમાં સ્વીકારવા બદલ, આ મહાસભા હિંદી સરકારનો આભાર માને છે અને એવી આશા પ્રદર્શિત કરવા ઇચ્છે છે કે, આવી તકલીફો જલદી દૂર થાય એ માટે સરકાર અસરકારક પગલાં ભરશે.

૧૮. जंगलोनो वहीवट— આ મહાસભાનો એવો મત છે કે, જુદી જુદી પ્રાંતિક સરકારોએ જે નિયમો ઘડ્યા છે, તે અનુસાર જંગલ ખાતાએ દેશની ગ્રામપ્રજાને જંગલ ખાતાના ઊતરતા દરજ્જાના અધિકારીઓ તરફના જુદા જુદા પ્રકારનાં કનડગત અને ત્રાસને આધીન કરીને, તેમની (ગ્રામપ્રજા) ઉપર માઠી અસર કરી છે; અને તેને પરિણામે દેશભરમાં ખૂબ જ અસંતોષ વ્યાપ્યો છે. જોકે ઈ. સ. ૧૮૯૪ના ઠરાવમાં જાહેર કર્યા મુજબ, જંગલોના સંરક્ષણના હેતુઓ અતિ વધારે આવક મેળવવા માટેના નથી, પરંતુ ખેડૂત વર્ગ અને તેમનાં ઢોરઢાંખરનું મુખ્યત્વે હિત સચવાય એ માટે જંગલોનું સંરક્ષણ કરવાના છે. છતાં હાલ કરવામાં આવેલા નિયમો અનુસાર

ખેડૂત વર્ગ અને તેમનાં ઢોરઢાંખરના હિતની દૃષ્ટિ આવક મેળવવાની દૃષ્ટિ કરતાં ગૌણ બની જાય છે, અને તેથી મહાસભાનો અભિપ્રાય છે કે, આ હાનિકારક તત્ત્વ સુધારવા માટે વહેલી તકે નિયમો સુધારવાની આવશ્યકતા છે.

૧૯. મીઠાવેરામાં ઘટાડો— ગયા સપ્ટેમ્બર માસમાં, હિંદી વજીરે મીઠા ઉપરની જકાત વહેલી તકે ઘટાડવા માટે વચન આપ્યું છે, તે માટે આ મહાસભા તેમના પ્રત્યે આભારની લાગણી વ્યક્ત કરે છે, અને અગાઉની મહાસભાઓ સાથે સહમત થઈ ને ફરીથી એક વાર જાહેર કરે છે કે, મીઠા-વેરાના ચાલુ દરથી દેશના ગરીબમાં ગરીબ વર્ગને ભારે હાડમારી વેઠવી પડે છે. આ હાડમારી મિટાવવા સરકારની એ ફરજ છે કે, મીઠા ઉપરનો વેરો ઘટાડીને ઈ. સ. ૧૮૮૮ની સાલના વેરા જેટલો કરી મૂકવો.

૨૦. ઉચ્ચ કેળવણી માટે સરકારી મદદ— આ મહાસભાનો દૃઢ અભિપ્રાય છે કે, દેશની કેળવણીની ચાલુ પરિસ્થિતિમાં ઉચ્ચ કેળવણી માટેની સરકારી મદદ આપવાનું બંધ કરવું, રાજ્ય તરફથી પૂરી અથવા ઓછીવત્તી મદદ મેળવતી કેળવણીની સંસ્થાઓમાં ફી વધારવી, એ બન્ને બિનજરૂરી છે. અને અગાઉની બેઠકો સાથે સહમત થઈને આ મહાસભા અત્યંત ભારપૂર્વક જણાવે છે કે, કેળવણીની બધી શાખાઓ પાછળના જાહેરખર્ચમાં વધારો કરવાની અને ઔદ્યોગિક શિક્ષણ આપતી શાળાઓ અને કૉલેજો ઉતાવળે સ્થાપવાની ખૂબ જ અગત્ય છે.

૨૧. હિંદી સૂતર ઉપરની જકાત— આ મહાસભાનો એવો મત છે કે, વીસ આંકથી નીચેના આંકવાળા હિંદી સૂતરને જકાતમાંથી બાકાત રાખવા સામે લૅંકેશાયરના ઉદ્યોગપતિઓએ જે વાંધો લીધો છે તે પાયા વગરનો છે, અને આશા રાખે છે કે, આવક વધારવા માટે આયાતવેરો નાખવાની પોતાની નીતિમાં સરકાર મક્કમ રહેશે, કેમ કે આ વેરો ખુલ્લા વેપારના સિદ્ધાંતોની કોઈ રીતે આડે આવતો નથી.

૨૨. અગાઉના ઠરાવોનું સમર્થન—અગાઉની મહાસભાના ઠરાવોનું સમર્થન કરતાં આ મહાસભા આગ્રહ કરે છે કે:—

(ક) આવકવેરાની મર્યાદા ઓછામાં ઓછા રૂપિયા પાંચસોની છે તે વધારીને રૂપિયા એક હજારની કરવી જોઈએ.

(ખ) ઈ. સ. ૧૮૯૦ના માર્ચ માસના 'ગૅઝેટ ઑફ ઇન્ડિયા'માં પ્રકાશિત થયેલા ખરીતાના ૧૦૩, ૧૦૪ અને ૧૦૫મા પૅરામાં જણાવેલી આબકારી નીતિ મુજબ કામ કરવા દરેક પ્રાંતિક સરકાર ઉપર હિંદી સરકારે વખતોવખત દબાણ કરવું જોઈએ અને બધાં જ ગામડાંમાં સ્થાનિક પસંદગીની સાદી રીત દાખલ કરવી જોઈએ.

(ગ) ફોજદારી કાયદામાં એક એવી જોગવાઈ કરવામાં આવે કે જેથી, જેમની ઉપર વૉરંટ નીકળ્યાં હોય એવા આરોપીઓ પોતાનો મુકર્દમો સામાન્ય ન્યાયાધીશની સમક્ષ ચલાવવાને બદલે સેશન્સ કોર્ટમાં ચલાવવાની માગણી કરી શકે.

(ઘ) પૂરા પાંચ કરોડની સંખ્યાવાળો હિંદનો ગરીબ વર્ગ ભૂખમરાની અણી ઉપર હોય એવી રીતે અત્યંત કષ્ટમય જીવન ગુજારે છે; દરેક દશકે લાખો માણસો ભૂખે મરણ પામે છે. આવાઓની દશા સુધારવા માટે તાત્કાળિક પગલાં લેવાવાં જોઈએ.

(ઙ) શસ્ત્રો અંગેના કાયદામાં એવી જોગવાઈ કરવી જોઈએ કે જેથી, તેના નિયમો દેશમાં વસવાટ કરીને રહેલા અને બહારથી આવનારા સૌ કોઈ ને, નાતજાતના કે રંગના ભેદભાવ વિના, સરખી રીતે લાગુ પડે; જંગલી જનાવરો સ્વાભાવિક રીતે જ્યાં માલ, ઢોર અને મનુષ્યોનો નાશ કરતાં હોય, ત્યાં શસ્ત્રો માટેના પરવાના ઉદારતાપૂર્વક આપવાની ખાતરી આપવી જોઈએ; નવા નિયમો અનુસાર, જીવનભરને માટે આપેલા પરવાના દુરુપયોગ કર્યાનું સાબિત થાય તો જ રદ કરવા જોઈએ; અને જે પ્રાંતમાં એ પરવાનો આપવામાં આવ્યો હોય, તે પ્રાંતભરમાં તે ચાલવો જોઈએ.

(ચ) હિંદુસ્તાનમાં લશ્કરી કૉલેજની સ્થાપના કરવી જોઈએ, જેમાં સરકારી કાનૂન મુજબ જેઓ દેશીઓ ગણાય છે તેઓને તેમની શક્તિ અને લાયકાત અનુસાર હિંદી સૈન્યના કમિશની અને બિન-કમિશની અમલદારો તરીકેની કેળવણી આપી લશ્કર માટે તૈયાર કરી શકાય.

(છ) આખા સામ્રાજ્યમાં જ્યાં જ્યાં સૈનિક મનોવૃત્તિવાળી જાતો હોય ત્યાં ત્યાં બધે જ લશ્કરી નોકરી માટેની પદ્ધતિની રચના કરવી જોઈએ.

(જ) ગ્રેટ બ્રિટનની જેમ હિંદુસ્તાનના લોકોમાં સ્વયંસેવકોની પ્રથા ચલાવવામાં આવે અને તેને ઉત્તેજન આપવામાં આવે.

(ઝ) જમીનમાલિકો અને જમીનમાં રોકાણ કરનારાઓના હક્કોની સુરક્ષિતતા ખાતર પાણીનો કર કેટલાંક નક્કી કરેલાં ધોરણો મુજબ નિશ્ચિત કરવો જોઈએ.

**૨૩.** બ્રિટિશ સમિતિ વગેરેનું ખર્ચ — બ્રિટિશ સમિતિ, મહાસભાનું મુખપત્ર 'ઇન્ડિયા' અને સહમંત્રીની કચેરીના ખર્ચ માટે રૂપિયા સાઠ હજાર મંજૂર કરવામાં આવે છે, અને ઈ.સ. ૧૮૯૫ના વર્ષ માટે હમણાં અથવા તો હવે પછી ઠરાવવામાં આવે તે પ્રમાણે મહાસભાનાં જુદાં જુદાં મંડળોએ તેમાં ફાળો આપવો.

૨૪. બ્રિટિશ મહાસભા સમિતિને ધન્યવાદ — ચાલુ સાલમાં સર વિલિયમ વેડરબર્ન અને બ્રિટિશ મહાસભા સમિતિના બીજા સભ્યોએ હિંદની જે સેવા કરી છે તે બદલ આ મહાસભા તેમનો અત્યંત કૃતજ્ઞતાપૂર્વક આભાર માને છે.

૨૫. મહામંત્રીઓ — આવતા વર્ષ માટે. આ મહાસભા શ્રી. એ. ઓ. હ્યૂમની મહામંત્રી તરીકે ફરીથી નિમણૂક કરે છે અને સહમંત્રી તરીકે શ્રી. દીનશા વાચ્છાને નીમે છે.

૨૬. બારમુ અધિવેશન — ઈ. સ. ૧૮૯૬ના નાતાલના દિવસ બાદ, હવે પછી ઠરાવવામાં આવે તે દિવસે, મહાસભાનું બારમું અધિવેશન કલકત્તામાં રાખવું.

## ૧૨

# બારમું અધિવેશન—કલકત્તા

(તા. ૨૮, ૨૯, ૩૦ ડિસેમ્બર, ૧૮૯૬)

૧. વિક્ટોરિયા રાણીનો હીરક મહોત્સવ : જેમાં માનવસુખ અને સંસ્કૃતિની અત્યંત મહત્ત્વની પ્રગતિ થઈ છે એવું સામ્રાજ્યના ઇતિહાસમાં લાંબામાં લાંબું અને હિતકર, નામદાર કૃપાવંત મહારાણીનું રાજ્ય સાઠ વર્ષ પૂરાં કરે છે. તેથી આ મહાસભા તેઓને નમ્રતાપૂર્વક પોતાનાં અભિનંદન પાઠવે છે અને પોતાની પ્રજા ઉપર રાજ્ય ચલાવવાને તે નામદાર દીર્ઘાયુ થાઓ એવી આશા વ્યક્ત કરે છે.

૨. બ્રિટિશ મહાસભા સમિતિનો આભાર : — હિન્દની રાજકીય પ્રગતિ માટે કરેલી નિઃસ્વાર્થ સેવાઓ બદલ સર વિલિયમ વેડરબર્ન અને બ્રિટિશ સમિતિના અન્ય સભ્યોનો આ મહાસભા અત્યંત કૃતજ્ઞતાપૂર્વક આભાર માને છે અને મહાસભાના આ અધિવેશનમાં બ્રિટિશ સમિતિના પ્રતિનિધિ તરીકે આવેલા શ્રી. ડબ્લ્યુ. એસ. કેઈનને અંતઃકરણપૂર્વક આવકારે છે.

૩. ન્યાય અને કારોબાર ખાતાં જુદા પાડવા અંગે તથા સ્વ. શ્રી. મનમોહન ઘોષ : — ન્યાય-વહીવટમાં ન્યાયને અંગેનાં અને કારોબારી કામો જુદાં પાડવાના પ્રશ્નને હિંદમાં અને ઇંગ્લંડમાં લોકમતનો જે ટેકો મળ્યો છે તેની આ મહાસભા સંતોષપૂર્વક નોંધ લે છે, અને અતિ આવશ્યક એવા આ સુધારાનો ઝડપભેર અમલ થાય એ માટે વહેલાસર પગલાં લેવા હિંદી સરકાર અને હિંદી વજીરને ફરીથી એક વાર વિનંતી કરે છે.

આ સંબંધમાં આ પ્રશ્નના ખાસ અભ્યાસ કરનાર શ્રી. મનમોહન ઘોષના મરણની અત્યંત ખેદપૂર્વક નોંધ લેવાનું આ મહાસભા ઇચ્છે છે.

૪. हिंदी नाणांनी प्रांतोमां फाळवणी:—લશ્કરી ખર્ચ, અહીં અને ઇંગ્લંડમાં ઉપરની દેખરેખ અને અંકુશ રાખવાનું કામ અને કરજ ઉપરનું વ્યાજ આપવાનું ખાતું — આટલા સિવાય રાજ્યવહીવટની બધી શાખાઓની સોંપણી પ્રાંતિક સરકારોને કરવામાં આવી છે; તે વિચારતાં પ્રાંતિક વ્યવસ્થાને નામે ઓળખાતી ગોઠવણ મુજબ પ્રાંતિક સરકારોને ફાળે આવતી રકમો પૂરતી નથી એવો મહાસભાનો મત છે; પ્રાંતિક વ્યવસ્થાના પંચવર્ષીય કરારની ઈ. સ. ૧૮૯૭માં ફરી તપાસ થવાની છે એ જોતાં, નાણાંવિષયક સત્તાની વહેંચણીમાં એક પગલું આગળ વધવાનો સમય આવી પહોંચ્યો છે; જુદા જુદા પ્રાંતોની નાણાંવિષયક વહીવટની જવાબદારી પ્રાંતિક સરકારોને માથે નાખવી. અને કરારની મુદત દરમિયાન કોઈ જાતનો ફેરફાર કરવાની જરૂર ન પડે એ રીતે ચોક્કસ અને ન્યાયી સિદ્ધાંત અનુસાર ઠરાવેલી મુકરર રકમ વડી સરકારે પ્રાંતિક સરકાર પાસેથી મેળવવી. આથી જુદા જુદા પ્રાંતોનાં સાધનોના વિકાસ માટે અને સંતોષકારક વહીવટની સાચી પ્રગતિ સારુ આવશ્યક એવી નાણાકીય નિશ્ચિંતતા અને મહેસૂલના વધારાનો નૈતિક લાભ મળવાની પ્રાંતિક સરકારોને ખાતરી મળશે.

૫. जाहेर नोकरीनुं कमिशन अने ओकीसाथे लेवानी परीक्षाओ:— અગાઉની મહાસભાઓ સાથે સમંત થઈને આ મહાસભા ફરીથી એક વાર પોતાનો ઊંડો ખેદ દર્શાવે છે કે, જાહેર નોકરીના કમિશનની બધી મહેનત આ દેશના લોકો માટે લગભગ કંઈ જ સારું પરિણામ લાવી શકી નથી; અને ફરીથી એક વાર પોતાની માન્યતા વ્યક્ત કરે છે કે, ઈ સ. ૧૮૯૩ના જૂનની બીજી તારીખે આમની સભામાં, હિંદી સનંદી નોકરીઓ માટેની હરીફાઈની પરીક્ષાઓ, જેવી કે સનંદી, દાક્તરી, પોલીસખાતાની, ઇજનેરી, તારખાતાની, અને હિસાબીખાતાની — તે બધી હિંદુસ્તાનમાં અને ઇગ્લંડમાં બન્ને જગાએ લેવા બાબત થયેલા ઠરાવનો અમલ જ્યાં સુધી કરવામાં નહિ આવે, ત્યાં સુધી આ પ્રશ્નનો સંતોષકારક ઉકેલ શક્ય નથી. આ મહાસભા ફરીથી એક વાર અદબસર નામદાર મહારાણીની સરકારને વીનવે છે કે, હિંદી પ્રજાને ન્યાય આપવા માટે અને તેમને આપેલાં વચનોના પાલનના એકમાત્ર ઉપાય તરીકે આમની સભાના એ ઠરાવનો ઝડપી અમલ થવો જોઈએ.

ઓમાં દાખલ કરવામાં આવતા હતા, તેઓને આ યોજના તેવી નોકરીઓમાં દાખલ થવાની બંધી ફરમાવે છે; ઠરાવની ભાષા એવી છે કે: "ભવિષ્યમાં કેળવણી ખાતામાં દાખલ થવા ઇચ્છતા દેશીઓની સામાન્યતઃ હિંદમાં અને પ્રાંતિક નોકરીઓમાં નિમણૂક કરવામાં આવશે." કેળવણી ખાતાની ઊંચી જગાઓમાં દાખલ થવાની હિંદી ગ્રેજ્યુએટોને સરળતા રહે એવી રીતે યોજનાની ફરી ગોઠવણી કરવા મહાસભાની વિનંતી છે.

૭. જૂરી પ્રથાનો વિસ્તાર કરવા બાબત:— જૂરી સમક્ષ કામ ચલાવવાની પદ્ધતિ સફળ થઈ છે એવો જૂરી કમિશનનો હેવાલ ધ્યાનમાં લઈને, અને કેળવણીની થઈ રહેલી પ્રગતિથી દેશભરમાં કેળવાયેલાઓની પૂરતી સંખ્યા મળી આવે છે તે સાચી હકીકત હોઈને, તથા અગાઉની મહાસભાઓ સાથે સહમત થઈને, આ મહાસભા એવા મતની છે કે, જે જિલ્લાઓ અને ગુનાઓને જૂરી સમક્ષ કામ ચલાવવાની પદ્ધતિ લાગુ પડતી નથી તેમને તે લાગુ પાડવી જોઈએ અને જૂરીના ચુકાદા છેવટના ગણાવા જોઈએ.

૮. મીઠાવેરામાં ઘટાડો:— દેશના ગરીબમાં ગરીબ વર્ગોને મીઠાવેરાના ચાલુ દરથી જે હાડમારી ભોગવવી પડે છે તેની આ મહાસભા ફરીથી એક વાર નોંધ લે છે. સરકારની ફરજ છે કે, મીઠાવેરાને ૧૮૬૮ના ધોરણ ઉપર લાવી મૂકે.

૯. દક્ષિણ આફ્રિકામાં વસેલા હિંદીઓ:— દક્ષિણ આફ્રિકામાં વસવાટ કરી રહેલા હિંદીઓ ઉપર પ્રતિબંધો લદાયા છે અને તેમની અને યુરોપિયન વસાહતીઓ વચ્ચે આપત્તિકારક અને અપમાનજનક ભેદભાવ કરવામાં આવ્યો છે, તે પ્રત્યે આ મહાસભા ફરીથી એક વાર પોતાના અત્યંત ગંભીર વિરોધની નોંધ લેવાનું આવશ્યક ધારે છે, અને હિંદી વસાહતીઓનાં હિતોનું રક્ષણ કરવાને અને તેમના ઉપરના પ્રતિબંધો દૂર કરવા નામદાર મહારાણીની સરકારને અને હિંદી સરકારને વિજ્ઞપ્તિ કરે છે.

૧૦. મુલ્કી અને લશ્કરી દાક્તરી નોકરીઓની પુનર્રચના:— (ક) મુલકી અને લશ્કરી દાક્તરી નોકરીઓની સુધારણા બાબતમાં અને તેના ઝડપી અમલ અંગેના પોતાના વિચારો સાથે, લાગવગ ધરાવતાં દાક્તરી અને લશ્કરી મંડળો એકમત થયાં છે તે જોઈને આ મહાસભાને સંતોષ ઊપજે છે; જાહેર પ્રજાના, દાક્તરી વિદ્યા અને તેના ધંધાના તેમ જ આર્થિક વહીવટના હિતની દૃષ્ટિએ, આ મહાસભા ફરીથી એક વાર ભારપૂર્વક જણાવે છે. કે, (૧) એક યુરોપિયન લશ્કર માટેની અને બીજી દેશી લશ્કર માટેની એવી બે શાખાઓ હોય અને તેમનો વહીવટ એકસરખા રીતે ચાલતો હોય એવું ફક્ત એક જ લશ્કરી દાક્તરી ખાતું હોવું જોઈએ, અને (૨) દેશના મુલકી

દાક્તરી ખાતાની નવેસરથી રચના કરીને એક જુદી જ અને સ્વતંત્ર દાક્તરી નોકરી બનાવવી જોઈએ; તેને ચાલુ લશ્કરી સંબંધથી અલગ કરવી જોઈએ, અને બીજા સંજોગો સરખા હોય તો દેશની બુદ્ધિનો ઉપયોગ કરવાનું યોગ્ય વલણ ધારણ કરીને હિંદના અને બીજી જગાઓના દાક્તરી ધંધાના માણસોમાંથી તેમાં ભરતી કરવી જોઈએ.

(ખ) આ મહાસભા વધુમાં ભારપૂર્વક કહે છે કે, મુલકી મદદનીસ સરજનો અને ઇસ્પિતાલોના મદદનીસ દાક્તરોનાં મોભો અને માગણીઓની સંપૂર્ણ અને જાહેર તપાસ થવી જોઈએ, જેથી લાંબા સમયની વિષમતાઓ અને તેથી ઉત્પન્ન થતી ફરિયાદો દૂર થાય.

૧૧. अगाउना ठरावोनुं समर्थन:— અગાઉની મહાસભાઓ સાથે સંમત થઈ આ મહાસભા આગ્રહ કરે છે કે:—

(ક) ઈ.સ.૧૮૯૦ના માર્ચ માસના ગૅઝેટમાં પ્રસિદ્ધ થયેલા ખરીતાની ૧૦૩, ૧૦૪, અને ૧૦૫મા પેરામાં જણાવેલી આબકારી નીતિનો પૂરો અમલ કરવા અને બધી જગાએ સ્થાનિક પસંદગીની સાદી રીત દાખલ કરવા હિંદી સરકારે બધી પ્રાંતિક સરકારો ઉપર ચાલુ દબાણ કર્યા કરવું જોઈએ.

(ખ) હિંદના ફોજદારી કાયદામાં એક એવી જોગવાઈ કરવામાં આવવી જોઈએ કે જેથી, જેમની ઉપર વૉરંટ નીકળ્યાં હોય એવા આરોપીઓ પોતાનો મુકદ્દમો ન્યાયાધીશને બદલે સેશન્સ કોર્ટમાં ચલાવવાની માગણી કરી શકે.

(ગ) શસ્ત્રો અંગેના કાયદામાં એવી જોગવાઈ કરવી જોઈએ કે જેથી, તેના નિયમો દેશમાં વસવાટ કરીને રહેલા અને બહારથી આવનારા સૌ કોઈને, નાતજાતના કે રંગના ભેદભાવ વિના, સરખી રીતે લાગુ પાડી શકાય; જંગલી જનાવરો સ્વાભાવિક રીતે જ્યાં મનુષ્યો, ઢોર અને માલનો નાશ કરતાં હોય ત્યાં શસ્ત્રો માટેના પરવાના આપવામાં ઉદારતા બતાવાશે એવી ખાતરી આપવી જોઈએ; નવા સુધારેલા નિયમો અનુસાર જીવન પર્યંત આપેલા પરવાના, દુરુપયોગ કર્યાનું સાબિત થાય તો જ રદ્દ કરવા જોઈએ; અને જે પ્રાંતમાં એ પરવાનો આપવામાં આવ્યો હોય તે આખા પ્રાંતમાં કાયદેસર ગણાવો જોઈએ.

(ઘ) હિંદુસ્તાનમાં લશ્કરી કૉલેજની સ્થાપના કરવી જોઈએ, જેમાં સરકારી કાનૂન મુજબ દેશીઓને તેમની શક્તિ અને લાયકાત અનુસાર હિંદી સૈન્યના કમિશની અથવા બિન-કમિશની અમલદાર તરીકેની કેળવણી આપી શકાય.

(ઙ) ગ્રેટ બ્રિટનની જેમ, હિંદુસ્તાનના લોકોમાં સ્વયંસેવકોની વિસ્તૃત યોજના ઊભી કરવી જોઈએ અને તેને ઉત્તેજન આપવું જોઈએ.

(ચ) વસવાટ કરીને રહેના ન હોય એવા યુરોપિયન અને યુરેઝિયન સરકારી નોકરોને હૂંડિયામણના ફેરફારનું અપાતું ભથ્થું બંધ કરવું જોઈએ.

(છ) હિંદી વજીરની સમિતિ કાઢી નાખવી જોઈએ.

(જ) પંજાબમાં ન્યાયની હાઈકોર્ટ અને પ્રાંતિક ધારાસભાની સ્થાપના કરવી જોઈએ.

(ઝ) બ્રિટિશ વહીવટ હેઠળનાં દેશી રાજ્યોના પ્રદેશમાં છાપખાનાંને મોઢે ડૂચો મારતી હિંદી સરકારના પરદેશ વિભાગની ૨૫મી જૂન ૧૮૯૧ની જાહેરાત અનુચિત, સ્વછંદી અને હાનિકર્તા છે, અને સાચી મુત્સદ્દીગીરીની અને પ્રજાસ્વાતંત્ર્યની વિરુદ્ધની છે, તેથી તે પાછી ખેંચી લેવી જોઈએ.

૧૨. ગરીબાઈ અને દુકાળ :— હિંદભરમાં ઓછાવત્તા પ્રમાણમાં સખત દુકાળ ફાટી નીકળ્યો છે તે માટે આ મહાસભા દુઃખ પ્રગટ કરે છે, અને એવો અભિપ્રાય ધરાવે છે કે, વર્ષો થયાં દેશની દોલત ચુસાઈ રહી છે તેથી અને અતિ ભારે કરવેરા અને મહેસૂલની ભારે આકારણી જે સરકારનાં દીવાની અને લશ્કરી બન્ને ખાતાંના ઉડાઉપણાની રાજનીતિનું પરિણામ છે, તેથી લોકોમાં અત્યંત ગરીબાઈ આવી રહી છે. અને તેને લીધે તાજેતરમાં દુકાળો પડ્યા છે. આ ગરીબાઈ એટલી હદે પહોંચી છે કે, વસ્તુઓની અછત થતાંવેંત જ લોકો અસહાય બની જાય છે અને સરકાર ખોરાક ન આપે તો અથવા તો ખાનગી મદદ ન મળી રહે તો તેઓનો અચૂક નાશ થાય છે. આ મહાસભાના અભિપ્રાય મુજબ, વારંવાર દુકાળો ન પડે તેના સાચા ઉપાય તરીકે એવી નીતિ અખત્યાર કરવી જોઈએ કે જેથી કરકસર ફરજિયાત બને, રાજ્યની સંપત્તિ કરકસરપૂર્વક જળવાઈ રહે, સ્થાનિક કલાકૌશલ અને ગૃહઉદ્યોગો જેઓ લગભગ નાશ પામ્યાં છે તે સજીવન થઈ વિકસે, અને અર્વાચીન કળાઓ અને ઉદ્યોગો દાખલ કરવામાં મદદરૂપ થઈ શકે.

દરમિયાન માનવ જીવન બચાવવાની અને માનવ દુઃખ હળવું કરવાની પોતાની પવિત્ર ફરજનું સરકારને મહાસભા સ્મરણ કરાવે છે. (મહાસભાના અભિપ્રાય મુજબ, ચાલુ દુકાળના કાયદાની કલમો મજૂરી અને ખોરાક આપવા બાબતમાં પૂરતી નથી અને ફરજિયાત કામ આપવા બાબતમાં જુલમી છે.) અને દુકાળ વીમા ફંડને (તેનો જુદો હિસાબ રાખીને) તેની મૂળ સપાટી ઉપર લાવી મૂકીને પોતાનાં વચનો પાળવાની અને તેના મૂળ ઉદ્દેશ — દુકાળ પીડિત લોકોને તત્કાળ રાહત — માટે તેનો ઉપયોગ કરવાની સરકારને વિજ્ઞપ્તિ કરે છે.

આ દારુણ સમયે ઇંગ્લંડમાંથી ખાનગી દાન પુષ્કળ આવી શકે એમ છે એ જોતાં, તથા દુકાળથી પીડિતોના મોટા ભાગને ખાનગી દાન દ્વારા જ પહોંચી શકાય એમ છે એ વિચારતાં, આજે હિંદી સરકાર તે માર્ગમાં જે અંતરાયો નાખે છે તે પ્રત્યે આ મહાસભા પોતાનો સખત અણગમો દર્શાવવા ઇચ્છે છે, અને આ મહાસભા વિનયપૂર્વક કહેવાનું સાહસ કરી આશા વ્યક્ત કરે છે કે, આ પ્રસંગે લૉર્ડ લીટનની સરકારે આ બાબતમાં કરેલી ભયંકર ભૂલનું પુનરાવર્તન કરવામાં નહિ આવે.

૧૩. કાયમી જમાબંદી, ખેતીવાડીની બેન્કો, આવકવેરો અને હુન્નરઉદ્યોગની કેળવણી — આ મહાસભા હિંદના ગરીબ વર્ગની શોચનીય સ્થિતિ તરફ સરકારનું ફરીથી એક વાર ધ્યાન ખેંચે છે. ઉચ્ચ સરકારી અમલદારના મત મુજબ, આ ગરીબોમાંના પૂરા ચાર કરોડ સામાન્ય વર્ષોમાં પણ ભૂખમરાની અણી ઉપરનું કષ્ટમય જીવન ગુજારે છે. આવાઓની સ્થિતિ સુધારવા માટે બીજાં પગલાંની સાથે આ મહાસભા નીચેની ભલામણ કરે છે:

(૧) આજે દેશના જે ભાગોમાં કાયમી જમાબંદી નથી ત્યાં તે દાખલ કરવી અને હિંદના જે ભાગોમાં કાયમી જમાબંદી દાખલ કરવી આજે સલાહકારક ન જણાય ત્યાં વધારેપડતા મહેસૂલની આકારણી ઉપર પ્રતિબંધો મૂકવા, જેથી પોતાના જીવનનિર્વાહ માટે જરૂરી જેટલું પ્રજા પાસે રહી શકે.

(૨) ખેતીવાડીની બેન્કો સ્થાપવી અને ખેતીવાડીની લોનના કાયદા મુજબ લોન મળી રહે તે માટે વધુ સગવડોની જોગવાઈ કરવી.

(૩) આવકવેરાના કાયદા મુજબ આકારણી કરવા માટે ઓછામાં ઓછી રૂપિયા પાંચસોની આવકની મર્યાદા છે તે વધારીને એક હજારની કરવી.

(૪) હુન્નરઉદ્યોગની શાળાઓ સ્થાપવી અને સ્થાનિક અને દેશી કારીગરીને પોષણ મળે તેમ કરવું.

૧૪. હિન્દી વિદ્યાપીઠોમાં સુધારા — ઉચ્ચ કેળવણી અને બુદ્ધિના યોગ્ય વિકાસ માટે હાલમાં માત્ર પરીક્ષાઓની સગવડ આપવામાં આવે છે એના કરતાં વધારે મોટી સગવડો આપવાનો સમય આવી પહોંચ્યો હોઈ, આ મહાસભા એવો મત ધરાવે છે કે, કલકત્તા, મદ્રાસ અને મુંબઈની વિદ્યાપીઠોની સ્થાપનાના કાયદાઓ એવી રીતે સુધારવા જોઈએ કે જેથી, પ્રત્યક્ષ શિક્ષણના કાર્યની તથા વિદ્યાના ક્ષેત્રના વિસ્તાર માટેની જોગવાઈ થાય અને ચાલુ જમાનાની જરૂરિયાતોને તે અનુકૂળ આવે.

૧૫. દેશની અંદર અવરજવરના પ્રતિબંધનો કાયદો રદ કરવા અંગે — હિંદુસ્તાન અને આસામના સર્વ ભાગો વચ્ચે અવરજવરની સગવડ જોતાં, આ મહાસભા એવા મતની છે કે, ઈ. સ. ૧૮૯૩ના સાતમા કાયદા દ્વારા

સુધારેલો ઈ. સ. ૧૮૮૨નો દેશની અંદરની અવરજવરના પ્રતિબંધ અંગેનો પ્રથમ કાયદો રદ કરવાનો સમય આવી પહોંચ્યો છે.

૧૬. પ્રાંતિક કારોબારી કાઉન્સિલોમાં લશ્કરી ખાતાના સભ્યો — હિંદના નોકરમંડળમાંથી નિમણૂક નહિ કરતાં, મદ્રાસ અને મુંબઈના ગવર્નરોની જગાઓએ, ઇગ્લંડના રાજપુરુષોની નિમણૂક કરવાની ડહાપણભરી નીતિ જોતાં, અને જરૂરી સંજોગોમા આ ગવર્નરોને કાયદાથી મળેલી વધારાનો મત આપવાની સત્તાનો ઉપયોગ કરવાની જોગવાઈ જોતાં, આ મહાસભાનો એવો અભિપ્રાય છે કે, આજની પેઠે બે સભ્યોની નહિ, પણ ત્રણ સભ્યોની કાઉન્સિલની મદદથી આ પ્રાંતોના ગવર્નરોએ પ્રાંતોનો કારોબાર ચલાવવો જોઈએ; સદરહુ ત્રણ સભ્યો પૈકી એક હિંદી સનંદી નોકરીમાં ન હોય એવો સભ્ય હોવો જોઈએ; અને વિશેષ ખર્ચ કર્યા વિના આ હેતુ પાર પાડવા માટે આ મહાસભા એવું સૂચવે છે કે, ઈ. સ. ૧૮૯૩નો મુંબઈ અને મદ્રાસનો લશ્કરોનો કાયદો પસાર થયો તે અગાઉ, જેમ મદ્રાસ અને મુંબઈનાં લશ્કરોના સેનાધિપતિઓ અનુક્રમે તે તે પ્રાંતની કાઉન્સિલોના સભ્યો હતા, તેવી રીતે આ ઇલાકાઓના લશ્કરી વડાઓને જે તે ઇલાકાની કાઉન્સિલના સભ્યો તરીકે જાહેર કરવા.

૧૭. જમીન મહેસૂલની આંકણી — જમીન મહેસૂલની આંકણી જે પ્રાંતોમાં મુદ્દતી હતી તે પ્રાંતોમાં આંકણીની મુદત આજ સુધી હતી તેમાં ઘટાડો કરીને તે ટૂંકી મુદતની કરવાની સરકારી રાજનીતિ પ્રત્યે આ મહાસભા પોતાનો સખત વિરોધ વ્યક્ત કરે છે અને પ્રાર્થના કરે છે કે, લાંબી મુદતોની — ઓછામાં ઓછાં સાઠ વર્ષો સુધીની જમાબંદીની ખાતરી આપવી જોઈએ.

૧૮. હિંદી રાજાઓને અને સરદારોને પદભ્રષ્ટ કરવા અંગે — સરકાર તેમ જ હિંદી રાજાઓ અને સરદારો બન્નેનો વિશ્વાસ ધરાવતી હોય એવી સાર્વજનિક અદાલતને સંતોષ ઊપજે એવી રીતે ગેરવહીવટ અથવા ગેરવર્તન સાબિત થાય નહિ ત્યાં સુધી, કોઈ પણ હિંદી રાજા અથવા સરદારને ગેરવહીવટ અથવા તો ગેરવર્તનના મુદ્દા ઉપર પદભ્રષ્ટ કરવામાં ન આવે એ ઇચ્છનીય છે, એવો આ મહાસભાનો મત છે.

૧૯. વડી ધારાસભામાં મધ્યપ્રાંતના પ્રતિનિધિની નિમણૂક — સ્થાનિક સંસ્થાઓને ભલામણો કરવાનું કહ્યા વિના વડી ધારાસભામાં મધ્યપ્રાંતના પ્રતિનિધિની નિમણૂક કર્યાની ગયે વર્ષે હિંદી સરકારે જે અવળી નીતિ અખત્યાર કરી છે, તે પ્રત્યે આ મહાસભા પોતાનો અણગમો ભારપૂર્વક નોંધાવે છે અને અંતઃકરણપૂર્વક આશા રાખે છે કે, બંગાળા, મદ્રાસ, મુંબઈ અને વાયવ્ય

સરહદના પ્રાંતોને જેવું પ્રતિનિધિત્વ અપાઈ ચૂક્યું છે તેવું પ્રતિનિધિત્વ મધ્યપ્રાંતને આપવા માટેનાં પગલાં વેળાસર લેવાની સરકાર કૃપા કરશે.

२०. श्री. डी. ई. वाच्छा अने शाही कमिशन — મહાસભાના સહમંત્રી શ્રી દીનશા એદલજી વાચ્છાને મુંબઈ ઇલાકા મંડળે સરકારી ખર્ચ તપાસ માટેના શાહી કમિશન સમક્ષ જુબાની આપવાને મોકલ્યા છે તે તરફ આ મહાસભા પોતાની સંતોષની લાગણીની નોંધ લેવા ઇચ્છે છે અને મહાસભાને સંપૂર્ણ વિશ્વાસ છે કે, શ્રી. વાચ્છા જે પ્રશ્નોની તપાસ થવાની છે તે વિષે તેના (મહાસભાના) અભિપ્રાયોને પ્રમાણભૂત અને યોગ્ય રીતે રજૂ કરશે.

२१. श्री. दादाभाई नवरोजीमां विश्वास जाहेर करतो ठराव — હિંદી પ્રજાના પ્રતિનિધિ તરીકે આ મહાસભા શ્રી. દાદાભાઈ નવરોજીમાં ફરીથી પોતાનો સંપૂર્ણ અને અખંડિત વિશ્વાસ જાહેર કરે છે અને આશા રાખે છે કે, તેમના જૂનાં સેંટ્રલ ફિન્સબરીના મતદાર મંડળ તરફથી અથવા તો બીજા કોઈ ઉદારવાદી મતદાર મંડળ તરફથી તેમને ફરીથી (પાર્લામેન્ટમાં) ચૂંટી કાઢવામાં આવશે.

२२. ब्रिटिश महासभा समितिनुं खर्च — બ્રિટિશ સમિતિ, મહાસભાનું મુખપત્ર 'ઇન્ડિયા' અને સહમંત્રીની કચેરીના ખર્ચ માટે રૂપિયા આઠ હજાર મંજૂર કરવામાં આવે છે, અને ઈ. સ. ૧૮૯૭ના વર્ષ માટે ગોઠવણ કર્યા મુજબ જુદાં જુદાં મંડળોએ [illegible] પછી ફાળો આપવો.

२३. महासभाना सामान्य मंत्रीओ — આ મહાસભા આવતા વર્ષ માટે શ્રી. એ. ઓ. હ્યૂમની મહામંત્રી તરીકે અને શ્રી. ડી. ઈ. વાચ્છાની સહમંત્રી તરીકે ફરીથી નિમણૂક કરે છે

२४. तेरमुं अधिवेशन — ઈ. સ. ૧૮૯૭ના નાતાલના દિવસ અને હવે પછી ઠરાવવામાં આવે તે દિવસે, [illegible] અમરાવતી શહેરમાં મહાસભાનું તેરમું અધિવેશન રાખવું.

# તેરમું અધિવેશન—અમરાવતી

(તા. ૨૭, ૨૮, ૨૯ ડિસેમ્બર, ૧૮૯૭)

૧. सरहदनी नीतिः— આ મહાસભા પોતાની ઊંડી અને ગંભીર માન્યતા દર્શાવે છે કે, હિંદી સરકારની વર્તમાન સરહદ પરની રાજનીતિ સામાન્ય રીતે બ્રિટિશ સામ્રાજ્યનાં અને ખાસ કરીને આ દેશનાં હિતોને નુકસાનકર્તા છે, કેમ કે તેથી બ્રિટિશ હિંદની આજની સીમાની પેલી પાર વારંવાર લશ્કરી આક્રમણો કરવાં પડે છે, જેના પરિણામે અમૂલ્ય માણસો અને જાહેર નાણાંનો પુષ્કળ નાશ થાય છે. આ કારણથી આવી આક્રમણકારક નીતિને બંધ કરવા બ્રિટિશ પ્રજાને વીનવે છે અને જણાવે છે કે, ચઢાઈઓ જો જરૂરી જ જણાય તો, તે શાહી હેતુઓને માટે હોઈ, તે અંગેના ખર્ચનો મોટો ભાગ બ્રિટિશ ખજાનામાંથી ચૂકવવો જોઈએ.

૨. सरहद पर चढाईओना खर्चमां ब्रिटिश फाळो:— દુકાળ અને પ્લેગનાં સંકટોએ આ દેશની ગંભીર રીતે બગડી ચૂકેલી નાણાકીય વ્યવસ્થાને વધુ અસ્તવ્યસ્ત કરી મૂકી છે. અને તેનાં મર્યાદિત સાધનોમાં પણ કાપકૂપ કરી છે એ સત્ય બિના જોતાં, અને શાહી હિતોના રક્ષણ માટે વાયવ્ય સરહદની પેલી પાર જે લશ્કરી હિલચાલો કરવામાં આવે છે, તે અંગે આ મહાસભા પ્રાર્થના કરે છે કે, લશ્કરી ખર્ચની ગ્રેટ બ્રિટન અને હિંદુસ્તાન વચ્ચે ફાળવણી કરવાના પ્રશ્ન અંગે સમાધાન થાય ત્યાં સુધી, ચાલુ લડાઈના ખર્ચનો મોટો ભાગ બ્રિટિશ પાર્લામેન્ટે આપવાની ખુશી બતાવવી જોઈએ.

૨. (क) पार्लामेन्टने अरजी :— ઉપરના ઠરાવ નં ૧ અને ૨ માં સમાયેલી બાબતો માટે મહાસભા વતી એક અરજી પોતાની સહી સાથે પાર્લામેન્ટને મોકલવાની આ મહાસભા પ્રમુખને સત્તા આપે છે.

૩. महासभानी प्रार्थनाओ अने शाही कमिशनः— હિંદી ખર્ચતપાસના શાહી કમિશને પોતાની કાર્યવાહીમાં જાહેર પ્રજાને ભેળવવાનો નિર્ણય કરવાની ખુશી બતાવી તેથી આ મહાસભા આનંદ વ્યક્ત કરે છે અને હિંદના પ્રતિનિધિરૂપ સાક્ષીઓને પોતાની સમક્ષ હિંદ વતી સંપૂર્ણ વસ્તુસ્થિતિ રજૂ કરવાની નામ૦ કમિશને તક આપી તે બદલ આભાર દર્શાવે છે. તપાસ માટે પાડેલા ત્રણ વિભાગ બાબત નામ૦ કમિશનની સહાનુભૂતિપૂર્વકની વિચારણા માટે મહાસભા નીચેની પ્રાર્થનાઓ અસંત માનપૂર્વક રજૂ કરે છે:

(૧) હિંદી સરકારી ખર્ચને કાબૂમાં રાખવાની વ્યવસ્થા અંગે વિનંતી કરવામાં આવે છે કે:—(ક) વાઇસરૉયની કાઉન્સિલના ગેરસરકારી સભ્યોને હિંદી પ્રજાના વધારે પ્રત્યક્ષ રૂપમાં પ્રતિનિધિ બનાવવા જોઈએ. અને અંદાજ-પત્રની કલમો ઉપર સુધારા મૂકવાનો અને કાઉન્સિલના સભ્યોને તે પર મત ગણતરી કરવાની માગણી કરવાનો અધિકાર હોવો જોઈએ. (ખ) વાઇસરૉયની કાઉન્સિલમાં અને સ્થાનિક ધારાસભાના ચૂંટાયલા સભ્યોની ભલામણો અનુસાર હિંદી પ્રજાની કાઉન્સિલમાં પ્રતિષ્ઠિત અને અનુભવી હિંદીઓને પૂરતી સંખ્યામાં નીમવા જોઈએ, અને (ગ) હિંદુસ્તાનની નાણાંકીય સ્થિતિ તપાસવાને અને તે ઉપર હેવાલ તૈયાર કરવાને દર વર્ષે આમની સભાએ ખાસ કમિટી નીમવી જોઈએ.

(૨) ખર્ચમાં થઈ રહેલા વધારા અંગે વિનંતી કરવામાં આવે છે કે:— લશ્કરી અને બીજાં અનુત્પાદક ખર્ચમાં ઘટાડો કરવો, પ્રજાનાં વિકાસ અને આબાદી માટે વધારે મોટી રકમો ખર્ચવી, અને જાહેર નોકરીની ઊંચા દરજ્જાની જગાઓ ઉપર બને ત્યાં સુધી યુરોપિયનોને બદલે હિંદીઓની નિમણૂક કરી સારો એવો બચાવ કરવો અને રાજવહીવટ વધારે સંગીન બનાવવો.

અને (૩) ખર્ચની ફાળવણી અંગે વિનંતી કરવામાં આવે છે કે, જેમાં હિંદુસ્તાન અને સામ્રાજ્યના બીજા ભાગોનું સામાન્ય હિત સમાયેલું હોય એવાં સઘળાં ખર્ચો યોગ્ય પ્રમાણમાં શાહી ખજાનામાંથી આપવાં જોઈએ; અને ખાસ કરીને તો એ કે, સરહદની પેલી પારની ચાલુ લડાઈનો ખર્ચ તો મોટે ભાગે શાહી સરકારે જ આપવો જોઈએ. અંતમાં બને તેટલા ઓછા વિલંબથી આ ઠરાવની નકલ શાહી કમિશનના પ્રમુખને મોકલી આપવાની આ સભાના પ્રમુખશ્રીને સૂચના આપવામાં આવે છે.

૪. अगाउना ठरावोनूं समर्थन — (૧) ૧૮૯૬ના ઠરાવ ૧૧ (ક), (ગ), (ઘ), (ઙ), (ચ), (છ), (જ), મુજબ આગ્રહના ઠરાવો.

(૨) ૧૮૯૬ ના ઠરાવ ૬, ૮, ૯, ૧૯, મુજબ વિરોધના ઠરાવો.

(૩) ૧૮૯૬ ના ઠરાવ ૧૦, ૧૪, ૧૫, ૧૮ મુજબ માન્યતાના ઠરાવો.

૫. नोकरी कमिशन — ૧૮૯૬ ના ઠરાવ ૫ મુજબ.

૬. देशी राज्यो — ૧૮૯૬ ના ઠરાવ ૧૧ (અ) મુજબ.

૭. जमीनमहेसूलनी आंकणी — જમીનમહેસૂલની આંકણી જે પ્રાંતોમાં મુદતી હતી, તે પ્રાંતમાં આંકણીની મુદત આજ સુધી હતી તેમાં ઘટાડો કરીને તે ટૂંકી કરવાની અને મહેસૂલની રકમમાં વધારો કરવાની સરકારી રાજનીતિ પ્રત્યે આ મહાસભા પોતાનો સખત વિરોધ વ્યક્ત કરે છે અને

પોતાની દઢ માન્યતા પ્રગટ કરે છે કે, દેશના હિતની દૃષ્ટિએ આવા પ્રાંતોમાં મહેસૂલની આંકણી કાયમી નક્કી કરી નાખવી જોઈએ

૮. ન્યાયનાં અને કારોબારી ખાતાં જુદાં પાડવા અંગે — ન્યાયના વહીવટમાં ન્યાયને અંગેનાં અને કારોબારી કામો જુદાં પાડવાના પ્રશ્નને હિંદમાં અને ઇંગ્લંડમાં જાહેર લોકમતનો જે ટેકો મળ્યો છે, તેની આ મહાસભા સંતોષપૂર્વક નોંધ લે છે અને અતિ આવશ્યક એવા આ સુધારાનો ઝડપભેર અમલ થાય એ માટે વ્યાવહારિક પગલાં લેવા હિંદી સરકાર અને હિંદી વજીરને ફરીથી એક વાર વિનતી કરે છે.

૯. દુકાળ કમિશન — હિંદી સરકારે દુકાળ કમિશનની નિમણુક કરી છે તે જોઈને આ મહાસભાને ખુશી ઊપજે છે અને આશા રાખે છે કે, કમિશન આ બાબતની ઊંડી તપાસ કરશે. સાથે સાથે આ મહાસભા પોતાની દઢ માન્યતા એક વાર ફરીથી પ્રગટ કરવા ઇચ્છે છે કે, વર્ષો થયાં દેશની દોલત ચુસાઈ રહી છે તેથી અને અતિભારે કરવેરા અને મહેસૂલની ભારે આકારણીથી,— કે જે સરકારનાં દીવાની અને લશ્કરી બન્ને ખાતાંના ઉડાઉપણાનું પરિણામ છે, આથી, લોકોમાં આવી રહેલી અત્યંત ગરીબાઈના કારણે આ દુકાળો પડે છે. આ ગરીબાઈ એટલી હદે પહોંચી છે કે, વસ્તુઓની તંગીનો સ્પર્શ થતાં વેંત જ લોકો અસહાય બની જાય છે અને સરકાર ખોરાક ન આપે તો અથવા ખાનગી મદદ ન મળે તો તેઓનો અચૂક નાશ થાય છે. આ મહાસભાના અભિપ્રાય મુજબ, વારંવાર દુકાળ ન પડે તેના સાચા ઉપાય તરીકે એવી નીતિ અખત્યાર કરવી જોઈએ કે જેથી કરકસર ફરજિયાત બને, રાજ્યની સંપત્તિ કરકસરપૂર્વક જળવાઈ રહે, સ્થાનિક કળાકૌશલ્ય અને ગૃહઉદ્યોગો જે લગભગ નાશ પામ્યાં છે તે સજીવન થઈ વિકસે, અને અર્વાચીન કળાઓ અને ઉદ્યોગ દાખલ કરવામાં મદદરૂપ થઈ શકે

૧૦. દુકાળ રાહત માટે આર્થિક મદદ કરવા બદલ બ્રિટિશ સંસ્થાનો અને અમેરિકાનો આભાર — છેલ્લા દારુણ દુકાળ સમયે બ્રિટિશ પ્રજાએ અને બ્રિટિશ સંસ્થાનો, અમેરિકાનાં સંયુક્ત સંસ્થાનો અને બીજા પરદેશીના પ્રજાજનોએ આ દેશના ભૂખે મરતા લાખો માનવીઓને જે ઉદાર મદદ આપી છે તે બદલ આ મહાસભા તેમનો અંતઃકરણપૂર્વક આભાર માને છે. અને આ દેશમાં રહેતાં ઘણાં સ્ત્રીપુરુષો — હિંદી અને યુરોપિયન — જેમણે આપત્તિથી પીડાયેલા લોકોને રાહત આપવા જે સેવાઓ કરી છે અને આર્થિક મદદ આપી છે તેની ઉચ્ચ કદર કરે છે

અને જુદી જુદી મહાસભા સમિતિઓને સૂચના મોકલવામાં આવે છે કે, મહાસભા વતી લંડનના લૉર્ડ મેયરને મોકલવા માટે એક હજાર પાઉન્ડનું

ફંડ ઊભું કરવું, જેથી છેલ્લા દુકાળના સમયે કરેલી મદદની યાદગીરીમાં, હિંદીઓ તરફના આભારના સ્મારક ચિહ્ન તરીકે, લંડનમાંના કોઈ પ્રસિદ્ધ સ્થળે કંઈક પ્રતીક ઊભું કરવાની તે કૃપા કરે.

૧૧. પ્રાંતિક કારોબારી કાઉન્સિલ અંગે — હિન્દી નોકર-મંડળમાંથી નિમણુક નહિ કરતાં મદ્રાસ અને મુંબઈના ગવર્નરોની જગાઓએ ઇંગ્લંડના રાજપુરુષોમાંથી નિમણુક કરવાની ડહાપણભરી નીતિ જોતાં, આ મહાસભાનો એવો મત છે કે, આજે ચાલુ છે તે રીતે, એટલે ગવર્નર અને બે સભ્યોની કાઉન્સિલથી નહિ, પરંતુ ગવર્નર અને ત્રણ સભ્યોની કાઉન્સિલથી આ પ્રાંતોનો વહીવટ ચાલવો જોઈએ, અને એ ત્રણ સભ્યો પૈકી એક સભ્ય હિંદી સનંદી નોકરોમાંથી ન હોવો જોઈએ, જે ઇચ્છવા યોગ્ય છે.

૧૨. ઈ. સ. ૧૮૧૮ ના બંગાળ નિયમનના ત્રીજા ધારાથી, મદ્રાસના ઈ. સ. ૧૮૧૯ ના બીજા ધારાથી, અને ઈ. સ ૧૮૨૭ ના મુંબઈના પચીસમા ધારાથી, સરકારને અપાયેલી અસાધારણ સત્તાઓનો ઉપયોગ સુલેહ અને શાંતિના સમયમાં થાય છે તેને આ મહાસભા અદબપૂર્વક વખોડી કાઢે છે અને જણાવવાની રજા લે છે કે, અત્યંત સાવચેતીપૂર્વક અને કાળજીભરી રીતે, તથા સરકાર તરફથી અત્યંત જવાબદારીના ભાન સહિત જ એનો અમલ થવાની ખાતરી મળે એ રીતે અને એવી મર્યાદાઓમાં જ એનો ઉપયોગ થવો જોઈએ.

(ક) તેથી આ મહાસભા વિનંતી કરીને કહે છે કે, આખા પ્રાંતમાં અથવા તેમાંના અમુક ચોક્કસ વિસ્તારોમાં સદરહુ ધારાઓમાં કલ્પેલી સ્થિતિ પ્રવર્તે છે અને તેથી જરૂર પડ્યે તે ધારામાં અપાયેલી સત્તાઓનો ઉપયોગ કરવા તે વિચારે છે, એવી જે તે સ્થાનિક સરકારે જાહેરાત કર્યા વિના આ ધારાઓને અમલમાં મૂકવા ન જોઈએ. વધુમાં મહાસભા જણાવે છે કે, ન્યાયની અદાલત સમક્ષ કામ ચલાવવા માટે લાવ્યા વિના, આ ધારા મુજબ પકડાયેલા કોઈ પણ શખ્સને ત્રણ માસથી વધુ સમય માટે કેદખાનામાં રાખવા સુધીની હદે આ સત્તાઓનો ઉપયોગ કોઈ પણ સંજોગોમાં થવો ન જોઈએ.

(ખ) નાતુ બંધુઓની હદપારી — ઈ. સ. ૧૮૨૭ના મુંબઈના પચીસમા ધારાની રૂએ નાતુ સરદારોને પકડવાનું કાર્ય મુંબઈ સરકારે જવાબદારીના ભાનથી કર્યું હશે, એવી લાગણી અનુભવતાં છતાં, હજી પણ આ મહાસભા એવો મત ધરાવે છે કે, આ ધરપકડ થયાને પાંચ માસ વીતી ચૂક્યા છે, તો સરકારની ફરજ છે કે ન્યાયના હિતની ખાતર, તેમ જ આ ધરપકડથી સંખ્યાબંધ લોકોના મનમાં અશાંતિ અને બેચેની ઉત્પન્ન થયાં છે તે દૂર કરવા માટે, વિના વિલંબે તેઓ — નાતુ સરદારો — સામે કામ ચલાવવું

જોઈએ, અથવા તો જો ન્યાયની અદાલત સમક્ષ મૂકવા માટે સરકાર પાસે પૂરતા પૂરાવા ન હોય તો પછી તેઓને છોડી મૂકવા જોઈએ.

૧૩. राजद्रोहनो कायदो — હિંદી ફોજદારી કાયદાની ૧૨૪ અ કલમમાં રાજદ્રોહનો કાયદો જણાવેલો છે અને ૫૦૫ કલમમાં ખોટી અફવાઓ ફેલાવવા વિષેનો કાયદો જણાવેલો છે; તે ચાલુ કાયદાઓમાં જે સુધારા સુચવવામાં આવ્યા છે તે પ્રત્યે મહાસભા ભય અને ચિંતાની દૃષ્ટિએ જુએ છે. અને તેનો એવો અભિપ્રાય છે કે, હિંદી ફોજદારી કલમ ૧૨૪ અ માં, વધારે સખતાઈની દિશામાં નહિ પણ વધારે સ્વાતંત્ર્યની દિશામાં સુધારાની જરૂર છે; અને જો ઈંગ્લંડમા છે તેવો જ હિંદમાં રાજદ્રોહનો કાયદો કરવો હોય તો, તેનો અમલ ત્યાંની જેમ અહીં પણ સારી રીતે સુરક્ષિત રાખવો જોઈએ. જેમ કે, આરોપીનો કેસ કાયમ જૂરી સમક્ષ જ ચાલવો જોઈએ. આ જૂરીના સભ્યો પૈકી ઓછામાં ઓછા અડધા આરોપી જે પ્રજાનો હોય તે પ્રજાના જ હોવા જોઈએ અને તેમનો ચુકાદો સર્વાનુમતે અપાવો જોઈએ. માત્ર સેશન્સ અને હાઈકોર્ટ જ આજ સુધી રાજદ્રોહના મુકર્દમા ચલાવી શકે છે તેને બદલે જિલ્લા ન્યાયાધીશો તે ચલાવી શકે તેનો અને પોતાના અભિપ્રાય મુજબ જે માણસો અસંતોષ ફેલાવે છે એવું લાગે તેવા માણસો પાસે બાર માસ સુધીના સારી ચાલચલગતના જામીન લઈ શકે એવી જિલ્લા ન્યાયાધિશોને સત્તા આપવાની દરખાસ્તનો આ મહાસભા સખત વિરોધ કરે છે. વધુમાં આ મહાસભા એવા મતની છે કે, વડી કાઉન્સિલમાં હિંદી ફોજદારી કાયદાની ૧૨૪અ કલમ પસાર કરતી વેળા સર જેમ્સ ફીઝ જેમ્સ સ્ટીફને આપેલાં વચનોથી, આજે કાયદામાં કરવા ધારેલા સુધારા તદ્દન વિરુદ્ધ છે, તેમ જ કરવા ધારેલા તે સુધારા વાણીસ્વાતંત્ર્ય અને વર્તમાનપત્રોની સ્વતંત્રતા ઉપર ઘાતક ફટકો મારશે; અને તેથી દેશની પ્રગતિ અટકશે અને પ્રજાના મનમાં વિશ્વાસને બદલે ત્રાસ ઉત્પન્ન થશે.

આ ઠરાવની એક નકલ પ્રમુખે ધારાસભાને પહોંચાડવી.

૧૪. ई. स. १८९७नुं फोजदारी काम चलाववानी रीतनुं बिलः— ઈ. સ. ૧૮૯૭નું ફોજદારી કામ ચલાવવાની રીતનું બિલ જે હાલ વડી ધારાસભા સમક્ષ છે તે પ્રત્યે આ મહાસભા પોતાનો વિરોધ નોંધાવે છે, કેમ કે એ અનુચિત અને અવળી અસર કરનારું છે; એથી પોલીસની ચાલુ વિશાળ સત્તાઓમાં વધારો થાય છે; આજે નથી તેવી પોતાની મુન્સફી વાપરવાની જિલ્લા ન્યાયાધીશોને સત્તા મળે છે; અને હાઈકોર્ટોની સત્તા ઉપર કાપ મુકાય છે. આ સર્વે કારણોને લીધે આરોપીઓને અત્યંત હાનિ પહોંચે એમ છે

૧૫. पंजाब धारासभामां सुधारा अंगेः—પંજાબને ધારાસભા આપવા માટે સરકારનો આભાર માનવા છતાં આ મહાસભા પોતાની દિલગીરી દર્શાવે

છે કે, તેમણે સભાસદોને પ્રશ્નો પૂછવાનો હક્ક આપ્યો નથી અને અન્ય પ્રાંતોમાં સભાસદો અને પ્રજા ભોગવે છે એવો સભ્યોને નીમવા માટે ભલામણો કરવાનો હક્ક પ્રજાને આપ્યો નથી.

૧૬. વરાડનો કારોબાર:— બ્રિટિશ હિંદનો ભાગ નથી છતાં, બ્રિટિશ હિંદના કોઈ પણ ભાગની જેમ, વરાડ પ્રાંતનો વહીવટ ગવર્નર જનરલ ઇન કાઉન્સિલ ચલાવે છે, પરંતુ કાયદા ઘડવાનું મહત્ત્વનું કાર્ય ધારાસભાને બદલે કારોબારી કરે છે, જેને પરિણામે પ્રતિકૂળ અને અગવડ કરે એવા કાયદાઓ વારંવાર થાય છે; તેથી આ મહાસભા નમ્રતાપૂર્વક વિનંતી કરે છે કે, જ્યાં સુધી વરાડનો કારોબાર ગવર્નર જનરલ ઇન કાઉન્સિલ દ્વારા ચલાવવામાં આવે છે ત્યાં સુધી, બ્રિટિશ હિંદની જેમ વરાડ માટેના બધા કાયદા અને કાયદાના જેવી સત્તા ધરાવતા હુકમો વડી ધારાસભાએ ઘડવા જોઈએ.

૧૭. દુકાળ કમિશન:—વખતોવખત પડતા દુકાળનાં કારણો તપાસવાનું અને તે નિવારવાના ઉપાયો વિચારવાનું તેના કાર્યક્ષેત્રમાં આવી જાય એવી રીતે સરકારે નીમેલા દુકાળ કમિશનનું ક્ષેત્ર વિસ્તારવું જોઈએ, એવી આ મહાસભા વિનંતી કરે છે

૧૮. શ્રી દાદાભાઈ નવરોજીમાં વિશ્વાસ વ્યક્ત કરતો ઠરાવ:— (હિંદી મહાસભાના ૧૮૯૬ની બેઠકના ઠરાવ ૨૧ મુજબ.)

૧૯. બ્રિટિશ મહાસભા સમિતિનો આભાર:— હિંદની રાજકીય પ્રગતિને માટે સર વિલિયમ વેડરબર્ને અને બ્રિટિશ સમિતિના અન્ય સભ્યોએ કરેલી નિઃસ્વાર્થ સેવાઓ માટે આ મહાસભા અત્યંત કૃતજ્ઞતાપૂર્વક આભાર માને છે.

બ્રિટિશ સમિતિનું ખર્ચ: અને બ્રિટિશ સમિતિ, મહાસભાનું મુખપત્ર 'ઇન્ડિયા' અને સામાન્ય સહમંત્રીની કચેરીના ખર્ચ માટે રૂપિયા સાઠ હજાર મંજૂર કરવામાં આવે છે અને ઈ. સ. ૧૮૯૮ના વર્ષ માટે ગોઠવણ કર્યા મુજબ હમણાં અથવા હવે પછી જુદાં જુદાં મંડળોએ ફાળો આપવો.

૨૦. મહામંત્રીઓ:— (૧૮૯૬ની બેઠકના ઠરાવ ૨૩ મુજબ.)

૨૧. ચૌદમું અધિવેશન:— ઈ. સ. ૧૮૯૮ના નાતાલના દિવસ બાદ, હવે પછી ઠરાવવામાં આવે તે દિવસે, મદ્રાસમાં હિંદી રાષ્ટ્રીય મહાસભાનું ચૌદમું અધિવેશન રાખવું.

## ૧૪

# ચૌદમું અધિવેશન — મદ્રાસ

(તા. ૨૯, ૩૦, ૩૧ ડિસેમ્બર, ૧૮૯૮)

૧. શ્રી ગ્લેડસ્ટન વગેરેને અંજલિ :— આધુનિક સમયના સૌથી મોટા મુત્સદ્દી અને માનવજાતના પ્રેમાળ અને સાચા મિત્ર શ્રી. ડબ્લ્યુ. ઈ. ગ્લેડસ્ટનના અવસાનથી બ્રિટિશ સામ્રાજ્યને અને સુધરેલી દુનિયા સમસ્તને જે ન પૂરી શકાય એવી ખોટ પડી છે, તે માટે આ મહાસભા પોતાનો ઊંડો શોક દર્શાવે છે; અને હિંદુસ્તાનમાં વધારે ઉદાર અને પ્રગતિકારક સરકાર હિંદી પ્રજાને પ્રાપ્ત થાય એ માટે તેમણે દર્શાવેલી એકસરખી સહાનુભૂતિ માટે પોતાની કૃતજ્ઞતાની ભાવના દર્શાવે છે;

ઉપલા ઠરાવની નકલ તેમના પુત્ર શ્રી. હર્બર્ટ ગ્લેડસ્ટનને મોકલી આપવી.

૨. દરભંગાના મહારાજા સર લક્ષ્મીશ્વર સિંગ બહાદુરના શોકજનક અને અકાલ અવસાનથી દેશને જે મહાન ખોટ પડી છે તે માટે આ મહાસભા ઊંડો શોક દર્શાવે છે. સાર્વજનિક કામો માટે તેમની સદા જાગ્રત અને સમજુ દષ્ટિ તથા તેમની ઉદાર અને વિશાળ દૃષ્ટિની સખાવતોની આ મહાસભા ખૂબ કદર કરે છે અને મહાસભાની ચળવળને તેમના તરફથી મળેલા ઉદાર અને કાયમી સહકાર માટે આભારની લાગણી વ્યક્ત કરવા ઇચ્છે છે;

ઉપલા ઠરાવની નકલ સદ્‌ગત મહારાજાના ભાઈ મહારાજા રામેશ્વર સિંઘને મોકલી આપવી.

૩.— લાહોરના સ્વ. સરદાર દયાલસિંગના અવસાનથી સામાન્યતઃ દેશની પ્રજાને અને ખાસ કરીને પંજાબના લોકોને જે મોટી ખોટ પડી છે તે માટે આ મહાસભા અત્યંત દુઃખ વ્યક્ત કરે છે અને હિંદવાસીઓની સ્થિતિ સુધારવા માટેની પ્રગતિકારક હિલચાલોને આગળ વધારવા અંગેના તેમના જાહેર જુસ્સાની અને ઉદાર મદદની કદર કરે છે.

૪. રાજદ્રોહનો કાયદો— પોતાના છેલ્લા અધિવેશનમાં વિરોધ ઉઠાવ્યા છતાં અને હિંદની અને ઇંગ્લંડની ઘણી જાહેર સંસ્થાઓ અને બન્નેની પ્રખ્યાત વ્યક્તિઓના પણ વિરોધ છતાં, પોલીસ અને જિલ્લા ન્યાયાધીશની સત્તાઓનો બિનજરૂરી વધારો કરતા, અને વર્તમાનપત્રોની સ્વતંત્રતા ઉપર અંકુશ મૂકતા તથા વાણીસ્વાતંત્ર્યને મર્યાદિત કરતા હિંદી ફોજદારી કાયદામાં અને ફોજદારી કામોની કાર્યરીતિના ધારામાં કરવા ધારેલા સુધારા વડી ધારા-

સભામાં પસાર કરવામાં આવ્યા છે એ જોઈ આ મહાસભા દિલગીરી વ્યક્ત કરે છે અને તેમને રદ કરવા વીનવે છે.

૫. લૉર્ડ કર્ઝનનું સ્વાગત— આ મહાસભા લૉર્ડ કર્ઝનનુ સાદર સ્વાગત કરે છે અને હિંદના લોકો માટેના તે નામદારના સહાનુભૂતિના શબ્દોની કૃતજ્ઞતાપૂર્વક નોંધ લે છે, અને વિશ્વાસ રાખે છે કે, પ્રજાની પ્રગતિ અને પ્રજામાં વિશ્વાસની નીતિ, કે જે બ્રિટિશ વહીવટનાં શ્રેષ્ઠ લક્ષણો ગણાય છે તેનું આ દેશમાં તે નામદારના અમલ દરમિયાન અનુકરણ કરવામાં આવશે.

ઉપરનો ઠરાવ મુંબઈમાં તે નામદારને તારથી મોકલી આપવાની પ્રમુખને સત્તા આપવામાં આવે છે.

૬. જમીનમહેસૂલની આંકણી— જે પ્રાંતોમાં કાયમની જમાબંદી નથી તેમાં તેમ કરવાનાં ઈ. સ. ૧૮૬૨ અને ઈ. સ. ૧૮૬૫નાં પોતાનાં ફરમાનોમાં હિંદી વઝીરે આપેલાં વચનો પાળવામાં સરકાર નિષ્ફળ નીવડી છે એટલું જ નહિ. પરંતુ ઈ. સ. ૧૮૮૨ અને ઈ. સ. ૧૮૮૪માં હિંદી સરકારે મહેસૂલી આંકણીની ઠરાવેલી મુદતને સુધારવાની અને ઠરાવેલા વધારામાંથી મુક્તિ આપવાની નીતિની જાહેરાત કરી હતી તેનો પણ અમલ કરવામાં નિષ્ફળ નીવડી છે, તેથી આ મહાસભાને અત્યંત દિલગીરી થાય છે; અને પોતે કરેલી સુધારણાઓનો પૂરો લાભ મળવાની જમીનમાલિકોને ખાતરી થાય તે માટે મહેસૂલની આંકણીની મુદત સાઠ વર્ષથી ઓછી નહિ એટલી ઠરાવવાની અને વધારાના જમીનવેરામાંથી મુક્તિ આપવાની આ મહાસભા સરકારને વિનંતી કરે છે.

૭. સરહદ અંગેની નીતિ:— છેલ્લાં કેટલાંક વર્ષોથી હિંદી સરકારે સરહદ અંગેની ગ્રહણ કરેલી નીતિને કારણે હિંદની કુદરતી સરહદની પેલી પાર વખતોવખત ચઢાઈઓ કરવામાં આ દેશ ઘસડાય છે અને મુલકી વહીવટ વસ્તુતઃ ભૂખે મરે છે, તેથી દેશના ઉત્તમ હિતોને હાનિ થાય છે એવી ઊંડી અને દૃઢ માન્યતા આ મહાસભા જાહેર કરે છે; અને જ્યાં સુધી આ નીતિ ધરમૂળથી ફેરવી નાખવામાં નહિ આવે અને દેશની કાયદેસરની હદમાં રહેવાની જૂની અને એક જ સુરક્ષિત નીતિ અખત્યાર કરવામાં નહિ આવે ત્યાં સુધી, સરહદ પરની ધાડમારીઓ દૂર કરવાની અને સરહદ પરની ટોળીઓનુ મિત્રતાભર્યું વલણ મેળવવા માટેની ગમે તેટલી શ્રદ્ધાપૂર્વક કરેલી જાહેરાતને બહુ ઓછું વજન આપી શકાશે. આનો પુરાવો છેલ્લાં થોડાં અઠવાડિયાંના સ્વાત ખીણમાં બનેલા બનાવો આપે છે આ બનાવોથી ખર્ચ ઉપર નવો બોજો પાડનાર મોટી સંખ્યાવાળા લશ્કરને તૈયાર રાખવાની ફરજ પડી હતી. આવાં લશ્કરી

આક્રમણોને કારણે થતાં સર્વ ખર્ચોની પ્રમાણસરની જવાબદારી બ્રિટિશ ખજાના ઉપર પડવી જોઈએ.

૮. गुप्त वर्तमानपत्र मंडळो :— આ મહાસભા એવા મજબૂત અભિપ્રાયની છે કે, હિંદના કેટલાક ભાગોમાં થયેલી ગુપ્ત વર્તમાનપત્ર મંડળોની સ્થાપના બ્રિટિશ વહીવટની ભાવનાની વિરુદ્ધની અને તે ભાવનાને તદ્દન અસંગત છે.

૯. स्थानिक स्वराज :— બંગાળાની ધારાસભામાં તાજેતરમાં કલકત્તા મ્યુનિસિપલ બિલ દાખલ કરીને અને પૂરતા પ્રજાકીય પ્રતિનિધિત્વ વિનાનું મુંબાઈ-શહેર-સુધાર-ટ્રસ્ટ ઊભું કરીને, તથા અન્ય દિશાઓમાં તેનાં કાર્યોથી સ્થાનિક સ્વરાજની બાબતમાં સરકારે સ્વીકારેલી પ્રત્યાઘાતી નીતિ પ્રત્યે આ મહાસભા નાપસંદગીની ઊંડી લાગણી દર્શાવે છે

૧૦. न्याय अने कारोबार खातां :— ન્યાયના વહીવટમાં, ન્યાયને અંગેનાં અને કારોબારી કામો જુદાં પાડવાના પ્રશ્નને હિંદમાં અને ઇંગ્લંડમાં જાહેર લોકમતનો જે ટેકો મળ્યો છે, તેની આ મહાસભા સંતોષપૂર્વક નોંધ લે છે, અને અતિ આવશ્યક એવા આ સુધારાનો ઝડપભેર અમલ થાય એ માટે વ્યાવહારિક પગલાં લેવા હિંદી સરકાર અને વઝીરને ફરીથી વિનંતી કરે છે.

૧૧. मुलकी अने लश्करी दाक्तरी नोकरीनी पुनर्रचना :—

(ક) આ મહાસભાનો એવો અભિપ્રાય છે કે ઊંચી મુલકી દાક્તરી નોકરીનું આજનું બંધારણ કઢંગું છે, સિદ્ધાંતની દૃષ્ટિએ તેનો બચાવ થઈ શકે તેમ નથી, તેનો અમલ હાનિકર્તા છે અને અનાવશ્યક રીતે ખર્ચાળ છે; જાહેર પ્રજા અને દાક્તરી કેળવણીના હિત ખાતર તથા દેશમાં વૈજ્ઞાનિક કાર્યની અને દાક્તરી નોકરીની પ્રગતિ કરવા માટે, તેમ જ આર્થિક વહીવટના કારણે પણ, હિંદની મુલકી દાક્તરી નોકરીની પુનર્રચના, બીજા સુધરેલા દેશોમાં છે તે ધોરણે, થવી જોઈએ અને લશ્કરી નોકરીથી તે તદ્દન અલગ અને સ્વતંત્ર હોવી જોઈએ.

(ખ) મુલકી મદદનીસ સરજનોમાંથી પૂરવા માટે ૧૯ મુલકી સરજનોની જગાઓ ખુલ્લી મૂકવાના વડી સરકારના કાર્ય તરફ સંતોષ વ્યક્ત કરતાં છતાં, આ મહાસભાને ખેદ થાય છે કે, સરકારી બીજાં ખાતાઓમાં સરખો સમય નોકરી કરી હોય એવા સભ્યોની સરખામણીમાં આ દાક્તરો (મુલકી મદદનીશ સરજનો અને ઇસ્પિતાલના મદદનીસો)ની સ્થિતિ અને બઢતીનું ધોરણ વગેરે અસંતોષકારક છે; અને વિનંતી કરે છે કે સરકારી અને બિનસરકારી સભાસદોનું એક મિશ્ર કમિશન નીમીને આ ખાતાના બંધારણની સરકાર ખુલ્લી તપાસ કરે.

(ગ) આ સંબંધમાં, મુંબઈના ડો. કે. એન બહાદુરજીના અકાળ અવસાનથી મહાસભા અને દેશને પડેલી ખોટની આ મહાસભા નોંધ લેવા

મૃત્યુ છે; તેમણે પોતાના જીવનનાં છેલ્લાં વર્ષો આ દેશમાં દાક્તરી નોકરી ખાતાની સુધારણા પાછળ ગાળ્યાં હતાં.

૧૨. દક્ષિણ આફ્રિકાના હિંદી વસાહતીઓ — દક્ષિણ આફ્રિકાના હિંદી અને યુરોપિયન વસાહતીઓ વચ્ચેના ઉશ્કેરાટ કરનારા અને અપમાનજનક ભેદભાવો પ્રત્યે આ મહાસભા દુઃખ વ્યક્ત કરે છે; તાજેતરમાં હિંદીઓને વસવાટની બાબતમાં મર્યાદા મૂકતો ટ્રાન્સવાલની હાઈકોર્ટે આપેલો ચુકાદો આના પુરાવાનો પ્રસિદ્ધ દાખલો છે; તેથી આ મહાસભા નામદાર મહારાણીની સરકારને અને હિંદી સરકારને, હિંદી વસાહતીઓનાં હિતોનું સંરક્ષણ કરવા અને તેમના ઉપર મૂકેલાં બંધનોમાંથી તેમને મુક્ત કરવા, વિનતી કરે છે.

૧૩. નાણાંનો પ્રશ્ન — (ક) ઇંગ્લંડમાં થતા ખર્ચ માટેની હિંદ પાસેની માગણીઓમાં થતો વ્યવસ્થિત વધારો હૂંડિયામણથી આવતી ખોટનું મુખ્ય કારણ છે એ સત્ય બીના હોઈ આ મહાસભા એવો અભિપ્રાય ધરાવે છે કે, આ નુકસાનને પહોંચી વળવા માટે પુષ્કળ ખર્ચ કરીને ચલણ બદલી નાખવાનો કે આંતરિક ચલણને મર્યાદિત કરવાનો ઉપાય લેવામાં આવશે તો તે હિંદની નાણાંકીય પરિસ્થિતિ ઉપર વધુ બોજારૂપ થશે અને તેના વ્યાપારી ગેરલાભોમાં વધારો થશે.

(ખ) આ નુકસાનને પહોંચી વળવાનો એકમાત્ર સાચો ઉપાય એ છે કે, જેનું પ્રમાણભૂત વ્યક્તિઓએ સમર્થન કર્યું છે તે ઇંગ્લંડે ન્યાયપુરઃસરનો તેમાં ફાળો આપવાના સિદ્ધાંતનો અમલ કરવો.

(ગ) સર હેનરી ફાઉલર જેના પ્રમુખ છે તે ચલણ વિષેની કમિટીનું જે પ્રશ્નો આજે ધ્યાન ખેંચી રહ્યા છે તે પ્રશ્નો અંગે શ્રી રમેશચંદ્ર દત્ત અને શ્રી. મેરવાનીજી રુસ્તમજી સિવાય બીજા સમર્થ અને તજજ્ઞ હિંદી પ્રતિનિધિઓને કમિટી સમક્ષ સાક્ષી તરીકે આમંત્રવામાં નથી આવ્યા તેથી આ મહાસભાને દુઃખ થાય છે.

(ઘ) ચલણ વિષેની કમિટીના પ્રમુખ સર હેનરી ફાઉલરને લંડનમાં આ ઠરાવની નકલ પહોંચતી કરવા માટે બ્રિટિશ મહાસભા સમિતિના પ્રમુખ સર વિલિયમ વેડરબર્નને વિનંતી કરવાની પ્રમુખને સત્તા આપવામાં આવે છે.

૧૪. મદ્રાસ અને મુંબઈ સરકારની કારોબારી — હિંદી નોકરી ખાતામાંથી નિમણુક નહિ કરતાં મદ્રાસ અને મુંબઈના ગવર્નરોની જગાએ ઇંગ્લંડના મુત્સદ્દીઓની નિમણુક કરવાની ડહાપણભરી નીતિ જોતાં આ મહાસભાનો એવો મત છે કે, આજે ચાલુ છે તે રીતે — એટલે ગવર્નર અને બે સભ્યોની કાઉન્સિલથી નહિ, પરંતુ ગવર્નર અને ત્રણ સભ્યોની કાઉન્સિલથી આ

નિમણૂક કરવા અને બીજાં પગલાં ભરવા માટે તથા મહાસભાના હેતુઓને આગળ ધપાવવા માટે તેઓએ પોતપોતાના પ્રાંતમાં વ્યવસ્થા સમિતિઓની રચના કરવી; આ વ્યવસ્થા સમિતિઓએ વર્ષ દરમિયાન પોતાના પ્રાંતમાં થયેલા કામકાજનો હેવાલ દર વર્ષે મહાસભાની બેઠકમાં રજૂ કરવો.

(ખ) આ ઠરાવનો વેળાસર અમલ કરવા પગલાં ભરવા માટે મદ્રાસ, મુંબઈ, નાગપુર, અમરાવતી, કલકત્તા, અલ્હાબાદ અને, લાહોરની વ્યવસ્થા સમિતિઓને વિનંતી કરવામાં આવે છે.

(ગ) વધુમા, મદ્રાસની સ્વાગત સમિતિએ ફેરવેલા બંધારણના ખરડાનો વિચાર કરવા અને હવે પછીની મહાસભામાં તેની ચોક્કસ યોજના રજૂ કરવા માટે, પ્રમુખ અને જેઓ હાલ હિંદમાં હોય તે માજી પ્રમુખો ઉપરાંત (જેઓ પોતાના હોદ્દાની રૂએ સભ્યો ગણાશે) નીચેના ગૃહસ્થોની એક સમિતિ નીમવામાં આવે છે, અને આ સમિતિ તરફની યોજના મહાસભાની આવતી બેઠકમાં ચર્ચા માટેનો પ્રથમ વિષય બની રહેશે:

૧. બાબુ અશ્વિનીકુમાર દત્ત, બંગાળા
૨. દિનશા વાચ્છા, મુંબઈ
૩. જોશીરામ, પંજાબ
૪. ગંગાપ્રસાદ વર્મા, અયોધ્યા
૫. પંડિત મદન મોહન માલવિયા, સંયુક્ત પ્રાંતો
૬. રઘુનાથ પાંડુરંગ કરંડીકર (સતારાના)
૭. બાપુરાવ દાદા, મધ્યપ્રાંતો
૮. જી. સુબ્રહ્મણ્યમ આયર, મદ્રાસ
૯. આર. એન મુદોળકર, વરાડ (એમણે સમિતિના મંત્રી તરીકે કાર્ય કર્યું.)

૨૦ અગાઉના ઠરાવોનું સમર્થન.— અગાઉની મહાસભાઓ સાથે સમંત થઈને નીચેની બાબતો માટે આ મહાસભા આગ્રહ કરે છે:

(ક) ૧૮૯૬ ના ઠરાવ ૧૧ (ક), (ગ), (ઘ), (ઙ', (ચ), (છ) (જ) મુજબ.

(ખ) આગાઉની મહાસભાઓ સાથે સંમત થઈને આ મહાસભા નીચેની બાબતો પ્રત્યે પોતાનો વિરોધ નોંધાવે છે:

૧૮૯૬ ના ઠરાવ ૬, ૮, ૧૯ મુજબ.

(ગ) અગાઉની મહાસભાઓ સાથે સમત થઈને આ મહાસભા નીચેની બાબતોમાં પોતાની દૃઢ માન્યતા પ્રગટ કરે છે:

(૧) ૧૮૯૬ ના ઠરાવ ૭, ૧૪, ૧૫, ૧૮ મુજબ.

(૨) આ દેશના લોકોના હિતની ખાતર ફોજદારી કામ ચલાવવાનો કાયદો એવી રીતે સુધારવાનું આ મહાસભા ઇષ્ટ માને છે કે, જેથી હાઈકોર્ટમાં ચાલતા મુકદ્દમાઓમાં અને એસેસરોની સહાયથી ચલાવવામાં આવતા મુકદ્દમાઓમાં હિંદી આરોપીઓને એવી માગણી કરવાનો હક મળે કે જૂરી અથવા એસેસરોમાં હિંદીઓની સંખ્યા અડધાથી ઓછી હોવી ન જોઈએ.

(૩) ૧૮૯૫ના ઠરાવ ૧૮ મુજબ.

(૪) આવકવેરાના કાયદા મુજબ ઓછામાં ઓછી પાંચસો રૂપિયાની આવક ઉપર કર આકારી શકાય છે તેને બદલે તે રકમ વધારીને રૂપિયા એક હજારની કરવી.

૨૧. પંજાબની ધારાસભા — પંજાબને ધારાસભા આપવા માટે સરકારનો આભાર માનવા છતાં આ મહાસભા પોતાની દિલગીરી દર્શાવે છે કે, તેમણે સભાસદોને પ્રશ્નો પૂછવાનો હક્ક આપ્યો નથી અને અન્ય પ્રાંતોમાં સભાસદો અને પ્રજા ભોગવે છે એવો સભ્યો નીમવા માટે ભલામણો કરવાનો હક્ક પ્રજાને આપ્યો નથી.

૨૨. વરાડનો કારોબાર — (જુઓ ૧૮૯૭ નો ઠરાવ ૧૬ મો)

૨૩. પ્લેગનું ખર્ચ — પ્લેગ સામે પગલાં ભરવાનું કાર્ય શાહી સરકારનું હોઈ અને તેમ હોવાનું સ્વીકારાયું હોવાથી, આ મહાસભા એવા મતની છે કે, આ બાબતમાં થયેલો ખર્ચ સરકારે ભોગવવો જોઈએ અને સ્થાનિક સંસ્થાઓનાં ફંડ ઉપર તે ન નાખવો જોઈએ.

૨૪. શ્રી દાદાભાઈ નવરોજીમાં વિશ્વાસ — હિંદી પ્રજાના પ્રતિનિધિ તરીકે આ મહાસભા શ્રી દાદાભાઈ નવરોજીમાં ફરીથી પોતાનો સંપૂર્ણ અને અખંડિત વિશ્વાસ જાહેર કરે છે અને આશા રાખે છે કે, તેમના જૂના સેંટ્રલ ફિન્સબરીના મતદાર મંડળ તરફથી અથવા તો બીજા કોઈ લિબરલ (Liberal) મતદાર મંડળ તરફથી તેમને ફરીથી (પાર્લામેંટમાં) ચૂંટી કાઢવામાં આવશે.

૨૫. બ્રિટિશ સમિતિનો આભાર — હિંદની રાજકીય પ્રગતિને માટે સર વિલિયમ વેડરબર્ન અને બ્રિટિશ સમિતિના બીજા સભ્યોએ કરેલી નિઃસ્વાર્થ સેવાઓ માટે આ મહાસભા અત્યંત કૃતજ્ઞતાપૂર્વક તેમનો આભાર માને છે.

બ્રિટિશ સમિતિનું ખર્ચ — અને બ્રિટિશ સમિતિ, મહાસભાનું મુખપત્ર 'ઇન્ડિયા' અને સહમંત્રીની કચેરીના ખર્ચ માટે રૂપિયા સાઠ હજાર મંજૂર કરવામાં આવે છે અને ઈ. સ. ૧૮૯૯ના વર્ષ માટે ગોઠવણ કર્યા મુજબ હમણાં અથવા હવે પછી જુદાં જુદાં મંડળોએ ફાળો આપવો.

૨૬. મહામંત્રી — આ મહાસભા આવતા વર્ષ માટે શ્રી. એ ઓ. હ્યુમની મહામંત્રી તરીકે અને શ્રી. ડી. ઈ. વાચ્છાની સહમંત્રી તરીકે ફરીથી નિમણુક કરે છે.

૨૭. પંદરમું અધિવેશન — ઇ. સ. ૧૮૯૯ના નાતાલના દિવસ બાદ, હવે પછી ઠરાવવામાં આવે તે દિવસે, લખનૌમાં હિંદી રાષ્ટ્રીય મહાસભાનું પંદરમું અધિવેશન રાખવું.

## ૧૫

# પંદરમું અધિવેશન–લખનૌ

(તા૦ ૨૭ થી ૩૦ ડિસેમ્બર, ૧૮૯૯)

૧. ન્યાય અને કારોબાર ખાતાં — ન્યાય અને કારોબારી ખાતાં જુદાં પાડવાના પ્રશ્નને ઇંગ્લન્ડ અને હિંદમાં જે જાહેર ટેકો મળ્યો છે તેથી આ મહાસભાને સંતોષ થયો છે. આ અતિ જરૂરી સુધારો કરવા માટે હિંદી વજીરની સમિતિ સમક્ષ અરજી રજૂ કરવા માટે મહાસભા લૉર્ડ હૉબહાઉસ, સર રિચાર્ડ ગાર્થ, સર રિચાર્ડ કાઉચ, સર ચાર્લ્સ સારજન્ટ, સર વિલિયમ માર્કી, સર જહૉન વૂડ ફેર, સર જહૉન સ્કૉટ, સર હૉબન્ડ કે. વિલ્સન, શ્રી હાર્બર્ટ જે. રૈનોલ્ડઝ, અને સર વિલિયમ વેડરબર્નનો આભાર માને છે અને અંતઃકરણપૂર્વક આશા રાખે છે કે, એ અરજી ઉપર હિંદી સરકાર વહેલામાં વહેલી તકે વિચાર કરીને આ અતિ-જરૂરી સુધારો દાખલ કરવા માટે જરૂરી પગલાં લેશે

૨. પંજાબ જમીન મોબદલાનું બિલ —

(ક) પંજાબની ખેતીની જમીનને લગતો કાયદો સુધારવા માટે વડી ધારાસભામાં જે ખરડો રજૂ કરવામાં આવ્યો છે તેથી આ મહાસભાને ખેદ થય છે. તે ખરડાનો હેતુ એ છે કે, વેચાણ અગર ગીરો હકથી જમીનની માલિકીની ફેરબદલી થતી અટકાવવી. આનું પરિણામ એ આવશે કે:

(૧) ખેડૂતો અને જમીનદારોની શાખે નાણાં લેવાની શક્તિ ઘટશે;

(૨) વધતી જતી જમીનમહેસૂલ આપવા માટેની તેમની શક્તિ ઓછી થશે.

મહાસભા માને છે કે, એ ખરડાનો અમલ અમુક વખત પહેલાંથી શરૂ કરવાનો વિચાર ગેરવાજબી અને અન્યાયી છે.

(ખ) મહાસભાની ભલામણ છે કે, ખેડૂતોને નીચેની રીતે સાચી રાહત આપવી જોઈએ:

(૧) જ્યાં સરકારને જમીનની સાંથ મળતી હોય ત્યાં, ૧૮૮૨માં સૂચવેલા ધોરણે, વસ્તુઓના ભાવ વધ્યા હોય તે સિવાય સાંથ વધે નહિ, એવું ધોરણ દાખલ કરવું જોઈએ;

(૨) જ્યા ખાનગી જમીનદારોને સાંથ મળતી હોય ત્યાં સાંથમાં ગેરવાજબી વધારો કરવામાં ન આવે તે માટે કાંઈક પ્રતિબંધ હોવો જોઈએ.

(ગ) વિશેષમાં આ બિલની ઘણીખરી કલમો લોકોને પ્રતિકૂળ છે એ બાબત સરકાર સમક્ષ રજૂ કરવા માટે નીચેના સભ્યોની સમિતિ નીમવામા આવે છે:

| | |
|---|---|
| શ્રી પ્રમુખ, | શ્રી. દિનશા વાચ્છા |
| શ્રી. જોરાંરામ, | શ્રી. મુનશી માધવલાલ |
| શ્રી. એન. ગુપ્તા, | શ્રી મુદેળકર |
| | શ્રી. ઇકબાલ શંકર |

૩. બ્રિટિશ ટુકડીઓનું ખર્ચ—

હિંદની કાયદાથી ઠરાવેલી હદની બહાર ઘણી બ્રિટિશ ટુકડીઓને કામગીરી માટે મોકલવાનું સરકારને સલામત અને ડહાપણભર્યું લાગે છે તે સંબંધમાં મહાસભા માને છે કે, હિંદમા આટલી મોટી સંખ્યામાં ગોરી પલટણોને નિભાવવાના ખર્ચમાં, હિંદી કર ભરનારને કંઈ રાહત આપવા માટે, બ્રિટિશ તિજોરીમાંથી ફાળો આપવો જોઈએ.

આખા બ્રિટિશ સામ્રાજ્ય માટે અનામત લશ્કર તરીકે બ્રિટિશ ટુકડીઓને રાખવાની હિંદમાં જગ્યા આપવામાં આવે તેનો મહાસભાને વાંધો નથી. પણ મહાસભા માને છે કે, ૨૦,૦૦૦ બ્રિટિશ સૈનિકોનો ખર્ચ હિંદને માથે પડવાને બદલે હવે બ્રિટિશ તિજોરી ઉપર પડવો જોઈએ.

૪. નાણાચલણ— (ક) હૂંડિયામણના દરની ફેરફારીને કારણે સરકારને જે નુકસાન જાય છે તેનું મુખ્ય કારણ એ છે કે, હિંદી સરકાર તરફથી ઇંગ્લંડમાં થતું ખર્ચ સતત વધ્યે જ જાય છે.

મહાસભાને ખેદ થાય છે કે, હૂંડિયામણથી થતું નુકસાન, અટકાવવા સંબંધમાં વિચાર કરવા નિમાયેલી ચલણ સમિતિની ભલામણ અનુસાર સરકાર હિંદમાં સોનાનું ચલણ દાખલ કરવા માગે છે તેમ કરવાથી હિંદની સોનું ચૂકવવાની જવાબદારી વધી જશે.

(ખ) મહાસભાને લાગે છે કે, સરકારે કમિટીનો જે નિર્ણય સ્વીકાર્યો છે તેનો અમલ કરવાથી ગરીબ લોકો પર દેવાનો બોજો ખરેખર વધી જશે, લોકોએ રૂપાનાં ઘરેણાંના રૂપમાં એકઠી કરેલી બચતનું મૂલ્ય ઊતરી જશે અને તેમને આપવી પડતી સાંથ અને કરવેરાની રકમોનો બોજો વસ્તુતઃ વધી જશે.

(ગ) ઉપરનો ઠરાવ સ્વીકારવાથી દેશી હુન્નરઉદ્યોગને પણ નુકસાન થવાનો સંભવ છે

**૫. मुल्की अने लश्करी खाताना दाक्तरो** — આ મહાસભા માને છે કે, મુલકી અને લશ્કરી દાક્તરોનું એક ખાતું બનાવવું એ લોકો તેમ જ સરકાર બન્નેની સગવડની દૃષ્ટિએ અસાધારણ છે, પ્રતિકૂળ છે તેમ જ તેમના હિતથી વિરુદ્ધ છે.

મહાસભા ભારપૂર્વક આગ્રહ કરે છે કે, તે બન્ને ખાતાંઓને અલગ રાખવાં જોઈએ. મુલકી દાક્તરોનું તદ્દન અલગ ખાતું કાઢવું જોઈએ અને તે ખાતાની ભરતી માટે ઇંગ્લન્ડમાં અને હિંદમાં બન્ને ઠેકાણે એકીસાથે જાહેર પરીક્ષા લેવાવી જોઈએ.

**૬. छापांना संदेशाओ** — છાપાંઓ માટે પરદેશ મોકલવાના તારોને લગતો ખરડો વડી ધારાસભામાં પડ્યો છે. તે ખરડામાં જે સિદ્ધાન્ત રજૂ કરવામાં આવ્યો છે તે, આ મહાસભાના મત પ્રમાણે, હિંદમાં અત્યાર સુધી સરકારે જે નીતિ અખત્યાર કરી છે તેનાથી વિરુદ્ધ છે. અત્યાર સુધી હિંદમાંથી ઉપયોગી હકીકતો અને માહિતી વગર અંકુશે બહાર મોકલવા દેવામાં આવે છે. તેમાં ફેરફાર કરીને ઉપરનો ધારો પસાર કરવા માટે કોઈ વાજબી જરૂર ઊભી થયેલી બતાવવામાં આવી નથી.

**૭. कलकत्ता म्युनिसिपल धारो** — કલકત્તા મ્યુનિસિપલ ધારો પસાર કરવામાં સ્થાનિક સ્વરાજની સંસ્થાઓના કામને ઊલટાવી નાખે તેવી પ્રત્યાઘાતી નીતિ દેખાય છે, તેનો આ મહાસભા વિરોધ કરે છે. મુંબઈની ધારાસભામાં પણ એવો જ ખરડો દાખલ કરવામાં આવ્યો છે. તેને પરિણામે સ્થાનિક સ્વરાજના સિદ્ધાન્તને ગંભીર હાનિ પહોંચશે.

**૮. शिक्षको अने राजकारण** — કેળવણી ખાતાના વડા અથવા તો એવા બીજા અધિકારીની રજા વગર કોઈ માન્ય શાળાના શિક્ષક યા તો વ્યવસ્થાપકને રાજકીય સભાઓમાં જવાની અગર તો રાજકીય ચળવળમાં ભાગ લેવાની મનાઈ કરવામાં આવી છે તે, આ મહાસભાના અભિપ્રાય મુજબ, નાગરિક તરીકેના હકનો વહેવારુ અને અસરકારક અમલ કરવામાં દખલરૂપ થવા સંભવ છે. તેને પરિણામે શક્તિશાળી અને પ્રતિષ્ઠિત માણસો કેળવણીના ક્ષેત્રમાંથી ખસી જશે અને કેળવણીના વિકાસના કામમાં ખાનગી માણસોનાં સાહસ અને વ્યવસ્થાશક્તિનો મર્યાદિત લાભ મળશે.

મહાસભા આશા રાખે છે કે, મુંબઈ અને મદ્રાસની સરકારો પોતાના કેળવણી ખાતાના નિયમોમાંથી અને શાળાઓને મદદ આપવાનાં ધારાધોરણોમાંથી ઉપરના જેવા નિયમો રદ કરવાની વ્યવસ્થા કરશે.

(ચ) સદરહુ સમિતિનો એક માનદ મંત્રી હશે. અને તેના હાથ નીચે ઑફિસ માટે જરૂરી માણસો સાથે એક પગારદાર ઉપ-મંત્રી રાખવામાં આવશે. તેના ખર્ચ માટે રૂ. ૫૦૦૦ મંજૂર કરવામાં આવશે. તેમાંથી અડધી રકમ છેલ્લી મહાસભાની સ્વાગત સમિતિ આપશે અને અડધી રકમ આગામી મહાસભાની સ્વાગત સમિતિ આપશે.

મહાસભાના મંત્રી જ ઉપરની એ સમિતિના માનદ મંત્રી થશે.

(છ) હિંદના જુદા જુદા ઇલાકાઓ અને પ્રાંતોનાં મુખ્ય નગરોમાં પ્રાન્તિક સમિતિઓ સ્થાપવામાં આવશે. તેમનો હેતુ સામાન્ય રીતે બ્રિટિશ અમલનો સ્વીકાર કરીને લોકોને રાજકીય જ્ઞાન આપવાનો અને તે અમલની ઊણપો દૂર કરવા માટે બંધારણીય પગલાં લેવાનો રહેશે. આ કામ સારાય વરસ દરમ્યાન સ્થાયી મહાસભા-સમિતિઓ સ્થાપીને, પ્રાન્તિક પરિષદો બોલાવીને અને એવી બીજી ઠીક લાગે તે રીતે કરવામાં આવશે. મહાસભાના હેતુઓને આગળ ધપાવવાના હેતુથી, હિંદી મહાસભા-સમિતિની સાથે મસલત કરીને ઉપરના કામની યોજના કરવામાં આવશે. પ્રાન્તિક સમિતિઓ

૯. આબકારી— આ મહાસભાનો અભિપ્રાય છે કે, દારૂની છૂટક દુકાનોને પરવાના આપવા સંબંધમાં સરકારે કડક નિયમો કરવા જોઈએ, અને કોઈ પણ ઠેકાણે તે જગ્યાના લોકોની લાગણી જાણ્યા વગર ત્યાં આવી દુકાનો ખોલવી નહિ જોઈએ.

૧૦. બંધારણ— મહાસભાના બંધારણ માટે નીચેના નિયમો મંજૂર કરવામાં આવે છે :

(ક) હિંદી રાષ્ટ્રીય મહાસભાનો હેતુ હિંદના બ્રિટિશ સામ્રાજ્યના લોકોનુ હિત સાધવા માટે અને તેમનુ ભલુ કરવા માટે બંધારણીય રીતે કામ કરવુ એ છે.

(ખ) સામાન્ય રીતે મહાસભા, તેની આગલી બેઠકમાં ઠરાવ્યું હોય તે મુજબ, નક્કી થયેલ સમયે અને સ્થળે વરસમાં એક વાર મળશે. હિંદી મહાસભા સમિતિ—જેની રચના આગળ દર્શાવવામાં આવી છે—તે આવશ્યકતા અનુસાર સમય અને સ્થળમાં ફેરફાર કરી શકશે. તે જ સમિતિ અસાધારણ સંજોગોમાં પોતે નક્કી કરે તે જગ્યાએ અને સમયે મહાસભાની અસાધારણ સભા પણ બોલાવી શકશે.

(ગ) તેના પ્રતિનિધિઓની ચૂંટણી રાજકીય મંડળો અગર બીજાં મંડળો અને જાહેર સભાઓ દ્વારા થશે.

(ઘ) મહાસભાએ ચૂંટેલા ૪૫ સભ્યોની એક તેની મહાસમિતિ બનાવવામાં આવશે. તે મહાસભાને લગતી બાબતોની વ્યવસ્થા કરશે.

ઉપરની સંખ્યામાંથી ૪૦ સભ્યોની ચૂંટણી જુદી જુદી પ્રાન્તિક સમિતિઓની ભલામણો અનુસાર થશે. જ્યાં આવી પ્રાન્તિક સમિતિઓ નહિ હોય ત્યાં તે વિભાગમાંથી મહાસભામાં હાજર રહેલા પ્રતિનિધિઓ તેમની ચૂંટણી કરશે. તેની પ્રાંતવાર વહેંચણી નીચે મુજબ રહેશે:

| | | | |
|---|---|---|---|
| આસામ, બંગાળા | ૮ | સિંધ, મુંબઈ | ૮ |
| સિકંદરાબાદ, મદ્રાસ | ૮ | વાયવ્યપ્રાંત, અયોધ્યા | ૬ |
| પંજાબ | ૪ | વરાડ | ૩ |
| મધ્યપ્રાંત | ૩ | | |

આ સભ્યો મહાસભાની બીજી બેઠક મળે ત્યાં સુધીને માટે સભ્યો તરીકે રહેશે.

(ઙ) સદરહુ સમિતિ ઓછામાં ઓછી વરસમાં ત્રણ વાર મળશે.— મહાસભાની બેઠક પછી તરત જ, જૂન અને ઓક્ટોબરની વચ્ચે સમિતિ નક્કી કરે તે સમયે, અને ત્રીજી વાર સમિતિને અનુકૂળ લાગે તે જગ્યાએ મહાસભાની બેઠક મળે તે અગાઉ.

(ચ) સદરહુ સમિતિનો એક માનદ મંત્રી હશે. અને તેના હાથ નીચે ઑફિસ માટે જરૂરી માણસો સાથે એક પગારદાર ઉપ-મંત્રી રાખવામાં આવશે. તેના ખર્ચ માટે રૂ. ૫૦૦૦ મંજૂર કરવામાં આવશે. તેમાંથી અડધી રકમ છેલ્લી મહાસભાની સ્વાગત સમિતિ આપશે અને અડધી રકમ આગામી મહાસભાની સ્વાગત સમિતિ આપશે.

મહાસભાના મંત્રી જ ઉપરની એ સમિતિના માનદ મંત્રી થશે.

(છ) હિંદના જુદા જુદા ઇલાકાઓ અને પ્રાંતોનાં મુખ્ય નગરોમાં પ્રાન્તિક સમિતિઓ સ્થાપવામાં આવશે. તેમનો હેતુ સામાન્ય રીતે બ્રિટિશ અમલનો સ્વીકાર કરીને લોકોને રાજકીય જ્ઞાન આપવાનો અને તે અમલની ઊણપો દૂર કરવા માટે બંધારણીય પગલાં લેવાનો રહેશે. આ કામ સારાય વરસ દરમ્યાન સ્થાયી મહાસભા-સમિતિઓ સ્થાપીને, પ્રાન્તિક પરિષદો બોલાવીને અને એવી બીજી ઠીક લાગે તે રીતે કરવામાં આવશે. મહાસભાના હેતુઓને આગળ ધપાવવાના હેતુથી, હિંદી મહાસભા-સમિતિની સાથે મસલત કરીને ઉપરના કામની યોજના કરવામાં આવશે. પ્રાન્તિક સમિતિઓ એ મહાસભા-સમિતિના જવાબદાર એજન્ટ તરીકે કામ કરશે અને દર વરસે પોતાના કામનો અહેવાલ તે સમિતિ સમક્ષ રજૂ કરશે.

(જ) પ્રમુખની ચૂંટણી, ઠરાવો ઘડવા બાબત અને એવું બીજું મહાસભાને લગતું કામ ઉપરની મહાસભા-સમિતિ કરશે. અને તે જ સમિતિ, મહાસભાની સંમતિ લઈને, પ્રતિનિધિઓની ચૂંટણી માટે, સભાપતિની ચૂંટણી માટે અને મહાસભાની કાર્યવાહી માટે નિયમો બનાવશે.

(ઝ) પ્રાંતિક સમિતિઓ પોતાના સભ્યોની ચૂંટણી માટે, પોતાની કાર્યવાહી માટે અને પોતાની સમિતિને લગતા કામકાજ માટે નિયમો અને પેટા નિયમો બનાવશે. તેવા નિયમો અને ધારાધોરણો માટે મહાસમિતિની મંજૂરીની જરૂર રહેશે.

(ઞ) ઇંગ્લન્ડમાં એક બ્રિટિશ મહાસભા સમિતિ નામની સંસ્થા રાખવામાં આવશે. તે ત્યાં હિંદી રાષ્ટ્રીય મહાસભાના પ્રતિનિધિ તરીકે ગણાશે. તેને માટે જરૂરી ખર્ચની રકમ મહાસભા નક્કી કરીને મંજૂર કરશે. અને તે રકમ મહાસમિતિ પોતાને ઠીક લાગે તે રીતે વખતોવખત નક્કી કરીને ઉઘરાવી લેશે.

(ટ) મહાસભાનું કામ ચલાવવા માટે કાયમી ફંડ એકઠું કરવા માટે મહાસમિતિ પોતાને ઠીક લાગે તેવી વ્યવસ્થા કરશે અને તે ફંડની રકમ, દરેક પ્રાંતમાંથી મહાસભા નીમે તેવા સાત ટ્રસ્ટીઓને નામે જમા મૂકવામાં આવશે.

૧૧. બ્રિટિશ મહાસભા સમિતિ — હિંદના લોકોના હિત માટે બ્રિટિશ મહાસભા સમિતિએ કરેલી કીમતી સેવાની આ મહાસભા કદર કરે છે અને સર વિલિયમ વેડરબર્ન અને તે સમિતિના બીજા સભ્યોમાં પોતાનો દૃઢ વિશ્વાસ દર્શાવે છે.

તે સમિતિના ખર્ચ માટે અને મહાસભાના સામયિક પ્રકાશન 'ઇન્ડિયા'ના ખર્ચ માટે રૂ. ૫૪૦૦૦ મંજૂર કરવામાં આવે છે.

૧૨. ગવર્નરની કારોબારી — મુંબઈ અને મદ્રાસના ગવર્નરો તરીકે, હિંદમાં કામ કરતા અમલદારોમાંથી પસંદગી કરવાને બદલે, તે જગ્યાએ ઇંગ્લન્ડના રાજપુરુષોમાંથી કોઈની નિમણૂક કરવાની નીતિ અખત્યાર કરવામાં આવી છે; તેનો ખ્યાલ કરીને મહાસભા માને છે કે, તે પ્રાંતોમાં ગવર્નરે પોતાની સમિતિમાં બેને બદલે ત્રણ સભ્યોને લઈને વહીવટ ચલાવવો જોઈએ. આ ત્રણ સભ્યોમાંથી એક હિંદી હોવો જોઈએ.

૧૩. દુકાળ — હાલના દુકાળના સમયમાં મનુષ્ય-જિંદગી બચાવવા માટે અને લોકોની હાડમારી દૂર કરવા માટે પ્રાંતિક અને મધ્યસ્થ સરકારે જે પ્રયત્નો કર્યા છે, તેની આ મહાસભા સાભાર કદર કરે છે. પણ સાથોસાથ દુકાળ ફરી થતો અટકાવવાનો અને ખેડૂતોની સ્થિતિ સુધારવાનો સાચો ઉપાય કરવાનો આગ્રહ કરે છે.

આ મહાસભાની ભલામણ છે કે, જાહેર ખર્ચમાં કાપકૂપ કરવી જોઈએ, સ્થાનિક અને દેશી ઉદ્યોગોનો વિકાસ કરવો જોઈએ અને મહેસૂલની આકારણી હલકી કરવી જોઈએ.

૧૪. અગાઉના ઠરાવોનું સમર્થન — ૧. અગાઉની બેઠકોની સાથે સંમત થઈને આ મહાસભા નીચેની બાબતોમાં ભારપૂર્વક આગ્રહ કરે છે:

(૧૮૯૬ની બેઠકના ઠરાવ ૧૧ (ખ), (ગ), (ઘ), (ઙ), અને (છ), મુજબ.)

૨. અગાઉની મહાસભા સાથે સંમત થઈને આ મહાસભા નીચેની બાબતો વિશે પોતાનો વિરોધ નોંધાવે છે:

(ક) થી (ગ) જુઓ અનુક્રમે ૧૮૯૬ની બેઠકનો ઠરાવ ૧૧ (ક), (ખ) અને ૧૯.

(ઘ) ૧૮૯૩ના સાતમા ધારા અનુસાર સુધાર્યા મુજબ ૧૮૮૨નો 'ઇંગ્લન્ડ એમિગ્રેશન ધારો પહેલો' — આસામના મજૂરોને લગતા આવા ધારાઓનો મહાસભા વિરોધ કરે છે.

૩. અગાઉની બેઠકો સાથે સંમત થઈને આ મહાસભા નીચેની બાબતોમાં પોતાનો મક્કમ અભિપ્રાય દર્શાવે છે:

(ક) જૂરી પદ્ધતિથી કેસો ચલાવવાની રીતની સફળતા સંબંધમાં જૂરી કમિશને આપેલો અભિપ્રાય લક્ષમાં લઈને, અને વિશેષમાં કેળવણીમાં થયેલી પ્રગતિને લીધે દેશના બધા ભાગોમાં હવે પૂરતા પ્રમાણમાં શિક્ષિત લોકો મળી આવે છે તેનો ખ્યાલ કરીને, તે પદ્ધતિ હાલ જે સ્થળોએ અને જે ગુનાઓ માટે અમલમાં ન હોય ત્યાં તે દાખલ કરવી જોઈએ.

(ખ) આ મહાસભાના મત મુજબ, આ દેશના લોકોના હિતની દૃષ્ટિએ એ ઇષ્ટ છે કે, ફોજદારી કાર્યવાહીના ધારામાં એવો સુધારો કરવો જોઈએ, જેથી આરોપી આ દેશનો વતની હોય તો, અને તેનો કેસ જૂરી દ્વારા હાઈકોર્ટમાં ચાલવાનો હોય અગર તો એસેસરોની મદદથી ચાલવાનો હોય તો, એસેસરો કે જૂરરોમાંથી અડધી સંખ્યા હિંદીઓની હોવી જોઈએ, એવી માગણી તે કરી શકે.

(ગ) જુદી જુદી પ્રાન્તિક સરકારોએ જંગલ ખાતાના જે નિયમો ઘડ્યા છે તેના અમલથી ગામડાંના લોકોને અગવડ પડે છે, અને અનેક રીતે જંગલ ખાતાના હાથ નીચેના નોકરો દ્વારા લોકોને કનડગત અને દબામણી થાય છે. આથી તે નિયમોમાં લોકહિતની દૃષ્ટિએ સુધારા કરવા જોઈએ.

(ઘ) આવકવેરા પાત્ર રકમની મર્યાદા રૂ. ૫૦૦ને બદલે રૂ. ૧૦૦૦ની રાખવી જોઈએ.

(ઙ) ૧૮૯૩ના જૂન માસમાં ઈંગ્લંડની આમની સભામાં પસાર થયેલ ઠરાવ મુજબ, સનંદી નોકરીની પરીક્ષાઓ ઈંગ્લંડ અને હિંદમાં એકીસાથે લેવાની વ્યવસ્થા થયા વગર, સનંદી નોકરીઓમાં હિંદીઓને દાખલ કરવાના પ્રશ્નનો સંતોષકારક નિવેડો આવવાનો નથી.

**૧૫. દેશી રાજ્યોમાં છાપાંનું દમન** — (૧૮૯૮ની બેઠકના ઠરાવ ૧૭ મુજબ.)

**૧૬. ઔદ્યોગિક શિક્ષણ** — આ મહાસભા પોતાનો મક્કમ અભિપ્રાય દર્શાવે છે કે, હાલની હુન્નર–ઉદ્યોગના શિક્ષણની પદ્ધતિ અસંતોષકારક છે અને પૂરતી નથી. લોકોની ગરીબાઈ અને દેશી હુન્નર–ઉદ્યોગની પડતી ધ્યાનમાં લઈને મહાસભાની વિનંતી છે કે, સરકારે હુન્નર–ઉદ્યોગના શિક્ષણની વધારે વિસ્તૃત અને કાર્યક્ષમ પદ્ધતિ દાખલ કરવી જોઈએ. અને તેનું કામ સફળતાથી ચાલે તે માટે તેને સારુ વધુ નાણાં ફાજલ પાડવાં જોઈએ.

ઉચ્ચ વૈજ્ઞાનિક શિક્ષણ અને સંશોધન માટે શ્રી. તાતાએ જે દેશભક્તિભરી ઉદાર સખાવત આપી છે તેની આ મહાસભા સાભાર કદર કરે છે.

**૧૭. પંજાબ ધારાસભા** — સરકારે પંજાબને ધારાસભાની બક્ષિસ આપી છે તે માટે આ મહાસભા સરકારનો આભાર માને છે. પણ સાથોસાથ ખેદ

દર્શાવે છે કે, ધારાસભ્યોને પ્રશ્નો પૂછવાનો અધિકાર આપવામાં આવ્યો નથી અને લોકોને ધારાસભ્યો નીમવા સંબંધમાં ભલામણ કરવાનો અધિકાર આપવામાં આવ્યો નથી. આવા અધિકારો બીજા પ્રાન્તોના લોકો અને ધારાસભ્યો ભોગવે છે.

૧૮. वराड माटे कायदा — આ મહાસભાનો મત છે કે, જ્યાં સુધી વરાડ પ્રાન્તનો વહીવટ ગવર્નર-જનરલની સમિતિ કરે છે ત્યાં સુધી તે પ્રાંત માટેના બધા કાયદા અને વટહુકમો, જેમ બ્રિટિશ હિંદ માટે થાય છે તેમ, વડી ધારાસભામાં પસાર કરવા જોઈએ.

૧૯. प्लेगनुं खर्च — પ્લેગની સામે જે ઉપાયો લેવામાં આવે છે તે મધ્યસ્થ સરકારનું કામ છે અને તે પ્રમાણે તે સ્વીકારાયેલું છે, તેથી આ મહાસભા માને છે કે, તે અંગેનું ખર્ચ સ્થાનિક સંસ્થાઓ ઉપર નહિ નાખતાં, મધ્યસ્થ સરકારે ભોગવવું જોઈએ.

૨૦. श्री. दादामाई — હિંદના લોકોના પ્રતિનિધિ તરીકે શ્રી. દાદાભાઈ નવરોજીમાં આ મહાસભા અચળ વિશ્વાસ જાહેર કરે છે. અને આશા રાખે છે કે, તેમના જૂના સેન્ટ્રલ ફિન્સબરી વિભાગમાંથી અગર એવા બીજા ઉદારમતવાદી મતદાર મંડળ તરફથી તેઓ ફરીથી ચૂંટાઈ આવશે.

૨૧. महामंत्री — (૧૮૯૮ ના ઠરાવ ૧૬ મુજબ.)

૨૨. सोळमुं अधिवेशन — મહાસભાના સોળમા અધિવેશન માટે લાહોરનું આમંત્રણ સ્વીકારવામાં આવે છે.

૨૩. इंग्लन्डमां महासभानी एजन्सी — બ્રિટિશ મહાસભા સમિતિ સાથે સહકારથી ઇંગ્લન્ડમાં એક એજન્સી સ્થાપવી. તેનું કામ જાહેર સભાઓ ભરવાનું અને હિંદ વિષે માહિતી ફેલાવવાનું તથા તેવાં કામ માટે ફંડ ઉઘરાવવાનું રહેશે.

## ૧૬

# સોળમું અધિવેશન—લાહોર

(તા. ૨૭ થી ૨૯ ડિસેમ્બર, ૧૯૦૦)

૧. બંધારણમાં સુધારો — મહાસમિતિના બંધારણની ૪થી કલમ સુધારીને નીચે મુજબ રાખવી:

તેના કામકાજની વ્યવસ્થા હિંદી મહાસભા સમિતિ કહેવાતી સમિતિ કરશે. તેમાં નીચે મુજબ સભ્યો રહેશે:

કુલ ૪૫ સભ્યો રહેશે. તેમાંથી ૪૦ સભ્યો જુદી જુદી પ્રાન્તિક સમિતિઓની ભલામણ અનુસાર ચૂંટવામાં આવશે અને જ્યાં એવી સમિતિઓ સ્થપાઈ નહિ હોય તેને માટે તે વિભાગમાંથી મહાસભામાં હાજર રહેલા પ્રતિનિધિઓ ચૂંટણી કરશે.

૪૦ સભ્યોની વહેંચણી

| | | | |
|---|---|---|---|
| આસામ, બંગાળા | ૭ | પંજાબ | ૬ |
| સિંધ, મુંબઈ | ૭ | વરાડ | ૩ |
| મદ્રાસ | ૭ | મધ્ય પ્રાંત | ૩ |
| અયોધ્યા, વાયવ્ય પ્રાંત | ૭ | | |

આ ઉપરાંત આ સમિતિમાં અધિકારની રૂએ નીચેના સભ્યો રહેશે: મહાસભાના પ્રમુખ, અધિવેશન માટે નિમાયેલા પ્રમુખ, મહાસભાના માજી પ્રમુખો, મહાસભાના મંત્રી અને ઉપમંત્રી, સ્વાગત સમિતિના પ્રમુખ, અને સ્વાગત સમિતિ નીમે તે મંત્રી.

આ સભ્યો મહાસભાની બે સામાન્ય બેઠકોના સમય દરમિયાન સભ્યો ગણાશે.

૨. દુકાળ અને હિંદની આર્થિક તપાસ — હિંદ વારંવાર દુકાળનો ભોગ થઈ પડે છે અને લોકોની દુકાળ સામે ટકવાની શક્તિ દેખીતી રીતે ઘટતી જાય છે તે લક્ષમાં લઈને, અને એક જ ચોમાસું નિષ્ફળ જતાં વારંવાર બને છે તેમ લોકોને જે આપદા વેઠવી પડે છે, જાનમાલનો જે નાશ થાય છે, ઢોરનો નાશ થાય છે, ગ્રામજીવન ખોરવાઈ જાય છે અને રાજતંત્રનાં સાધારણ કામોમાં વિક્ષેપ પડે છે તે લક્ષમાં લઈને, મહાસભા અંતઃકરણપૂર્વક વિનંતી કરે છે કે, આ સ્થિતિના નિવારણ અર્થે શું કરવું તેના વહેવારુ ઉપાયો શોધીને તેનો અમલ કરવાની દૃષ્ટિથી, હિંદી સરકારે હિંદના લોકોની આર્થિક સ્થિતિની તપાસ કરવા માટે વહેલી તકે પૂરેપૂરી સ્વતંત્ર તપાસ કરાવવાની વ્યવસ્થા કરવી જોઈએ.

૩. લશ્કરી નોકરી — સામ્રાજ્યની સેવા માટે હિંદી સૈનિકોએ ભાવપૂર્વક અને વફાદારીથી સેવા બજાવી છે તે લક્ષમાં લઈને, મહાસભા ફરીથી સરકારને આગ્રહ કરે છે કે:

(ક) લશ્કરની ઊંચી પાયરીની નોકરીઓ તેમને માટે ખુલ્લી

(ખ) હિંદમાં લશ્કરી કૉલેજો સ્થાપવી. તેમાં કાયદાથી નક્કી ધોરણે હિંદીઓને તેમની શક્તિ અને લાયકાત અનુસાર કમિશની કે બિનકમિશની લશ્કરી અમલદારો તરીકે શિક્ષણ અને તાલીમ આપવામાં આવે.

૪. ન્યાય અને કારોબાર ખાતાં — (૧૮૯૯ની બેઠકના ઠરાવ ૧ મુજબ.)

૫. ઊંચી નોકરીઓમાં હિંદીઓ — મહાસભાને ખેદ થાય છે કે, પોલીસ, બાંધકામ, રેલવે, અફીણ, જકાત, તાર, માપણી અને એવાં બીજાં ખાતાંઓની ઊંચી પાયરીની નોકરીઓમાંથી હિંદીઓને લગભગ બાકાત રાખવામાં આવે છે.

મહાસભાની વિનંતી છે કે, આ નિમણૂકો સંબંધમાં હિંદીઓના હકોને પૂરેપૂરો ન્યાય મળવો જોઈએ.

૬. હિંદી ગ્રેજ્યુએટો અને યુનિવર્સિટીના ફેલો — કલકત્તા યુનિવર્સિટીના ગ્રેજ્યુએટોમાંથી, જેમને ગ્રેજ્યુએટ થયે અમુક વરસો થયાં હોય તેમનો યુનિવર્સિટી માટે ફેલો ચૂંટવાનો અધિકાર હાલ તુરત પડાવી લેવામાં આવ્યો છે, અને પંજાબ યુનિવર્સિટીના બંધારણ મુજબ નિયામક સભા દ્વારા ફેલોની ચૂંટણી કરવાની કલમનો અમલ કરવામાં આવ્યો નથી, તેથી મહાસભાને ખેદ થાય છે.

મહાસભાનો મત છે કે, સંગીન શિક્ષણના હિતની દૃષ્ટિએ હિંદની વિદ્યાપીઠોના ગ્રેજ્યુએટોને ફેલોની ચૂંટણી કરવાનો અધિકાર જ્યાં ન અપાયો હોય ત્યાં આપવો જોઈએ, અને જ્યાં તે અપાયો હોય ત્યાં તેનો વિસ્તાર કરવો જોઈએ.

૭. લૉર્ડ કર્ઝનનો આભાર — નામદાર વાઈસરૉયે પોતાની દુકાળ સંબંધી નીતિમાં જે ઉદારતા બતાવી છે તથા ન્યાય અને વ્યવસ્થા જાળવી રાખવા સંબંધમાં તેમણે જે દૃઢ નિશ્ચય દર્શાવ્યો છે, તે માટે આ મહાસભા તેમનો આભાર માને છે. નામદાર વાઈસરૉયની આ નીતિનું પ્રમાણ, તેમણે સૈનિકોને ગોળીબાર કરવાની જગ્યાઓ મંજૂર કરવા સંબંધમાં તાજેતરમાં જે નિયમો ઘડ્યા છે તેમાં જણાય છે અને રંગૂન અને આગ્રા કેસોની કાર્યવાહી તેમણે જે રીતે ગોઠવી તેમાંથી જણાય છે.

૮. ઔદ્યોગિક શિક્ષણ — (૧૮૯૯ની બેઠકના ઠરાવ ૧૬ મુજબ.)

૯. વંરાડ પ્રાંતનો વહીવટ :— (૧૮૯૯ની બેઠકના ઠરાવ ૧૮ મુજબ.)

૧૦. અગાઊના ઠરાવોનું સમર્થન — (૧) આ મહાસભા અગાઉની બેઠકો સાથે સંમત થઈ ને નીચેની બાબતો માટે ભારપૂર્વક આગ્રહ કરે છે. (૧૮૯૬ની બેઠકના ઠરાવ ૧૧ (ખ), (ઘ), (ઙ), (છ) મુજબ.)

(૨) અગાઉની બેઠકો સાથે સંમત થઈને નીચેની બાબતો અંગે મહાસભા પોતાનો વિરોધ નોંધાવે છે; (૧૮૯૯ની બેઠકના ઠરાવ ૧૪/૨ (ક)થી (ઘ) મુજબ.)

(૩) અગાઉની બેઠકો સાથે સંમત થઈને આ મહાસભા પોતાની દૃઢ માન્યતા પ્રગટ કરે છે કે, (૧૮૯૯ની બેઠકના ઠરાવ ૧૪/૩ (ક), (ખ), (ગ) મુજબ.)

૧૧. પાર્લામેન્ટની હિંદને વાર્ષિક મદદ — હિંદના સરકારી ખર્ચ પર વિચાર કરવા નિમાયેલા શાહી કમિશનના બહુમતી સભ્યોની ભલામણ અનુસાર બ્રિટિશ તિજોરીમાંથી હિંદને વાર્ષિક પાઉંડ ૨,૫૭,૦૦૦ આપવાનું વચન આપવામાં આવ્યું છે, તે માટે આ મહાસભા આભાર પ્રગટ કરે છે. પણ સાથોસાથ મહાસભા એમ બતાવવા ઇચ્છે છે કે, હિંદની માગણી જેટલે અંશે કમિશને સ્વીકારી છે તેને પૂરતો ન્યાય કરવા ખાતર, એ જરૂરી છે કે પહેલાંના વરસોની આ ખાતે ચઢેલી રકમ પણ હિંદને આપવી જોઈએ અને બ્રિટિશ પાર્લામેન્ટે તે મુજબ રકમ ચૂકવવાની મહેરબાની કરવી જોઈએ.

૧૨. ઔદ્યોગિક અને શિક્ષણની પેટા સમિતિઓ — હિંદી મહાસભા સમિતિએ આ અધિવેશનની વિચારણા માટે એવી સૂચના રજૂ કરી છે કે, દરેક વાર્ષિક અધિવેશનમાં ઓછામાં ઓછો અડધો દિવસ દેશના ઔદ્યોગિક અને શિક્ષણાત્મક પ્રશ્નોની વિચારણા અને ચર્ચા માટે રાખવો જોઈએ. આ મહાસભા ઉપરની સૂચનાને મંજૂર રાખે છે અને વિશેષમાં ઠરાવે છે કે, એક ઔદ્યોગિક પ્રશ્નો માટે અને બીજી શિક્ષણાત્મક પ્રશ્નો માટે, એમ બે સમિતિઓ દર વરસે નીમવી. તે સમિતિઓ તે તે પ્રશ્નોને લગતો વિચાર કરીને તેને લગતી સુધારણા માટે ઉપાયો સૂચવે અને તે જાતના કામમાં મદદ કરે.

દરેક સમિતિ માટે દર વરસે અલગ મંત્રીની નિમણૂક કરવી. આ સમિતિઓમાંથી તે કામ માટે પ્રાન્તિક સમિતિઓ પણ રચવામાં આવશે. અને તે સમિતિઓને પોતાની સાથે બીજા સભ્યો ઉમેરવાની સત્તા રહેશે.

૧૩. લૉર્ડ કર્ઝનને નિવેદન — નામદાર વાઈસરૉયની કારોબારી સમિતિ સમક્ષ નીચેના ગૃહસ્થોના પ્રતિનિધિ મંડળ મારફત નીચેનું નિવેદન રજૂ કરવું:

મંડળના સભ્યો

| | |
|---|---|
| શ્રી. ફિરોજશાહ મહેતા | શ્રી. મુનશી માધવલાલ |
| " ડબ્લ્યુ. સી. બેનરજી | " આર. એમ. મુધોળકર |
| " આનંદ ચાર્લુ | " આર. એમ. સયાની |
| " સુરેન્દ્રનાથ બેનરજી | " હરકીશનલાલ |

નામદાર સાહેબ,

છેલ્લા ડિસેમ્બર માસમાં લાહોર મુકામે ભરાયેલા હિંદી રાષ્ટ્રીય મહાસભાના ૧૬મા અધિવેશનમાં એકત્ર થયેલા પ્રતિનિધિઓની વતી, અમે તે બેઠકમાં પસાર કરવામાં આવેલા સાથે જોડેલા ઠરાવો આપ નામદારની સમિતિ સમક્ષ વિચારણા માટે અદબપૂર્વક રજૂ કરીએ છીએ. તેમાંથી ખાસ કરીને નીચેના પ્રશ્નો આપની ધ્યાન ઉપર લાવવાની રજા લઈએ છીએ. તે પ્રશ્નો દેશ સમસ્ત લાંબા વખતથી પડેલા છે અને મહાસભાના અભિપ્રાય મુજબ, પ્રજાના હિતની દૃષ્ટિએ તેનો વહેલાસર અને તાત્કાલિક ઉકેલ કરવાની જરૂર છે:

(ક) ન્યાય અને કારોબારી ખાતાં જુદાં પાડવાની અત્યંત આવશ્યકતા હવે બધી રીતે બરાબર સ્વીકારવામાં આવી છે. અને તે સંબંધમાં સરકારી બિનસરકારી અભિપ્રાયનો એવો મજબૂત એકમેળ જણાય છે કે, અમને પૂરેપૂરી આશા છે કે, આ દેશના તંત્રમાં આ લોકપ્રિય સુધારો વહેલી તકે દાખલ કરવાની સરકાર મહેરબાની કરશે.

(ખ) દેશના ઘણાખરા ભાગોમાં ખેડૂતોની વધતી જતી ગરીબાઈ અને તેને પરિણામે દુકાળ આવી પડતાં પહેલે જ ધડાકે લોકો રાજ્યની કે ખાનગી મદદ વિના નભી શકતા નથી એ સ્થિતિ આ દેશનો બીજો અગત્યનો પ્રશ્ન છે. અમે બરાબર જાણીએ છીએ કે સરકાર એ બાબત ગંભીર વિચારણા ચલાવી રહી છે. અમને વિશ્વાસ છે કે, તેને પરિણામે એવો કંઈક અસરકારક ઉપાય શોધી કાઢવામાં આવશે, જેથી ખેડૂતોની તીવ્ર ગરીબાઈ ઘણે અંશે ઓછી થાય અને તેમના પર ખરાબ વરસો આવી પડવાથી તેમને જે હાડમારી વેઠવી પડે છે, તેનો તેઓ વધારે સારી રીતે સામનો કરી શકે.

(ગ) તાજેતરના દુકાળોને લીધે રૈયતની જે ખરાબ સ્થિતિ થઈ છે તે લક્ષમાં લઈને, સરકારે વધતી જતી ગરીબાઈની વિસ્તૃત તપાસ કરાવવા માટે એક સ્વતંત્ર કમિટી નીમવાની કૃપા કરવી જોઈએ.

૧૪. પંજાબ — આ મહાસભા સરકારને પોતાનો અભિપ્રાય અદબસર પણ આગ્રહપૂર્વક જણાવે છે કે, પંજાબ પ્રાંતને એક નિયમિત પ્રાંત બનાવી દેવાનો સમય હવે ભરાઈ ચૂક્યો છે.

૧૫. દારૂનો વેપાર — દેશમાં માદક પદાર્થોનો વપરાશ — ખાસ કરીને દારૂનો વપરાશ ઝડપભેર વધતો જાય છે, તે જોઈને આ મહાસભાને ગંભીર ભય લાગે છે અને ઊંડો ખેદ થાય છે.

મહાસભા માને છે કે, દારૂ વગેરે સસ્તો મેળવવાની જોગવાઈ એ જ આ સ્થિતિ માટે જવાબદાર છે. તેથી મહાસભા હિંદી સરકારને આગ્રહપૂર્વક અપીલ કરે છે કે, તેમણે અમેરિકન દારૂના કાયદા જેવો, અગર સર વિલ્ફ્રેડ લૌસનના સ્થાનિક પસંદગીના કાયદા જેવો કાયદો પસાર કરવો જોઈએ અને દવા સિવાયના ઉપયોગ માટે વપરાતા માદક પદાર્થો ઉપર વધારાનો વેરો નાખવો જોઈએ.

મહાસભા પોતાનો મક્કમ અભિપ્રાય દર્શાવે છે કે, સરકાર આ બાબતમાં તાત્કાલિક વહેવારુ પગલાં નહીં લે તો, જે વર્ગમાં દારૂ ઘર કરી બેઠો છે તે વર્ગના લોકોનું નૈતિક, આર્થિક અને શારીરિક પતન અનિવાર્ય થઈ પડશે.

આ માદક પીણાંએ મજૂર વર્ગોમાં ક્યારનોય કબજો લીધો છે, તેથી આ દેશના હુન્નરઉદ્યોગોના વિકાસને મદદ કરવાની સરકારની ઉદાર ધારણા ફળીભૂત થઈ શકશે નહીં. મહાસભા આ પ્રશ્નને ભારે અગત્ય આપે છે અને આગ્રહપૂર્વક માને છે કે, દેશની આર્થિક પ્રગતિ સાથે એ પ્રશ્નનો નિકટનો સંબંધ છે. તેથી સસ્તો દારૂ વગેરે પૂરાં પાડવાની પદ્ધતિનો મહાસભા ભારપૂર્વક વિરોધ કરે છે.

૧૬. કેઈનને અભિનંદન — શ્રી. ડબ્લ્યુ. એસ. કેઈન પાર્લમેન્ટમાં ચૂંટાઈ આવ્યા તે માટે આ મહાસભા તેમને હાર્દિક અભિનંદન આપે છે અને હિંદના વિશ્વાસુ મિત્ર તરીકે અને તેનું ભલું ચાહનાર તરીકે તેમનામાં પોતાનો વિશ્વાસ જાહેર કરે છે.

૧૭. બ્રિટિશ મહાસભા સમિતિ — બ્રિટિશ મહાસભા સમિતિ અને સામયિક 'ઇન્ડિયા'ના પ્રકાશન અંગેના ખર્ચ માટે રૂ. ૩૦,૦૦૦ મંજૂર કરવામાં આવે છે.

૧૮. ઇજનેરી ખાતાની નિમણૂકો — આ મહાસભાનો અભિપ્રાય છે કે, કૂપર હિલ કૉલેજ મારફત જાહેર બાંધકામ ખાતાના ઇજનેરી વિભાગમાં દર વરસે વધુમાં વધુ બે જ હિંદીઓને લેવાનું ધોરણ નવા નિયમો અનુસાર રાખવામાં આવ્યું છે તે હિંદીઓને કેવળ અન્યાય કરનારું છે અને તે પાછું ખેંચી લેવું જોઈએ.

મહાસભા માને છે કે, સદરહુ કૉલેજમાં નામદાર શહેનશાહની બધી પ્રજાને સરખું સ્થાન મળવું જોઈએ. વળી રૂરકી કૉલેજમાં કરવાની નિમણૂકો સંબંધમાં હિંદીઓ અને ઍંગ્લો-ઇન્ડિયનો વચ્ચે જે પક્ષપાતી

ભેદો રાખવામાં આવ્યા છે તે પાછા ખેંચી લેવા જોઈએ અને દેશના બધા ભાગોના હિંદીઓને નીમવાની તેમાં છૂટ હોવી જોઈએ.

૧૯ લંડનની મહાસભાના કાર્યકરોનો આભાર — સર વિલિયમ વેડરબર્ન, શ્રી. દાદાભાઈ નવરોજી, અને શ્રી. એ. ઓ. હ્યૂમે આ દેશની અને આ મહાસભાની જે સેવા બજાવી છે તે માટે મહાસભા તેમની હાર્દિક કદર કરે છે અને સર વિલિયમ પાર્લામેન્ટમાંથી નિવૃત્ત થયા તે માટે ખેદ વ્યક્ત કરે છે. ત્યાં તેમણે આ દેશની ભારે કીમતી સેવા બજાવી હતી.

મહાસભા આશા રાખે છે કે, તેઓ હિંદ માટેનું પોતાનું પ્રિય કામ ફરી શરૂ કરવા માટે જલદીથી પાર્લામેન્ટમાં પાછા આવશે.

૨૦. દક્ષિણ આફ્રિકા — આ મહાસભા દક્ષિણ આફ્રિકાના હિંદીઓનાં દુઃખો પ્રત્યે હિંદી સરકાર અને હિંદી વજીરનું ફરીથી ધ્યાન ખેંચે છે અને આશા રાખે છે કે, યુરોપના દેશોની સીમા ફરીથી નક્કી થઈ છે અને બોર પ્રજાસત્તાકનો બ્રિટિશ સંસ્થાનોમાં સમાવેશ કરવામાં આવ્યો છે તે લક્ષમાં લઈને, ત્યાં હિંદીઓને પડતી અગવડો — જે અત્યાર સુધી આંતરિક બાબતોમાં તે પ્રદેશો સ્વતંત્ર હતા એટલે શાહી સરકાર દૂર કરવા અશક્ત હતી — તે હવે દૂર થશે.

નાતાલના પ્રદેશમાં પ્રવેશને લગતાં નિયમનો અને 'ડીલર્સ લાયસન્સ ઍક્ટ' જેવા ધારાઓની રૂએ, ત્યાંના વસાહતીઓને જે ગંભીર અગવડો પડે છે તે અત્યારના સંજોગોમાં બિલકુલ રદ ન કરી શકાય તો, તેમાં ઘણો સુધારો કરવો જોઈએ. એ નિયમનો અને ધારાઓ ૧૮૫૮ના ઢંઢેરાથી વિરુદ્ધ છે અને બ્રિટિશ બંધારણના મૂળભૂત સિદ્ધાન્તોથી પણ સ્પષ્ટ રીતે વિરુદ્ધ છે.

૨૧. ખેતીવાડીની બૅન્કોની કમિટીમાં હિંદીઓ — હિંદમાં ખેતીવાડીની બૅન્કો શરૂ કરવા સંબંધમાં તાજેતરમાં જે કમિટી નીમવામાં આવી છે તેમાં જુદા જુદા પ્રાન્તોમાંથી લાયક હિંદીઓને નીમવા જોઈએ એવી આ મહાસભાની હિંદી સરકારને વિનંતી છે.

કે, ટૂંકી મુદ્દતની જમાબંધીનો પ્રશ્ન અને મહાસભાએ વખતોવખત બતાવ્યા મુજબ તેને કાયમી કરવાની જરૂરિયાતનો પ્રશ્ન પણ ઉપરની તપાસમાં દાખલ કરવો જોઈએ.

વિશેષમાં મહાસભાની વિનંતી છે કે, તા. ૨૨-૧૨-૧૯૦૦ના સરકારી ગૅઝેટમાં હિંદી સરકારના મુલકી અને ખેતીવાડી ખાતાના ઠરાવ ૪થામાં દર્શાવેલા વિષય ઉપર સ્થાનિક સરકારોના અભિપ્રાયો માગવામાં આવ્યા છે, તે સરકારે પ્રસિદ્ધ કરવાની મહેરબાની કરવી. અને તે ઠરાવની રૂએ વિશેષ તપાસ કરવાની જરૂર છે કે કેમ તે બાબત સરકાર ઠરાવ કરે તે પહેલાં, લોકોને તે પર પોતાનો મત રજૂ કરવાની તક આપવી.

૨૪. ખાણોનો કાયદો — આ મહાસભાની નમ્રતાપૂર્વક વિનંતી છે કે, હિંદી ખાણોના ખરડામાં મજૂરોને નોકરીએ રાખવા સંબંધમાં જે નિયમનો રાખવામાં આવ્યાં છે તે કાઢી નાખવાં જોઈએ; તે ખરડાની શિક્ષાત્મક કલમોનો પાંચ વરસ સુધી અમલ નહિ કરવો જોઈએ અને દરમ્યાન અનુકૂળ મથકોએ ખાણોની શાળાઓ ખોલીને તેમાં જુવાનોને તે કામ માટે તાલીમ આપવી જોઈએ, જેથી ઉપરના કાયદા મુજબ કામ કરવાની તેઓ લાયકાત મેળવી શકે.

૨૫. (ક) મહામંત્રીઓ — (૧૮૯૯ની બેઠકના ઠરાવ ૨૧ મુજબ.)

(ખ) મહાસભા સમિતિ — ૧૯૦૧ માટે મહાસભા સમિતિ નીમવામાં આવી.*

(ગ) ઔદ્યોગિક સમિતિ — ૧૯૦૧ માટે ઔદ્યોગિક સમિતિ નીમવામાં આવી* શ્રી. હરકીશનલાલ મંત્રી તરીકે.

(ઘ) કેળવણી સમિતિ — ૧૯૦૧ માટે કેળવણી સમિતિ* અને ઉપર મુજબ તેના મંત્રી નીમવામાં આવ્યા.

---

* નામો અહીં આપ્યાં નથી.

## ૧૭
# સત્તરમું અધિવેશન—કલકત્તા

(તા. ૨૬ થી ૨૮ ડિસેમ્બર, ૧૯૦૧)

૧. મહારાણી વિક્ટોરિયા વગેરેને અંજલિ:— (ક) આ મહાસભાને મહારાણી વિક્ટોરિયાના અવસાનથી અત્યન્ત ખેદ થયો છે; અને તેને લાગે છે કે, તેમની ખોટ સામ્રાજ્યમાં પૂરી શકાશે નહિ. સ્વ૦ મહારાણીને હિંદવાસીઓ પ્રત્યે સહાનુભૂતિ હતી. તે ભાવનાથી દોરાઈને તેમણે હિંદીઓને હિતકારક ઢંઢેરો બહાર પાડ્યો હતો અને બીજાં એવાં પોતે થઈને ખાસ કામો કર્યાં હતાં, તે મહાસભાને આ પ્રસંગે કૃતજ્ઞતાપૂર્વક યાદ આવે છે.

(ખ) આ મહાસભા શહેનશાહ સાતમા એડવર્ડને અભિનંદન આપે છે અને આશા રાખે છે કે, તેમના રાજ્યમાં સ્વતંત્ર સંસ્થાઓની સ્થાપના થશે, પ્રજાના સામાન્ય અધિકારોમાં વૃદ્ધિ થશે અને મહારાણીના ઢંઢેરામાં આપેલાં વચનો ધીમે ધીમે પણ પૂરેપૂરાં પાળવામાં આવશે.

(ગ) માનનીય ન્યાયમૂર્તિ શ્રી. રાનડેના અકાળ અવસાન પ્રત્યે આ મહાસભા અસંત દુઃખ પ્રગટ કરે છે. તેમના અવસાનથી દેશને ભારે ખોટ પડી છે.

૨. બ્રિટિશ સમિતિ:— (ક) આ મહાસભાનો મત છે કે, મહાસભાના કામની સફળતા માટે લંડનમાં એક સમિતિ હોવી જોઈએ, જે મહાસભાની સંમતિ મુજબ કામ કરે; અને એક અઠવાડિક પત્ર લંડનમાં પ્રસિદ્ધ કરવું જોઈએ, જે મહાસભાના વિચારોનો પ્રચાર કરે. આ મહાસભા ઠરાવે છે કે, હાલના બંધારણવાળી બ્રિટિશ મહાસભા સમિતિ અને 'ઇન્ડિયા' પત્રને નિભાવવું અને ચાલુ રાખવું. તેના ખર્ચ માટે નીચેની રીતે વ્યવસ્થા કરવી:

(ખ) નીચેની રીતે વિભાગણી કરીને 'ઇન્ડિયા' પત્રની ૪૦૦૦ નકલો ખપાવવી:

| | |
|---|---|
| ૧૫૦૦ નકલો બંગાળા પ્રાંત | ૧૦૦ નકલો પંજાબ પ્રાંત |
| ૭૦૦ ,, મદ્રાસ પ્રાંત | ૪૫૦ ,, મધ્યપ્રાંત અને વરાડ |
| ૨૦૦ ,, સરહદ પ્રાંત | ૧૦૦૦ ,, મુંબઈ પ્રાંત |
| ૫૦ ,, અયોધ્યા પ્રાંત | |

વાર્ષિક લવાજમ રૂ. ૮ રાખવું.

(ગ) નીચેના સભ્યોને તેમનાં નામ સાથે દર્શાવેલા પ્રાંતિક વિભાગોના મંત્રીઓ તરીકે નીમવા. તેઓ તે વિભાગ માટેની નકલોનાં નાણાં માટે

જવાબદાર રહે. હપતાની શરૂઆતથી નાણાં વસૂલ કરવાં અને તે વરસના બે હપતાથી ઉઘરાવવાં.

| બંગાળા | મધ્યપ્રાંત અને વરાડ |
|---|---|
| શ્રી. સુરેન્દ્રનાથ બેનરજી | શ્રી. આર. એમ. મુધોળકર |
| ,, ભુપેન્દ્રનાથ બસુ | સરહદ પ્રાંત અને વરાડ |
| ,, વૈકુંઠનાથ સેન | |
| મુંબઈ | ,, પંડિત માલવિયા |
| ,, ફિરોજશાહ મહેતા | ,, ગંગાપ્રસાદ વર્મા |
| ,, દીનશા વાચ્છા | ,, એસ. સિંહા |
| ,, ગોપાળ કૃષ્ણ ગોખલે | ,, એ. નંદી |
| મદ્રાસ | કાનપુર |
| ,, શ્રીનિવાસ રાવ | ,, પૃથ્વીનાથ પંડિત |
| ,, વિજયરાઘવાચારી | |
| ,, વી. રઈરુ નંબિયારં | પંજાબ |
| ,, જી. સુબ્રહ્મણ્ય આયર | ,, લાલા હરકીશનલાલ |

(ઘ) 'ઇન્ડિયા' પત્રની ખોટ પૂરી કરવા માટે પ્રતિનિધિએ પાસેથી જે ફી લેવાય છે તે ઉપરાંત ખાસ ફી તરીકે રૂ. ૧૦ દરેક પ્રતિનિધિ પાસેથી લેવા અને તેની શરૂઆત ૧૯૦૨ની સાલથી કરવી.

૩. હિંદની ગરીબાઈ:— (ક) આ મહાસભા હિંદના ગરીબમાં ગરીબ વર્ગોની શોચનીય હાલત પ્રત્યે સરકારનું ફરી ધ્યાન ખેંચે છે. એક ઉચ્ચ અધિકારીની ગણતરી મુજબ કુલ ૪ કરોડ લોકો સામાન્ય વર્ષમાં પણ ભૂખમરાની અણી ઉપર જીવે છે અને દુઃખી જીવન ગુજારે છે. આ લોકોની સ્થિતિ સુધારવા માટે બીજા ઉપાયોની સાથે નીચેના ઉપાયો લેવાની મહાસભા ભલામણ કરે છે:

(ખ) જ્યાં કાયમી જમાબંધી ન હોય ત્યાં તે દાખલ કરવી. જ્યાં એ દાખલ કરવાનું અત્યારના સંજોગોમાં સલાહભર્યું ન હોય ત્યાં આકરી મહેસૂલ ઉપર અંકુશો મૂકવા, જેથી ખેડૂતોને નિર્વાહ પૂરતું મળી રહે. આવા પ્રદેશોમાં જમાબંધીની મુદત લાંબી રાખવામાં આવશે એવી બાંયધરી આપવી.

(ગ) ખેતીવાડીની બેંકો સ્થાપવી અને ખેતી માટેની લોનના કાયદા હેઠળ લોને મળી શકે તે માટે ખેડૂતોને વિશેષ સગવડો આપવી.

(ઘ) દેશની ખેતી સુધારવા માટે વ્યવસ્થા કરવી. આ સંબંધમાં મહાસભા સર્વે જમીનદારોને આગ્રહ કરે છે કે, તેમણે દેશની ખેતીની જરૂરિયાતો તરફ વિશેષ લક્ષ આપવું અને તે માટે તેમનાથી બનતા ઉપાયો લેવા.

(ડ) આવકવેરાની ઓછામાં ઓછી હદ રૂ. ૫૦૦ને બદલે રૂ. ૧૦૦૦ની રાખવી.

(ચ) હિંદમાંથી થતો આર્થિક સ્રાવ થોડે અંશે પણ અટકાવવા સરકારી નોકરીઓમાં હિંદીઓને વધારે પ્રમાણમાં રોકવા.

૪. न्याय अने कारोबारी खातां — આ મહાસભા પોતાનો મક્કમ અભિપ્રાય ફરીથી જાહેર કરે છે કે, સાચો અને યોગ્ય ન્યાય આપવા માટે ન્યાય અને કારોબારી ખાતાં જુદાં પાડવાં જોઈએ. આ સંબંધમાં મહાસભાને હિંદમાં ફોજદારી ન્યાયખાતાના અમલ સાથે નિકટનો સંબંધ ધરાવનારા પ્રમાણભૂત પ્રખ્યાત સજ્જનો — જેવા કે લૉર્ડ હોબહાઉસ, સર રિચાર્ડ ગાર્થ, સર વિલિયમ માર્કબી, સર જેમ્સ જાર્ડીન, શ્રી. રેનોલ્સ — અને બીજાઓનો ટેકો છે. મહાસભાને ખબર મળી છે કે, આ બાબત હિંદી સરકારની વિચારણા હેઠળ છે. આ બાબતમાં રહેલો સિદ્ધાંત શુદ્ધ છે, તે બાબતમાં લોકોની સર્વાનુમતિ છે, અને તે ઉપરાંત આ બંને ખાતાં ભેગાં રાખવાથી ન્યાય થતો નથી એવા સંખ્યાબંધ દાખલા છે. તે બધું ધ્યાનમાં લઈને મહાસભા હિંદી સરકારને આ અતિ જરૂરી સુધારો દાખલ કરવા વિનંતી કરે છે. કંઈક પ્રતિષ્ઠા જોખમાશે એવા ભયથી અને કેટલેક અંશે વહીવટી તંત્ર નબળું પડશે એવા ભયથી, પણ મુખ્યત્વે કરીને ખર્ચને કારણે, આ સુધારો લાંબા સમયથી ખોળંબે પડ્યો છે. પણ આ સુધારાનું ખર્ચ કંઈ ભારે થાય તેમ નથી અને તેમ હોય તોપણ કોઈ પણ સંજોગોમાં એ મુશ્કેલી અનિવાર્ય નથી.

૫. प्रिवी काउन्सिल — આ મહાસભા આગ્રહપૂર્વક માને છે કે, હિંદીઓની છેવટની અપીલોને અંગે પ્રિવી કાઉન્સિલની ન્યાય-સમિતિ મજબૂત બનાવવી જોઈએ. મહાસભા અદબપૂર્વક સૂચવવાની હિંમત કરે છે કે, અપીલોનો નિકાલ કરવાના કામમાં ભાગ લેવા માટે પ્રખ્યાત હિંદી વકીલોને તે સમિતિના સભ્યો તરીકે નીમવા જોઈએ.

વાઈસરૉય પોતાની કારકિર્દી દરમ્યાન જે બાર પ્રશ્નોના વિચાર કરવા માગે છે તેમાં આ પ્રશ્નને સ્થાન આપ્યું છે. મહાસભા ફરીથી પોતાનો નિશ્ચય જાહેર કરે છે કે, નીચેના ધોરણે પોલીસ ખાતાની સુધારણા નહિ થાય તો કંઈ સંતોષકારક સુધારણા થઈ શકશે નહિ :—

(ક) ઊંચી પાયરીના પોલીસ અધિકારીઓની ભરતી અત્યારે જે રીતે કરવામાં આવે છે તેને બદલે કાયદામાં ઠરાવેલા ધોરણે શિક્ષિત હિંદીઓમાંથી કરવી જોઈએ. તેઓ તેમની હાથ નીચેના નોકરોની ભાષા, ટેવો, વિચારો અને જીવનથી પરિચિત હોવાથી અત્યારના કરતાં વધારે અસરકારક રીતે તેમની ઉપર કાબૂ રાખી શકશે.

(ખ) નીચલી પાયરીના પોલીસના પગાર અને બઢતીનું ધોરણ સંગીન રીતે સુધારવું જોઈએ, જેથી તે પ્રકારની નોકરી શિક્ષિત વર્ગને વધારે ખેંચી શકે. આ મહાસભાનો મત છે કે, નીચલી પાયરીની નોકરીઓમાં શિક્ષિત હિંદીઓને સારા પગાર અને બઢતીના ધોરણે રોકવામાં આવે તો જ પોલીસ ખાતાની કાર્યક્ષમતા અને પ્રમાણિકતા વધશે.

(ગ) પોલીસ ખાતાની પ્રાંતિક શાખાઓમાં ભરતી કરવા માટે ઇંગ્લન્ડમાં જાહેર પરીક્ષા લેવામાં આવે છે તે ફક્ત બ્રિટિશરો માટે મર્યાદિત રાખવાને બદલે તેમાં હિંદીઓને પણ લેવા જોઈએ.

૮. દુકાળ :—

(૧) છેલ્લાં થોડાં વરસોથી દેશભરમાં ઓછાવત્તા છતાં સખત પ્રમાણમાં દુકાળ વારંવાર આવ્યા કરે છે તેથી આ મહાસભાને ખેદ થાય છે. અને પોતાનો મક્કમ અભિપ્રાય જાહેર કરે છે કે, હિંદમાં દુકાળો મુખ્યત્વે કરીને નીચેનાં કારણોને લીધે પડે છે :

(ક) દેશી હુન્નરધંધાની પડતીને લીધે આવેલી પ્રજાની ભારે ગરીબાઈ અને વરસોવરસ ચાલ્યા કરતો આર્થિક સ્રાવ;

(ખ) સરકારી મુલકી અને લશ્કરી ખાતાના અસાધારણ ખર્ચને લીધે પ્રજા ઉપર નાખવામાં આવેલો વધારાપડતો વેરો અને જમીનવેરાની વધારાપડતી ઊંચી આકારણી. સરકારી વધારાપડતા ખરચોથી લોકો એટલા બધા ગરીબ થઈ ગયાં છે કે, અનાજની જરા પણ અછત થતાં તરત જ તેઓ અસહાય થઈ જાય છે અને રાજ્ય અગર લોકોની અંગત મદદ ન મળે તો નાશ પામે છે.

મહાસભાના મત મુજબ દુકાળ વારંવાર ન પડે તેનો સાચો ઉપાય એ છે કે :—

ખરચમાં કાપકૂપ કરવી; રાજ્યનાં આવકનાં સાધનો એકત્રિત કરવાં; દેશની ખેતી સુધારવી; દેશી હુન્નરકળાને પુનર્જીવન આપીને તેનો વિકાસ કરવો; નવા ઉદ્યોગોને આગળ વધારવા માટે મદદ કરવી.

(૨) મહાસભાને આનંદ થાય છે કે, લિવરપૂલમાં પોતાની એક શાખાવાળો એક 'દુકાળસંઘ' લંડનમાં સ્થાપવામાં આવ્યો છે. તેમાં જુદા જુદા બધા પક્ષોના જાણીતા માણસો જોડાયા છે તે સંઘના સભ્યોની હિંદના દુકાળપીડિતો પ્રત્યે સહાનુભૂતિ છે અને તેઓએ સાચા દિલથી તદ્દન વહેવારુ રીતે કામ શરૂ કર્યું છે, તે માટે મહાસભા તેમનો ખૂબ આભાર માને છે.

૯. જાહેર પરીક્ષાઓ અને ઊંચી પાયરીની નોકરીઓ — સરકારી નોકરી કમિશનના કામનું ધાર્યા પ્રમાણે ફળ આવ્યું નથી તે બાબત મહાસભા ફરી ભારે ખેદ સાથે નોંધ લે છે. અને પોતાનો નિશ્ચય ફરી જાહેર કરે છે કે, આમની સભાના ૨ જી જૂનના ઠરાવ મુજબ, સનંદી નોકરીની પરીક્ષાઓ બન્ને દેશમાં એકીસાથે લેવામાં નહિ આવે તો આ પ્રશ્નનો સંતોષકારક નિવેડો આવવાનો નથી.

આ સંબંધમાં, ઊંચી પાયરીની નોકરીઓ અને હલકી સનંદી નોકરીઓ, જેવી કે પોલીસ, જકાત, તાર, જંગલ, જમીનમાપણી, અને અફીણ જેવાં ખાતાંઓની, તેઓમાં હિંદીઓને વધુ પ્રમાણમાં રોકવા સંબંધી સરકારી નીતિરીતિ પ્રત્યે આ મહાસભા ભારે નિરાશા વ્યક્ત કરે છે. તેથી હિંદીઓને ઊંચી નોકરીઓમાંથી વસ્તુતઃ બાકાત રાખવામાં આવે છે. આ નીતિ મહારાણીના ઢંઢેરાથી વિરુદ્ધ છે અને નોકરી કમિશનની ભલામણોથી પણ વિરુદ્ધ છે.

આ મહાસભાની વિનંતી છે કે, સરકાર શિક્ષિત હિંદીઓના હક્કોને થતો અન્યાય દૂર કરવા માટે તાકીદે વ્યવસ્થા કરવાની મહેરબાની કરશે.

૧૦. લશ્કરી ખર્ચ :—બ્રિટિશ હિંદના લશ્કરના ઉપયોગ માટે કાયદાથી ઠરાવેલી સીમાની બહાર જઈને, સંખ્યાબંધ બ્રિટિશ ટુકડીઓને આ દેશની સલામતીને જોખમાવ્યા વગર, સંપૂર્ણ સલામતીથી, કામગીરી માટે પાછી બોલાવી લેવામાં આવી છે. તે અંગે આ મહાસભા માને છે કે, યુરોપિયન લશ્કરની અત્યારની સંખ્યા હિંદમાં ટકાવી રાખવા માટે હિંદને જે ખર્ચ કરવું પડે છે, તે ખર્ચ પેટે બ્રિટિશ તિજોરીમાંથી ફાળો આપીને હિંદી કર ભરનારને થોડી રાહત આપવી જોઈએ.

હિંદને નાણા સંબંધમાં ન્યાય આપવાની દૃષ્ટિએ પણ બ્રિટિશ ટુકડીઓના ખર્ચનો કેટલોક હિસ્સો હિંદને બદલે બ્રિટિશ તિજોરીએ આપવો જોઈએ.

૧૧. सैनिक दलो :—હિંદના મહારાજાઓ અને અમીર વર્ગમાંથી લશ્કરી વિદ્યાર્થીદળો ઊભાં કરવા માટે સરકારે જે પગલું ભર્યું છે તેની આ મહાસભા કદર કરે છે અને માને છે કે, (ડયૂક ઑફ કૅનોટની ભલામણ મુજબ) લશ્કરી કૉલેજો સ્થાપવાની નીતિનો આ પહેલો હપ્તો છે. તે કૉલેજોમાં હિંદીઓને હિંદી લશ્કરની કમિશનવાળી અને કમિશન વગરની નોકરીઓ માટે શિક્ષણ અને તાલીમ આપવામાં આવશે.

૧૨. केळवणी कमिशन :—નામદાર વાઇસરૉય સર્વ પ્રકારની કેળવણીનો પ્રશ્ન ખરા દિલથી ધ્યાનપૂર્વક તપાસી રહ્યા છે તેથી આ મહાસભાને ભારે સંતોષ થયો છે. અને મહાસભા વિશ્વાસ રાખે છે કે, નામદાર વાઇસરૉય કમિશનના સભ્યો તરીકે પૂરતા પ્રમાણમાં હિંદીઓને નીમીને હિંદી હિતોને પૂરતું પ્રતિનિધિત્વ આપવા માટે મહેરબાની કરશે.

૧૩. आसामना मजूरो :—આ મહાસભા આસામના મજૂરો સંબંધમાં સરકારના શુભ હેતુઓ માટે આભાર માને છે, છતાં દિલગીરી સાથે જણાવે છે કે, આસામના મજૂરોની મજૂરીના દર વધારવા માટે સરકારે પોતે કરેલી દરખાસ્તનો તાત્કાલિક અમલ કરવામાં આવ્યો નથી. ત્યાંના મુખ્ય કમિશ્નરે તેની મક્કમ ભલામણ કરી હતી અને મજૂરોને ચોખ્ખો ન્યાય કરવાની દૃષ્ટિએ પણ તેમ કરવાની ખૂબ જરૂર છે.

વિશેષમાં મહાસભા માને છે કે, આસામના મજૂરો માટેના શિક્ષાત્મક કાયદાઓ રદ કરવા સંબંધમાં સરકારે આપેલ વચન પાળવાનો સમય હવે પાકી ગયો છે.

૧૪. लश्करी अने मुलकी दाक्तरो:—આ મહાસભા માને છે કે, જાહેર હિત, તથા દાક્તરી નોકરી અને ધંધાની દૃષ્ટિએ, તેમ જ સરકારી ખર્ચની દૃષ્ટિએ પણ એ જરૂરી છે કે:—

(ક) લશ્કરી દાક્તરોનું એક જ ખાતું હોવું જોઈએ અને તેના બે વિભાગો હોવા જોઈએ—એક યુરોપિયન લશ્કર માટે અને બીજો હિંદી લશ્કર માટે—તે બન્ને વિભાગોનું એકસરખા ધોરણે કામ થવું જોઈએ.

(ખ) મુલકી સામાન્ય દાક્તરો માટે એક તદ્દન સ્વતંત્ર ખાતું બનાવીને પુનર્રચના કરવી જોઈએ. તે ખાતાનો અત્યારે લશ્કર સાથે સંબંધ છે તે પૂરેપૂરો બંધ કરવો જોઈએ અને અહીંના લોકોની શક્તિનો ઉપયોગ કરવાનો ખ્યાલ રાખીને, અહીંના તથા બહારના દાક્તરોમાંથી તેમાં ભરતી કરવી જોઈએ.

આ મહાસભા વધુમાં ઉમેરે છે કે, મુલકી મદદનીશ સર્જનો અને દાક્તરોના સંબંધમાં લાંબા સમયથી અવ્યવસ્થા ચાલે છે અને તેની ફરિયાદો થાય છે, તે દૂર કરવા માટે સંપૂર્ણ અને જાહેર તપાસની જરૂર છે.

૧૫. ખેતીની સુધારણા :— (ક) હિંદના જુદા જુદા પ્રાન્તોમાં ઘણા મોટા ભાગના લોકોનો ખેતીમાંથી જ નિભાવ થાય છે એ ધ્યાનમાં લઈને, અને બ્રિટિશ રાજતંત્રનું ખર્ચ ઘણું ભારે છે તે લક્ષમાં રાખીને, મહાસભાનો એવો મત છે કે, સરકારે ખેતીખાતાને પોતાનું પ્રથમ અને અવિચ્છિન્ન ધ્યાન આપવું જોઈએ. અને અમેરિકા, રશિયા, હોલૅન્ડ, બેલ્જિયમ અને બીજા ઘણા દેશો જે ઉપાયો લેવાથી સમૃદ્ધ થયા છે તેવા સર્વ ઉપાયો ખેતીની સુધારણા માટે અહીં અજમાવવા સરકારે મહેરબાની કરવી જોઈએ.

(ખ) ડૉ. વૉકરને અહીં ૧૮૮૯ની સાલમાં હિંદની ખેતીની સ્થિતિ વિષે તપાસ કરવા મોકલવામાં આવ્યા હતા. આ મહાસભા તેમણે કરેલી ભલામણો તરફ સરકારનું ખાસ ધ્યાન ખેંચવાની રજા લે છે અને તેનો તાત્કાલિક અમલ કરવા વિનંતી કરે છે.

(ગ) વિશેષમાં આ મહાસભાની વિનંતી છે કે, દેશભરમાં સંખ્યાબંધ પ્રયોગાત્મક ખેતરો શરૂ કરવા સરકાર મહેરબાની કરે. તેમ જ પરદેશોમાં ખેતીની સુધારણા અને વિકાસ માટે જે ઉપાયો લેવામાં આવ્યા છે તેનો અભ્યાસ કરવા માટે, હિંદી વિદ્યાર્થીઓ પરદેશોમાં જઈ શકે તે માટે શિષ્યવૃત્તિઓ આપવાની મહેરબાની કરે.

૧૬. હિંદની આર્થિક સ્થિતિ — આવતા વરસની મહાસભામાં નીચેના ઠરાવો છે તેવા અથવા તો સુધારાવધારા સાથે પસાર કરવા તે ઇષ્ટ છે કે કેમ, તે બાબત મહાસભા સમક્ષ રિપોર્ટ કરવા નીચેના સભ્યોની સમિતિ નીમવામાં આવે છે :

| | |
|---|---|
| શ્રી. બાલ ગંગાધર ટિળક | શ્રી. રાનડે |
| ,, મદનમોહન માલવિયા | ,, ગંગાપ્રસાદ વર્મા |
| ,, ભૂપેન્દ્રનાથ બસુ | ,, ઉમર બક્ષ |
| ,, જે. ચૌધરી | ,, હરકીશનલાલ |
| ,, બી. પાઠક | |

(ક) આ મહાસભાનો મત છે કે, દેશની હાલની મંદીની સ્થિતિનું મોટે ભાગે કારણ એ છે કે, પરદેશોમાં માલની ઉત્પત્તિ અને વહેંચણી માટે જે રીતો અખત્યાર કરવામાં આવે છે તેનું આપણા દેશના લોકોને જ્ઞાન નથી. તેથી તે સંબંધી ચોક્કસ માહિતી અને ત્યાંની વિકસિત જ્ઞાનસમૃદ્ધિ આપણા દેશના લોકોને પહોંચે તેવા ઉપાયો આપણે લેવા જોઈએ.

(ખ) જે અગત્યના આર્થિક પ્રશ્નોનો આપણે નિકાલ કરવાની જરૂર છે તે એ છે કે, દેશભરના પ્રાંતો અને શહેરો તથા ગામડાંમાં મૂડી અને નાણાંની ધીરધારની વ્યવસ્થા કરવી જોઈએ. આ મહાસભા એ દિશામાં વિસ્તૃત અને સતત પ્રયત્નો કરીને મૂડીને સંગઠિત કરવા માટે હિંદીઓનું ધ્યાન ખેંચે છે અને એ રીતે આપણી આર્થિક સ્થિતિની સુધારણા કરવામાં રહેલી અનેક મુશ્કેલીઓમાંથી એકને દૂર કરવાનું સૂચવે છે.

૧૭. નાણાચલણનો કાયદો — આ મહાસભા ૧૮૯૩ના નાણાચલણના કાયદાનો ફરીથી વિરોધ કરે છે. એ કાયદાથી રૂપિયાનું મૂલ્ય કૃત્રિમ રીતે ૩૦ ટકા વધારી દેવામાં આવ્યું છે. એથી તે પ્રમાણમાં બધા કરવેરામાં આડકતરી રીતે વધારો થયો છે. આ જાતના ભારે આડકતરા વેરાથી સરકારના અંદાજપત્રમાં વરસોવરસ મોટો વધારો ફાજલ પડે છે. અને આ વધારો જ્યારે દુકાળને લીધે અપૂર્વ હાડમારીમાં દેશ સપડાયેલો છે ત્યારે કરવામાં આવ્યો છે. તેથી ખેતી, બગીચા, અને ઉદ્યોગો જેવા ઉત્પાદક ધંધાઓને ભારે હાનિ થઈ છે.

વિશેષમાં મહાસભા માને છે કે, ઉપરના કાયદાથી ખેડૂતોની કુદરતી આફતો સામે ટકવાની શક્તિમાં ભયજનક ઘટાડો થયો છે. અને વખત જતાં તેને પરિણામે દુઃખદાયી પરિસ્થિતિ ઊભી થશે એવો ભય રહે છે.

૧૮. ખાણોનો કાયદો — હિંદમાં ખાણોના ઉદ્યોગનો ઝડપી વિકાસ થયો છે તેથી આ મહાસભાને સંતોષ થયો છે. આ દેશમાં ખનીજ સંપત્તિ વિસ્તૃત છે, પણ ખાણોની ઇજનેરીનું સંપૂર્ણ જ્ઞાન મેળવવાની સગવડો લગભગ કંઈ નથી એ ધ્યાનમાં લઈને, અને ૧૯૦૭ની સાલના ખાણોને લગતા તાજેતરના ૭ મા ધારા મુજબ હિંદની બધી ખાણો, ખાણોના નિષ્ણાતોની દેખરેખ હેઠળ રાખવી જોઈએ એવું સરકારનું વલણ જણાય છે તે લક્ષમાં લઈને, આ મહાસભા માને છે કે, ઇંગ્લંડની 'રૉયલ સ્કૂલ ઑફ માઇન્સ'ના જેવી, અને યુરોપના બીજા ભાગોમાં અને જાપાનમાં ખાણોને અંગે જેવી કૉલેજો હોય છે તે નમૂનાની, હિંદમાં પણ ખાણોને લગતી ઇજનેરી શીખવવા માટે અનુકૂળ સ્થળે કૉલેજ સ્થાપવી જોઈએ.

૧૯. અગાઉના ઠરાવોનું સમર્થન — (૧) આ મહાસભા અગાઉની મહાસભાની બેઠકોના નીચેના ઠરાવોનું ફરી જોરપૂર્વક સમર્થન કરે છે:—

(ક) આવકવેરા માટે આકારણીની ઓછામાં ઓછી રકમની મર્યાદા રૂ. ૫૦૦ ને બદલે રૂ. ૧૦૦૦ની રાખવી.

(ખ) હથિયારબંધીના નિયમો ધર્મ કે કોમના ભેદભાવ વગર બધાને સમાન ભાવે લાગુ કરવા અને ઉદારતાથી હથિયારના પરવાના આપવા.

(ગ) ઇંગ્લંડની માફક હિંદમાં સ્વયંસેવક દળો ઊભાં કરવા ઉત્તેજન આપવું.

(ઘ) જે યુરોપિયન કે બીજા અમલદારો નોકરો હિંદમાં રહેલા ન હોય તેમને હુંડિયામણના ફેરફારને અંગે અપાતું ભથ્થું બંધ કરવું.

(ઙ) પંજાબમાં ન્યાયની વરિષ્ઠ કોર્ટ સ્થાપવી.

(૨) અગાઉના ઠરાવો મુજબ નીચેની બાબતોનો આ મહાસભા વિરોધ કરે છે:

(ક) ઇંગ્લંડમાં કેળવણી પામેલા હિંદીઓને કેળવણી ખાતામાં ઊંચી જગ્યાએ નીમવામાં આવતા નથી તે બાબત.

(ખ) ચાલુ મીઠાવેરાના દર બાબત.

(૩) અગાઉની બેઠકોના નીચેના વિચારો આ મહાસભા ફરી દર્શાવે છે:

(ક) હુન્નર-ધંધાની કેળવણી અસંતોષકારક છે. તે સંબંધી વિગત અને કાર્યક્રમ યોજના કરીને તે ખાતે વધુ રકમ ખરચવી જોઈએ.

(ખ) જૂરીની પ્રથા જ્યાં ન હોય ત્યાં દાખલ કરવી અને તેનો નિર્ણય છેવટનો ગણવો.

(ગ) ફોજદારી કેસોમાં હિંદીઓને હક હોવો જોઈએ કે તેઓ જૂરીમાં કે એસેસરોમાં અડધા સભ્યો હિંદી હોવા જોઈએ એવી માગણી કરી શકે.

(ઘ) જુદા જુદા પ્રાન્તોના જંગલોના નિયમોથી લોકોને હાડમારી પડે છે તે નિયમો સુધારીને દૂર કરવી જોઈએ.

૨૦. મહામંત્રીઓ — આવતા વરસ માટે શ્રી. એ. ઓ. હ્યૂમને મહાસભાના મહામંત્રી તરીકે ફરી નીમવામાં આવે છે અને શ્રી. દીનશા વાચ્છાને ફરી સહમંત્રી નીમવામાં આવે છે.

૨૧. અઢારમું અધિવેશન — મહાસભાનું અઢારમું અધિવેશન ૧૯૦૨ની નાતાલ પછી, હવે પછી નક્કી થાય તે દિવસે અને સ્થળે, મુંબઈ ઇલાકામાં

## ૧૮

# અઢારમું અધિવેશન — અમદાવાદ

(તા. ૨૩, ૨૪, ૨૬ ડિસેમ્બર, ૧૯૦૨)

૧. શહેનશાહનું સન્માન — તા. ૧લી જૂન ૧૯૦૩ના રોજ દિલ્હીમાં રાજ્યાભિષેકનો દરબાર થવાનો છે. તે પ્રસંગે આ મહાસભા શહેનશાહ સાતમા એડવર્ડનું અદબપૂર્વક સન્માન કરે છે. અને વિશ્વાસ રાખે છે કે, તેમના રાજ્યઅમલ દરમ્યાન સારાય સામ્રાજ્યમાં શાન્તિ, ઉન્નતિ અને સંતોષ દેખાશે, તથા મહારાણીના ઢંઢેરામાં અને નવા મહારાજાના હિંદીઓ પ્રતિના સંદેશામાં આપેલાં વચનોનું ધીમે ધીમે પણ સંપૂર્ણ રીતે પાલન કરવામાં આવશે.

૨. શ્રી. સયાણી વગેરેને અંજલિ — મહાસભાના માજી પ્રમુખ શ્રી. આર. એમ. સયાણી અને શ્રી. પી. રંગિયા નાયડુના અવસાન માટે આ મહાસભા શોક દર્શાવે છે. તેમણે દેશનું ભલું કરવા માટે જુદી જુદી રીતે અમૂલ્ય સેવા કરી હતી.

૩. ગરીબાઈ — આ મહાસભા હિંદની જનતાની અસન્ત ગરીબાઈ તરફ હિંદી સરકારનું ધ્યાન ખેંચે છે. મહાસભા માને છે કે, આ ગરીબાઈનું મુખ્ય કારણ એ છે કે, દેશનાં કળા-કૌશલ્ય અને હુન્નર-ધંધાની પડતી થઈ ગઈ છે. વરસોવરસ દેશમાંથી આર્થિક સ્રાવ થાય છે અને જમીનમહેસૂલ વધતી જાય છે. આ બધાં કારણોથી ગરીબાઈ એટલી હદ સુધી વધી છે કે, દુકાળ પડતાં જ ઘણા લોકોને સરકારની મદદ લેવાની જરૂર પડે છે.

આ સંબંધમાં બીજા ઉપાયોની સાથે નીચેના ઉપાયો લેવાની મહાસભા ભલામણ કરે છે:

(ક) દેશી હુન્નર-ધંધાનું પુનર્જીવન કરવા તથા તેમનો વિકાસ કરવા માટે અને નવા ઉદ્યોગો ચલાવવા માટે પ્રોત્સાહન આપીને વહેવારુ પગલાં ભરવાં જોઈએ.

(ખ) રાજ્યે દેશભરમાં ઔદ્યોગિક શાળા-મહાશાળાઓ સ્થાપવી જોઈએ.

(ગ) હિંદી વજીરના ૧૮૬૨ અને ૧૮૬૭ની સાલના ખરીતાઓમાં જણાવેલા ધોરણ મુજબ, જે ભાગો તે માટે તૈયાર લાગતા હોય ત્યાં કાયમી જમાબંધીની પદ્ધતિ દાખલ કરવી; અને જે ભાગોમાં તે પદ્ધતિ દાખલ કરવાનું સરકારને હજુ સલાહભર્યું ન લાગતું હોય ત્યાં વધારાપડતી મહેસૂલી આકારણી ઓછી કરવી અને તે પર ન્યાય્ય અંકુશો મૂકવા.

(ઘ) દેશીઓને સરકારી ઊંચી નોકરીઓમાં મોટા પ્રમાણમાં નીમીને, થોડે અંશે પણ, દેશમાંથી થતો આર્થિક સ્રાવ બંધ કરવો જોઈએ.

(૭) ગામડાંમાં સારી ધીરધારની પદ્ધતિ સ્થાપવા માટે, અને નાદાર ન થઈ ગયા હોય એવા ખેડૂતોને બજારના પ્રમાણમાં સસ્તા વ્યાજે નાણાં મળી શકે તે માટે, ખેતીવાડીની બૅન્કો સ્થાપવી જોઈએ.

૪. ઇંગ્લન્ડનું હિન્દી દુકાળ મંડળ — હિંદનાં કેટલાંક નમૂનેદાર ગામડાંની આર્થિક સ્થિતિની વિગતવાર તપાસ કરાવવા માટે ઇંગ્લન્ડનું દુકાળ મંડળ જે પ્રયત્નો કરે છે તેની આ મહાસભા સાભાર કદર કરે છે. આ મહાસભા માને છે કે, કેટલાકને શંકા થાય છે તે મુજબ, આ તપાસ કોઈ રીતે કેવળ કૌતુકતૃપ્તિ કરનારી નહિ થાય. પણ હિંદી જનતાની સાચી સ્થિતિની યોગ્ય સમજણ આપવા માટે ભારે કીમતી થઈ પડશે. અને હાલ તે સંબંધમાં જે ગેરસમજૂતો પ્રચલિત છે અને જેને લીધે યોગ્ય ઉપાયો યોજવાના કામમાં વિક્ષેપ પડે છે તેવી ઘણી ગેરસમજૂતો દૂર થશે. બે કારમા દુકાળો પછી, આવી તપાસ કરવાની ખૂબ જરૂર છે. તેથી સરકારને તુલના કરવા માટે ખૂબ ઉપયોગી આર્થિક સામગ્રી મળી રહેશે. મહાસભા આશા રાખે છે કે, હિંદી વજીર આ બાબત ફરીથી વિચાર કરશે.

આ સંબંધમાં મહાસભા અદબપૂર્વક આગ્રહ કરે છે કે, સરકારે પહેલાં જે તપાસો કરાવી હતી, તેનાં પરિણામો પ્રગટ કરવાની મહેરબાની કરે. ખાસ કરીને લૉર્ડ કર્ઝનના સમયમાં જે તપાસ કરવામાં આવી હતી તેમાંથી ફક્ત ઉતારા પ્રસિદ્ધ કરવામાં આવ્યા હતા, તે તપાસની આખી માહિતી પ્રગટ કરવાની મહેરબાની કરે.

૫. દક્ષિણ આફ્રિકા — દક્ષિણ આફ્રિકાના હિંદી રહીશોની ગંભીર હાડમારીઓ પ્રત્યે આ મહાસભા હિંદી સરકારનું આગ્રહપૂર્વક ધ્યાન ખેંચે છે, અને દિલગીરી સાથે જણાવે છે કે, બ્રિટિશ સંસ્થાનોની શાહીવાદી વૃત્તિને લીધે, હિંદી વિરોધી કાયદાઓ ઓછા થવાને બદલે, શહેનશાહની વફાદાર હિંદી રૈયત ઉપર વધુ ને વધુ હાડમારીઓ અને બંધનો લાદવામાં આવે છે.

આ વસાહતીઓની વફાદારી વિષે શંકા નથી અને તેમણે છેલ્લા યુદ્ધ દરમ્યાન મદદ કરી હતી તે ધ્યાનમાં લઈને, તથા ભારે કટોકટીને પ્રસંગે હિંદે બ્રિટિશ સામ્રાજ્યને અમૂલ્ય મદદ કરી હતી તે ધ્યાનમાં લઈને, મહાસભા ભારપૂર્વક વિનંતિ કરે છે કે, ત્યાંના વસાહતીઓની સાથે ન્યાય્ય, યોગ્ય અને ઉદાર વર્તાવ થાય તેવી સ્થિતિ પ્રાપ્ત કરાવી આપવા માટે, હિંદી સરકારે આવશ્યક વહેવારુ વ્યવસ્થા કરવાની મહેરબાની કરવી જોઈએ.

આ સંબંધમાં મહાસભા સંતોષપૂર્વક નોંધ લે છે કે, એક પ્રતિનિધિ મંડળે તાજેતરમાં હિંદી વજીરની મુલાકાત લીધી હતી ત્યારે તેમને એવી ખાતરી આપવામાં આવી હતી કે, બોઅર સરકારે હમણાં જીતેલા પ્રદેશોમાં

હિંદી વસાહતીઓ ઉપર હાલમાં જે અંકુશો મૂકેલા છે, તેની સખતાઈ ઢીલી કરવા માટે વહેલી તકે વ્યવસ્થા કરવાનો વિચાર છે.

૬. નાણાચલણ — આ મહાસભા ૧૮૯૩ના નાણાચલણના કાયદાનો ફરીથી વિરોધ કરે છે. એ કાયદાથી રૂપિયાનું મૂલ્ય કૃત્રિમ રીતે ૩૦ ટકા વધારી દેવામાં આવ્યું છે. એથી તે પ્રમાણમાં બધા પ્રકારના કરવેરામાં આડકતરી રીતે વધારો થયો છે. આ જાતના ભારે આડકતરા વેરાથી સરકારના અંદાજપત્રમાં વરસોવરસ મોટો વધારો ફાજલ પડે છે અને આ દેશના ખેડૂતો અને બીજા ઉત્પાદક ધંધાવાળાને ભારે નુકસાન થાય છે.

૭. લશ્કરી ખર્ચ — વરસ દરમિયાન બ્રિટિશ સૈનિકોમાં કરેલા વધારાને પરિણામે, હિંદના કરવેરા ઉપર વાર્ષિક ૭૮૬,૦૦૦ પાઉન્ડનો કાયમી બોજો પડશે, તેનો આ મહાસભા ભારપૂર્વક વિરોધ કરે છે. વળી તાજેતરમાં હિંદી વજીરે એવું સૂચન કર્યું છે કે, નજીકના ભવિષ્યમાં દેશમાં બ્રિટિશ ટુકડીઓની સંખ્યા વધવાનો સંભવ છે. આ સૂચનાને મહાસભા ભયજનક લેખે છે. છેલ્લાં ત્રણ વરસોમાં ઘણી બ્રિટિશ ટુકડીઓને દક્ષિણ આફ્રિકા અને ચીનમાં કામગીરી માટે, દેશની પૂરેપૂરી સલામતી સાથે મોકલવામાં આવી હતી. તે ધ્યાનમાં લેતાં જણાય છે કે, બ્રિટિશ ટુકડીઓ વધારવાની સૂચના દેખીતી રીતે હિંદી કર ભરનારને ભારે અન્યાયરૂપ છે. મહાસભા અંતઃકરણપૂર્વક વિશ્વાસ રાખે છે કે, આ સૂચના છોડી દેવામાં આવશે અથવા તો તેનો અમલ કરવાનો હોય તો તેનું ખર્ચ બ્રિટિશ તિજોરીમાથી આપવામાં આવશે. યોગ્યાયોગ્યતાની દૃષ્ટિએ તો જે વધારાની બ્રિટિશ ટુકડીઓ અહીં રાખવામાં આવે તેનું જ ખર્ચ માત્ર નહિ, પણ ચાલુ બ્રિટિશ રક્ષકોના ખર્ચનો વાજબી હિસ્સો પણ બ્રિટિશ તિજોરીમાંથી અપાવો જોઈએ.

૮. કેળવણી — યુનિવર્સિટી કમિશનના રિપોર્ટને અનુસરી દ્વિતીય શ્રેણીની કોલેજો અને કાયદાશાસ્ત્રના વર્ગો બંધ કરવા સંબંધમાં હિન્દી સરકારે પ્રાંતિક સરકારોને જે પરિપત્ર મોકલ્યો છે તે માટે આ મહાસભા અદબપૂર્વક આભાર માને છે. તેથી, લોકોના મનમાં જે શંકા હતી કે, તે કમિશનની ભલામણોનો અમલ કરવામાં લોકમતને પૂરતું વજન આપવામાં નહિ આવે, તે શંકા કેટલેક અંશે શાંત થઈ છે.

તે કમિશનની ઘણી ભલામણોને આ મહાસભા ગંભીર રીતે ભયજનક લેખે છે. તે ભલામણો સ્વીકારવામાં આવશે તો મહાસભા માને છે કે, છેલ્લી અડધી સદીથી બ્રિટિશ સરકાર જે નીતિનો સ્થિરપણે અમલ કરતી આવી છે તે પલટાઈ જશે. તેથી હાલ યુનિવર્સિટીઓ જે કાંઈ મર્યાદિત સ્વતંત્રતા

ભોગવે છે તેનો વસ્તુતઃ નાશ થશે અને ઉચ્ચ કેળવણીનું ક્ષેત્ર મર્યાદિત થશે તથા તેનો ફેલાવો અટકી જશે.

ખાસ કરીને મહાસભા એ કમિશનની નીચેની ભલામણોનો ખૂબ ભારપૂર્વક વિરોધ કરે છે :

(ક) હાલની દ્વિતીય શ્રેણીની કૉલેજોમાંથી જેમને પ્રથમ શ્રેણીની બનાવી ન શકાય તે કૉલેજો બંધ કરવી અને દ્વિતીય શ્રેણીની નવી કૉલેજોને માન્ય ન કરવી.

(ખ) જુદી જુદી કૉલેજો માટે ઓછામાં ઓછા ફીના દર યુનિવર્સિટીની કારોબારી સમિતિ (સિન્ડિકેટ) નક્કી કરે.

(ગ) દેશમાં જુદી જુદી યુનિવર્સિટીઓનો અત્યાર સુધી જે રીતે વિકાસ થયો છે તેનો ખ્યાલ બાજુએ રાખીને, દેશભરમાં તદ્દન કડક રીતે એકસરખો અભ્યાસક્રમ દાખલ કરવો.

(ઘ) દરેક પ્રાંતમાં અગર ઇલાકામાં એક મધ્યસ્થ કાયદાશાસ્ત્રની કૉલેજને કાયદાનું શિક્ષણ આપવાનો ઇજારો આપવો.

(ઙ) બધી ખાનગી માધ્યમિક શાળાઓએ જાહેર કેળવણી ખાતાના વડા પાસેથી માન્યતા મેળવીને તે શાળાઓ ચલાવવાનો પરવાનો મેળવવો જોઈએ.

(ચ) યુનિવર્સિટીની નિયામક સભા અને કારોબારી સમિતિ (સેનેટ અને સિન્ડિકેટ)માં સરકારી અમલદારોને નીમવા અને એ રીતે યુનિવર્સિટીને વહેવારમાં સરકારી ખાતાની માફક બનાવી દેવી.

૯. તાતાની સંશોધન સંસ્થા — આ મહાસભા માને છે કે, શ્રી. તાતા પોતાની ખાનગી સખાવતથી એક સંશોધન સંસ્થા ખોલવા માગે છે, તેને સરકારે પૂરતો ટેકો આપવો જોઈએ. અને મહાસભા એમ ભારપૂર્વક માને છે કે, દેશના જુદા જુદા ભાગોમાં તેના જેવી સંસ્થાઓ સ્થાપવી જોઈએ.

૧૦. પોલીસ કમિશન — પોલીસ કમિશનના સભ્યોમાં તે વિષયના અનુભવી હિંદીઓને પૂરતું પ્રતિનિધિત્વ આપવામાં આવ્યું નથી અને હિંદી સરકારના ઠરાવમાં કમિશનનું કાર્યક્ષેત્ર મર્યાદિત રાખવામાં આવ્યું છે તે પ્રત્યે તથા તેના પ્રમુખે શરૂઆતનું જે ભાષણ કર્યું છે તે પ્રત્યે આ મહાસભા ખેદ દર્શાવે છે.

વિશેષમાં મહાસભા પોતાનો વિચારપૂર્વકનો નિર્ણય દર્શાવે છે કે, બીજા સુધારાઓની સાથે નીચેના સુધારા કર્યા સિવાય પોલીસખાતું કાર્યક્ષમ થવાનું નથી :

(ક) પોલીસખાતાની ઊંચી નોકરીઓ માટે પૂરતી લાયકાતવાળા માણસો મેળવવા જોઈએ.

(ખ) તેવી ઊંચી જગ્યાઓએ શિક્ષિત હિંદીઓને મોટા પ્રમાણમાં નીમવા જોઈએ.

(ગ) શિક્ષિત હિંદીઓને આકર્ષવા માટે દેખરેખ અને ગુનાની તપાસનાં ખાતાંના અમલદારોનો દરજ્જો અને બઢતીનું ધોરણ સુધારવાં જોઈએ.

(ઘ) જિલ્લાનો ઉપરી અમલદાર, જે જિલ્લાનો માજિસ્ટ્રેટ હોય છે અને પોલીસ ખાતાનો વડો હોય છે, તેની પાસેથી માજિસ્ટ્રેટો પરનો તમામ કાબૂ અને ન્યાયની સત્તા લઈ લેવાં જોઈએ.

૧૧. ન્યાય અને કારોબાર ખાતાં:— અગાઉની બેઠકોના ઠરાવો સાથે સંમત થઈને, આ મહાસભા હિંદી સરકારને અને હિંદી વજીરને વિનંતી કરે છે કે, ફોજદારી ન્યાય ખાતાના અમલમાં ન્યાય અને કારોબારી ખાતાં જુદાં પાડવા માટે તેમણે પ્રત્યક્ષ પગલાં લેવાં. આ બાબતની જરૂરિયાત સરકાર તરફથી વારંવાર સ્વીકારવામાં આવી છે. આ મહાસભા દિલગીરી સાથે નોંધ લે છે કે, તાજેતરના કાયદાઓનું વલણ કારોબારીના કામ પર અંકુશ અને મર્યાદા રાખવા માટે ન્યાય ખાતાને જે હિતકારી અને પોષક સત્તા હતી તે પડાવી લેવાનું છે એટલું જ નહિ, પરંતુ તેનું વલણ કારોબારીને વધુ અને નિરંકુશ સત્તાઓ આપવાનું છે.

૧૨. ન્યાય ખાતાની નિમણૂકો:— આ મહાસભા માને છે કે, જિલ્લા ન્યાયાધીશો અને તેમના મદદનીશ ન્યાયાધીશોની મોટા ભાગની જગાઓએ સનંદી નોકરોને નીમવાની પ્રથા ચાલે છે. તેમાં તેમને કાયદાની કોઈ ખાસ તાલીમ મળી છે કે કેમ, અને તેમને સોંપવામાં આવતી અતિ અગત્યની અને જવાબદારીભરી ન્યાયની ફરજો તે સંતોષકારક રીતે બજાવી શકશે કે કેમ, અને તેમને જરૂરી કાયદાનું જ્ઞાન છે કે કેમ, તેની પૂરી ખાતરી કર્યા વગર, હાલ નીમવામાં આવે છે. એ પદ્ધતિ ન્યાયનો અમલ યોગ્ય અને ઉત્તમ રીતે કરવાના કામમાં હાનિકારક છે. એ જગ્યાઓ માટે તાલીમ પામેલા વકીલો મેળવીને, ન્યાયના અમલનું ધોરણ ઊંચું લાવવા માટે ઉપાયો યોજવાની તાત્કાલિક જરૂર છે.

૧૩. મીઠાવેરો:— આ મહાસભા અત્યારના ભારે મીઠાવેરાનો ભારપૂર્વક વિરોધ કરે છે. હિંદી જનતાને પૂરતું મીઠું વાપરવા મળતું નથી. એને લીધે ઘણા રોગો થાય છે એમ હવે શોધવામાં આવ્યું છે તે ધ્યાનમાં લઈને, અને હિન્દી સરકારના અંદાજપત્રમાં હવે વરસોવરસ ભારે રકમો બચત રહે છે તે જોતાં, આ મહાસભા સરકારને મીઠાવેરો ઘટાડવાની વિનંતી કરે છે અને ઓછામાં ઓછું ૧૮૮૮માં વધારેલો દર નાબૂદ કરવા આગ્રહ કરે છે.

૧૪. સરકારી નોકરી કમિશન — આ મહાસભા, અગાઉની મહાસભાની બેઠકો સાથે સંમત થઈને, ભારે દિલગીરીપૂર્વક ફરી જણાવે છે કે, લોકહિતની દૃષ્ટિએ નોકરી કમિશનના કામથી કશો લાભ થયો નથી. મહાસભા એમ

સારપૂર્વક માને છે કે, તા. ૨ જૂન ૧૮૯૩ના આમસભાના ઠરાવનો અમલ કર્યા વગર આ પ્રશ્નનો સંતોષકારક નિકાલ થવાનો નથી. તે ઠરાવ અનુસાર નાગરિકોને લગતી દાક્તરી, પોલીસની, ઇજનેરી, તાર, જંગલ અને હિસાબી ખાતાં જેવાં ખાતાંની સનંદી નોકરીની જાહેર પરીક્ષાઓ ઇંગ્લંડ અને હિંદમાં બંને ઠેકાણે લેવાવી જોઈએ. હિંદી સરકારની નીતિ એવી છે કે, નીચલી પાયરીની સનંદી નોકરીઓ સંબંધમાં પણ ઊંચા દરજ્જાની જગ્યાઓમાંથી હિંદીઓને વસ્તુતઃ બાકાત રાખવામાં આવે છે. આ નીતિ નોકરી કમિશનની ભલામણોથી વિરુદ્ધ છે, એટલું જ નહિ પણ, હિંદના લોકોને વખતોવખત શહેનશાહ અને વાઇસરૉય તરફથી અપાયેલાં વચનોની વિરુદ્ધ છે.

૧૫. રેલ્વે નોકરી — રેલવેનો વહીવટ એ સરકારી બાંધકામ ખાતાની અગત્યની શાખા છે એ ધ્યાનમાં લઈને, આ મહાસભા દિલગીરી સાથે નોંધ લે છે કે, રાજ્યની અને ગેરંટીવાળી રેલવેની નોકરીઓમાં, ટ્રાફિક ઇન્સપેક્ટર, જિલ્લા ટ્રાફિક સુપરિન્ટેન્ડન્ટ, હિસાબનીશો વગેરેની ઊંચી જગ્યાઓમાંથી હિંદીઓને વસ્તુતઃ બાકાત રાખવામાં આવે છે. માસિક રૂ. ૨૦૦ અને તેથી ઉપરની જગ્યાઓએ તો, જાણે તેવો નિયમ કર્યો હોય તેમ, યુરોપિયનોને જ નીમવામાં આવે છે. આ રીતે ઊંચી જગ્યાઓએ ફક્ત યુરોપિયનોને નીમવાથી ભારે ખર્ચ થાય છે અને તેનો બોજો હિંદી કર ભરનારા પર પડે છે. તે કર ભરનારાને ખર્ચે રાજ્યની રેલવે બાંધવામાં આવી છે અને ગેરંટીવાળી રેલવેની ખોટની છેવટની જવાબદારી પણ તેમના ઉપર પડે છે. આથી, રેલવેનો વહીવટ આર્થિક દૃષ્ટિએ બરાબર ચલાવવા માટે, તેમ જ લોકોની વાજબી ફરિયાદ દૂર કરવાના હેતુથી, મહાસભા તે બાબત સરકારને આગ્રહ કરવાની પોતાની ફરજ સમજે છે કે, રેલવેની ઊંચી નોકરીઓમાં લાયકાતવાળા હિંદીઓને નીમવાની સૂચના કરવા મહેરબાની કરે.

૧૬. કાપડ પરની આબકારી જકાત:— આ દેશની મિલોમાં યંત્રશાળો પર તૈયાર થતું કાપડ કોઈ રીતે લૅન્કેશાયરથી આયાત થતા કાપડની સાથે હરીફાઈ કરતું નથી એ હકીકત ધ્યાનમાં લેતાં જણાય છે કે, દેશી મિલના કાપડ પર ૩॥ ટકાની આબકારી જકાત નાખવાથી, વણાટના ધંધાનો મુક્ત રીતે વિકાસ થતો અટકે છે, એટલું જ નહિ પણ તેથી તે ઉદ્યોગવાળાને ભારે અન્યાય થાય છે અને જાડું કાપડ વાપરનારી જનતાને ગંભીર હાડમારી ભોગવવી પડે છે. આ મહાસભા અંતઃકરણપૂર્વક સરકારને વિનંતી કરે છે કે, આ બાબત સહાનુભૂતિપૂર્વક વિચાર કરવા મહેરબાની કરે અને વહેલી તકે તે જકાત નાબૂદ કરે.

૧૭. મુલ્કી અને લશ્કરી દાક્તરો :— આ સભા માને છે કે, લોકહિતની દૃષ્ટિએ, તથા દાક્તરી વિજ્ઞાન અને ધંધાની દૃષ્ટિએ, તેમ જ વહીવટી ખર્ચ ઓછું કરવાની દૃષ્ટિએ, નીચેના સુધારા કરવા જરૂરી છે :

(ક) લશ્કર માટે ફક્ત એક જ દાક્તરી ખાતું હોવું જોઈએ. તેની બે શાખાઓ હોવી જોઈએ : (૧) યુરોપિયન લશ્કર માટે (૨) દેશી લશ્કર માટે. બીજી શાખામાં હિંદી કૉલેજોના ગ્રેજ્યુએટોને નીમવા જોઈએ. તેથી રાજ્યની કાર્યક્ષમતા વધશે અને સરકારી ખર્ચમાં વિશેષ કરકસર થશે.

(ખ) મુલ્કી દાક્તરી ખાતાનો હાલ લશ્કરી ખાતા સાથે સંબંધ છે તે બિલકુલ બંધ કરીને, તે ખાતને તદ્દન સ્પષ્ટ રીતે સ્વતંત્ર કરવું જોઈએ અને તેમાં દાક્તરોની ભરતી ખુલ્લી રીતે હિંદમાં અને બહાર તે ધંધો કરતા માણસોમાંથી કરવી જોઈએ. તે બાબતમાં દેશી વૈદકના જ્ઞાનનો પૂરતો ઉપયોગ કરવો જોઈએ. આ ધંધામાં મદદનીશ દાક્તરોનો દરજ્જો અને પગાર, બઢતી વગેરે સંબંધમાં જે સુધારા કરવામાં આવ્યા છે તેની મહાસભા સાભાર કદર કરે છે, પણ મહાસભા માને છે કે, એ જ દરજ્જાના બીજા સરકારી નોકરોની સરખામણીમાં મદદનીશ શસ્ત્રવૈદો અને મદદનીશ દાક્તરોની ફરિયાદોનો પૂરેપૂરો નિકાલ કરવો જોઈએ.

૧૮. લશ્કરી નોકરીઓ :— લૉર્ડ કર્ઝનની સરકારે, લશ્કરી વિદ્યાર્થી-દળો ઊભાં કરીને, તે દ્વારા ઉમરાવ કુટુંબોના થોડા નબીરાને લશ્કરમાં જોડાવાનો માર્ગ ખુલ્લો કરી આપ્યો છે, તે માટે આ મહાસભા સરકારનો આભાર માને છે, છતાં આગ્રહ કરે છે કે, છેલ્લા ચીની યુદ્ધમાં અને બીજી લડાઈઓમાં, હિંદી લશ્કરે બ્રિટિશ સામ્રાજ્યની જે વફાદારીપૂર્વક અને ભવ્ય સેવાઓ કરી છે તે ધ્યાનમાં લઈને, સરકારે લશ્કરની ઊંચી જગ્યાઓ હિંદીઓ માટે ખુલ્લી મૂકવાની મહેરબાની કરવી જોઈએ, અને લશ્કરી કૉલેજો સ્થાપવી જોઈએ, જેમાં લશ્કરના કમિશની અને બીનકમિશની અમલદારો તરીકે હિંદીઓને તાલીમ મળી શકે.

૧૯. અગાઉના ઠરાવોનું સમર્થન :— આ મહાસભા અગાઉની બેઠકોના નીચેના ઠરાવોનું ફરી ભારપૂર્વક સમર્થન કરે છે :

(ક) પ્રિવી કાઉન્સિલ :— પ્રિવી કાઉન્સીલની ન્યાય સમિતિનું વધારે સન્માન થાય અને તેના પર વિશેષ વિશ્વાસ પડે તે માટે, તેની બહોળા પાયા પર ફરી રચના કરવાની જરૂર છે. અને ન્યાય સમિતિના ઉમરાવ સભ્યો તરીકે, હિંદી અપીલોના ચુકાદા આપવાના કામમાં ભાગ લેવા માટે, પ્રતિષ્ઠિત હિંદી વકીલોને નીમવાનો સમય હવે પાકી ગયો છે.

(ખ) હૂંડિયામણનું ભથ્થું :— હિંદમાં નહિ વસતા યુરોપિયન અને યુરેશિયન સરકારી અમલદારોને હૂંડિયામણના ફેરફાર અંગેનું ભથ્થું આપવાનું બંધ કરવું જોઈએ.

(ગ) હથિયારબંધીના કાયદાનાં ધારાધોરણો હિંદના બધા વતનીઓને નાતજાત, ધર્મ કે રંગના ભેદભાવ વગર સરખી રીતે લાગુ પડે એ રીતે તેમાં સુધારો કરવો જોઈએ; જ્યાં જંગલી પશુઓ જાનમાલ, ઢોર અને પાકને હંમેશાં નુકસાન કરતાં હોય ત્યાં ઉદારતાથી હથિયારોના પરવાના આપવા જોઈએ. એ પરવાના સુધારેલા નિયમો મુજબ જિંદગી સુધીના અને આખા પ્રાન્તમાં ચાલે તેવા હોવા જોઈએ અને તેમનો દુરુપયોગ કરવામાં આવે છે એવી સાબિતી મળે તો જ તે રદ કરવા જોઈએ.

(ઘ) ઇંગ્લંડની માફક હિંદમાં વ્યાપક રીતે સ્વયંસેવક દળો ઊભાં કરવાં.

(ઙ) પંજાબમાં વરિષ્ઠ કોર્ટ સ્થાપવી.

(ચ) કેળવણી ખાતાની નવી યોજના મુજબ, જે હિંદીઓ ઇંગ્લંડમાં ભણેલા છે અને જેમને કેળવણી ખાતાની ઊંચી નોકરીમાં અત્યાર સુધી દાખલ કરવામાં આવ્યા છે તે પણ બાકાત રહેવાના છે; તેથી તે યોજના ફરી ઘડવી જોઈએ, જેથી હિંદી ગ્રેજ્યુએટોને કેળવણી ખાતાની ઊંચી નોકરીમાં દાખલ થવાની અનુકૂળતા પ્રાપ્ત થાય.

(છ) કૂપર હિલ કૉલેજમાં બે કરતાં વધારે હિંદીઓ હરીફાઈમાં ઊભા રહી શકે નહિ, એવી હિંદી વગેરે જે મર્યાદા ઠરાવી છે, તે ૧૮૩૩ના પહેલા ધારાના સ્પષ્ટ શબ્દો અને સ્વર્ગસ્થ મહારાણીના ઢંઢેરાથી વિરુદ્ધ છે.

(જ) પંચ દ્વારા (જૂરીથી) કેસ ચલાવવાની પ્રથા જે જિલ્લાઓમાં અને જે ગુનાઓ માટે લાગુ કરવામાં આવી ન હોય, તેમાં તે લાગુ કરવી જોઈએ અને તેના નિર્ણયો આખરી ગણવા જોઈએ.

(ઝ) હિંદના ફોજદારી કાયદામાં એવા સુધારા કરવાની જરૂર છે કે, હિંદી આરોપી વરિષ્ઠ કોર્ટ સમક્ષ પંચ દ્વારા (જૂરીથી) પોતાનો કેસ ચલાવવાની માગણી કરી શકે; અને કેસ ન્યાયના સલાહકારો (એસેસરો) ની મદદથી ચાલવાનો હોય તો પંચો કે સલાહકારોમાંથી ઓછામાં ઓછા અડધા સભ્યો હિંદીઓ હોવા જોઈએ એવી માગણી કરી શકે.

(ઞ) જંગલોના સંરક્ષણના હેતુઓ દર્શાવવાની દૃષ્ટિથી ૧૮૯૪માં હિંદી સરકારે એક કાયદો પસાર કર્યો હતો. હાલ જુદા જુદા પ્રાંતોમાં જંગલ ખાતાને લગતા જે નિયમો અસ્તિત્વમાં છે તે ઉપરના કાયદાથી વિરુદ્ધ જાય છે. તે ઠરાવ અનુસાર, આમજનતાના હિતની દૃષ્ટિએ નિયમોમાં તાત્કાલિક સુધારો કરવો જોઈએ.

૨૦. બ્રિટિશ મહાસભા સમિતિ :—

(ક) (૧૯૦૧ના બીજા ઠરાવ મુજબ.)

(ખ) સર વિલિયમ વેડરબર્ન અને બ્રિટિશ મહાસભા સમિતિના બીજા સભ્યોએ ચાલુ વરસમાં હિંદની જે સેવા કરી છે તે બદલ મહાસભા તેમનો હાર્દિક આભાર માને છે.

૨૧. મહામંત્રીઓ :— (૧૯૦૧ના ઠરાવ ૨૦ મુજબ)

૨૨. ઓગણીસમું અધિવેશન :— મહાસભાનું ઓગણીસમું અધિવેશન ૧૯૦૩માં નાતાલ પછીના દિવસોમાં મદ્રાસ ખાતે રાખવું.

## ૧૯

# ઓગણીસમું અધિવેશન — મદ્રાસ

(તા. ૨૮થી ૩૦ ડિસેમ્બર, ૧૯૦૩)

૧. લૉર્ડ સ્ટેન્લી વગેરેને અંજલિ — એલ્ડરલીના લૉર્ડ સ્ટેન્લી અને ડબ્લ્યુ એસ. કેઈનના અવસાનથી હિંદને ન પૂરી શકાય તેવી ભારે ખોટ પડી છે તેની આ મહાસભા નોંધ લે છે. હિંદવાસીઓ તેમની સેવાઓ હંમેશાં સાભાર યાદ કરશે

૨. સરકારી નોકરી — (ક) આ મહાસભા, અગાઉની મહાસભાની બેઠકો સાથે સંમત થઈને, ભારે દિલગીરીપૂર્વક ફરી જણાવે છે કે, લોકહિતની દૃષ્ટિએ સરકારી નોકરી કમિશનના કામથી હિંદને કશો લાભ થયો નથી. કમિશનની ભલામણોથી સરકારી ઊંચી નોકરીઓમાં હિંદીઓને મોટા પ્રમાણમાં નીમવાની હિંદીઓની માગણીને પૂરો ન્યાય થતો નથી. એટલું જ નહીં પણ; સરકારે તે ભલામણો જેવી છે તેવીનો પણ પૂરેપૂરો અમલ કર્યો નથી. તેમ જ ત્યાર પછી વખતોવખત જે નવી જગ્યાઓ ખોલવામાં આવી તેમાં પણ હિંદીઓને નીમવાનો સિદ્ધાંત લાગુ કર્યો નથી. ખાસ કરીને મીઠું, અફીણ, દાક્તરી, અને પોલીસ ખાતું, તથા હિંદી સરકારનું માપણી ખાતું, સરકારી તાર ખાતું, ઇન્ડો-બ્રિટિશ તાર ખાતું, ટંકશાળ, ટપાલ અને પરદેશી ખાતાં જેવાં ખાતાંઓની ઊંચી જગ્યાઓએ હિંદીઓને નીમવામાં આવતાં નથી.

(ખ) આ મહાસભા માને છે કે, સરકારી ખાતાંના વડાઓ અને રેલવે વહીવટ માટે જવાબદાર અધિકારીઓએ સરકારી નોકરીમાં અને રેલવેમાં

કેટલા હિંદીઓને નીમવા તેની મર્યાદા ઠરાવી છે, તેથી સરકારે આપેલાં વચનો અને ખાતરીઓનો ગંભીર ભંગ થાય છે.

(ગ) આ મહાસભા માને છે કે, હાલની નિમણુંકો કરવાની સરકારી નીતિને લીધે દેશમાંથી જે આર્થિક સ્રાવ થાય છે તે અટકાવવા માટે, અને સરકારી નોકરીમાં તાલીમ્ મળવાથી લોકોને જ્ઞાન અને અનુભવનો જે અમૂલ્ય લાભ મળે છે તે મેળવવા માટે, તથા રાજવહીવટના ખર્ચમાં કરકસર કરવા માટે, સરકારી બધાં ખાતાંઓમાં હિંદીઓને છૂટથી નીમવાની અતિશય જરૂર છે.

૩. મહેસૂલનો વધારો — જમીનમહેસૂલની જ્યારે જ્યારે ફરી તપાસણી કરવામાં આવે છે ત્યારે મહેસૂલની આકારણીમાં વધારો કરવાનું વલણ દેખાય છે તે આ મહાસભાને ભયજનક લાગે છે. મહાસભા ફરી પોતાનો દૃઢ અભિપ્રાય જાહેર કરે છે કે, આકારણીમાં આમ વારંવાર વધારો કરવાની અને મહેસૂલને ભારરૂપ બનાવવાની નીતિથી દેશના ખેડૂતોની ગરીબાઈમાં વૃદ્ધિ થાય છે અને વારંવાર પડતા દુકાળ અને ખરાબ વર્ષોની સામે ટકવાની તેમની શક્તિ છે તે કરતાં ક્ષીણ થાય છે.

આથી આ મહાસભાની વિનંતી છે કે, જે જે પ્રદેશોમાં કાયમી જમાબંધી દાખલ કરવાનું યોગ્ય હોય તે તે પ્રદેશોમાં, હિંદી વજીરના ૧૮૬૨ અને ૧૮૬૭ના ખરીતા અનુસાર તે દાખલ કરી દેવી જોઈએ. અને જ્યાં તે દાખલ કરવી ઇષ્ટ ન લાગે, ત્યાં લાંબા સમય માટે મહેસૂલ ઠરાવવું જોઈએ. અને વધારાપડતી આકારણી કરવામાં ન આવે તે માટે ન્યાયપૂર્વકના કાયદેસર અંકુશો રાખવા જોઈએ.

૪. હિંદી વસાહતીઓ — દક્ષિણ આફ્રિકા, ઑસ્ટ્રેલિયા અને બીજાં બ્રિટિશ સંસ્થાનોમાં વસતી નામદાર શહેનશાહની હિંદી પ્રજાને જે ભારે દુઃખદશા ભોગવવી પડે છે અને ત્યાંની સરકારો તરફથી હિંદીઓ ઉપર જે કાનૂની બંધનો લાદવામાં આવ્યાં છે, તેથી આ મહાસભાને ખેદ અને ગંભીર ચિંતા થાય છે. બ્રિટિશ સંસ્થાનોની આ નીતિને પરિણામે નામ૦ શહેનશાહની પ્રજા તરીકે હિંદી વસાહતીઓનો દરજ્જો અને હકો ઊતરતા જાય છે. આ રીતે હિંદીઓની સાથે પછાત અને અસંસ્કારી પ્રજા તરીકે વર્તાવ કરવામાં આવે છે તેનો આ મહાસભા વિરોધ કરે છે અને હિંદી સરકારને વીનવે છે કે, સંસ્થાનોના વિકાસમાં હિંદી વસાહતીઓએ જે ભારે ફાળો આપ્યો છે તે લક્ષમાં લઈને, અને હિંદીઓ ત્યાં વસવાટ કરીને રહ્યા તેથી હિંદ અને સંસ્થાનોને બંનેને જે આર્થિક લાભ થયો છે તે લક્ષમાં રાખીને, સરકારે હિંદીઓને એવી ખાતરી આપવાની મહેરબાની કરવી જોઈએ કે, બીજી યુરોપિયન પ્રજાઓની માફક તેમને પણ સરખા હકો અને અધિકારો મળશે. સરકારે, જરૂર હોય

તો એવાં પણ પગલાં લેવાં જોઈએ, જેથી સંસ્થાનોને યોગ્ય, ન્યાયી અને માનભરી શરતે જ હિંદી વસાહતીઓ મળી શકે. અને શહેનશાહની બધી પ્રજા સાથે સરખો વર્તાવ કરવાના સિદ્ધાંતની ભારે અગત્ય જોતાં, નામદાર શહેનશાહની સરકારે એવાં પગલાં ભરવાં જોઈએ, જેથી બધાંય બ્રિટિશ સંસ્થાનોમાં હિંદીઓનો દરજ્જો શહેનશાહની બીજી પ્રજાઓના જેવો જ રહે.

૫. યુનિવર્સિટીઓનું બિલ — સરકારની કેળવણી વિષયક નીતિની સુધારણા માટે કોઈ પણ યોગ્ય રીતે વિચારાયેલી યોજનાને આ મહાસભા આવકાર આપતાં છતાં માને છે કે, યુનિવર્સિટી કમિશનના રિપોર્ટમાં કરેલી ભલામણો મુજબ યુનિવર્સિટીઓ માટે કાયદો કરવામાં આવશે, તો કેળવણીનું ક્ષેત્ર મર્યાદિત થઈ જશે; અને જેના ઉપર યુનિવર્સિટીઓની કાર્યક્ષમતા અને ઉપયોગિતાનો આધાર રહેલો છે તે યુનિવર્સિટીની સ્વતંત્રતા સદંતર નાબૂદ થશે તથા યુનિવર્સિટીઓ વસ્તુતઃ સરકારી ખાતાં જેવી બની જશે.

મહાસભા માને છે કે, યુનિવર્સિટીઓના બિલથી હાલની ઉચ્ચ કેળવણીમાં રહેલી ખામીઓ દૂર નહીં થય, પણ ઉચ્ચ કેળવણીની દૃષ્ટિએ તાત્કાલિક અગત્યનું તો એ છે કે, ઊંચી કક્ષાના શિક્ષકો રોકીને કેળવણીના ધોરણમાં ધરમૂળનો સુધારો કરવાની વ્યવસ્થા કરવી જોઈએ.

આ સંબંધમાં આ મહાસભા નીચેના સુધારા કરવાની વિનંતી કરે છે:

(ક) દરેક યુનિવર્સિટી માટે અલગ કાયદો કરવો જોઈએ.

(ખ) જૂની યુનિવર્સિટીઓની નિયામક સભામાં સામાન્ય સભ્યો (ઑર્ડીનરી ફેલોઝ) ની સંખ્યા ૨૦૦થી ઓછી નહીં હોવી જોઈએ. આમાંથી ઓછામાં ઓછા ૮૦ સભ્યોની ચૂંટણી નોંધાયેલા ગ્રૅજ્યુએટો કરે અને ૨૦ સભ્યો વિદ્યાસમિતિઓ (ફેકલ્ટીઝ) મોકલી આપે.

(ગ) યુનિવર્સિટીની કાર્યવાહક સભા (સિન્ડિકેટ) માં કૉલેજોના વડાઓનું અમુક પ્રમાણ કાયદાથી નક્કી કરવાની સૂચના કાઢી નાખવી જોઈએ.

(ઘ) કોઈ પણ વિદ્યાનો ગ્રૅજ્યુએટ, જેને ગ્રૅજ્યુએટ થયાં દસ વરસ થઈ ગયાં હોય, તેને મત આપવાનો અધિકાર મળવો જોઈએ.

(છ) કૉલેજોના નિરીક્ષણની વ્યવસ્થા યુનિવર્સિટીની કારોબારી સભાએ ખાસ માણસો નીમીને કરવી જોઈએ. તે માણસોનો સરકારી કેળવણી ખાતા સાથે સંબંધ ન હોવો જોઈએ, તેમ જ કોઈ મદદ લેતી અગર મદદ ન લેતી કૉલેજ સાથે પણ સંબંધ ન હોવો જોઈએ.

(જ) પેટા-નિયમો અને ધારાધોરણો કરવાની સત્તા હાલની પેઠે યુનિવર્સિટીની નિયામક સભાને હોવી જોઈએ. તેને સરકાર મંજૂર કરે ત્યાર પછી તેનો અમલ થઈ શકે.

૬. સરકારી કામની ગુપ્તતા :—વડી ધારાસભા સમક્ષ હાલમાં સરકારી કામની ગુપ્તતાને લગતું બિલ રજૂ કરવામાં આવ્યું છે, તેને આ મહાસભા સદંતર વખોડી કાઢે છે તે બિલ બિનજરૂરી છે અને જાહેર પ્રજાના હિતની વિરુદ્ધ છે; તે વ્યક્તિગત સ્વતંત્રતા માટે ભયજનક છે અને કાર્યનીતિની દૃષ્ટિએ પ્રગતિનો કાંટો પાછો ફેરવનારું છે. આથી મહાસભાની વિનંતી છે કે, સરકારે એની મર્યાદા લશ્કરી અને દરિયાઈ ખાનગી બાબતોને જાહેર ન કરવા પૂરતી રાખવાની મહેરબાની કરવી જોઈએ.

૭. લશ્કરી ખર્ચ :—(ક) આ મહાસભા ફરી પોતાનો અભિપ્રાય દર્શાવે છે કે, હિંદની સલામતીને નામે હિંદમાં વખતોવખત લશ્કર અને શસ્ત્ર-સરંજામ વધારવામાં આવે છે અને કિલ્લેબંધી કરવામાં આવે છે, તે હિંદ માટેની જરૂરી મર્યાદાથી ઘણે દૂર જાય છે. આ વધારો દેશના દુશ્મનો સામે રક્ષણ કરવા કરવામાં નથી આવ્યો, તેમ બાજુના દેશોના લડાયક લોકોના આક્રમણ સામે ઊભા રહેવા માટે કરવામાં નથી આવ્યો, પણ હિંદની પ્રજાના ખરચે લાખોનો ધુમાડો કરીને, પૂર્વના દેશોમાં બ્રિટિશ સત્તાનું વર્ચસ્વ ટકાવી રાખવા માટે કરવામાં આવ્યો છે. આથી, હિંદના લશ્કરી ખર્ચમાં ફક્ત દેશી લશ્કરના ખર્ચનો સમાવેશ નથી થતો, પણ તેમાં કુલ બ્રિટિશ લશ્કરના ⅓ જેટલા હિંદમાં રખાયેલા બ્રિટિશ લશ્કરના ખર્ચનો પણ સમાવેશ થાય છે. આ શાહી લશ્કરનો ભાગ છે અને તેને લગતું ખર્ચ ઘણું વધારે અને અન્યાયી છે. ખાસ કરીને સંસ્થાનો, જેઓ પોતાના રક્ષણ માટે ઇંગ્લંડનાં ઋણી છે, અને જેઓ સરખી રીતે ઇંગ્લન્ડ પર આધાર રાખનારાં છે, તેઓ શાહી લશ્કરી ખર્ચમાં લગભગ કંઈ જ હિસ્સો આપતાં નથી તે જોતાં, આ અન્યાય નોંધપાત્ર બને છે.

(ખ) બ્રિટિશ હિંદની કાયદાથી ઠરાવેલી સરહદ બહાર જઈને, સંખ્યાબંધ બ્રિટિશ ટુકડીઓને આ દેશની શાંતિને જોખમાવ્યા વગર અને સંપૂર્ણ સલામતીથી, કામગીરી માટે અહીંથી લઈ જવામાં આવી છે. તે સંબંધમાં આ મહાસભા માને છે કે, યુરોપિયન લશ્કરની

મહાસભા માને છે કે, તે મંડળો અને સંસ્થાઓ એવાં હોવાં જોઈએ કે, તેમને શહેરની મ્યુનિસિપલ બાબતોના વહીવટમાં સીધો રસ હોય, અને તેમને જે પ્રતિનિધિઓ ચૂંટવાનો હક આપવામાં આવે તે પ્રતિનિધિઓની સંખ્યા ઘણી મર્યાદિત હોવી જોઈએ. મદ્રાસ રેલવે અને બંદરનાં મંડળો એવાં નથી કે તેમને આવો ચૂંટણીનો હક આપી શકાય. જો તે હક આપવાનો જ હોય તો, વેપારી અને ધંધાદારી મહાજન તથા યુનિવર્સિટી જેવાં મંડળોને એકેક પ્રતિનિધિ ચૂંટવાનો હક આપવો જોઈએ.

૧૧. બ્રિટિશ પાર્લમેન્ટની ચૂંટણી:—બ્રિટિશ પાર્લમેન્ટની ચૂંટણીમાં શ્રી. દાદાભાઈ નવરોજીએ લમ્બેથ વિભાગમાંથી, શ્રી. ડબ્લ્યુ. સી. બૅનરજીએ વૉલ્થેમસ્ટો વિભાગમાંથી, સર હેનરી કૉટને નોટિંગહામ વિભાગમાંથી, અને સર જ્હૉન જાર્ડીને રૉક્ષબર્ગશાયર વિભાગમાંથી ઉમેદવારી કરી છે, તેમને આ મહાસભા પોતાનો હાર્દિક ટેકો આપે છે; અને ત્યાંના મતદારોને અપીલ કરે છે કે, હિંદના લોકોના હિતની દૃષ્ટિએ તેઓ તેમને પાર્લામેન્ટમાં ચૂંટી મોકલે. તેઓ ચૂંટાઈને તેમના મતદારોની વફાદારીપૂર્વક સેવા કરશે એટલું જ નહિ પણ, હિંદ બ્રિટિશ સામ્રાજ્યમાં આવેલું હોવા છતાં તેને બ્રિટિશ પાર્લામેન્ટમાં સીધું પ્રતિનિધિત્વ મળ્યું નથી, તેથી હિંદના પ્રશ્નોને તેઓ કંઈક અંશે રજૂ કરશે.

૧૨. સહકારી મંડળીનું બિલ:—વડી ધારાસભામાં હિંદી સરકારે સહકારી ધીરધાર કરનારી મંડળીઓનું બિલ રજૂ કર્યું છે તે માટે આ મહાસભા ધન્યવાદ આપે છે અને વિશ્વાસ રાખે છે કે, તે બિલ એવી રીતે પસાર કરવામાં આવશે, જેથી સરકારે તે સંબંધમાં રાખેલો હેતુ પાર પડે.

૧૩. અગાઉના ઠરાવોનું સમર્થન:—આ મહાસભા અગાઉની બેઠકોના નીચેના ઠરાવોનું ફરી ભારપૂર્વક સમર્થન કરે છે:

(ક) થી (ઞ)—(૧૯૦૨ના ઠરાવ ૧૯ મુજબ).

(ટ) ન્યાય અને કારોબારી ખાતાં તાબડતોબ જુદાં પાડવાની જરૂર છે; જેથી કોઈ પણ સંજોગોમાં તે બંને ખાતાં એક જ અધિકારીના હાથમાં ન રહે.

(ઠ) સરકારી નોકરીની મુલકી શાખાઓની બધી પરીક્ષાઓ હાલ માત્ર ઇંગ્લંડમાં લેવાય છે તેને બદલે તે સાથોસાથ હિંદમાં પણ લેવાય એ માગણી સ્વીકારવી જોઈએ.

(ડ) ઇંગ્લન્ડના દુકાળ મંડળના સભ્યોએ, હિંદી વજીર પરની પોતાની અપીલમાં, હિંદી પ્રજાની આર્થિક સ્થિતિની તપાસ કરવા માટે આગ્રહ કર્યો છે તે મુજબ તેવી તપાસ કરવાની વ્યવસ્થા કરવી જોઈએ.

૧૪. બ્રિટિશ સમિતિઃ—

(ક) સર વિલિયમ વેડરબર્ન અને બ્રિટિશ સમિતિના બીજા સભ્યોએ હિંદની રાજકીય પ્રગતિ સાધવા માટે જે નિઃસ્વાર્થ સેવા કરી છે, તે માટે આ મહાસભા તેમનો ઘણો જ હાર્દિક આભાર માને છે.

(ખ) બ્રિટિશ સમિતિના ખર્ચ માટે રૂ. ૧૦,૫૦૦ મંજૂર કરવામાં આવે છે. તે માટે જુદી જુદી મહાસભા સમિતિઓએ પોતાને ભાગે આવતો ફાળો ઉઘરાવી આપવો.

(ગ) જુદા જુદા વિભાગોમાંથી નાણાં ઉઘરાવવા માટે દરેક વિભાગના જુદા જુદા મંત્રીઓ નીમવામાં આવે છે. તેઓ તે વિભાગ માટે જવાબદાર ગણાય અને વરસમાં બે હપતે અગાઉથી રકમ આપવાની વ્યવસ્થા કરે.

૧૫. મહામંત્રીઓઃ— આ મહાસભા શ્રી. એ. ઓ. હ્યૂમને આવતા વરસના મહામંત્રી તરીકે અને શ્રી. દીનશા વાચ્છાને સહમંત્રી તરીકે ફરી નીમે છે તથા શ્રી. ગોપાલ કૃષ્ણ ગોખલેને વધારાના સહમંત્રી તરીકે નીમે છે.

૧૬. વીસમું અધિવેશનઃ— મહાસભાનું વીસમું અધિવેશન ૧૯૦૪ની નાતાલ પછીના દિવસોમાં, પછીથી નક્કી થાય તે પ્રમાણે, મુંબઈ ખાતે રાખવું.

## ૨૦

## વીસમું અધિવેશન – મુંબઈ

(તા. ૨૬ થી ૨૮ ડિસેમ્બર, ૧૯૦૪)

૧. સરકારી નોકરી —(ક) આ મહાસભાનો મત છે કે, હિંદીઓને ઊંચા પાયરીની સરકારી નોકરીઓમાં નીમવા સંબંધમાં, તા. ૨૪–૫–૧૯૦૪ના રોજ હિંદી સરકારે પસાર કરેલા ઠરાવમાં જે સિદ્ધાન્તો અને નીતિ દર્શાવવામાં આવ્યાં છે તે, ૧૮૩૩ના પાર્લામેન્ટના કાયદાથી અને ૧૮૫૮ના સ્વર્ગસ્થ મહારાણીના ઢંઢેરાથી વિરુદ્ધ છે. એ રીતે આ દેશના લોકોને નામદાર શહેનશાહ અને પાર્લામેન્ટે આપેલાં ગંભીર વચનોને ગમે તેમ સમજાવી દેવામાં આવે, અને જાહેર કમિશને આખા પ્રશ્નની સંભાળપૂર્વક તપાસ કર્યા પછી સરકારે વિચારપૂર્વક નક્કી કરેલી વ્યવસ્થામાંથી ખસી જવામાં આવે, તે સામે આ મહાસભા અદબથી પણ ભારપૂર્વક પોતાનો વિરોધ નોંધાવે છે. (ખ) આ મહાસભા માને છે કે, હાલની ઘણીખરી નાણાવિષયક અને વહીવટી મુશ્કેલીઓનો સાચો ઉપાય એ છે કે, ઊંચી પાયરીની સરકારી નોકરીઓમાં બહોળા પ્રમાણમાં હિંદીઓને નીમવા.

આ મહાસભા અગાઉની બેઠકોના ઠરાવો સાથે સંમત થઈને આગ્રહ કરે છે કે, તા. ૨–૬–૧૮૯૩ના આમસભાના ઠરાવ મુજબ, હિંદી સનંદી નોકરીની જાહેર પરીક્ષા ઈંગ્લંડમાં અને હિંદમાં બન્ને ઠેકાણે એકીસાથે લેવાવી જોઈએ. સાથોસાથ, મહાસભા પોતાનો નિશ્ચિત અભિપ્રાય દર્શાવે છે કે, આ પ્રશ્નનું એકમાત્ર સંતોષકારક નિરાકરણ એ છે કે, હિંદી સનંદી નોકરીની પુનર્રચના કરવી જોઈએ; તે ખાતું વિકેંદ્રિત ધોરણે રચાવું જોઈએ; અને તેનાં ન્યાયને લગતાં કાર્યો, નવી રચના થતાં સુધીના ગાળામાં, કાયદાના અનુભવીઓને કેટલેક અંશે સોંપાવા જોઈએ. (ગ) કેટલાક પ્રાન્તોમાં પ્રાંતિક નોકરી માટેની જાહેર પરીક્ષા રદ કરવામાં આવી છે તે પ્રત્યે આ મહાસભા ખેદ વ્યક્ત કરે છે. ભૂતકાળનો અનુભવ એમ સ્પષ્ટ જતાવે છે કે, ખાસ કરીને આ દેશની પરિસ્થિતિમાં, સરકાર તરફથી નિમણૂક કરવાની પદ્ધતિને પરિણામે, અમલદારી લાગવગથી નિમણૂકો થવા પામે છે. એ રીતે અયોગ્ય માણસો નોકરીમાં દાખલ થઈ જાય છે અને રાજતંત્રની કાર્યક્ષમતા બગાડે છે. અને વધારામાં હિંદીઓની ઊંચી જગ્યા માટેની લાયકાત વિષે ખોટી રીતે પૂર્વગ્રહ ઊભો કરે છે. આથી આ મહાસભા હિંદી સરકારને અદબપૂર્વક આગ્રહ કરે છે કે, જે પ્રાંતોમાં એ પરીક્ષાઓ નાબૂદ કરવામાં આવી હોય ત્યાં તે ફરી દાખલ કરવામાં આવે.

૨. કેળવણી — હિંદી સરકારે, ગયા માર્ચ માસમાં ઠરાવ કરીને, પ્રાથમિક કેળવણી પાછળ વધુ ખર્ચ કરવાનું વચન આપ્યું છે અને પરદેશમાં જઈને વૈજ્ઞાનિક અને ઔદ્યોગિક શિક્ષણ લેવા માટે દસ શિષ્યવૃત્તિઓ આપવાનું ઠરાવ્યું છે, તે માટે આ મહાસભા સરકારનો આભાર માને છે; પણ ગઈ સાલની બેઠકમાં કરેલા ઠરાવ મુજબ, ઉચ્ચ કેળવણી સંબંધમાં સરકારે અખત્યાર કરેલી અવળી નીતિનો ફરી વિરોધ કરે છે. એ નીતિને લીધે યુનિવર્સિટીઓનાં વ્યવસ્થાપક મંડળો અમલદારી મંડળો જેવાં બની જાય છે અને ઉચ્ચ કેળવણી સામાન્ય રીતે મર્યાદિત થઈ જાય છે.

મહાસભા પોતાનો અભિપ્રાય આગ્રહપૂર્વક દર્શાવે છે કે, હમણાં વરસોવરસ સરકારના અંદાજપત્રમાં જે મોટી રકમો સિલક રહે છે તે ધ્યાનમાં લઈને, સરકારની એ ચોખ્ખી ફરજ છે કે, તેમણે કેળવણી માટે અત્યારના કરતાં વધુ રકમ ખરચવી જોઈએ, જેથી —

(ક) જનતામાં પ્રાથમિક કેળવણીનો વિશેષ પ્રચાર થાય અને મફત અને ફરજિયાત કેળવણી દાખલ કરવાની શરૂઆત થાય;

(ખ) મજૂરીની તાલીમ અને શાસ્ત્રીય ખેતીની તાલીમ આપવાની યોગ્ય વ્યવસ્થા થાય;

(ગ) સરકારી કોલેજો અને હાઈસ્કૂલોમાં સારા અધ્યાપકો અને સાધનોની વ્યવસ્થા થાય, જેથી તે શાળા મહાશાળાઓ ખરેખર આદર્શ સંસ્થાઓ બને;

(ઘ) વિવિધ વિદ્યાઓનું શિક્ષણ આપવા માટે પૂરેપૂરાં સાધનોવાળી દેશમાં ઓછામાં ઓછી એક મધ્યસ્થ સંસ્થા સ્થપાય અને જુદા જુદા પ્રાંતોમાં નાની નાની ઔદ્યોગિક શાળા-મહાશાળાઓ સ્થપાય.

૩. આર્થિક સ્થિતિ— આ મહાસભા માને છે કે, આ દેશના લોકોની ખેદજનક ગરીબાઈ, એ મુખ્યત્વે કરીને દેશમાંથી વરસોવરસ વહી જતા ધનને કારણે, તેમ જ દેશી હુન્નરધંધાના નાશને લઈને, આકરા જમીન મહેસૂલને લઈને, તથા અતિશય ખર્ચાળ રાજતંત્રને લઈને છે. આ પરિસ્થિતિ સુધારવા માટે બીજા ઉપાયો ઉપરાંત મહાસભા નીચેના ઉપાયો લેવાની ભલામણ કરે છે:

(ક) ઉપરના ઠરાવ અનુસાર, સરકારે કેળવણીને વિશેષ ઉત્તેજન આપવાની કૃપા કરવી જોઈએ;

(ખ) ૧૮૬૨ અને ૧૮૬૭ની સાલના હિંદી વજીરના ખરીતાઓમાં દર્શાવેલી શરતો પ્રમાણે, જે વિભાગો કાયમી જમાબંધી દાખલ કરવા માટે લાયક થયા હોય, ત્યાં તેવી જમાબંધી દાખલ કરવી. અને જ્યાં હજી પણ તે દાખલ કરવું સલાહભર્યું ન લાગતું હોય, ત્યાં આકરા મહેસૂલ પર ન્યાય્ય અંકુશો મૂકવા જોઈએ.

(ગ) ઊંચી પાયરીની સરકારી નોકરીઓમાં વધુ પ્રમાણમાં હિંદીઓને રોકવા માટે વ્યવસ્થા કરવી જોઈએ.

૪. ખેડૂતોની દેવાદારી— આ દેશના ખેડૂતોની ભયંકર દેવાદારી લક્ષમાં લઈને, અને દુકાળ પડતાં જ ઘણાખરા ખેડૂતોને સરકારની મદદ લેવાની ફરજ પડે છે એ લક્ષમાં લઈને, આ મહાસભા, લંડનના દુકાળ મંડળની સૂચનાને હાર્દિક ટેકો આપે છે કે, સરકારે હિંદના જુદા જુદા ભાગોમાં પ્રતિનિધિરૂપ કેટલાંક ગામડાંની પસંદગી કરીને તેમની પરિસ્થિતિની સંભાળપૂર્વક તપાસ કરાવવી જોઈએ.

૫. સંસ્થાનોમાં વસતા હિંદીઓ:— (ક) ઑસ્ટ્રેલિયાની સરકારે ઑસ્ટ્રેલિયા જતા હિંદી મુલાકાતીઓ પરના અંકુશો ઢીલા કર્યા છે તેની આ મહાસભા સંતોષપૂર્વક નોંધ લે છે, પણ સાથે ઊંડી દિલગીરી દર્શાવે છે કે, શહેનશાહની હિંદી પ્રજાને શહેનશાહનાં સંસ્થાનોમાં નાગરિક તરીકેના સામાન્ય હકો આપવામાં આવતા નથી અને તેના પર હેરાનકારી બંધનો લાદવામાં આવે છે.

(ખ) ખાસ કરીને, બ્રિટિશ ટ્રાન્સવાલની બોર સરકાર હિંદી વિરોધી કાયદો વધારે કડક રૂપમાં પસાર કરવાની ધમકી આપે છે તેનો આ મહાસભા

ભારે જોરપૂર્વક વિરોધ કરે છે. ત્યાંની સરકાર શહેનશાહની હિંદી પ્રજા સાથે જેવો વર્તાવ કરતી હતી, તે છેલ્લા બોર યુદ્ધનાં જાહેર થયેલાં કારણોમાંનું એક કારણ હતું એ ધ્યાનમાં લઈને, અને દક્ષિણ આફ્રિકાના હિંદી વસાહતીઓની વફાદારી જાણીતી છે અને તેમણે છેલ્લા યુદ્ધમાં ભારે મદદ કરી હતી તે લક્ષમાં લઈને, આ મહાસભા બ્રિટિશ પાર્લામેન્ટને આગ્રહપૂર્વક વિનંતી કરે છે કે, તે બ્રિટિશ સંસ્થાનોમાં હિંદી વસાહતીઓને ન્યાય્ય અને સમાન વર્તાવ મળે તેવો આગ્રહ રાખે

(ગ) આ સબંધમાં હિંદી સરકાર અને હિંદી વજીરે હિંદી વસાહતીઓને માટે જે મક્કમ વલણ અખત્યાર કર્યું છે તે માટે મહાસભા તેમનો હાર્દિક આભાર માને છે, અને અંતઃકરણપૂર્વક વિશ્વાસ રાખે છે કે, તે પ્રશ્નનું સંતોષકારક સમાધાન ન થાય ત્યાં સુધી તેઓ પોતાના પ્રયત્નો ઢીલા નહિ કરે.

૬. श्री. ताता अने डिग्बीने अजलि— શ્રી. જે. એમ. તાતા અને શ્રી. વિલિયમ ડિગ્બીના અવસાન માટે આ મહાસભા ઊંડો શોક પ્રગટ કરે છે. શ્રી. તાતાની હિંદના ઔદ્યોગિક વિકાસ માટેની ભારે સેવાઓ અને તેમની સમજપૂર્વકની સખાવતો અને તેમનું દેશાભિમાન આ દેશના લોકો આભારપૂર્વક યાદ કરશે. અને શ્રી. ડિગ્બીના અવસાનથી આ દેશે પોતાના હિત માટે કામ કરનાર એક સાચા દિલનો અને ભાવિક સેવક ગુમાવ્યો છે.

૭. हिंदी वजीरनो पगार — બ્રિટિશ સંસ્થાનો પાસેથી સંસ્થાનોની ઓફિસના ખર્ચ પેટે કંઈ ફાળો લેવામાં આવતો નથી ત્યારે લંડનની હિંદી કચેરીનું ખર્ચ હિંદની તિજોરીમાંથી લેવામાં આવે છે, એ સામે આ મહાસભા પોતાનો વિરોધ જાહેર કરે છે અને જણાવે છે કે, હિંદી વજીરનો પગાર બ્રિટિશ ખર્ચમાં ગણાવો જોઈએ.

૮. सरकारी अंदाजपत्रनो वधारो — (ક) આ મહાસભા માને છે કે, સરકારી આવક-ખર્ચના હિસાબમાં છેલ્લાં ૭ વરસમાં લગભગ ૨ કરોડ પાઉંડની મોટી બચત રહી છે, તે પ્રજાની વધેલી સમૃદ્ધિને કારણે નથી, પરંતુ લોકો પાસેથી જરૂર કરતાં વધારે કરવેરો લેવામાં આવે છે તેને લીધે છે. સદરહુ વધારો સંપૂર્ણ રીતે નહિ તો, મુખ્યત્વે કરીને રૂપિયાનું મૂલ્ય કૃત્રિમ રીતે વધારી દેવામા આવ્યું છે તેને લીધે શક્ય બન્યો છે. એ જ કારણે દર વરસે હિંદી સરકારની વતી ઇંગ્લન્ડ પૈસા મોકલવામાં ૩૦ થી ૪૦ લાખ પાઉંડની બચત થાય છે.

(ખ) સરકારની ચલણી નીતિને કારણે જે લોકોને વધુમાં વધુ સહન કરવું પડયું છે તેમને રાહત આપવા ખાતર, અને દર વરસે મોટી રકમ

સિલક રહેવાથી સરકારને ખર્ચ વધારી દેવાની અચૂક લાલચ ન થાય તે ખાતર, આ મહાસભા ભારપૂર્વક આગ્રહ કરે છે કે,

(૧) મીઠાવેરામાં વધુ ઘટાડો કરવો;

(૨) જે પ્રાન્તોમાં ખેડૂતો માટે ઉપરાઉપરી આફતનાં વરસો આવ્યાં હોય તે પ્રાંતોમાં જમીનમહેસૂલ ઓછું કરવું;

(૩) દેશી કાપડ પરની આબકારી જકાત કાઢી નાખવી.

(ગ) કરવેરામાં ઉપર મુજબ ઘટાડો કરવામાં આવે તે દરમિયાન વધારાની રકમો લોકોને સીધો લાભ થાય એવાં કામોમાં વાપરવી જોઈએ, એવો મહાસભા આગ્રહ કરે છે. આવાં કામો નીચે મુજબ ગણાવી શકાય:—

(૧) વૈજ્ઞાનિક, ખેતીવિષયક અને ઔદ્યોગિક શિક્ષણ વધારવું;

(૨) દાક્તરી મદદ માટે વધુ સગવડ આપવી;

(૩) અને પછી જે રકમ વધે તેનો ઉપયોગ જે સ્થાનિક બોર્ડો અને મ્યુનિસિપાલીટીઓની આવકમાં ઉપરાઉપરી મરકી જેવા રોગો અને દુકાળ આવવાથી ગંભીર ખાડો પડ્યો છે તેમને મદદ કરવામાં કરવો, જેથી તેઓ પ્રજાનું આરોગ્ય વધે તે માટે તથા અંદરના ભાગમાં વાહનવ્યવહારની સગવડો વધારવા માટે તાત્કાલિક અગત્યનાં કામો ઉપાડી શકે.

૯. પાર્લામેન્ટમાં હિંદનું પ્રતિનિધિત્વ — આ મહાસભા માને છે કે, આ દેશના લોકોને પોતાના દેશનો વહીવટ કરવા માટે અને તે પર કાબૂ રાખવા માટે નીચેની રીતે વિશેષ અધિકારો આપવા જોઈએ:

તાજેતરની તિબેટ પરની ચડાઈમાં ભંગ કરવામાં આવ્યો છે, તે પ્રત્યે આ મહાસભા ઊંડી દિલગીરી દર્શાવે છે. સરકાર આ ચડાઈને 'રાજકીય મિશન' તરીકે ઓળખાવ્યા કરે છે અને હવે તે ખર્ચને અટકાવવાનું પાર્લમેન્ટ માટે શક્ય રહ્યું નથી. એ રીતે હિંદી તિજોરીને જે કાયદેસરનું રક્ષણ મળ્યું હતું તે અયોગ્ય રીતે પડાવી લેવામાં આવ્યું છે. વિશેષમાં આ મહાસભા ખેદ દર્શાવે છે કે, આ ચડાઈનો થોડો ઘણો ખર્ચ પણ આપવાની આમસભાએ ના પાડી છે, જોકે ચડાઈ શાહી હિતોને આગળ ધપાવવા માટે અને શાહી નીતિનો અમલ કરવા માટે જ કરવામાં આવી છે.

મહાસભા આ અન્યાય સામે જોરપૂર્વક વિરોધ ઉઠાવે છે. તેમ કરવાનું ખાસ કારણ એ છે કે, મહાસભાને શંકા છે કે, આ ચડાઈ સામાન્ય આક્રમણકારી નીતિનો એક ભાગ છે. આની સાથે અફઘાનિસ્તાન અને ઈરાન પરનાં મિશન જોડીએ તો જણાય છે કે, પરદેશો સાથેની આંટીઘૂંટીમાં હિંદ અટવાઈ જવાનો ભય છે. એમ થવાથી, હિંદના કર ભરનાર પર અસહ્ય બોજો પડ્યા વગર રહે નહિ અને પરિણામે દેશના હિતને ભારે નુકસાન થશે.

૧૧. પોલીસ સુધારણાઃ— પોલીસ કમિશનનો રિપોર્ટ રજૂ થયે બે વરસ થઈ ગયાં છે અને તેના કેટલાક ભાગો સરકારી ગુપ્તતાના કાયદાની હદમાં ન આવે તેવી રીતે, કેટલાંક છાપાંઓમાં પ્રસિદ્ધ થઈ ચૂક્યા છે, છતાં સરકાર તે રિપોર્ટને જાહેર કરતી નથી તે પ્રત્યે આ મહાસભા ભારે ખેદ દર્શાવે છે.

આ દેશના પોલીસ ખાતામાં ધરમૂળથી સુધારણા કરવાની અતિ જરૂર છે. એ બાબત ધ્યાનમાં લઈને, વળી એ પ્રશ્નના સંતોષકારક ઉકેલમાં ઘણું જાહેર હિત સમાયેલું છે તે ધ્યાનમાં લઈને, અને સરકાર તે ખાતાની સુધારણાની યોજના કરે તે પહેલાં લોકમતને પૂરતો પ્રગટ થવાની તક આપવાની દેખીતી જરૂર છે તેથી, તથા છેવટે હિંદી સરકાર તથા હિંદી વજીર તે પર વિચાર કરી લે ત્યાર બાદ થયેલી જાહેર ટીકા વસ્તુતઃ નકામી નીવડે તેથી, આ મહાસભા ઉપરનો રિપોર્ટ વગર વિલંબે પ્રગટ કરવાનો ભારપૂર્વક આગ્રહ કરે છે.

૧૨. લશ્કરી ખર્ચ

(ક) દેશના લશ્કરી ખર્ચમાં દર વરસે સતત અને ભારે વધારો થયે જાય છે તે પ્રત્યે આ મહાસભા ગંભીર ભયની નજરે જુએ છે. મહાસભા માને છે કે, હિંદનું હાલનું લશ્કરી ખર્ચ તેના ગજા ઉપરાંતનું છે.

(ખ) લશ્કરી ખર્ચ સંબંધમાં કંઈ પણ વધારાનો બોજો હિંદ પર નાખવાની કોઈ પણ દરખાસ્તનો આ મહાસભા ભય પામ્યા વગર વિચાર કરી શકતી નથી. આથી લોર્ડ કિચનરની યોજના મુજબ લશ્કરની પુનર્રચના કરવાનું ખર્ચ હિંદ પર નાખવાની દરખાસ્તનો મહાસભા ભારપૂર્વક વિરોધ કરે છે.

(ગ) હિંદમાં રાખવામાં આવેલા લશ્કરની સંખ્યા અને તેની કાર્યક્ષમતા વધારવા માટે વખતોવખત યોજવામાં આવેલા ઉપાયોનો નિર્ણય, હિંદની લશ્કરી જરૂરિયાત અને આવશ્યકતાનો ખ્યાલ કરીને કરવામાં આવતો નથી, પણ પૂર્વના દેશોમાં બ્રિટિશ પ્રભુત્વ ટકાવી રાખવાની દૃષ્ટિથી કરવામાં આવે છે. વળી તાજેતરમાં સંખ્યાબંધ બ્રિટિશ ટુકડીઓને આ દેશની શાંતિમાં ભંગ કર્યા વગર, સંપૂર્ણ સલામતીથી હિંદની કાયદાથી ઠરેલી હદની બહાર થોડા વખત માટે કામગીરી ઉપર લઈ જવામાં આવી હતી, તેથી આ મહાસભાનો અભિપ્રાય છે કે, બ્રિટિશ પાર્લામેન્ટે, હિંદના લશ્કરી ખર્ચમાં સંગીન ફાળો આપવાની નીતિનો અને તેમાં રહેલા ન્યાયનો ગંભીરપણે વિચાર કરવાનો સમય હવે ભરાઈ ગયો છે.

૧૩. ન્યાય અને કારોબાર ખાતાં:— આ મહાસભા, અગાઉની બેઠકોના ઠરાવો સાથે સંમત થઈને, હિંદી સરકાર અને હિંદી વજીરને વિનંતી કરે છે કે, ફોજદારી ન્યાયના અમલમાં ન્યાય અને કારોબારને લગતાં કાર્યોને વગર વિલંબે છૂટાં પાડવાં જોઈએ. આ બાબતની ઇષ્ટતા સરકારે વારંવાર સ્વીકારેલી છે અને તેમ કરવા માટે કંઇ વિશેષ ખર્ચ કરવું પડે તો, ખર્ચમાં તદ્દન સાધારણ વધારો કરવાથી તે સુધારો થઈ શકે એમ છે, એમ અનેક વખત બતાવવામાં આવ્યું છે.

૧૪. બંગભંગ:— આ મહાસભા, હિંદી સરકારની કોઈ પણ રૂપમાં બંગાળાના ભાગલા પાડવાની સૂચનાનો ભારપૂર્વક વિરોધ કરે છે બંગાળી પ્રજા એ સૂચનાને ભારે ભયજનક લેખે છે. તેમને લાગે છે કે તેમ કરવાથી, પ્રાંતની સામાજિક, બૌદ્ધિક અને આર્થિક પ્રગતિમાં ગંભીર વિક્ષેપ પડશે; અને પ્રાંતને અત્યાર સુધી જે કાંઈ બંધારણીય કે બીજા હકો અને અધિકારો મળ્યા છે તે બંધ થઈ જશે; વળી તેથી દેશ પર ભારે ખર્ચનો બોજો પડશે. હિંદી કર ભરનાર તે બોજો જરાય ઉઠાવી શકે તેમ નથી.

મહાસભા માને છે કે, આમ ભાગલા પાડવા માટે કોઈ વાજબી કારણ સિદ્ધ કરવામાં આવ્યું નથી. પણ જો બંગાળાનું હાલનું રાજકીય બંધારણ રાજવહીવટ યોગ્ય રીતે ચલાવવા માટે બરાબર લાગતું ન હોય, તો તેનો ઉપાય પ્રાંતના

વિભાગોની ફરી વહેંચણી કરવી એ નથી; પણ સરકારના સ્વરૂપમાં મૂળભૂત ફેરફારો કરવા એ છે. દા. ત. બંગાળાના લેફ્ટેનન્ટ ગવર્નરની સરકારને મુંબઈ અને મદ્રાસની માફક ગવર્નરની સરકારના રૂપમાં ફેરવી દેવી જોઈએ.

૧૫. इंग्लन्डनुं प्रतिनिधिमंडळ:— ઇંગ્લન્ડમાં સામાન્ય ચૂંટણી નજીક આવી છે તે ધ્યાનમાં લઈને, અને આવા કટોકટીના સમયે ત્યાંના મતદારો, પાર્લામેન્ટના ઉમેદવારો અને રાજકીય આગેવાનો સમક્ષ હિંદની માગણીઓ રજૂ કરવાની ખાસ અગત્ય જોતાં, એ જરૂરી છે કે, મહાસભાએ આ કામ સારુ જુદા જુદા પ્રાંતોએ નીમેલા વિશ્વાસપાત્ર અને અનુભવી પ્રતિનિધિઓને ચૂંટણી પહેલાં અને દરમ્યાન ઇંગ્લન્ડ મોકલવા જોઈએ, અને તેમના ખર્ચ માટે જરૂરી ઓછામાં ઓછા રૂ. ૩૦,૦૦૦નો ફાળો કરવો જોઈએ.

૧૬. पार्लमेन्टनी चूंटणी:— (વૉલ્થેમ્સ્ટો માટે શ્રી. ડબ્લ્યુ. સી. બૅનરજીનું નામ બાદ કરીને, ૧૯૦૩ની બેઠકના ઠરાવ ૧૧ મુજબ.)

૧૭. ब्रिटिश महासभा समिति:— (૧૯૦૩ના ઠરાવ ૧૪ મુજબ — ખર્ચ માટે રૂ. ૧૦,૫૦૦ને બદલે ૭૦૦.)

૧૮. महामंत्रीओ:— (૧૯૦૩ના ઠરાવ ૧૫ મુજબ.)

૧૯. बंधारण:— મહાસભાના બંધારણના પ્રશ્ન પર રિપોર્ટ કરવા માટે એક કમિટી નીમવામાં આવે છે. (નામો અહીં આપ્યાં નથી.)

૨૦. एकवीसमुं अधिवेशन:— મહાસભાનું એકવીસમું અધિવેશન ૧૯૦૫ની નાતાલ પછીના દિવસોમાં, પછીથી નક્કી થાય તે મુજબ, બનારસ ખાતે રાખવું.

૨૧. स्वागत समिति अने प्रमुखनो आभार:— સ્વાગત સમિતિ અને વિવિધ રીતે તેના કામમાં મદદ કરનાર સૌનો અને અધિવેશનના પ્રમુખશ્રીનો આભાર માનવામાં આવે છે.

## ૨૧

# એકવીસમું અધિવેશન – બનારસ

(તા. ૨૭થી ૩૦ ડિસેમ્બર, ૧૯૦૫)

૧. રાજકુંવરની મુલાકાત — (ક) આ મહાસભા, નામદાર શહેનશાહની હિંદી પ્રજાની સર્વ જાતિઓ, સર્વ ધર્મો અને કોમોના પ્રતિનિધિ તરીકે, નામદાર રાજકુંવર અને રાજવધૂની હિંદની મુલાકાત પ્રસંગે, વફાદારી અને કૃતજ્ઞતાપૂર્વક, અત્યંત નમ્રતા અને આદર સાથે તેમનું સન્માન કરે છે.

તે નામદારે હિંદના લોકો પ્રત્યે હાર્દિક સદ્ભાવ જાહેર કર્યો છે, તેથી આ મહાસભાને ઊંડી અસર થઈ છે. મહાસભાને વિશ્વાસ છે કે, મુલાકાત દરમ્યાન મેળવેલા અંગત જ્ઞાનથી તેઓ આ દેશના લોકોના હિતમાં માયાળુપણે વધારે રસ લેતા થશે. વિશેષમાં મહાસભા ઉત્સાહપૂર્વક આશા રાખે છે કે, તે નામદાર કૃપાવંત થઈને નામદાર શહેનશાહ સમક્ષ આ મહાસભાની હાર્દિક વિનંતી રજૂ કરે કે, હિંદના રાજતંત્રમાં મહારાણીના ઢંઢેરાના સિદ્ધાંતોનો અમલ કરાવવાની વ્યવસ્થા કરવી જોઈએ.

(ખ) તે નામદારને ઉપરનો ઠરાવ તારથી મોકલવાની પ્રમુખશ્રીએ વ્યવસ્થા કરવી.

૨. ધારાસભાઓ — આ મહાસભાનો અભિપ્રાય છે કે, પ્રાંતિક અને વડી ધારાસભાઓનો વિશેષ વિકાસ કરવાનો અને તેની સુધારણા કરવાનો સમય હવે આવી લાગ્યો છે, જેથી તે ધારાસભાઓ લોકોની વધારે પ્રતિનિધિત્વવાળી બને અને તેના બિન-અમલદારી સભ્યો દેશના રાજ્યવહીવટમાં પ્રજાનો સાચો અવાજ રજૂ કરી શકે.

મહાસભાની ભલામણ છે કે, ધારાસભાઓમાં બિન-અમલદારી અને ચૂંટાયેલા સભ્યોની સંખ્યા વધારવી જોઈએ અને નાણાંને લગતી જે કોઈ બાબતો ધારાસભામાં રજૂ થાય તેમાં તેમનો મત ગણાય, એવો તેમને અધિકાર આપવો જોઈએ. સરકારના વડા અધિકારીને કોઈ પણ ઠરાવ રદ કરવાની (વીટોની) સત્તા હોય.

૩. આબકારી નીતિ — (ક) દેશના ઘણા પ્રાંતોના આબકારી વહીવટની તપાસ કરવા માટે હિંદી સરકારે એક કમિટી નીમી છે તે માટે આ મહાસભા આભાર માને છે; પણ તે સાથે ખેદપૂર્વક જણાવે છે કે, તે કમિટી પૂરેપૂરી અમલદારોની બનેલી છે, માટે પ્રજા તેમાં પૂરેપૂરો વિશ્વાસ મૂકી શકે નહીં.

(ખ) આ મહાસભા, અગાઉની બેઠકોના ઠરાવો સાથે સંમત થઈને પોતાનો મક્કમ અભિપ્રાય દર્શાવે છે કે, આબકારી વહીવટમાં સ્થાનિક પસંદગીનો સિદ્ધાંત સ્વીકારવો જોઈએ અને અત્યારની દારૂની દુકાનોની સંખ્યામાં ભારે ઘટાડો કરવો જોઈએ. આમ કર્યા વગર આબકારી વહીવટની કદી સંતોષકારક સુધારણા થવાની નથી.

(ગ) આ મહાસભા હિંદી સરકારને અદબપૂર્વક આગ્રહ કરે છે કે, આબકારી વહીવટ વિષે સર ફ્રેડરીક લેલીએ ગયા વરસમાં કરેલી નોંધમાં દર્શાવેલી મુખ્ય દરખાસ્તોનો તાત્કાલિક અમલ કરવો જોઈએ.

(ઘ) બંગાળાના આબકારી બિલને હિંદી સરકારે પોતાની વહીવટી સત્તાની રૂએ વસ્તુતઃ અભરાઈએ ચડાવી દીધું છે તે સામે આ મહાસભા વિરોધ કરે છે. તે બિલને માફકસર પીણાંના સંગીન અને પ્રગતિમાન કાયદા તરીકે પ્રજાએ આવકાર આપ્યો છે.

૪. પ્રજાનું પ્રતિનિધિત્વ — આ મહાસભા માને છે કે, હવે એવો સમય આવ્યો છે કે જ્યારે હિંદીઓને પોતાના દેશના વહીવટ પર કાબૂ રાખવાનો નીચેની રીતે વિશેષ અધિકાર આપવો જોઈએ:

(ક) હિંદના દરેક પ્રાંતને બ્રિટિશ આમસભામાં ઓછામાં ઓછા બે પ્રતિનિધિ મોકલવાનો અધિકાર આપવો જોઈએ;

(ખ) હિંદી વજીરની સમિતિમાં સિદ્ધ શક્તિવાળા અને અનુભવી એવા ઓછામાં ઓછા ત્રણ હિંદી ગૃહસ્થોને નીમવા જોઈએ;

(ગ) વાઇસરૉયની કારોબારીમાં ઓછામાં ઓછા બે હિંદીઓને અને મુંબઈ, મદ્રાસની સરકારની કારોબારીમાં એકેક હિંદીને નીમવો જોઈએ.

૫. પાર્લામેન્ટનો કાબૂ — આ મહાસભા માને છે કે, બ્રિટિશ પાર્લામેન્ટ હિંદી સરકારના વહીવટ વિષેની પોતાની જવાબદારી વધારે સંતોષપૂર્વક અદા કરી શકે તે માટે, હિંદની પરિસ્થિતિ વિષે પાર્લામેન્ટ તરફથી વખતોવખત તપાસ કરવામાં આવતી હતી તે ફરી ચાલુ કરવી જોઈએ, અને હિંદી વજીરનો પગાર બ્રિટિશ તિજોરીમાંથી આપવો જોઈએ.

૬. સરકારી નોકરી — (૧૯૦૪ની બેઠકના પહેલા ઠરાવ મુજબ.)

૭. નાણાં વહીવટ — હિંદી સરકારે, ગયા માર્ચમાં સરકારી બજેટના વધારામાંથી થોડી રકમ, મહાસભાએ ભલામણ કરેલાં કેટલાંક કામો માટે ખર્ચવાનું ઠરાવ્યું છે તેની આ મહાસભા કદર કરે છે. છતાં માને છે કે, ગયાં ત્રણ વરસમાં આ દેશના કર ભરનારાને જે રાહત આપવામાં આવી છે તે ઘણી જ ઓછી છે. મહાસભાને ખેદ થાય છે કે, તાજેતરની બજેટની સિલકનો મોટે ભાગે લશ્કરી ખર્ચમાં વધારો કરવામાં, ઘણાં ખાતાંઓમાં

યુરોપિયન અધિકારીઓના પગારો વધારવામાં અને તેમને માટે કેટલીય નવી જગ્યાઓ ઊભી કરવામાં ઉપયોગ કરવામાં આવ્યો છે. મહાસભાનો આગ્રહ છે કે, ભવિષ્યના બજેટમાં જે કાંઈ વધારો પડે તે, પહેલાં તો કરવેરા ઓછા કરવા માટે વપરાવો જોઈએ; ત્યાર પછી લોકોને સીધો લાભ થાય તેવાં કામો માટે વપરાવો જોઈએ: જેવાં કે, લોકોને વૈજ્ઞાનિક, ઔદ્યોગિક અને ખેતીવિષયક શિક્ષણ આપવું, દાક્તરી મદદ માટે વધુ સગવડો આપવી, તથા મ્યુનિસિપલ અને લોકલ બોર્ડોને આરોગ્યવિષયક તાત્કાલિક અગત્યનાં કામો કરવા માટે તથા દેશના અંદરના ભાગોમાં વાહનવ્યવહારનાં સાધનો સુધારવા માટે મદદ આપવી.

૮. લશ્કરી ખર્ચ:— (ક) લશ્કરી અધિકારીઓ પરનો નાગરિકોનો કાબૂ ઢીલો કરે એવા કોઈ પણ ફેરફારનો આ મહાસભા ભારપૂર્વક વિરોધ કરે છે. અને પોતાનો અભિપ્રાય દર્શાવે છે કે, જ્યાં સુધી કર ભરનારના પ્રતિનિધિઓને આવો કાબૂ રાખવાનો અધિકાર આપવામાં નહિ આવે ત્યાં સુધી, નાગરિકો પૂરતી રીતે આ જરૂરી કાબૂ રાખી શકશે નહિ.

(ખ) લશ્કરી ખર્ચમાં જે સતત વધારો થયે જાય છે તે સામે મહાસભા ફરી ભારપૂર્વક વિરોધ કરે છે. આ પ્રકારનું લશ્કરી ખર્ચ બિન-જરૂરી અને અન્યાયી છે તથા લોકોના ગજા ઉપરવટનું છે.

(ગ) આ મહાસભાનો સ્પષ્ટ અભિપ્રાય છે કે, આ દેશનું લશ્કરી ખર્ચ ફક્ત હિંદની જરૂરિયાતો અને આવશ્યકતાઓ લક્ષમાં લઈને નક્કી કરવામાં આવતું નથી, પરંતુ પૂર્વના દેશોમાં બ્રિટિશ પ્રભુત્વ ટકાવી રાખવા માટે અને બ્રિટિશ નીતિની આવશ્યકતા અનુસાર પણ નક્કી કરવામાં આવે છે. આથી ન્યાયની રીત તો એ છે કે, એ આખુંય ખર્ચ, સામ્રાજ્યના ગરીબમાં ગરીબ અને તે ખર્ચ આપવા માટે ઓછામાં ઓછા શક્તિશાળી દેશ ઉપર નાખવાને બદલે, તે ખર્ચની પ્રમાણસર વહેંચણી કરવી જોઈએ, અને સામ્રાજ્યના

નૈતિક હિતની દૃષ્ટિએ, સર્વ પ્રકારની કેળવણી પાછળ સરકારે અત્યારના કરતાં ઘણું વધારે ખર્ચ કરવાની અને મફત પ્રાથમિક શિક્ષણની શરૂઆત કરવાની જરૂર છે.

(ગ) આ મહાસભા માને છે કે, ઔદ્યોગિક શિક્ષણ સમિતિની ભલામણ અનુસાર, સરકારે આ દેશના યુવાનોને ઔદ્યોગિક શિક્ષણ આપવાની વધુ સગવડો કરવી જોઈએ. મહાસભાનો ખાસ આગ્રહ છે કે, તે કમિટીની ભલામણ અનુસાર સરકારે ઔદ્યોગિક તપાસ કરવાનો હુકમ કરવો જોઈએ. હિંદી સરકારના ગૃહખાતાના તા. ૧૮-૬-૧૮૮૮ના ઠરાવ નં. ૧૯૯ અનુસાર પણ, જુદા જુદા પ્રાંતોમાં વ્યવસ્થિત ઔદ્યોગિક શિક્ષણ દાખલ કરવા માટે આવી તપાસ કરવાની પ્રાથમિક આવશ્યકતા છે.

(ઘ) ૧૯૦૪ના ઠરાવ (ઘ) મુજબ.

૧૫. આર્થિક તપાસ — દેશના જુદા જુદા ભાગોમાં ફરી દુકાળ પડ્યો છે તેથી આ મહાસભાને ખેદ થાય છે. મહાસભા માને છે કે, લોકોની ભારે ગરીબાઈને કારણે જ દેશમાં વારંવાર દુકાળ પડે છે. તે કારણે જ, દુકાળનો પ્રથમ ધડાકો થતાં જ, સંખ્યાબંધ લોકોને રાજ્યની મદદ લેવા દોડવું પડે છે. આથી મહાસભા હિંદી સરકાર અને હિંદી વજીરને વિનંતી કરે છે કે, દેશના જુદા જુદા ભાગોમાં થોડાં પ્રતિનિધિરૂપ ગામડાં પસંદ કરીને તેની આર્થિક સ્થિતિની વિગતવાર તપાસ કરાવવી જોઈએ.

(ક) મહાસભા માને છે કે, હિંદ જેવા ખેતીપ્રધાન દેશમાં જમીન-વેરાની ચોક્કસ મર્યાદા ઠરાવ્યા સિવાય દેશની આબાદી થઈ શકે નહિ. ૧૮૬૨માં લૉર્ડ કૅનિંગે અને ૧૮૮૨માં લૉર્ડ રિપને આવી મર્યાદા ઠરાવવાની સૂચના કરી હતી.

(ખ) મહાસભાને દિલગીરી થાય છે કે, લૉર્ડ કર્ઝને ૧૯૦૨ના જમીન વિષેના ઠરાવમાં આવી કોઈ મર્યાદા સ્વીકારી નહોતી અને માનનીય સર રીચર્ડ ગાર્થ અને બીજા નિવેદનકારોની તે બાબતની સૂચનાઓ પણ ફગાવી દીધી હતી.

(ગ) મહાસભા માને છે કે, ખેડૂતોની વધતી જતી ગરીબાઈ દૂર કરવાનો સાચો ઉપાય એ છે કે, જમીનવેરાની વાજબી અને ચોક્કસ મર્યાદા ઠરાવવી જોઈએ. હમણાં હમણાં ખેડૂતોના હકો મર્યાદિત કરવાનો ઉપાય લેવામાં આવે છે તે એનો સાચો ઉપાય નથી.

૧૬. મુસલમાન જાત્રાળુઓ — કામરાનમાં પ્રવાસીઓને આંતરરાષ્ટ્રીય ધારા અનુસાર ચેપી રોગના અટકાવ ખાતર દસ દિવસ રોકવામાં આવે છે તે હકીકત જોતાં, આ મહાસભા માને છે કે, મુસલમાન જાત્રાળુને જેદ્દા

જતાં પહેલાં પાંચ દિવસ મુંબઈ બંદરે પણ રોકવામાં આવે છે તે નિયમ હેરાનકારી અને બિનજરૂરી છે અને તેને લીધે અસંતોષ પેદા થાય છે. આથી મહાસભાની વિનંતી છે કે, મુંબઈમાં પ્રવાસીને રોકવાનો નિયમ બિલકુલ રદ કરવો જોઈએ.

૧૭. પ્રાંતિક પ્રશ્નો — અગાઉની બેઠકોના ઠરાવો સાથે સંમત થઈને આ મહાસભા ભારપૂર્વક આગ્રહ કરે છે કે :–

(ક) પંજાબનું બંધારણ નિયમિત પ્રાંતના ધોરણે કરવું જોઈએ.

(ખ) ૧૮૯૨ના હિંદી ધારાસભાના ધારા મુજબ પંજાબની ધારાસભાનો વિસ્તાર અને સુધારણા કરવાં જોઈએ.

(ગ) પંજાબમાં ન્યાયની વરિષ્ઠ કોર્ટની કાયદેસર સ્થાપના કરવી જોઈએ.

(ઘ) વરાડ માટે, વાઈસરોયની કારોબારીના હુકમથી કાયદા કરવા ન જોઈએ, પણ વડી ધારાસભા દ્વારા કરવા જોઈએ.

(ઙ) મધ્ય પ્રાંતના લોકોને વડી ધારાસભામાં પોતાના પ્રતિનિધિ મોકલવાનો હક પાછો આપવો જોઈએ. સરકારે તે પ્રતિનિધિ નીમવા ન જોઈએ.

(ચ) દેશી રાજ્યોમાં બ્રિટિશ અમલ હેઠળના પ્રદેશોમાં, તા. ૨૫–૬–૧૮૯૧ ના હિંદી સરકારના પરદેશ ખાતાના વટહુકમ અનુસાર, છાપાં પર પ્રતિબંધ મૂકવામાં આવ્યો છે; તેથી તે પ્રદેશોમાં છાપાંની સ્વતંત્રતા પર ગંભીર કાપ પડતો હોઈ, તે હુકમ રદ કરવો જોઈએ.

૧૮. પાર્લમેન્ટની ચૂંટણીઃ— શ્રી. દાદાભાઈ નવરોજીએ ઉત્તર લૅમ્બેથ વિભાગમાંથી પાર્લમેન્ટની ચૂંટણીમાં ઉમેદવારી કરી છે તેને આ મહાસભા ખૂબ ભાવપૂર્વક ટેકો આપે છે અને તેમને પાર્લમેન્ટમાં ચૂંટી મોકલવા માટે ત્યાંના મતદારોને અપીલ કરે છે.

૧૯. શ્રી. ગોખલે અને લજપતરાયનો આભારઃ— શ્રી. ગોપાળ કૃષ્ણ ગોખલે અને શ્રી. લાલા લજપતરાયને ઇંગ્લન્ડમાં જે ભારે કામ સોંપવામાં આવ્યું હતું, તે તેમણે જે રીતે કરી બતાવ્યું છે, તેની આ મહાસભા ભારે કદર કરે છે.

૨૦. પ્રતિનિધિમંડળ— હાલના ટાંકણે, ઇંગ્લન્ડના સત્તાધારીઓ સમક્ષ મહાસભાની વિશેષ અગત્યની દરખાસ્તો ભારપૂર્વક રજૂ કરવાની અગત્ય જોતાં, મહાસભા પોતાના પ્રમુખ શ્રી. ગોપાળ કૃષ્ણ ગોખલેને પોતાના પ્રતિનિધિ તરીકે નીમે છે અને તે કામ માટે તેમને ઇંગ્લન્ડ મોકલવાનું નક્કી કરે છે.

૨૧. કાર્યવાહક સમિતિ— મહાસભાના ઠરાવોનો અમલ કરવા માટે આવતા વરસ દરમિયાન જરૂરી લાગે તેવી વ્યવસ્થા કરવા માટે અને મહાસભાના હેતુ મુજબ કામ કરવા માટે એક કાર્યવાહક સમિતિ નીમવાનું

નક્કી કરવામાં આવે છે; અને ૧૯૦૬ની સાલ માટે નીચેના સભ્યોને તેમાં નીમવામાં આવે છે:—

૧. સર ફિરોજશાહ મહેતા મુંબઈ
૨. શ્રી. દાજી આબાજી ખરે ,,
૩. ,, સુબ્રહ્મણ્ય આયર મદ્રાસ
૪. નવાબ સૈયદ અહમદ ,,
૫. શ્રી. સુરેન્દ્રનાથ બૅનરજી કલકત્તા
૬. ,, એ. ચૌધરી ,,
૭. મૌલવી અબ્દુલ કાસીમ બર્દવાન
૮. પં. મદનમોહન માલવિયા અલ્લાહાબાદ
૯. મુનશી ગંગાપ્રસાદ વર્મા લખનૌ
૧૦. લાલા લજપતરાય લાહોર
૧૧. શ્રી. એસ. સિંહા બાંકીપુર
૧૨. લાલા હરકીશનલાલ લાહોર

મંત્રીઓ

૧૩. રા બ આર. એન. મુધોળકર અમરાવતી
૧૪. શ્રી. દીનશા વાચ્છા મુંબઈ
૧૫. ,, ગોપાલ કૃષ્ણ ગોખલે

૨૨. બ્રિટિશ સમિતિ — (ખર્ચ સંબંધી ભાગ બાદ કરીને ૧૯૦૩ના ઠરાવ ૧૪ મુજબ.)

૨૩. મહામંત્રીઓ — (૧૯૦૩ના ઠરાવ ૧૫ મુજબ.)

૨૪. બાવીસમું અધિવેશન — મહાસભાનું બાવીસમું અધિવેશન ૧૯૦૬ની નાતાલ પછીના દિવસોમાં નક્કી થાય તે મુજબ કલકત્તા ખાતે રાખવું.

## ૨૨

## બાવીસમું અધિવેશન — કલકત્તા

(તા. ૨૬ થી ૨૯ ડિસેમ્બર, ૧૯૦૬)

૧. શ્રી. બૅનરજી, બદરુદ્દીન તૈયબજી વગેરેને અંજલિ — મહાસભાના માજી પ્રમુખો શ્રી. ડબ્લ્યુ. સી. બૅનરજી, ન્યાયમૂર્તિ શ્રી બદરુદ્દીન તૈયબજી અને શ્રી. આનંદ મોહન બોઝ તથા મદ્રાસના શ્રી વીરરાઘવ ચારિયારનાં અવસાનથી મહાસભાને અને સારાય દેશને જે ભારે ખોટ ગઈ છે તેની આ મહાસભા સખેદ નોંધ લે છે. તેમની મહાન જાહેર સેવાઓ, તેમની કર્તવ્યબુદ્ધિ અને આપભોગપૂર્વકની દેશભક્તિ તેમણે પોતાના જીવનમાં જીવી બતાવી હતી તે માટે તેમના દેશભાઈઓ તેમને હંમેશને માટે સાભાર યાદ કરશે.

ઉપરના ઠરાવની નકલ પ્રમુખશ્રીની સહીથી સ્વર્ગસ્થોનાં કુટુંબીજનો ઉપર મોકલી આપવી.

૨. સંસ્થાનવાસી હિંદીઓ — શાહી સરકારે, હાલ તુરતને માટે, ટ્રાન્સવાલમાં બ્રિટિશ હિંદીઓ સામે કરવા ધારેલો ખાસ કાયદો અટકાવ્યો

છે તે માટે આ મહાસભા સંતોષપૂર્વક નોંધ લે છે. સાથે મહાસભા ગંભીર ભયની લાગણીથી જણાવે છે કે, જો શાહી સરકાર બ્રિટિશ હિંદીઓને મજબૂત રીતે રક્ષણ આપવાનું ચાલુ નહિ રાખે, તો નવા બંધારણની વ્યવસ્થા પૂરી ગોઠવાઈ જશે કે તરત જ, ઉપરના ખાસ કાયદાની નીતિ ફરી અચૂક રીતે લાદવામાં આવશે

આ દેશના લોકો ઉપર હેરાનકારી અને અપમાનકારક બંધનો લાદવામાં આવે છે અને નામદાર શહેનશાહનાં સંસ્થાનોમાં હિંદીઓને બ્રિટિશ પ્રજાજનના હક્કો આપવામાં આવતા નથી, તે પ્રત્યે આ મહાસભા ઊંડો ખેદ અને રોષ દર્શાવે છે.

મહાસભા પોતાનો મક્કમ નિર્ણય દર્શાવે છે કે, આ જાતની નીતિથી સામ્રાજ્યના હિતને ગંભીર નુકસાન થવાનો સંભવ છે.

૩. લશ્કરી ખર્ચ — તાજેતરનાં વરસોમાં લશ્કરી ખર્ચ ભયજનક સ્થિતિએ પહોંચી ગયું છે અને અતિશય વધી ગયું છે, તથા સરકારી ખર્ચમાં તેને અયોગ્ય મહત્ત્વ આપવામાં આવ્યું છે, તે સામે આ મહાસભા ફરી વિરોધ જાહેર કરે છે.

મહાસભા માને છે કે, આ દેશનું લશ્કરી ખર્ચ, માત્ર આ દેશની જરૂરિયાતો અને આવશ્યકતાઓ લક્ષમાં લઈને નક્કી કરવામાં આવતું નથી, પણ પૂર્વના દેશોની બ્રિટિશ રાજનીતિ અને બ્રિટિશ પ્રભુત્વ ટકાવી રાખવાની આવશ્યકતા લક્ષમાં લઈને પણ નક્કી કરવામાં આવે છે. તેથી એ ન્યાય્ય છે કે, એ ખર્ચનો વાજબી હિસ્સો બ્રિટિશ તિજોરીમાંથી અપાવો જોઈએ. આ મહાસભા ભારપૂર્વક આગ્રહ કરે છે કે, લશ્કરી ખર્ચમાં સંગીન ઘટાડો કરવો જોઈએ અને સરકારી નોકરીમાં યુરોપિયનોને બદલે સ્થિર ગતિએ હિંદીઓને દાખલ કરવા જોઈએ. એ રીતે જે પૈસા બચે તેનો ઉપયોગ, બધા પ્રકારની કેળવણીનો વિકાસ કરવામાં, પ્રજાનું આરોગ્ય સુધારવામાં, મીઠાવેરો અને જમીનવેરો જેવા કરો ઘટાડવામાં, અને ખેડૂતોની દેવાદારી અંગે ઉપાયો યોજવાના કામમા કરવો જોઈએ.

૪. ન્યાય અને કારોબારી ખાતાં — મહાસભા માને છે કે, ન્યાય અને કારોબારી ખાતાંને જુદાં પાડવાં એ સુરાજ્યની દૃષ્ટિએ અને ન્યાયના યોગ્ય વહીવટની દૃષ્ટિએ જરૂરી છે, એ હવે સ્વીકારાયેલું છે. એટલે તે ફેરફાર હવે વિના વિલંબે કરવો જોઈએ.

મત છે કે, આ ચુકાદો યોગ્ય છે કે કેમ તે તપાસવા સરકારે એક કમિશન નીમવું જોઈએ. તે સંબંધમાં મુસ્લિમ કાયદો, તેનો પરંપરાગત ઉપયોગ અને મુસ્લિમોની લાગણીનો પણ ખ્યાલ રાખવો જોઈએ. એ રીતે જોતાં, સદરહુ ચુકાદો ભૂલભરેલો લાગે તો. મહાસભાનો આગ્રહ છે કે, તે કાયદાના સાચા અર્થ મુજબ અમલ થાય એવી વ્યવસ્થા કરવી જોઈએ.

૬. બંગભંગ—આ મહાસભા બંગાળાના ભાગલા પાડવા સામે ફરીથી ભારપૂર્વક વિરોધ કરે છે. હાલની સરકાર એમ સ્વીકારે છે કે, મૂળ યોજનામાં કેટલીક ભૂલો હતી અને તે યોજના બંગાળાના મોટા ભાગના લોકોની ઇચ્છાની પૂરેપૂરી વિરુદ્ધ સ્પષ્ટપણે હતી. વળી લોકો એનો ખરા દિલથી સતત વિરોધ કરતા આવ્યા છે અને તેઓ એક નક્કી થઈ ગયેલી યોજના તરીકે તેને સ્વીકારવા દેખીતી રીતે તૈયાર નથી આમ છતાં સરકાર તે યોજનાને એક નક્કી ચોક્કસ થઈ ગયેલી હકીકત તરીકે માને છે, એ જોઈને મહાસભાને ખેદ થાય છે.

હિંદના જુદા જુદા પ્રાંતોના પ્રતિનિધિઓની આ સભા, બ્રિટિશ પાર્લામેન્ટ અને હાલની ઉદારપંથી સરકારને એમ ભારપૂર્વક ઠસાવવા માગે છે કે, બંગભંગની યોજનાને માંડી વાળવી એ ન્યાય્ય છે એટલું જ નહિ, પણ આવશ્યક છે. અગર તો, એ યોજનાને એવી રીતે સુધારવી જોઈએ, કે જેથી બંગાળીભાષી સારીય પ્રજા એક અખંડ તંત્ર હેઠળ રહે. આમ કરીને બંગાળા જેવા મહત્ત્વના પ્રાંતમાં શાંતિ સ્થાપવી જોઈએ.

૭. બહિષ્કાર પ્રવૃત્તિ—આ દેશના લોકો પોતાના દેશના રાજ્યવહીવટમાં લગભગ નહિ જેવો અધિકાર ભોગવે છે અને તેમના પ્રતિનિધિઓના વિચારો ઉપર સરકાર યોગ્ય લક્ષ આપતી નથી તે લક્ષમાં લઈને, આ મહાસભા માને છે કે, બંગભંગની યોજના સામે વિરોધ તરીકે બંગાળામાં જે બહિષ્કાર પ્રવૃત્તિ શરૂ કરવામાં આવેલી છે, તે યોગ્ય હતી અને છે.

૮. સ્વદેશી—આ મહાસભા સ્વદેશીની ચળવળને પોતાનો હાર્દિક ટેકો આપે છે અને દેશભાઈઓને વિનંતી કરે છે કે, તેને સફળ બનાવવા માટે તેઓ મથે. તેમણે દેશી ઉદ્યોગોના વિકાસ માટે અંતઃકરણપૂર્વક સતત પ્રયાસો કરવા જોઈએ; અને આયાતી માલ વાપરવાને બદલે, થોડું નુકસાન વેઠીને પણ, દેશી માલ વાપરવો જોઈએ; અને એ રીતે દેશી માલના ઉત્પાદનને ઉત્તેજન આપવું જોઈએ.

૯. સ્વરાજ—આ મહાસભા સરકારને આગ્રહ કરે છે કે, સ્વાયત્ત બ્રિટિશ સંસ્થાનોમાં જે રાજ્યબંધારણ ચાલે છે તેવું રાજ્યબંધારણ હિંદમાં દાખલ કરવું જોઈએ. અને તે મુજબ શરૂઆત કરવાની દૃષ્ટિથી નીચેના સુધારા તાત્કાલિક દાખલ કરવા જોઈએ:

(ક) હાલ જે પરીક્ષાઓ ફક્ત ઇંગ્લન્ડમાં લેવાય છે તે હિંદ અને ઇંગ્લન્ડમાં બન્ને ઠેકાણે, એકીસાથે લેવાવી જોઈએ અને ઊંચી પાયરીની જે નિમણૂકો હિંદમાં કરવામાં આવે છે તે જાહેર પરીક્ષાઓ દ્વારા જ કરવી જોઈએ.

(ખ) હિંદી વજીર અને વાઇસરૉયની સમિતિમાં અને મદ્રાસ તથા મુંબઈના ગવર્નરોની સમિતિઓમાં હિંદીઓને પૂરતું પ્રતિનિધિત્વ આપવું જોઈએ.

(ગ) પ્રાંતિક અને વડી ધારાસભાઓનો વિસ્તાર કરીને, લોકોને વધારે મોટા પ્રમાણમાં, સાચું અને અસરકારક પ્રતિનિધિત્વ આપવું જોઈએ. તેમ જ દેશની નાણાકીય અને વહીવટી બાબતમાં તેમના હાથમાં વિશેષ કાબૂ સોંપવો જોઈએ.

(ઘ) સ્થાનિક અને મ્યુનિસિપલ સંસ્થાઓને વિશેષ અધિકારો આપવા જોઈએ. તેમની ઉપરનો અમલદારી કાબૂ, ઇંગ્લન્ડમાં સ્થાનિક સરકારી બોર્ડનો તેવી સંસ્થાઓ ઉપર જેવો કાબૂ હોય છે તે કરતાં વિશેષ નહિ હોવો જોઈએ.

૧૦. કેળવણી — માધ્યમિક અને ઉચ્ચ કેળવણી સંબંધમાં સરકારે અખત્યાર કરેલી નીતિનો આ મહાસભા ફરીથી વિરોધ જાહેર કરે છે. એ નીતિને લીધે યુનિવર્સિટીનાં વ્યવસ્થાપક મંડળો અમલદારી મંડળો જેવાં બની જાય છે અને કેળવણીનો વિકાસ અટકે છે.

મહાસભા માને છે કે, સરકારે નીચેની વ્યવસ્થા તાત્કાળિક કરવી જોઈએ :

(ક) સારાય દેશમાં પ્રાથમિક શિક્ષણ ધીમે ધીમે મફત અને ફરજિયાત કરવું;

(ખ) માધ્યમિક શિક્ષણ માટે વધુ પૈસા મંજૂર કરવા; (જરૂર હોય ત્યાં પછાત વર્ગોની કેળવણી માટે ખાસ વ્યવસ્થા કરવી.)

(ગ) હાલની યુનિવર્સિટીઓને અમલદારી કાબૂમાંથી વધુ મુક્ત રાખવી અને તેમને શિક્ષણનું કામ કરવા માટે પૂરતી મદદ આપવી;

(ઘ) સ્થાનિક પરિસ્થિતિ લક્ષમાં રાખીને, જુદા જુદા પ્રાંતોમાં ઔદ્યોગિક શિક્ષણ માટે પૂરતી વ્યવસ્થા કરવી.

૧૧. રાષ્ટ્રીય શિક્ષણ — મહાસભા માને છે કે, છોકરાઓ અને છોકરીઓને રાષ્ટ્રીય શિક્ષણ સ્થાપવાનો પ્રશ્ન જોશભેર ઉપાડી લઈને, રાષ્ટ્રીય ધોરણે અને રાષ્ટ્રીય અંકુશ હેઠળ, દેશની જરૂરિયાતોને અનુકૂળ, સાહિત્યિક, વૈજ્ઞાનિક અને ઔદ્યોગિક શિક્ષણની વ્યવસ્થા કરવાનો સમય દેશભરના બધા લોકોને માટે આવી પહોંચ્યો છે.

૧૨. બ્રિટિશ સમિતિ — (૧૯૦૫ના ઠરાવ ૨૨ મુજબ.)

१३. श्री. सेम्युअल स्मिथने अंजलि — माननीय श्री. सेम्युअल स्मिथना अचानक अवसानथी हिंदने जे खोट पडी छे ते माटे आ महासभा ऊंडो शोक दर्शावे छे.

आ ठरावनी नकल तेमनां कुटुंबीजनोने मोकली आपवी.

१४. जमीनवेरो — आ महासभा माने छे के, १८६२मां लॉर्ड केनिंगे करेली अने १८८२मां लॉर्ड रिपने करेली सूचना अनुसार, जमीनवेरानी चोक्कस मर्यादा ठराव्या सिवाय, हिंद जेवा खेतीप्रधान देशनी समृद्धि थई शकवानी नथी. महासभाने खेद थाय छे के, लॉर्ड कर्झने १९०२ना जमीन विषेना ठरावमां आवी कंई मर्यादा स्वीकारी नहि अने ते संबंधमां सर रीचर्ड गार्थ अने तेमनी साथेना निवेदनकारोनी सूचनाओ स्वीकारी नहि.

महासभानो अभिप्राय छे के, खेडूतोनी वधती जती गरीबाईनो साचो उपाय आ जमीनवेरानी वाजबी अने चोक्कस मर्यादा ठराववी ए ज छे.

हिंदमां जमीनवेरो ए कर नथी पण जमीनना सांथना रूपमां छे, ए अभिप्रायनो आ महासभा अदबपूर्वक विरोध करे छे.

१५. श्री. गोखलेनो आभार — महासभाना प्रतिनिधि तरीके श्री गोखलेए ताजेतरमां तेमनी इंग्लन्डनी मुलाकात वखते वखाणवा लायक जे जाहेर सेवा बजावी छे तेनी आ महासभा भारे कदर करे छे.

१६. बंधारण — गया वरसे बनारसमां निमायेली कार्यवाहक समितिए बंधारणमां नीचेना सुधारा सूचव्या छे, ते हाल तुरत एक वरस माटे स्वीकारवामां आवे छे:

### १. प्रांतिक समितिओ

(क) आ कमिटीनी भलामण छे के, दरेक प्रांतना मुख्य शहेरमां महासभानी प्रांतिक समितिओ ऊभी करवी. आ बाबत, प्रांतना जुदा जुदा जिल्लाओना प्रतिनिधिओनी खास सभा बोलावीने नक्की करवी अगर तो प्रांतिक परिषद बोलावीने नक्की करवी.

(ख) आ प्रांतिक समिति प्रांतने लगतुं बधुं महासभानुं काम संभाळे अने प्रांतमां आखुं वरस सतत राजकीय कार्य चाल्या करे ते माटे जिल्ला समितिओ ऊभी करवानुं खास ध्यान राखे..

### २. मध्यस्थ समिति

आ कमिटीनी भलामण छे के, महासभाए दर वरसे अखिल हिंद माटे एक मध्यस्थ समिति नीमवी जोईए. ते समिति महासभाना ठरावोनो अमल करवानी व्यवस्था करे, अने वरस दरमियान महासभा तरफथी निकाल करवा जेवा प्रश्नो तथा बीजी अगत्यनी बाबतो जे आवी पडे तेनो विचार करे.

આ સમિતિ નીચે પ્રમાણે રચવી :

સભ્યો — ૧૨ બંગાળા, બિહાર, આસામ, બર્મા; ૮ મદ્રાસ; ૮ મુંબઈ; ૬ સંયુક્ત પ્રાંત; ૬ પંજાબ; ૪ મધ્ય પ્રાંત; ૨ વરાડ.

આ ઉપરાંત અધિવેશનના પ્રમુખ અને મહામંત્રીઓ એ હોદ્દાની રૂએ સભ્યો રહે.

### ૩. પ્રમુખની ચૂંટણી

ભવિષ્યમાં પ્રમુખની ચૂંટણી બાબત નીચેની યોજના મુજબ કામ કરવાની કમિટી ભલામણ કરે છે :

જે પ્રાંતમાં મહાસભા ભરાવવાની હોય તે પ્રાંતની પ્રાંતિક સમિતિએ અધિવેશન ભરવાની વ્યવસ્થા કરવા માટે, પોતાને ઠીક લાગે તે રીતે એક સ્વાગત સમિતિ નીમવી. પ્રથમ તો જુદી જુદી પ્રાંતિક સમિતિઓની ભલામણને આધારે આ સમિતિ ¾ બહુમતીથી પ્રમુખની પસંદગી કરે. જો એટલી બહુમતી કોઈ એક નામને ન મળે તો પછી ઉપરની મધ્યસ્થ સમિતિને આ બાબત નક્કી કરવાનું સોંપવું અને તેનો નિર્ણય છેવટનો ગણવો.

### ૪. મસલત સમિતિ

કમિટીની ભલામણ છે કે, દરેક અધિવેશનનો કાર્યક્રમ નક્કી કરવા માટે જે વિષયવિચારિણી કે મસલત સમિતિ નીમવામાં આવે છે તેની રચના નીચે મુજબ રાખવી:

પ્રતિનિધિ — ૨૫ બંગાળા, બિહાર, આસામ, બર્મા; ૧૫ મદ્રાસ; ૧૫ મુંબઈ; ૧૦ સંયુક્ત પ્રાંત; ૧૦ પંજાબ; ૬ મધ્ય પ્રાંત; ૪ વરાડ.

આ ઉપરાંત જે પ્રાંતમાં મહાસભા ભરાવવાની હોય તે પ્રાંતમાંથી દસ પ્રતિનિધિઓ લેવા. આ બધાની ચૂંટણી દરેક પ્રાંત તરફથી મહાસભા માટે ચૂંટાઈ આવેલા પ્રતિનિધિઓમાંથી હાજર હોય તેઓ પોતાને ઠીક લાગે તે રીતે કરે.

તે વરસના મહાસભાના પ્રમુખ, સ્વાગત સમિતિના પ્રમુખ, મહાસભાના માજી પ્રમુખો અને અગાઉની સ્વાગત સમિતિઓના માજી પ્રમુખોમાંથી અધિવેશન સમયે હાજર હોય તે, મહાસભાના મહામંત્રીઓ, અધિવેશન સ્થળના સ્થાનિક મંત્રીઓ, એ બધા અધિકારની રૂએ ઉપરની સમિતિના સભ્યો ગણાય.

૧૭. તેવીસમું અધિવેશન — મહાસભાની આવતી બેઠક નાગપુર ખાતે રાખવી. *

* (કેટલાક સ્થાનિક મતભેદોને કારણે આ સ્થળ બદલીને પછી સુરત રાખવામાં આવ્યું હતું. સુરતની બેઠક પક્ષાપક્ષીના ઝઘડાને કારણે તૂટી પડવાથી બીજે વરસે તે જ મુલતવી રાખેલી બેઠક મદ્રાસમાં રાખવામાં આવી હતી.)

# તેવીસમું અધિવેશન—મદ્રાસ

(તા. ૨૮ થી ૩૦ ડિસેમ્બર, ૧૯૦૮)

૧. શહેનશાહનો સંદેશો — નામાંકિત ભલાં રાણી વિક્ટોરિયાએ ૧૮૫૮માં જાહેર કરેલા પ્રખ્યાત ઢંઢેરાને ૫૦ વરસ પૂરાં થયાં તે પ્રસંગે નામ૦ શહેનશાહે હિંદના રાજા મહારાજાઓ અને લોકોને ઉદ્દેશીને જે સંદેશો પાઠવ્યો છે તેને આ મહાસભા માનપૂર્વક આવકાર આપે છે અને નામદાર શહેનશાહ પ્રત્યે પોતાની વફાદારી વ્યક્ત કરે છે.

મહાસભાને સંતોષ થયો છે કે તે ઢંઢેરાનો મહાસભાએ ધટાવેલો અર્થ નામ૦ શહેનશાહે માન્ય રાખ્યો છે.

નામ૦ શહેનશાહે એવી જાહેરાત કરી છે કે, પ્રજાકીય પ્રતિનિધિત્વવાળી સંસ્થાઓ પહેલાંથી ધીમે ધીમે હિંદમાં દાખલ કરવાની શરૂઆત કરવામાં આવી છે તેનો હવે ડહાપણપૂર્વક વિસ્તાર કરવો જોઈએ. લોકોને નાગરિક તરીકેના સરખા હકો મળે, કાયદા ઘડવાની તેમને વિશેષ સત્તા મળે અને બ્રિટિશ અમલ હેઠળ જે વિચારો પોષાયા છે અને જે વિચારોને ઉત્તેજન મળ્યું છે તે વિચારો ધરાવતા હિંદના અગ્રસના વર્ગોને રાજતંત્ર ચલાવવામાં વિશેષ સ્થાન મળે, તો તેથી લોકોમાં જે રાજકીય સંતોષની ભાવના ફેલાશે તેને પરિણામે હાલની સરકારની સત્તા અને અધિકારો નબળા નહિ પડે પણ મજબૂત થશે.

આ જાહેરાતને મહાસભા આભાર સાવકાર આપે છે.

મહાસભા વિશ્વાસપૂર્વક અપેક્ષા આપે છે કે, ૧૮૫૮ના ઢંઢેરામાં અને ૧૯૦૮ના નામદાર શહેનશાના સંદેશામાં જે વચનો અને ખાતરીઓ આપવામાં આવ્યાં છે, તેના શબ્દો અને તેમાં રહેલી ભાવનાને અનુસરીને સરકારના અધિકારીઓ તેનો મક્કમપણે અમલ કરશે અને તે વચનો અને ખાતરીઓને પૂરાં કરી બતાવશે.

૨. મોર્લીના સુધારા — લોર્ડ મોર્લીના ખરીતામાં રાજકીય સુધારાની જે દરખાસ્તો કરવામાં આવી છે તેથી દેશભરમાં બધે ભારે સંતોષની લાગણી ફેલાઈ છે તેને આ મહાસભા વ્યક્ત કરે છે. સરકારે જે દીર્ઘ દૃષ્ટિથી આ પગલું ભર્યું છે તેની મહાસભા નોંધ લે છે અને લોર્ડ મોર્લી અને લોર્ડ મિન્ટોનો તેમની દરખાસ્તો માટે ખૂબ હાર્દિક આભાર માને છે.

નવી દરખાસ્તોમાં ધારાસભાઓનો વિસ્તાર કરીને તેમનાં કાર્યો અને સત્તામાં વધારો કરવાનું વિચારાયું છે, અને જ્યાં ધારાસભાઓ ન હોય ત્યાં નવી સ્થાપીને સરકારની કારોબારીમાં હિંદી સભ્યોને નીમવાનું વિચારાયું છે, તથા સ્થાનિક સ્વરાજની સંસ્થાઓનો વિશેષ વિકાસ કરવાનું વિચારાયું છે. મહાસભા માને છે કે, આથી પ્રજાને સુધારાનો મોટો ઉદાર હપતો મળશે. લોકોને પોતાના દેશના રાજતંત્રમાં ભાગ લેવાનો સંગીન અધિકાર મળે અને રાજતંત્ર લોકોની જરૂરિયાતો અને લાગણીઓના વધારે નિકટ સંબંધમાં આવે તે માટે આ ફેરફારો કરવા જરૂરી છે.

મહાસભા વિશ્વાસપૂર્વક આશા રાખે છે કે, આ યોજનાની વિગતો, હિંદી વજીરના ખરીતાના મુખ્ય મુદ્દાઓમાં રહેલી ઉદાર ભાવનાને ધોરણે જ નક્કી કરવામાં આવશે.

૩. हिंसक कृत्योनो विरोध — તાજેતરમાં દેશના કેટલાક ભાગોમાં હિંસક કૃત્યો અને ઘૃણાજનક અત્યાચારો કરવામાં આવ્યા છે તેમને આ મહાસભા સંપૂર્ણ રીતે ભારપૂર્વક વખોડી કાઢે છે. આવાં કૃત્યો અને અત્યાચારો એ નામ૦ શહેનશાહની કોઈ પણ જાત કે કોમની હિંદી પ્રજાના વફાદાર, માયાળુ અને શાંતિપ્રિય સ્વભાવની વિરુદ્ધ છે.

૪. दक्षिण आफ्रिका — દક્ષિણ આફ્રિકાનાં બ્રિટિશ સંસ્થાનોમાં હિંદીઓની સાથે અને ઊંચામાં ઊંચો મોભો અને માનની પદવી ધરાવનાર હિંદીઓની સાથે જે અપમાનજનક કઠોર અને ઘાતકી વર્તાવ કરવામાં આવે છે, તે પ્રત્યે આ મહાસભા ભારે રોષ દર્શાવે છે. અને તે નીતિને પરિણામે લાંબે ગાળે બ્રિટિશ સામ્રાજ્યના હિતને ભારે નુકસાન થાય એવું ભયંકર પરિણામ આવવાનો સંભવ છે, એવી મહાસભાને ભીતિ લાગે છે.

મહાસભા વિશ્વાસ રાખે છે કે, દક્ષિણ આફ્રિકાનું નવું બંધારણ મંજૂર કરતી વખતે શાહી સરકાર ત્યાંના હિંદીઓના હિતનું રક્ષણ થાય એવી જોગવાઈ કરશે.

બ્રિટિશ પાર્લમેન્ટ અને હિંદી સરકાર ઉપર આ મહાસભા ઠસાવવા માગે છે કે, સ્વાયત્ત સંસ્થાનો હિંદીઓની સાથે જેવી નિષ્ઠુર રીતે વર્તે છે તેવી જ રીતે તેમની સાથે વર્તાવ કરવાની જરૂર છે. તે સંસ્થાનો હાલ હિંદીઓને સામ્રાજ્યના નાગરિક તરીકે વાજબી હકો આપતાં નથી અને સ્વાર્થી એકાંગી નીતિનો જાહેર રીતે અમલ કરે છે અને તેમ કરવાનો આગ્રહ રાખે છે. આ નીતિ બદલાય નહિ ત્યાં સુધી તેમની સાથે ઉપર મુજબ વર્તાવ રાખવાની જરૂર છે.

મહાસભાને ખબર છે કે, કેટલાક જવાબદાર રાજપુરુષોએ એવી જાહેરાત કરી છે કે, બ્રિટિશ સામ્રાજ્યનાં સ્વાયત્ત સંસ્થાનોને ત્યાંના અવિકસિત પ્રદેશોમાંથી મોટો ભાગ ગોરાઓની વસાહત માટે અલગ રાખવાની છૂટ આપવી. આ સંબંધમાં મહાસભા એટલું જણાવવાની પોતાની ફરજ સમજે છે કે, એક તરફથી તાજની બધી પ્રજાને બ્રિટિશ નાગરિક તરીકેના પૂરા હકો ન આપીને તેમને માટે આ પ્રદેશોનાં દ્વાર બંધ રાખવામાં આવે છે, ત્યારે બીજી તરફથી એશિયામાં અને દુનિયાના બીજા ભાગોમાં તેનાથી વિરુદ્ધ નીતિનો પ્રચાર અને અમલ કરવામાં આવે છે. તેથી સામ્રાજ્યને ગંભીર નુકસાન થશે. આ પ્રકારની નીતિ ડહાપણ વિનાની તેમ જ અન્યાયી છે.

૫. **વંગભંગ** — આ મહાસભા હિંદી સરકાર અને હિંદી વજીરને બંગાળાના ભાગલા રદ કરવા અંતઃકરણપૂર્વક વિનંતી કરે છે, અથવા તો તે યોજનામાં એવો ફેરફાર કરવા વીનવે છે કે જેથી બંગાળીભાષી લોકો એક જ રાજતંત્ર હેઠળ રહે.

મહાસભા માને છે કે, આ સ્વીકારાયેલી ભૂલ-સુધારી લેવાથી બંગાળામાં ફરી શાંતિ સ્થપાશે અને બીજા પ્રાન્તોને પણ સંતોષ થશે. એમ કરવાથી દેશભરમાં નામ૰ શહેનશાહની સરકારની પ્રતિષ્ઠા ઘટશે નહિ, પણ વધશે.

૬. **સ્વદેશી** — આ મહાસભા સ્વદેશીની ચળવળને પોતાનો હાર્દિક ટેકો આપે છે, અને દેશભાઈઓને વિનંતી કરે છે કે, તેને સફળ બનાવવા માટે તેઓ મથે. તેમણે દેશમાં વિકસી શકે તેવા ઉદ્યોગોના વિકાસ માટે અંતઃકરણપૂર્વક સતત પ્રયાસો કરવા જોઈએ, અને આયાતી માલ વાપરવાને બદલે, થોડું નુકસાન વેઠીને પણ, દેશી માલ વાપરવો જોઈએ અને એ રીતે દેશી માલના ઉત્પાદનને ઉત્તેજન આપવું જોઈએ.

૭. **લશ્કરી ખર્ચ** — રોમર કમિટીની ભલામણ ઉપરથી બ્રિટિશ યુદ્ધકચેરીએ હિંદની તિજોરી ઉપર ૩ લાખ પાઉંડનો લશ્કરી ખર્ચનો નવો બોજો નાખ્યો છે તેનો આ મહાસભા ભારપૂર્વક વિરોધ કરે છે. આ સંબંધમાં અગાઉની પ્રણાલિકાનો ભંગ કરીને નાયબ હિંદી વજીરે ઉપરોક્ત કમિટીના કામકાજનો હેવાલ પાર્લમેન્ટ આગળ મૂકવાની ના પાડી છે.

૧૮૫૯માં લશ્કરના સંયોગીકરણની યોજના થઈ ત્યારથી બ્રિટિશ યુદ્ધકચેરીએ હિંદી કર ભરનાર ઉપર વારંવાર લશ્કરી ખર્ચનો બોજો લાદ્યો છે તે પ્રત્યે આ મહાસભા ભારે ખેદ દર્શાવે છે. એ બોજો નાખવા સામે હિંદી સરકારે પણ વારંવાર વાંધો ઉઠાવ્યો છે.

આ મહાસભા નામ૰ શહેનશાહની સરકારને માનપૂર્વક આગ્રહ કરે છે કે, છેલ્લાં પચાસ વરસના અનુભવને આધારે ૧૮૫૯ની લશ્કરી સંયોગીકરણની

યોજના ફરીથી વિચારવી જોઈએ અને હિંદી કર ભરનાર ઉપર આ જાતનો અન્યાયી બોજો ન પડે તે માટે કોઈ ન્યાયી અને વાજબી ધોરણ ઠરાવવું જોઈએ.

૮. ન્યાય અને કારોબારી ખાતાં — બંગાળ પ્રાંતમાં ન્યાય અને કારોબારી ખાતાં અમુક ચોક્કસ સ્વરૂપમાં જુદાં પાડવા માટે સરકારે મંજૂરી આપી છે તે માટે આ મહાસભા સંતોષ વ્યક્ત કરે છે; પણ સાથોસાથ પોતાનો અભિપ્રાય દર્શાવે છે કે, તે મુજબ દેશભરમાં ફેરફાર કરવો જોઈએ. વળી મહાસભા જણાવે છે કે, જ્યાં સુધી આખુંય ન્યાયખાતું પૂરેપૂરી રીતે અને સીધે સીધું વરિષ્ઠ કોર્ટ કે મુખ્ય કોર્ટના અંકુશ હેઠળ મૂકવામાં નહિ આવે ત્યાં સુધી એ હેતુ પાર પડવાનો નથી. ન્યાયાધીશોની બદલી અને બઢતી ઉપર પણ વરિષ્ઠ કોર્ટનો અંકુશ હોવો જોઈએ.

૯. લશ્કરમાં હિંદીઓ — નામ૦ શહેનશાહે હિંદના રાજા-મહારાજાઓ અને લોકો પ્રત્યે સદેશા મોકલ્યો છે તેમાં હિંદી લશ્કરની બહાદુરી અને વફાદારીનાં ભારે વખાણ કરવામાં આવ્યાં છે. મહાસભાની વિનંતી છે કે, તેની સાથે સાથે લશ્કરની ઊંચી નોકરીઓમાં હિંદીઓને લેવાની જાહેરાત કરવી જોઈએ. મહાસભાએ વારંવાર જણાવેલું છે કે, હિંદીઓને આ નોકરીઓમાંથી બાકાત રાખવામાં આવ્યા છે.

૧૦. દેશપાર કરવાના કાનૂનો — તાજેતરમાં કેટલાકને દેશનિકાલ કરવામાં આવ્યા છે તે ધ્યાનમાં લઈને, અને પુરવાર થયા વગરની માહિતીને આધારે સરકાર જે એકતરફી નિર્ણયો કરે તેમાં અન્યાય થવાનું ગંભીર જોખમ રહેલું છે તે ધ્યાનમાં લઈને, તથા દેશમાં શિક્ષાત્મક કાયદા અસ્તિત્વમાં છે તેનો ખ્યાલ કરીને, આ મહાસભા સરકારને ભારપૂર્વક આગ્રહ કરે છે કે, ૧૮૧૮નો બંગાળ નિયમનધારો ત્રીજો અને બીજા પ્રાંતોમાં પ્રચલિત એવા બીજા કાનૂનો રદ કરવામાં આવે.

મહાસભા માનપૂર્વક વિનંતી કરે છે કે, બંગાળામાંથી જે લોકોને તાજેતરમાં દેશપાર કરવામાં આવ્યા છે તેમને પોતાને નિર્દોષ ઠરાવવાની તક આપવી જોઈએ, અથવા તેમની સામે જે આક્ષેપો મૂકવામાં આવ્યા હોય તે સામે બચાવ કરવાની તેમને તક આપવી જોઈએ, અગર તો તેમને છોડી મૂકવા જોઈએ.

૧૧. દમનધારાઓ — જે સંજોગોને કારણે ૧૯૦૮નો ધારો ૭મો અને ૧૪મો પસાર કરવા પડયા તે માટે આ મહાસભા દિલગીરી દર્શાવે છે. પણ તે કાયદાની કડકાઈ ધ્યાનમાં લઈને, અને આવા અસાધારણ કાયદા અચાનક આવી પડેલી અસાધારણ પરિસ્થિતિમાં જ પસાર કરવા યોગ્ય ગણાય એને

ખ્યાલ કરીને, આ મહાસભા ખરા દિલથી આશા રાખે છે કે, હિંદની કાયદાપોથી ઉપર આ ધારાઓ ફક્ત થોડા વખત માટે જ રહેશે.

૧૨. મધ્ય પ્રાંત અને વરાડમાં સુધારા — આ મહાસભા સરકારને નીચેની બાબતોની અગત્ય ખ્યાલમાં લેવા માટે આગ્રહ કરે છે:

(ક) ધારાસભા અને કારોબારની દૃષ્ટિએ વરાડ પ્રાંતને પણ બ્રિટિશ હિંદના બીજા પ્રાન્તોની માફક ગણવો;

(ખ) મધ્ય પ્રાંત અને વરાડને માટે ભેગી ધારાસભા સ્થાપવી.

૧૩. ખોરાકી ચીજોના ભાવો — છેલ્લાં ઘણાં વરસોથી ખાદ્યખોરાકીની ચીજોના ભાવ ઘણા ઊંચા રહે છે અને તેથી મધ્યમ અને ગરીબ વર્ગના લોકોને હાડમારી પડે છે તેનો ખ્યાલ કરીને, આ મહાસભા માને છે કે, સરકારે મોંઘવારીનાં કારણોની તપાસ કરાવવી જોઈએ, જેથી એ કારણો કેટલે અંશે અને કેવા ઉપાયોથી દૂર થઈ શકે એમ છે તેની ખબર પડે.

૧૪. કેળવણી — આ મહાસભા માને છે કે, સરકારે નીચેની બાબતોમાં તાત્કાલિક પગલાં લેવાં જોઈએ:

(ક) પ્રાથમિક શિક્ષણ તરત જ મફત કરી દેવું અને ધીમે ધીમે તેને દેશભરમાં ફરજિયાત કરવાની વ્યવસ્થા કરવી;

(ખ) માધ્યમિક અને ઉચ્ચ કેળવણી માટે વધુ રકમ આપવી; (જરૂર હોય ત્યાં પછાત વર્ગોની કેળવણીને ખાસ ઉત્તેજન આપવું.)

(ગ) સ્થાનિક જરૂરિયાતોનો ખ્યાલ કરીને જુદા જુદા પ્રાન્તોમાં ઔદ્યોગિક અને કલાકૌશલ્યવિષયક શિક્ષણ આપવા માટે પૂરતી વ્યવસ્થા કરવી;

(ઘ) આ દેશની કેળવણીવિષયક નીતિ ઘડવાના કામમાં લોકનાયકો અસરકારક રીતે ભાગ લઈ શકે એવી વ્યવસ્થા કરવી.

આ મહાસભા માને છે કે, દેશભરમાં લોકો માટે હવે એવો સમય આવી લાગ્યો છે કે, તેમણે સરકારી કેળવણીની સંસ્થાઓમાં પૂર્તિ કરવાનો પ્રશ્ન ખરા દિલથી ઉપાડી લેવો જોઈએ. લોકોએ પોતાને માટે જુદા જુદા પ્રાન્તોની પરિસ્થિતિ અનુસાર સાહિત્યિક, વૈજ્ઞાનિક, ઔદ્યોગિક અને કલાકૌશલ્ય સંબંધી કેળવણીની સ્વતંત્ર પદ્ધતિ ઊભી કરવી જોઈએ.

૧૫. જમીનવેરો — (૧૯૦૭ની બેઠકના ઠરાવ ૧૪ માનો પહેલો અને ત્રીજો ફકરો છે તે મુજબ. તે ઉપરાંત બીજો ફકરો નીચે મુજબ:—)

આ મહાસભા માને છે કે, જે પ્રાંતોમાં કાયમી જમાબંધી હાલ ન હોય ત્યાં જમીનવેરાની વાજબી અને ચોક્કસ મર્યાદા ઠરાવીને ત્યાં કાયમી જમાબંધી દાખલ કરવી, અગર તો ઓછામાં ઓછાં સાઠ વરસને માટે

જમાબંધી ઠરાવવી, એ જ ખેડૂતોની વધતી જતી ગરીબાઈ મિટાવવાનો સાચો ઉપાય છે.

૧૬. श्री. कालीचरण बेनरजी वगेरेने अंजलि — શ્રી. કાલીચરણ બેનરજી, પં. વિશ્વંભરનાથ, શ્રી. આલ્ફ્રેડ વેબ, શ્રી. બંસીલાલ સીંગ, અને રા. બ. આનંદ ચાર્લુનાં અવસાન થવાથી દેશને જે ખોટ પડી છે તેની આ મહાસભા શોકપૂર્વક નોંધ લે છે.

१७. इंग्लन्डना मित्रोने संदेश —

(ક) મહાસભા તરફથી શ્રી. એ. ઓ. હ્યૂમને નીચેનો સંદેશો મોકલી આપવો:—

આ મહાસભા આપને હાર્દિક અભિનંદન આપે છે. લૉર્ડ મોર્લીએ જે સુધારા જાહેર કર્યા છે તે કંઈક અંશે છેલ્લાં તેવીસ વરસમાં મહાસભાએ કરેલા પ્રયત્નોનું પરિણામ છે. અમને એ વિચારથી સંતોષ થાય છે કે, મહાસભાના પિતા અને તેના સ્થાપક તરીકે આપને પણ તેથી ભારે આંતરિક સંતોષ થયો હશે.

(ખ) સર વિલિયમ વેડરબર્ન તાજેતરની તેમની ગંભીર માંદગીમાંથી સાજા થયા તે પ્રસંગે આ મહાસભા તેમને હાર્દિક અભિનંદન આપે છે. અને છેલ્લાં વીસ વરસ સુધી તેમણે જે અચલિત ઉત્સાહ અને ભક્તિભાવથી, પ્રેમ અને ધીરજપૂર્વક, તથા એકધ્યાનથી હિંદના ભલા માટે જહેમત ઉઠાવી છે તે માટે આ પ્રસંગે તેમની પ્રત્યે ઊંડી આભારની લાગણી વ્યક્ત કરે છે. મુખ્યત્વે કરીને એમણે કરેલા કામને લીધે જ ત્યાં મહાસભાના વિચારો અને પ્રતિનિધિમંડળોને જે સહાનુભૂતિભર્યો આવકાર મળ્યો તે મળી શક્યો હતો.

(ગ) હિંદના રાજકીય વિકાસ માટે બ્રિટિશ સમિતિના સભ્યોએ જે નિઃસ્વાર્થ અને અવિરત સેવા બજાવી છે તે માટે આ મહાસભા તેમનો ભાવપૂર્વક આભાર માને છે.

१८. महासमिति — (મહાસમિતિના સભ્યોની નિમણૂક કરવામાં આવી. નામો અહીં આપ્યાં નથી.)

१९. स्वागत समितिनो आभार — મહાસભાની સ્વાગત સમિતિએ પ્રતિનિધિઓની જે સરભરા કરી છે અને આ બેઠકના દિવસો દરમ્યાન પ્રતિનિધિઓની સગવડો સાચવવા માટે જે પૂર્ણતાથી વ્યવસ્થા કરી છે, તે માટે આ મહાસભા સ્વાગત સમિતિનો અત્યંત ભાવપૂર્વક આભાર માને છે.

સ્વયંસેવકદળના મુખી તથા તેમના સાથીઓ અને સ્વયંસેવકોએ પણ પ્રતિનિધિઓની સગવડો સાચવવા માટે જે જહેમત ઉઠાવી છે અને બેઠકના

કામકાજ દરમ્યાન વ્યવસ્થા જાળવવા માટે જે પરિશ્રમ વેઠ્યો છે, તે માટે તેમનો પણ આભાર માનવામાં આવે છે.

૨૦. મહામંત્રીઓ — શ્રી. દિનશા વાચ્છા અને શ્રી. દાજી આબાજી ખરેને આવતા વરસ માટે મહામંત્રીઓ નીમવામાં આવે છે.

૨૧. ચોવીસમું અધિવેશન — મહાસભાની આવતી બેઠક લાહોર ખાતે રાખવી.

## ૨૪

# ચોવીસમું અધિવેશન—લાહોર

(તા. ૨૭ થી ૨૯ ડિસેમ્બર, ૧૯૦૯)

૧. સ્વ૦ ઘોષ અને દત્તને અંજલિ — આ મહાસભાના બે માજી પ્રમુખો, શ્રી. લાલમોહન ઘોષ અને શ્રી. રમેશચંદ્ર દત્તના અવસાનથી દેશને ન પૂરી શકાય તેવી મોટી ખોટ પડી છે, તેની આ મહાસભા દુઃખ સાથે નોંધ લે છે. તે બન્નેએ દેશની કરેલી સેવાઓ હિંદવાસીઓના સ્મરણમાં સદાકાળ આભાર સાથે કોતરાયેલી રહેશે.

૨. સ્વ૦ રિપનને અંજલિ — માર્કિવસ ઑફ રિપનના અવસાનથી દેશને જે મોટી ખોટ પડી છે તેની આ મહાસભા દુઃખ સાથે નોંધ લે છે. તેમણે હિંદના વાઇસરૉય તરીકે પોતાની ભલી, પ્રાગતિક અને કાર્યકુશળ રાજનીતિથી પ્રજાનો ચિર પ્રેમ, ભલી લાગણી અને કીર્તિ સંપાદન કર્યાં હતાં.

૩. ઉચ્ચ નિમણૂકો — વાઇસરૉયની કારોબારીમાં માનનીય એસ. પી. સિંહાની અને પ્રિવી કાઉન્સીલમાં માનનીય અમીર અલીની શાહી સરકારે કરેલી નિમણૂક માટે આ મહાસભા આભાર માને છે.

૪. ધારાસભાના સુધારા — ૧૯૦૯ નો હિંદી સુધારાનો કાયદો તૈયાર કરવામાં લૉર્ડ મોર્લી અને લૉર્ડ મિન્ટોએ પ્રામાણિકપણે જે મહેનત ઉઠાવી છે અને હિંદી પ્રજાને ઉદાર બંધારણીય સુધારા આપ્યા છે, તે બદલ આ મહાસભા તેમનો આભાર માને છે. પણ સાથોસાથ તેમણે ધાર્મિક ધોરણે અલગ મતાધિકાર દાખલ કર્યો છે તેનો સખત વિરોધ કરે છે. અને દિલગીરી સાથે જણાવે છે કે, ગયે વરસે લૉર્ડ મિન્ટોના ખરીતામાં જે ઉદાર ભાવના બતાવવામાં આવી હતી તે ભાવનાથી આ કાયદા હેઠળ ધારાધોરણો

ઘડવામાં આવ્યાં નથી. ખાસ કરીને નીચેનાં કારણોથી દેશભરમાં અસંતોષ ફેલાયો છે:

(ક) એક ધર્મના લોકોને અયોગ્ય અને વધારાપડતું પ્રતિનિધિત્વ અપાયું છે;

(ખ) ઉમેદવારોની લાયકાત, મતનું ધોરણ અને મતદાર-મંડળો બાબત મુસ્લિમ અને બિન-મુસ્લિમ લોકો વચ્ચે અયોગ્ય, દ્વેષકારી અને અપમાનજનક ભેદો ઊભા કરવામાં આવ્યા છે;

(ગ) ધારાસભાના ઉમેદવારોની લાયકાત ગેરલાયકાત માટે વિશાળ, મનસ્વી અને અયોગ્ય બંધનો મૂકવામાં આવ્યાં છે;

(ઘ) ધારાધોરણોમાં એકંદરે હિંદના શિક્ષિત લોકો પ્રત્યે અવિશ્વાસ જણાય છે;

(ઙ) પ્રાન્તિક ધારાસભાઓમાં બિન-અમલદારી હિંદીઓની બહુમતીની રચના અસંતોષકારક છે. તે બહુમતી પ્રજાનું કામ કરવા માટે અસરકારક નથી.

તેથી આ મહાસભા સરકારને અંતઃકરણપૂર્વક વિનંતી કરે છે કે, અત્યારની ચૂંટણીઓ પૂરી થયા પછી આ ઊણપો દૂર કરવા માટે ધારાધોરણોમાં તાકીદે ફેરફાર કરવો અને નામ૰ શહેનશાહ અને હિંદી વજીરના ગઈ સાલના ખરીતાની ભાવના સાથે તેનો મેળ બેસાડવો.

૫. કારોબારી સભાઓ — હિંદી સુધારાના કાયદાની કલમ ૩, જેની રૂએ સંયુક્ત પ્રાન્ત, પંજાબ, પૂર્વ બંગાળા, આસામ અને બર્માની સરકારને મદદ કરવા માટે વાઇસરૉયની કારોબારીએ પ્રાન્તિક કારોબારી સભાઓ રચવાની હતી, તે કલમ તેના મૂળ રૂપમાં પસાર કરવામાં નથી આવી તે બદલ આ મહાસભા ખેદ વ્યક્ત કરે છે અને અંતઃકરણપૂર્વક વિનંતી કરે છે કે, ઉપરના પ્રાન્તોમાં કાયદા મુજબ તાકીદે કારોબારી સભાઓ રચવાની વ્યવસ્થા કરવી.

૬. પંજાબની ધારાસભા — ઉપરના ધારા અનુસાર પંજાબ માટે જે સુધારાની યોજના કરવામાં આવી છે તે નીચેનાં કારણોસર અસંતોષકારક છે:

(ક) ધારાસભા માટે રાખેલી સભ્યોની સંખ્યા પ્રજાના જુદા જુદા વર્ગોના પ્રતિનિધિત્વ માટે પૂરતી નથી. તેમ જ આ પ્રાન્તની સામાજિક, શૈક્ષણિક, ઔદ્યોગિક અને વેપારવિષયક પ્રગતિની સાથે બંધબેસતી નથી.

(ખ) ધારાસભામાં ચૂંટાયેલા સભ્યોની સંખ્યા ઘણી નાની રાખવામાં આવી છે અને પ્રાન્તની જરૂરિયાતોની દૃષ્ટિએ ઘણી ઓછી છે; તથા તેનાથી વધુ પ્રગતિમાન ન હોય તેવા બીજા પ્રાન્તોની સરખામણીમાં પણ ઘણી ઓછી છે.

(ગ) બિન-મુસ્લિમો જ્યાં જ્યાં લઘુમતીમાં છે ત્યાં તેમના હિતના રક્ષણ માટે જે સિદ્ધાન્ત લાગુ કરવામાં આવ્યો છે તે સિદ્ધાન્ત પંજાબની બિન-મુસ્લિમ લઘુમતી માટે — પ્રાન્તિક તેમ જ વડી ધારાસભામાં — લાગુ કરવામાં આવ્યો નથી.

(ઘ) ધારાધોરણો જેવાં ઘડાયાં છે તે અનુસાર તો વડી ધારાસભામાંથી બિન-મુસ્લિમો વસ્તુતઃ બાકાત રહી જશે.

૭. વરાડ અને મધ્ય પ્રાન્તો — વરાડ અને મધ્ય પ્રાન્ત માટે પ્રાન્તિક ધારાસભા રચવાની સરકારે ના પાડી છે અને મધ્ય પ્રાન્તમાં જિલ્લા અને મ્યુનિસિપલ બોર્ડો તથા જમીનદારો તરફથી વડી ધારાસભામાં બે પ્રતિનિધિ મોકલવાના હકમાંથી વરાડ પ્રાન્તને બાકાત રાખ્યો છે, તેથી ત્યાંના લોકોમાં જે અસંતોષ પેદા થયો છે તેને આ મહાસભા વ્યક્ત કરે છે અને તાકીદે તે ફરિયાદો દૂર કરવા સરકારને વિનંતી કરે છે.

૮. બંગભંગ — આ મહાસભા હિંદી સરકાર અને હિંદી વજીરને અંતઃકરણપૂર્વક વિનંતી કરે છે કે, બંગાળાના ભાગલાના પ્રશ્નને ફરી વિચારણા માટે અશક્ય નહિ માનતાં, બંગાળી ભાષા બોલતો આખો પ્રદેશ એક જ તંત્ર હેઠળ રહે એવી રીતે તે સૂચનામાં ફેરફાર કરવા તાકીદે પગલાં લેવાં જોઈએ.

મહાસભા નમ્રતાપૂર્વક જણાવે છે કે, આ સ્વીકારાયેલી ભૂલ સુધારવામાં આવશે તો તેમાં સરકારની દૂરંદેશી જણાશે; તેથી બંગાળામાં સંતોષ ફેલાશે અને બીજા પ્રાન્તોમાં પણ સંતોષ ફેલાશે તથા દેશભરમાં સરકારની આબરૂ વધશે.

આ પ્રશ્ન ઇંગ્લન્ડની પ્રજા અને અધિકારીઓ સમક્ષ રજૂ કરવા માટે શ્રી. સુરેન્દ્રનાથ બેનરજી અને શ્રી. સુરેન્દ્રનાથ બસુને પ્રતિનિધિમંડળ તરીકે મોકલવાનું નક્કી કરવામાં આવે છે.

૯. ટ્રાન્સવાલના હિંદીઓ — (ક) ટ્રાન્સવાલના હિંદુ, મુસ્લિમ, પારસી, ખ્રિસ્તી, બધા હિંદીઓ દેશને માટે વીરતાપૂર્વક દુઃખ ભોગવી રહ્યા છે અને ભારે વિરોધની સામે શાંત અને નિઃસ્વાર્થ લડત લડી રહ્યા છે, તેમની ઊંડી દેશભક્તિ, હિંમત અને આપભોગની આ મહાસભા ખૂબ તારીફ કરે છે.

(ખ) આ મહાસભા શ્રી. એમ. કે. ગાંધી અને તેમના બહાદુર અને વફાદાર સાથીઓને ભાવભર્યું પ્રોત્સાહન આપે છે અને નાતજાતના ભેદ વગર હરકોઈ હિંદીને આ કામમાં વગર સંકોચે નાણાંની મદદ આપવા વિનંતી કરે છે. તથા દક્ષિણ આફ્રિકાના દુઃખી થતા દેશભાઈઓને ભીડ અને

અણીને પ્રસંગે રૂ. ૨૫૦૦૦૦ ની ઉદાર સખાવત કરવા માટે શ્રી. આર. જે. તાતાને તેમની દેશભક્તિ માટે અભિનંદન આપે છે."

(ગ) આ મહાસભા હિંદી સરકારને જોરપૂર્વક આગ્રહ કરે છે કે, દક્ષિણ આફ્રિકાના કોઈ પણ ભાગ માટે હિંદમાંથી ગિરમીટ મજૂરોની ભરતી બંધ કરવી જોઈએ અને જ્યાં સુધી ત્યાંની સરકાર પોતાની સ્વાર્થી અને એકતરફી નીતિનો અમલ કરવાનું છોડે નહિ અને હિંદી પ્રજાને નાગરિક તરીકેના વાજબી હકો નહિ આપવાની અત્યારની નીતિ ચાલુ રાખે, ત્યાં સુધી તેઓ હિંદીઓ સાથે વર્તે છે તે મુજબ તેમની સાથે પણ વર્તવું જોઈએ.

(ઘ) ઇંગ્લન્ડના જવાબદાર રાજપુરુષોએ એવી જાહેરાત કરી છે કે, વિશાળ અણખેડાયેલ પ્રદેશોમાં ગોરાઓને વસાવવાનો ઇજારો બ્રિટિશ સામ્રાજ્યનાં સ્વરાજ્ય ભોગવતાં સંસ્થાનોને આપવો જોઈએ. આ જાહેરાતનો મહાસભા વિરોધ કરે છે અને એમ કહેવાની પોતાની ફરજ સમજે છે કે, આ પ્રદેશોનાં દ્વાર બંધ કરવાં અને સામ્રાજ્યના એશિયાવાસી જનોને બ્રિટિશ નાગરિક તરીકેના પૂરા હકો આપવાની ના પાડવી અને સાથોસાથ એશિયાનાં દ્વાર ખુલ્લાં રાખવાનો પ્રચાર કરવો અને તેમ કરવાની ફરજ પાડવી — આ નીતિ બ્રિટિશ સામ્રાજ્યને માટે મહાન ભયરૂપ છે, અનીતિમય છે અને ડહાપણ વિનાની છે.

૧૦. દેશનિકાલ — અધૂરી અને એકતરફી માહિતીને આધારે સરકાર કેટલાકને દેશપાર કરે છે તેમાં અન્યાય થવાનું ભારે જોખમ રહેલું છે. ધારાપોથી પર એવા પ્રતિરોધક અને શિક્ષાત્મક યોગ્ય કાયદાકાનૂનો પૂરતા પ્રમાણમાં છે તે જોતાં, આ મહાસભા સરકારને વિનંતી કરે છે કે, દેશપારી માટેનો જૂનો ધારો નાબૂદ કરવો અને જે લોકોને ગયે વરસે બંગાળામાંથી દેશનિકાલ કરવામાં આવ્યા હતા તેમને તરત જ છોડી મૂકવા; અથવા તો તેમની સામે કોઈ આરોપો હોય કે જેને આધારે વગર તપાસે તેમને ગોંધી રાખવામાં આવ્યા હોય, તો તે આરોપો સામે પોતાનો બચાવ કરવાની તેમને તક આપવી.

૧૧. લશ્કરમાં હિંદીઓ — આ ભૂમિનાં બાળકોને ઉચ્ચ લશ્કરી નોકરીઓમાંથી બાકાત રાખવાનું ચાલુ રાખવામાં આવ્યું છે તે પ્રત્યે આ મહાસભા વિરોધ દર્શાવે છે અને આ જગાઓ હિંદીઓ માટે ખુલ્લી મૂકવાનો આગ્રહ કરવા સાથે તેમની તાલીમ માટે લશ્કરી કોલેજો સ્થાપવાની સૂચના કરે છે.

૧૨. જમીન મોંબદલાનો કાયદો — પંજાબમાં અને બીજા ભાગોમાં જમીન મોંબદલાના અને એવા બીજા કાયદાના અમલથી ઘણા લોકોમાં

ગંભીર અસંતોષ ફેલાયો છે તે ધ્યાનમાં લઈને, આ મહાસભાનો એવો અભિપ્રાય છે કે, જે પ્રાન્તોમાં આવા કાયદા અમલમાં હોય ત્યાંના કામકાજ અને તે અંગેની નીતિ સંબંધી તપાસ કરવાનો હવે વખત આવી લાગ્યો છે, અને તે માટે સરકારી બિનસરકારી હિંદીઓનું મિશ્ર કમિશન નીમવાની જરૂર છે. તથા તે કાયદાથી ખેતીને લાભ થયો છે કે કેમ, યા તો જે વર્ગને લાભ થશે એમ અપેક્ષા રાખવામાં આવી હતી તેને લાભ થયો છે કે કેમ, અથવા તો પ્રત્યક્ષ વ્યવહારમાં તેનાથી શી શી મુશ્કેલીઓ અને વિસંગતતાઓ ઊભી થઈ છે, તેમ જ તેનાથી ખેતીના ધંધાને નડતર થાય અને કોઈ વર્ગના લોકોને અસંતોષ થાય એવું કંઈ થયું છે કે કેમ — આવી બાબતોની તપાસ કરવાનું કામ તે મિશ્ર કમિશનને સોંપવું જોઈએ.

૧૩. સરકારી નોકરી — (ક) સરકારી નોકરીઓમાં નાતજાતના ભેદ વગર હિંદીઓને ઊંચી જગાઓએ નીમવા બાબતમાં ૧૮૫૮ના ઢંઢેરામાં જે નીતિ જાહેર કરવામાં આવી હતી અને જેનું ગઈ સાલમાં નામ૦ શહેનશાહના સંદેશામાં સમર્થન કરવામાં આવ્યું છે, તે નીતિનો છેલ્લાં ત્રણ વરસમાં કૃપાદૃષ્ટિથી અમલ કરવા માટે હિંદી વજીર અને હિંદી સરકારે જે પ્રયત્ન કર્યો છે તેની આ મહાસભા સાભાર કદર કરે છે.

છતાં આ મહાસભાનો મજબૂત અભિપ્રાય છે કે, આ નીતિનો બરાબર અમલ કરવા માટે તા. ૨–૬–૧૮૯૩ ના પાર્લામેન્ટના ઠરાવનો અમલ કરવો જોઈએ અને જે પરીક્ષાઓ હાલ ફક્ત ઇંગ્લન્ડમાં લેવાય છે તે બન્ને દેશોમાં સાથે લેવાવી જોઈએ અને ઊંચી પાયરીની જે જગાઓ માટે હિંદમાં પ્રથમ નિમણૂકો થાય છે તે ફક્ત જાહેર પરીક્ષા દ્વારા કરવી જોઈએ.

(ખ) (૧) હિંદી દાક્તરી નોકરીમાં ન હોય તેવા લાયક દાક્તરોને મુલકી દાક્તરી નોકરીમાં ઊંચી જગ્યાઓએ નીમવા સંબંધમાં હિંદી વજીરે જે જાહેરાત કરી છે, તે માટે આ મહાસભા તેમનો આભાર માને છે; અને તેમાં

નીમવું જોઈએ, જેથી એમ ખબર પડે કે આ હાડમારી કેવી રીતે અને કેટલી દૂર થઈ શકે એમ છે અથવા તો કેટલી ઓછી થઈ શકે એમ છે.

૧૫. સ્વદેશી — સ્વદેશીની ચળવળને આ મહાસભા હૃદયપૂર્વક ટેકો આપે છે અને લોકોને વિનંતી કરે છે કે, આ દેશમાં વિકસી શકે તેવા ઉદ્યોગોના વિકાસ માટે તેઓ અંતઃકરણપૂર્વક સતત પ્રયત્નો કરીને તેની સફળતા માટે મથે, અને થોડું નુકસાન વેઠીને પણ પરદેશી માલને બદલે દેશી માલને શક્યતા અનુસાર પસંદગી આપીને દેશી ઉત્પાદકોને મદદ કરે.

૧૬. કેળવણી — આ મહાસભાનો અભિપ્રાય છે કે સરકારે તાકીદે નીચેનાં પગલાં લેવાં જોઈએ:

(ક) દેશભરમાં પ્રાથમિક કેળવણી એકદમ મફત કરવી અને ધીમે ધીમે ફરજિયાત કરવી.

(ખ) માધ્યમિક અને ઉચ્ચ કેળવણી માટે વિશેષ ખર્ચ કરવું. (પછાત વર્ગોની કેળવણી માટે જરૂર હોય ત્યાં ખાસ ઉત્તેજન આપવું.)

(ગ) સ્થાનિક જરૂરિયાત લક્ષમાં લઈને, જુદા જુદા પ્રાન્તોમાં ઔદ્યોગિક કેળવણી આપવા માટે પૂરતો પ્રબંધ કરવો.

(ઘ) દેશની કેળવણીવિષયક નીતિ અને પદ્ધતિ ઘડવામાં હિંદી આગેવાનોનો અભિપ્રાય અસરકારક થાય એવી વ્યવસ્થા કરવી.

આ મહાસભાનો અભિપ્રાય છે કે, આ બાબતમાં સરકારી સંસ્થાઓ અને સરકારી પ્રયત્નોમાં લોકોએ પૂર્તિ કરવાનો વખત હવે આવી લાગ્યો છે. લોકોએ પોતાને માટે જુદા જુદા પ્રાન્તોની પરિસ્થિતિ અનુસાર સ્વતંત્ર પુસ્તકાલયો તથા વૈજ્ઞાનિક અને ઔદ્યોગિક કેળવણી માટે વ્યવસ્થા કરવી જોઈએ.

૧૭. ન્યાય અને કારોબારી ખાતાં — (ક) ન્યાય અને કારોબારી ખાતાં જલદીથી જુદાં પાડવા માટે સરકારે આશા આપ્યા છતાં, તે દિશામાં કંઈ અસરકારક પગલું લેવામાં આવ્યું નથી તેની આ મહાસભા સખેદ નોંધ લે છે; અને અગાઉની મહાસભાઓ સાથે સંમત થઈને ફરી આગ્રહ કરે છે કે, આ બે ખાતાંને વગર વિલંબે સંપૂર્ણ રીતે જુદાં પાડી દેવાં જોઈએ.

(ખ) અગાઉની બેઠકોના ઠરાવોનું આ મહાસભા ફરી સમર્થન કરીને આગ્રહ કરે છે કે, દેશના બધા ભાગોમાં ન્યાયાધીશોની ભરતી વકીલોમાંથી કરવી જોઈએ.

૧૮. સ્થાનિક સ્વરાજ સંસ્થાઓ — હિંદી વજીરે સ્વીકાર્યું છે કે, ૧૮૮૨ ની સ્થાનિક સ્વરાજની યોજનાનો પૂરતો પ્રયોગ થયો નથી. તેથી તેમણે હિંદી સરકાર પર દબાણ કર્યું છે કે, સ્થાનિક સંસ્થાઓ ખરેખર સ્વરાજ ભોગવતી થાય તે માટે તે સંસ્થાઓનો અસરકારક વિકાસ કરવો જોઈએ.

આ જાહેરાત પ્રત્યે આ મહાસભા સંતોષ વ્યક્ત કરે છે અને આશા રાખે છે કે, ગ્રામ પંચાયત અને તે ઉપરની સંસ્થાઓને ચૂંટાયેલા પ્રતિનિધિઓની બનાવવામાં આવશે અને ચૂંટાયેલો સભ્ય તેનો પ્રમુખ બનશે અને સરકાર તેને-જરૂરી નાણાકીય મદદ આપશે.

૧૯. जमाबंधी अने लश्करी खर्च — અગાઉની બેઠકોના ઠરાવોનું સમર્થન કરીને આ મહાસભા આગ્રહ રાખે છે કે :

(ક) સરકારે જમીનવેરાની વાજબી અને નક્કી મર્યાદા ઠરાવીને કાયમી જમાબંધી દાખલ કરવી જોઈએ. અથવા તો જ્યાં ટૂંક સમયની જમાબંધી ચાલે છે ત્યાં ઓછામાં ઓછાં ૬૦ વરસ માટે જમાબંધી ઠરાવવી જોઈએ. મહાસભાનો અભિપ્રાય છે કે, ખેડૂતોની હાલની અસંતોષકારક આર્થિક સ્થિતિ સુધારવાનો આ એક જ ઉપાય છે.

(ખ) લશ્કરી ખર્ચ અત્યારે સરકારી મહેસૂલનો ત્રીજો ભાગ ખાઈ જાય છે અને કેળવણી તથા આરોગ્ય જેવાં પ્રજા-ઉપયોગી કામો રખડે છે અને તેવાં કામ માટે પૂરતાં નાણાં રહેતાં નથી; તેથી દર વરસે વધતા જતા લશ્કરી ખર્ચમાં ઘટાડો કરવો જોઈએ.

૨૦. वायव्य प्रान्त — વાયવ્ય પ્રાન્તમાં અત્યારે જે રાજતંત્ર ચાલે છે તે પ્રત્યે ત્યાંના લોકોનો ગંભીર અસંતોષ છે તે ધ્યાનમાં લઈને આ મહાસભા હિંદી સરકારને વિનંતી કરે છે કે, ત્યાંના લોકોની ફરિયાદો માટે જાહેર તપાસ કરવી જોઈએ અને પંજાબની સરખામણીમાં તેમને જે મુશ્કેલીઓ હોય તે દૂર કરવા પગલાં લેવાં જોઈએ.

૨૧. बिटिश कमिटीनो आभार — બ્રિટિશ મહાસભા કમિટીના સર વિલિયમ વેડરબર્ન, એ. ઓ. હ્યૂમ, સર હેનરી કૉટન અને બીજા સભ્યોએ હિંદના રાજકીય વિકાસ માટે જે નિઃસ્વાર્થ જહેમત ઉઠાવી છે તે માટે આ મહાસભા તેમનો અંતઃકરણપૂર્વક આભાર માને છે.

૨૨. महामंत्रीओ — શ્રી. ડી. ઈ. વાચ્છા અને શ્રી. દાજી આબાજી ખરેને આવતા વરસ માટે મહામંત્રી તરીકે નીમવામાં આવે છે.

૨૩. स्वयंसेवको — કેળવણીના સત્તાવાળાઓએ વિદ્યાર્થી સ્વયંસેવકોને પાછા ખેંચી લીધા તેમની જગ્યાએ જેઓએ સ્વયંસેવક તરીકે કામ કર્યું છે તેમનો આ મહાસભા આભાર માને છે.

૨૪. पचीसमुं अधिवेशन — મહાસભાની આવતી બેઠક ૧૯૧૦ની નાતાલ પછી અલ્લાહાબાદ ખાતે રાખવી.

## ૨૫

# પચ્ચીસમું અધિવેશન—અલ્હાબાદ

(તા. ૨૭થી ૨૯ ડિસેમ્બર, ૧૯૧૦)

૧. રાજા એડવર્ડ—શહેનશાહ સાતમા એડવર્ડના અચાનક અને અકાળ અવસાન પ્રત્યે આ મહાસભા ઊંડી શોકની લાગણી દર્શાવે છે. તે નામદારના રાજ્યકાલમાં હિંદમાં ઊંચા અમલદારોની નિમણુકો સંબંધમાં રંગભેદ નાબૂદ કરવામાં આવ્યા, તથા હિંદીઓ તેમના દેશના તંત્રસંચાલનમાં ભાગ લઈ શકે તે દૃષ્ટિએ બંધારણીય સુધારા દાખલ કરવામાં આવ્યા, તે માટે હિંદના ઇતિહાસમાં તેમનું નામ હંમેશાં યાદગાર રહેશે.

૨. રાજા જ્યોર્જ—શહેનશાહ પાંચમા જ્યૉર્જ ગાદી પર આવ્યા તેમનું આ મહાસભા નમ્રતાપૂર્વક સન્માન કરે છે અને તે નામદારની પ્રતાપી ગાદી અને વ્યક્તિને પોતાનાં વફાદારી અને પ્રેમની ખાતરી આપે છે. નામ૦ શહેનશાહ અને રાણી મેરી ૧૯૧૧ની સાલમાં હિંદની મુલાકાતે આવવા ધારે છે, એ જાહેરાતને આ મહાસભા હૃદયપૂર્વક ઊંડા આનંદ સાથે આવકારે છે.

૩. લૉર્ડ હાર્ડિંજ—(ક) હિંદના વાઇસરૉય અને ગવર્નર-જનરલ લૉર્ડ હાર્ડિંજનું આ મહાસભા પ્રેમપૂર્વક સન્માન કરે છે અને તેમને ખાતરી આપે છે કે, આ દેશના લોકોનું ભલું કરવાના કામમાં મહાસભા સરકારને વફાદારીપૂર્વક સાથ આપશે.

(ખ) નામદાર વાઇસરૉયને મહાસભાના એક પ્રતિનિધિમંડળ દ્વારા માનપત્ર આપવું. તેના અધ્યક્ષ મહાસભાના પ્રમુખ થાય. આ માનપત્ર ઘડી કાઢવા માટે એક પેટા-કમિટી નીમવામાં આવે છે.

૪. ધારામંત્રી—૧૮૬૧ના હિંદી ધારાસભાના કાયદાની કલમ ૩ અનુસાર વાઇસરૉયની કારોબારીમાં ધારામંત્રી તરીકે ઇંગ્લંડના વકીલો જ નિમાઈ શકે એવી સમજણ વ્યવહારમાં ચાલે છે. એ રીતે તે જગ્યા માટેની પસંદગીનું ક્ષેત્ર ઘણું મર્યાદિત થાય છે. તેથી આ મહાસભા એવો આગ્રહ રાખે છે કે, તે કલમમાં એવો સુધારો કરવો જોઈએ, જેથી હિંદની હાઈ કોર્ટોના વકીલો તે જગ્યાએ નિમાઈ શકે.

૫. સંસ્થાનવાસી હિંદીઓ—(ક) (૧૯૦૯ની બેઠકનો ઠરાવ ૯ (ક) ફરી કર્યો અને શાહી સરકારને આગ્રહ કર્યો કે,) દક્ષિણ આફ્રિકાના હિંદીઓના

પ્રશ્ન અંગે મક્કમ અને નિશ્ચયાત્મક વલણ અખત્યાર કરે, જેથી હિંદીઓનો ઘણો અસંતોષ દૂર થાય.

(ખ) અને (ગ)–(૧૯૦૯ના ઠરાવ ૯ ગ, અને ઘ મુજબ.)

૬. स्वदेशी — (૧૯૦૯ની બેઠકનો ૧૫મો ઠરાવ ફરી કર્યો.)

૭. न्याय अने कारोबारी खातुं — (૧૯૦૯ની બેઠકનો ૧૭મો ઠરાવ ફરી કર્યો.)

૮. संयुक्त प्रान्त अने पंजाब — હિંદી ધારાસભાના કાયદા અનુસાર સંયુક્ત પ્રાન્ત અને પંજાબમાં ગવર્નરની કારોબારી સભાઓ જલદી સ્થાપવા માટે આ મહાસભા અંતઃકરણપૂર્વક ભલામણ કરે છે.

૯. स्थानिक स्वराज — (૧૯૦૯ની બેઠકનો ૧૮મો ઠરાવ ફરી કર્યો.)

૧૦. बंगभंग — (૧૯૦૯ની બેઠકનો ૮મો ઠરાવ ફરી કર્યો.)

૧૧. दाक्तरी नोकरी — (૧૯૦૯ની બેઠકનો ઠરાવ ૧૩ (ખ) ફરી કર્યો.)

૧૨. दमनधारा — રાજદ્રોહી સભાનો કાયદો અને હિંદી છાપાંનો કાયદો પસાર થયા પછી દેશમાં જે સ્થિતિ પ્રવર્તે છે તે ધ્યાનમાં લઈને, આ મહાસભા સરકારને વિનંતી કરે છે કે, સભાના કાયદાની મુદત પૂરી થયે તેને બંધ કરવો અને છાપાંનો કાયદો તો હમણાં જ બંધ કરવો.

૧૩. प्राथमिक केळवणी — આ મહાસભાનો અભિપ્રાય છે કે, પ્રાથમિક કેળવણી આખા દેશમાં મફત અને ફરજિયાત કરવાની સંગીન શરૂઆત કરવા માટે હવે વખત આવી લાગ્યો છે.

૧૪. सरकारी खर्च — દેશના સરકારી ખર્ચમાં અતિશય વધારો થયો છે તે ધ્યાનમાં લઈને આ મહાસભા સરકારને વિનંતી કરે છે કે, આ બાબતની તપાસ કરવા અને તેના ઉપાયો સૂચવવા માટે, સરકારી-બિન-સરકારી સભ્યોનું એક મિશ્ર કમિશન નીમવું જોઈએ.

૧૫. मताधिकार — મુસલમાન અને બીજી કોમો જ્યાં જ્યાં લઘુમતીમાં હોય ત્યાંની ધારાસભાઓમાં તેમને વાજબી અને પૂરતું પ્રતિનિધિત્વ મળવું જોઈએ એમ સ્વીકારતાં છતાં, તે હેતુ પાર પાડવા માટે ગયે વરસે અલગ મતાધિકાર દાખલ કરવામાં આવ્યો તેનો આ મહાસભા વિરોધ કરે છે. અને સરકારના ધ્યાન ઉપર ખાસ એ વસ્તુ લાવવા માગે છે કે, ૧૯૦૯ના હિંદી ધારાસભાના કાયદા હેઠળ ઘડાયેલા નિયમોમાં બીજી ચૂંટણી પહેલાં ફેરફાર કરવો જરૂરી છે અને ન્યાય્ય છે. એમ થાય તો, જુદી જુદી કોમોના મતાધિકાર બાબતમાં અને ધારાસભાના ઉમેદવારોની લાયકાત ગેર-લાયકાત સંબંધમાં જે મનસ્વી ભેદો અને બંધનો ઊભાં કરવામાં આવ્યાં છે તે દૂર થઈ શકે.

મહાસભા સરકારને એ પણ આગ્રહ કરે છે કે, પ્રાન્તિક ધારાસભાઓમાં, વ્યવહારમાં અસરકારક થઈ શકે તેટલી બિન-અમલદારી બહુમતી રહે એવી રીતે, ધારાધોરણમાં જ્યાં જરૂરી હોય ત્યાં ફેરફારો કરવા જોઈએ.

૧૬. अलग मताधिकार — મ્યુનિસિપાલિટી, જિલ્લા બોર્ડ અગર બીજી સ્થાનિક સંસ્થાઓને અલગ કોમી મતાધિકારનું ધોરણ લાગુ કરવાના અગર તેનો વિસ્તાર કરવાના વિચારને આ મહાસભા સખત રીતે વખોડી કાઢે છે.

૧૭. शांतिसमितिओ — દેશમાં ધાર્મિક ઉત્સવોને પ્રસંગે વખતોવખત તોફાનો ફાટી નીકળે છે તે ધ્યાનમાં લઈને આ મહાસભા સરકારને આગ્રહ કરે છે કે, જ્યાં એવો ભય હોય ત્યાં શાંતિ સમિતિઓ સ્થાપવી જોઈએ અને તોફાનો અટકાવવા વખતસર પૂરતી કાળજી રાખવી જોઈએ.

૧૮. मध्य प्रांत अने वराड — આ મહાસભાનો અભિપ્રાય છે કે, મધ્ય પ્રાન્ત અને વરાડ માટે પ્રાન્તિક ધારાસભાની સ્થાપના કરવાનો વખત હવે આવી લાગ્યો છે અને વરાડ પ્રાન્ત હવે કાયમને માટે સરકારને કબજે આવેલો હોવાથી, બ્રિટિશ હિંદના પ્રાન્તોના જેવો મોભો અને હક્ક તેને આપવા જોઈએ.

૧૯. पंजाव — (૧૯૦૯ની બેઠકનો ઠરાવ ૬ (ક) (ખ) (ઘ) ફરી કર્યો અને ૬ (ગ)ને બદલે નીચેનો ઠરાવ કર્યો:—)

પંજાબની ધારાસભામાં સરકારે નીમવાના સભ્યોની સંખ્યા ગેરવાજબી છે અને જુદી જુદી કોમોની વસ્તીના પ્રમાણમાં હદ બહારની છે.

૨૦. परदेशना तारना दर — આ મહાસભાનો અભિપ્રાય છે કે, ઘણાં કારણોને લીધે એ અત્યંત ઇષ્ટ છે કે ઇગ્લન્ડ અને હિંદ વચ્ચેના તારના દર હજુયે ઘટાડવા જોઈએ, જેથી વેપાર અને છાપાંને વધુ સગવડ મળે અને પરદેશ સાથેના તારવ્યવહારને ઉત્તેજન મળે.

૨૧. केळवणी — (૧૯૦૯ની બેઠકનો ૧૬મો ઠરાવ (૧૬ ક બાદ) ફરી કર્યો.

૨૨. सनंदी परीक्षाओ — આ મહાસભાનો અભિપ્રાય છે કે, સનંદી પરીક્ષાઓ હિંદ અને ઇગ્લન્ડમાં એકીસાથે લેવાવી જોઈએ અને જે મોટા અમલદારોની હિંદમાં નિમણૂકો થાય છે તેમની નિમણૂકો ફક્ત જાહેર પરીક્ષા દ્વારા થવી જોઈએ.

૨૩. अगाउना ठरावोनुं समर्थन — (ક) પોલીસ ખાતાની ઊંચી પાયરીની નિમણૂકો ફક્ત બ્રિટનના વતનીઓમાંથી કરવાને બદલે હિંદના કોઈ પણ વર્ગના લોકોમાંથી કરવી જોઈએ અને તે માટેની પરીક્ષા એકીસાથે લેવાવી જોઈએ.

(ખ) કામની સુધારણાની દૃષ્ટિએ શિક્ષિત હિંદીઓને ઊંચી નોકરીઓમાં મોટા પ્રમાણમાં રોકવા જોઈએ.

(ગ) પ્રાન્તિક નોકરીઓની ભરતી જાહેર પરીક્ષા દ્વારા થવી જોઈએ.

(ઘ) જિલ્લાના પોલીસ ખાતાના વડાઓ પાસેથી ન્યાયનું કામ લઈ લેવું જોઈએ અને તેમનો જિલ્લાના મેજિસ્ટ્રેટો પર કાબૂ ન હોવો જોઈએ.

(ઙ) (૧૯૦૯ની બેઠકનો ઠરાવ ૧૯, જમાબંધી અને લશ્કરી ખર્ચ બાબતનો ફરી કર્યો.)

૨૪. રાજદ્વારી કેદીઓ — હિંદના માજી વાઇસરૉય અને બીજા મોટા અમલદારોના જણાવ્યા પ્રમાણે, દેશની સામાન્ય પરિસ્થિતિમાં સુધારો થયો છે તે જોતાં, આ મહાસભા નામદાર વાઇસરૉય લૉર્ડ હાર્ડિન્જને માનપૂર્વક વિનંતી કરે છે કે, જે લોકો ફક્ત રાજદ્વારી ગુનાસર સજા ભોગવતા હોય તેમને છોડી મૂકવાની દયા બતાવીને નવા સુધારાની શરૂઆત કરવી ઇષ્ટ છે. એમ કરવાથી દેશને સામાન્ય પરિસ્થિતિ પર લાવવામાં બેશક સરળતા થશે અને સરકાર અને પ્રજા વચ્ચેના સંબંધોમાં વધુ સુધારો થશે.

૨૫. બંધારણ — સંયુક્ત બંગાળ મહાસભા સમિતિએ મહાસભાના બંધારણમાં જે સુધારા સૂચવ્યા છે, અને બીજી સમિતિઓ તરફથી જે સુધારાઓ આવે, તેમનો વિચાર કરવા એક પેટા-સમિતિ નીમવી. તેમાં મહાસમિતિના બધા સભ્યો હોય અને દરેક પ્રાન્તિક સમિતિએ ચૂંટેલા બબ્બે સભ્યો હોય. તે સભ્યો મહાસભાના સભ્યો હોવા જોઈએ. આ સમિતિ અલ્હાબાદમાં મળીને તા. ૧-૧૦-૧૯૧૧ પહેલાં પોતાનો રિપોર્ટ કરે, જે આવતી મહાસભાની બેઠકમાં વિચારણા માટે રજૂ કરવામાં આવે.

૨૬. મહાસમિતિ — (૧૯૧૧ માટે અખિલ હિંદ મહાસમિતિના સભ્યોની નિમણૂક કરવામાં આવી. નામો અહીં આપ્યાં નથી.)

૨૭. બ્રિટિશ સમિતિ — (બ્રિટિશ મહાસભા સમિતિના આભાર માટે ૧૯૦૯ની બેઠકનો ૨૧મો ઠરાવ ફરી કરીને હિંદી પ્રજાને વિનંતી કરી કે,) સમિતિ પોતાનું કામ ઉત્સાહપૂર્વક કરી શકે તે માટે પૂરતાં નાણાંની જોગવાઈ કરી આપવી.

૨૮. મહામંત્રી — (૧૯૦૯ની બેઠકના ઠરાવ ૨૨ મુજબ.)

૨૯. છવીસમું અધિવેશન — આવતી મહાસભાની બેઠક કલકત્તા ખાતે રાખવી.

૩૦. પ્રમુખનો આભાર — સર વિલિયમ વેડરબર્ને આ મહાસભાનું પ્રમુખપદ લેવા હિંદ આવવા માટે જે તકલીફ ઉઠાવી છે અને મહાસભાના કામને યોગ્ય માર્ગે વાળવામાં જે પ્રેમભર્યો શ્રમ ઉઠાવ્યો છે, તે માટે આ મહાસભા તેમનો અંતઃકરણપૂર્વક આભાર માને છે.

## ૨૬

# છવ્વીસમું અધિવેશન – કલકત્તા

(તા. ૨૭-૨૮ ડિસેમ્બર, ૧૯૧૧)

૧. શહેનશાહને આવકાર — નામદાર શહેનશાહની રાજગાદીને તથા વ્યક્તિ તરીકે તેમને અને મહારાણીને આ મહાસભા પોતાની નમ્ર ફરજ તરીકે માનપૂર્વક આવકાર આપે છે અને આશા રાખે છે કે, હિંદની તેમની મુલાકાતથી આ દેશને કાયમનો લાભ થશે.

૨. બંગભંગ — નામદાર શહેનશાહે કૃપાવંત થઈને બંગાળાના ભાગલામાં સુધારો જાહેર કર્યો છે તે માટે આ મહાસભા તેમનો ખૂબ ભાન અને નમ્રતાપૂર્વક આભાર માને છે. હિંદી સરકારે તેની ભલામણ કરી અને હિંદી વજીરે તે મંજૂર રાખી તે માટે મહાસભા તેમનો પણ આભાર માને છે. આ પગલાથી દેશમાં શાંતિ સ્થાપવાના કામમાં ખૂબ મદદ થશે અને નામદાર લૉર્ડ હાર્ડિંજ અને લૉર્ડ કૂનાં નામો, આ સમાધાનભરી નીતિ માટે, હિંદી પ્રજા સદા યાદ કરશે.

૩. બિહાર — લેફ્ટેનન્ટ ગવર્નરની સમિતિના કાબૂ હેઠળ બિહાર અને ઓરીસાનો જુદો પ્રાંત બનાવવા માટે આ મહાસભા નામદાર શહેનશાહનો ખૂબ ભાવપૂર્વક આભાર માને છે અને સરકારને વિનંતી કરે છે કે, પ્રાંતોની સીમા એવી રીતે નક્કી કરવી, જેથી બંગાળી ભાષા બોલતા બધા લોકો એક જ તંત્ર હેઠળ રહે.

૪. દમનધારાઓ — રાજદ્રોહી સભાઓનો કાયદો અને છાપાંઓના કાયદા સામે આ મહાસભા ફરી વિરોધ જાહેર કરે છે અને સરકારને વિનંતી કરે છે કે, નામદાર શહેનશાહની મુલાકાતથી દેશમાં જે વફાદારીનો ઉત્સાહ ફેલાયો છે અને સરકારી જાહેરાતો મુજબ દેશની સામાન્ય પરિસ્થિતિમાં જે સુધારો થયો છે તે જોતાં, આ કાયદાઓ અને તપાસ વગર દેશનિકાલ કરવાનાં ધારાધોરણો હવે ધારાપોથીમાંથી રદ કરવાં જોઈએ.

૫. બંધારણ — ગઈ સભામાં નીમેલી પેટાસમિતિએ ઘડેલું બંધારણ અને નિયમો મંજૂર કરવામાં આવે છે.

૬. સ્વદેશી — (૧૯૦૯ની બેઠકનો ૧૫મો ઠરાવ ફરી કર્યો.)

૭. આરોગ્ય પ્રવૃત્તિ — પ્લેગ, મલેરિયા જેવા રોગો કેમ ઉત્પન્ન થાય છે અને કેમ ફેલાય છે તેની શાસ્ત્રીય તપાસ કરવાનું સરકારે ઠરાવ્યું છે તે બદલ આ મહાસભા સરકારનો આભાર માને છે. સાથેસાથે સરકારને આગ્રહ

કરે છે કે, ગીચ વસ્તીવાળી જગ્યાઓ ખુલ્લી કરવી, કાદવ જામેલી નદીઓને પૂરી દેવી, જંગલો સાફ કરવાં, બંધિયાર પાણીને વહેવડાવવા માર્ગ કરવો, અને દેશભરમાં શુદ્ધ પીવાના પાણીની વ્યવસ્થા કરવી. આ કામો તાકીદે હાથ ધરવાની જરૂર છે.

૮. स्थानिक स्वराज — હિંદી વજીરે સ્વીકાર્યું છે કે, લૉર્ડ રિપનની સ્થાનિક સ્વરાજની યોજનાનો પૂરતો પ્રયોગ થયો નથી. મહાસભા આ જાહેરાતથી સંતોષ માને છે અને અંતઃકરણપૂર્વક આશા રાખે છે કે, સ્થાનિક સંસ્થાઓમાં ચૂંટણીનો સિદ્ધાંત દાખલ કરવા માટે સરકાર તાકીદે પગલાં લેશે; તે સંસ્થાઓને બિન-અમલદાર પ્રમુખ ચૂંટવાનો અધિકાર આપશે અને પૂરતી નાણાકીય મદદ આપશે.

૯. सरकारी खर्च — દેશના સરકારી ખર્ચમાં ઘણો વધારો થયો છે તે ધ્યાનમાં લઈને આ મહાસભા આગ્રહ કરે છે કે, મધ્યસ્થ અને પ્રાન્તિક સરકારોના ખર્ચમાં અને ખાસ કરીને લશ્કરી ખર્ચમાં અસરકારક ઘટાડો કરવા સરકારે તાકીદે વ્યવસ્થા કરવી જોઈએ.

૧૦. कापड जकात — કાપડ પરની આંતર જકાત હિંદના ઉદ્યોગના વિકાસમાં બાધક છે એવો આ મહાસભાનો અભિપ્રાય છે, અને સરકારને વિનંતી કરવામાં આવે છે કે આ જકાત તાકીદે નાબૂદ કરવી જોઈએ.

૧૧. कायमी जमाबंधी — આ મહાસભાનો અભિપ્રાય છે કે, સરકારે જમીનવેરાની વાજબી અને નક્કી મર્યાદા ઠરાવીને રૈયતવારી વિભાગોમાં સરકાર અને જમીનના માલિકોની વચ્ચે સીધી કાયમી જમાબંધી દાખલ કરવી જોઈએ; અગર તો જ્યાં ટૂંક સમયની જમાબંધી ચાલે છે ત્યાં ઓછામાં ઓછાં ૬૦ વરસ માટે જમાબંધી ઠરાવવી જોઈએ. ખેડૂતોની હાલની અસંતોષકારક આર્થિક સ્થિતિ એ રીતે સંગીનપણે સુધારી શકાશે.

૧૨. प्राथमिक केळवणी — માનનીય ગોખલેના પ્રાથમિક કેળવણીના બિલને આ મહાસભા સંપૂર્ણ ટેકો આપે છે અને આશા રાખે છે કે, તે બિલને આગળની વિધિમાંથી પસાર કરવા માટે જરૂરી સગવડો આપવા સરકાર મહેરબાની કરશે.

૧૩. मताधिकार — (૧૯૧૦ના ઠરાવ ૧૫ મુજબ.)

૧૪. अलग मताधिकार — (૧૯૧૦ના ઠરાવ ૧૬ મુજબ.)

૧૫. न्याय अने कारोबारी खातुं — (ક) (૧૯૧૦ની બેઠકનો ઠરાવ ૭ (ક) ફરી કર્યો અને આગ્રહ કર્યો કે,) આ ખાતાં અસરકારક રીતે જુદાં પાડવા માટે દરેક પ્રાન્તમાં ન્યાય ખાતાના પગાર, બઢતી અને બદલીને લગતી બાબતો ઊંચી ન્યાયની કોર્ટોના કાબૂ હેઠળ મૂકવા જોઈએ.

(ખ) (૧૯૧૦ના ઠરાવ ૭ (ખ) મુજબ.)

૧૬. બંધારણ — મહાસભાના બંધારણની કલમ ૧ જેવી છે તેવી રાખીને તેમાં દર્શાવેલો હેતુ બર લાવવા માટે, તે બંધારણમાં અને નિયમોમાં કેવા વિશેષ સુધારા કરવાની જરૂર છે, તે પર આવતી બેઠક વખતે અખિલ હિંદ મહાસભા સમિતિએ રિપોર્ટ કરવો.

૧૭. પોલીસની નોકરી :— આ મહાસભા પોતાનો દૃઢ અભિપ્રાય જાહેર કરે છે કે, સર એન્ડ્રુ ફ્રેઝર કમિશનની ભલામણો અનુસાર પોલીસ ખાતામાં સુધારા દાખલ કરવામાં આવ્યા છે તેનું ધાર્યા પ્રમાણે પરિણામ આવ્યું નથી. આ બાબત કેટલાક કેસોમાં હાઈ કોર્ટોના ચુકાદામાં બહાર આવી છે અને એમ જણાય છે કે, ગામડાંના તેમ જ બીજા પોલીસના કામમાં તેથી સુધારો થયો નથી. મહાસભાનો અભિપ્રાય છે કે, હિંદી અમલદારોના પગાર અને બઢતી વગેરેનું ધોરણ એવું છે કે ઉત્તમ માણસો તે કામમાં જોડાવા તૈયાર થતા નથી. વળી જવાબદારી અને વિશ્વાસભરી ઊંચી જગ્યાઓમાંથી ઉચ્ચ વર્ગના હિંદીઓને વસ્તુતઃ બાતલ રાખવામાં આવે છે, તે પ્રત્યે મહાસભા પોતાનો મજબૂત વિરોધ નોંધાવે છે; અને પોતાની મક્કમ માન્યતા દર્શાવે છે કે, કેસની સુનાવણી વખતે કરેલા એકરારો સિવાયના એકરારો અસ્વીકાર્ય કર્યા સિવાય પોલીસ તપાસની નીતિરીતિમાં કશો સુધારો થવાનો નથી.

૧૮. કેળવણી :— (૧૯૧૦ના ઠરાવ ૨૧ મુજબ.)

૧૯. સનંદી પરીક્ષાઓ :— હાલ સનંદી નોકરોના બે વિભાગ પાડવામાં આવ્યા છે : (૧) મુખ્યત્વે યુરોપિયનોમાંથી લેવામાં આવતા શાહી નોકરો; (૨) મુખ્યત્વે હિંદીઓમાંથી ભેવામાં આવતા પ્રાન્તિક નોકરો.

આ મહાસભાનો મક્કમ અભિપ્રાય છે કે, આ વિભાગો ૧૮૩૩ અને ૧૮૭૦ના કાયદાઓથી વિરુદ્ધ છે અને ૧૮૫૮ના મહારાણીના ઢંઢેરાથી વિરુદ્ધ છે. તેથી તે વહેલી તકે નાબૂદ કરવા જોઈએ, અને શાહી નોકરીની જગ્યાએ હિંદીઓ નિમાઈ શકે તે માટે તેમને સરખી તક આપવી જોઈએ. અને તે કામ માટે ઉત્તમ માણસો મળી શકે એવી રીતે બન્ને દેશોમાં એકીસાથે પરીક્ષા લેવાની જોગવાઈ કરવી જોઈએ.

૨૦. સંયુક્ત પ્રાન્ત :— સંયુક્ત પ્રાન્તમાં શક્યતા અનુસાર વહેલી તકે કારોબારી સભા દાખલ કરવા આ મહાસભા સરકારને ભારપૂર્વક આગ્રહ કરે છે અને આશા રાખે છે કે, મુંબઈ, મદ્રાસ અને બંગાળાની માફક તે પ્રાન્તને ગવર્નરનો પ્રાન્ત બનાવવામાં આવશે.

૨૧. राजद्वारी केदीओ :— દેશની સામાન્ય પરિસ્થિતિમાં સંતોષકારક સુધારો થયો છે તે ધ્યાનમાં લઈને, આ મહાસભા સરકારને વિનંતી કરે છે કે, નામદાર શહેનશાહના આગમન નિમિત્તે, જેઓ ફક્ત રાજદ્વારી ગુનાસર સજા ભોગવતા હોય તેમને છોડી મૂકવા. સરકારના એવા પગલાની આખો દેશ કદર કરશે અને શહેનશાહની મુલાકાતથી જે ઊંડી આભારની અને વફાદારીની લાગણી પેદા થઈ છે તે દૃઢ થશે.

૨૨. पंजाब :— આ મહાસભા આશા છે કે, પંજાબ માટે કારોબારી સભા નીમવા સરકાર કૃપા કરશે.

૨૩. मध्य प्रांत अने वराड :— (૧૯૧૦ના ઠરાવ ૧૮ મુજબ)

૨૪. लश्करी निमणूंको :— આ મહાસભાનો દૃઢ અભિપ્રાય છે કે, લશ્કરની ઊંચી જગ્યાઓ માટે હિંદીઓને નહિ લેવામાં રહેલો અન્યાય હવે જલદીથી દૂર થવો જોઈએ. અને આશા રાખવામાં આવે છે કે, નામદાર શહેનશાહ હિંદનો કિનારો છોડે તે પહેલાં વધારે ઉદાર પદ્ધતિની જાહેરાત થશે, જે દ્વારા પસંદ કરેલા હિન્દીઓને કમિશનવાળી લશ્કરની ઊંચી નોકરીઓમાં લેવામાં આવશે. આ બાબતમાં નિરાશા નહિ સાંપડે એવી સામાન્ય અપેક્ષા રાખવામાં આવે છે.

૨૫. हाईकोर्टो :— આ મહાસભાનો દૃઢ અભિપ્રાય છે કે, બંગાળાની ફોર્ટ વિલિયમની હાઈકોર્ટની માફક હિંદની સર્વ હાઈકોર્ટોનો ફક્ત સરકાર સાથે સીધો સંબંધ હોવો જોઈએ.

૨૬. दाक्तरी नोकरी :— (ક) મુલકી દાક્તરોની ઊંચી જગ્યાઓએ હિંદીઓને નીમવા બાબતના હિંદી વજીરના ખરીતાને આ મહાસભા આવકાર આપે છે. પણ દિલગીરી સાથે જણાવે છે કે, તે બાબતમાં ક્રિયાત્મક કંઈ કરવામાં આવ્યું નથી.

(ખ) (૧૯૦૯નો ઠરાવ ૧૩ (ખ)/૨ મુજબ.)

૨૭. धारामंत्री :— (૧૯૧૦ના ઠરાવ ૪ મુજબ.)

૨૮. तारना दर :— આ મહાસભાનો અભિપ્રાય છે કે, છાપાં અને વેપારરોજગારના લાભની દૃષ્ટિએ એ અત્યંત આવશ્યક છે કે, ઈંગ્લન્ડ અને હિંદ વચ્ચેના તારના સંદેશાના દર ઘટાડવા જોઈએ. તાજેતરની ગોઠવણી પ્રમાણે ઈંગ્લન્ડ, કૅનેડા અને ઑસ્ટ્રેલિયા માટે આવતા વરસથી જે દર અમલમાં આવવાના છે તેની બરાબરીમાં ઉપરના દર ગોઠવવા જોઈએ.

૨૯. दक्षिण आफ्रिकाना हिंदीओ :— (ક) હાલમાં થયેલી સ્થાનિક સમજૂતી અનુસાર, એશિયાવાસીઓને દાખલ કરવાના અને રજીસ્ટર કરવાના વિરોધી

કાયદાને રદ કરવામાં આવશે અને નવો કાયદો ઘડાશે તેની અપેક્ષાએ આ મહાસભા શ્રી. ગાંધી અને ટ્રાન્સવાલના હિંદીઓને ભાવપૂર્વક અભિનંદન આપે છે. (આમાં ઉમેરો ૧૯૦૯ નો ઠરાવ ૪ ક.)

(ખ) દક્ષિણ આફ્રિકા અને બીજાં બ્રિટિશ સંસ્થાનોમાં હિંદીઓને પડતી મુશ્કેલીઓ દૂર કરવા વખતોવખત જે પ્રયત્નો થયેલા છે તેની આ મહાસભા કદર કરે છે. પણ આ બાબતમાં મક્કમ અને નિર્ણયાત્મક વલણ અખત્યાર કરવાની શાહી સરકારની જાહેર અશક્તિ ધ્યાનમાં લઈને આ મહાસભા આગ્રહ કરે છે કે, સામ્રાજ્યના તે પ્રદેશોમાં હિંદીઓનું સ્વમાન અને હિત સચવાય તે માટે હિંદી સરકારે સામાં પગલાં લેવાં જોઈએ અને એ રીતે આ દેશના લોકોના અસંતોષનું મોટું કારણ દૂર કરવું જોઈએ.

(ગ) (જુઓ ૧૯૦૯નો ઠરાવ ૯ ઘ.)

(ઘ) દક્ષિણ આફ્રિકા માટે ગિરમીટિયા મજૂરોની ભરતી કરવાની હિંદી સરકારે મનાઈ કરી છે તે માટે આ મહાસભા આભાર માને છે અને પોતાનો મક્કમ અભિપ્રાય દર્શાવે છે કે, ઉચ્ચ રાષ્ટ્રીય હિતની દૃષ્ટિએ આ જાતની મજૂરીની પ્રથા ઇષ્ટ નથી અને નાબૂદ થવી જોઈએ. વિશેષમાં સરકારને અદબપૂર્વક આગ્રહ કરે છે કે, દેશમાં કે બહાર કોઈ પણ પ્રકારના કામ માટે આ જાતની ભરતી હવે અટકાવી દેવી જોઈએ.

૩૦. મહામંત્રીઓ:— (૧૯૦૯ના ઠરાવ ૨૨ મુજબ.)

૩૧. બ્રિટિશ સમિતિ:— (૧૯૧૦ના ઠરાવ ૨૭ મુજબ)

૩૨. મહાસમિતિ:— (૧૯૧૨ માટે અખિલ હિંદ મહાસમિતિના સભ્યોની નિમણૂક કરવામાં આવી. સભ્યોનાં નામ અહીં આપ્યાં નથી.)

૩૩. સત્તાવીસમું અધિવેશન:— આવતી મહાસભાની બેઠક બાંકીપુર ખાતે રાખવી.

# સત્તાવીસમું અધિવેશન – બાંકીપુર

(તા. ૨૬ થી ૨૮ ડિસેમ્બર, ૧૯૧૨)

૧. લૉર્ડ હાર્ડિન્જ પર હુમલો — નામદાર વાઇસરૉયનો જાન લેવા માટે જે હિચકારો પ્રયત્ન કરવામાં આવ્યો છે તે પ્રત્યે આ મહાસભા ત્રાસ અને તિરસ્કારની લાગણી જાહેર કરે છે. તે નામદારે પોતાની ડહાપણ અને સમજૂતીભરી નીતિથી અને તેમની દેખરેખ હેઠળ સોંપાયેલા કરોડો લોકોના ભલા માટેની તેમની હૃદયપૂર્વકની વાંછનાથી, આ દેશના લોકોના આદર, વિશ્વાસ, પ્રેમ અને આભાર સંપાદન કર્યા છે. મહાસભા નામદાર લૉર્ડ અને લેડી હાર્ડિન્જ પ્રત્યે આ પ્રસંગે માનપૂર્વક સહાનુભૂતિ દર્શાવે છે અને ઉત્સુકતાપૂર્વક પ્રાર્થના કરે છે કે, તે નામદાર જલદીથી સાજા થઈ જાય અને આરોગ્ય પ્રાપ્ત કરે.

૨. હ્યૂમનું અવસાન — (ક) હિન્દી રાષ્ટ્રીય મહાસભાના પિતા અને સ્થાપક શ્રી. ઍલન આકટેવિયન હ્યૂમના અવસાન પ્રત્યે આ મહાસભા ઊંડી દિલગીરી જાહેર કરે છે. તેમણે વિરલ આપભોગથી હિંદની આજન્મ કરેલી સેવા માટે હિંદીઓ તેમને સદાને માટે યાદ કરશે. તેમના અવસાનથી હિંદના રાજકીય વિકાસ અને સુધારણાના કામમાં ન પૂરી શકાય તેવી ખોટ પડી છે.

(ખ) પ્રમુખશ્રીને વિનંતી કરવામાં આવે છે કે, આ ઠરાવની નકલ બ્રિટિશ મહાસભા સમિતિના પ્રમુખ સર વેડરબર્ન પર એવી વિનંતી સાથે મોકલી આપવી કે, તેઓ શ્રી. હ્યૂમની પુત્રી શ્રીમતી રૉસ સ્કૉટને તેમના પર આવી પડેલા દુઃખમાં મહાસભાની સહાનુભૂતિ પહોંચાડે.

૩. સંસ્થાનોમાંના હિંદીઓ — (૧૯૧૧ના ઠરાવ ૨૯ (ક) (ખ) (ગ) (ઘ) મુજબ.)

(ઙ) પ્રમુખશ્રીએ શ્રી. ગાંધી પર નીચેનો સંદેશો મોકલવો : મહાસભા ગઈ સાલના ઠરાવને ફરી ટેકો આપે છે. તમારા પ્રયત્નોને ભાવપૂર્વક આવકાર આપે છે અને તમને તથા તમારા સાથીઓને દેશના સંપૂર્ણ ટેકાની ખાતરી આપે છે.

૪. સરકારી નોકરીનું કમિશન — (ક) હિંદી સરકારી નોકરીઓ અંગે શાહી કમિશનની નિમણૂક થવાથી તે પ્રત્યે આ મહાસભા સંતોષ વ્યક્ત કરે છે. જોકે તેમાં બિન-સરકારી હિંદીઓનું પ્રમાણ પૂરતું નથી તેથી મહાસભા તે પ્રત્યે દિલગીરી દર્શાવે છે; છતાં વિશ્વાસ રાખે છે કે, કમિશનની વિચારણાને

પરિણામે જુદાં જુદાં ખાતાંની સરકારી નોકરીઓમાં હિંદીઓના વાજબી હક સ્વીકારવામાં આવશે.

(ખ) આ બાબતમાં નીચેના સુધારા દાખલ કરવામાં આવે એમ મહાસભા આગ્રહ રાખે છે :

(૧) જે સરકારી નોકરી અને સનંદી નોકરી માટે હાલ ઇંગ્લંડમાં ભરતી કરવામાં આવે છે તેની ખુલ્લી પરીક્ષા બન્ને દેશોમાં એકીસાથે લેવી.

(૨) સરકારી નોકરી માટે સીધી નિમણૂક કરવાનું ધોરણ બદલીને બધીય જગ્યાઓ માટે જાહેર પરીક્ષા લેવાનું ધોરણ રાખવું.

(૩) નોકરોના શાહી અને પ્રાન્તિક એવા બે ભાગ પાડવાનું હાલનું ધોરણ નાબૂદ કરવું અને ગોરાઓ અને હિંદીઓ બન્ને માટે નોકરીનું ધોરણ સરખું રાખવું.

(૪) કોઈ પણ ખાતામાં હિંદીઓને નીમવાની વિરુદ્ધ જે કોઈ ધારા-ધોરણો, હુકમો, સૂચનાઓ અગર પરિપત્રો કાઢવામાં આવ્યાં હોય તે બધાં રદ કરવાં.

(૫) કેટલીક ઊંચી જગ્યાઓ માટે સનંદી નોકરો સિવાય બીજાને ન નીમવા બાબત જે બંધનો ચાલુ હોય તે રદ કરવાં.

(૬) ન્યાય અને કારોબારી ખાતાંનાં કામો અને તેને લગતા નોકરોને તદ્દન જુદા પાડવા; ધારાશાસ્ત્રીઓમાંથી જિલ્લાના ન્યાયાધીશો નીમવા અને તે પ્રમાણમાં તે કામ માટે સનંદી-નોકરોમાંથી નિમણૂકો ઓછી કરવી.

(૭) હિંદી મુલકી દાક્તરી નોકરીઓ માટે સ્વતંત્ર હિંદી મુલકી દાક્તરોની નોકરોની સંસ્થા બનાવવી. 'ઇન્ડિયન મેડિકલ સર્વિસ'ને બદલે 'ઇન્ડિયન મિલિટરી મેડિકલ સર્વિસ' એવું નામ રાખવું અને તેમાં લશ્કરી દાક્તરોને જ નીમવા.

(૮) જે બ્રિટિશ સંસ્થાનોમાં હિંદીઓને નોકરીમાં લેવામાં ન આવતા હોય તેવાં સંસ્થાનોના રહીશોને કોઈ પણ હિંદી નોકરીમાં પણ ન લેવા.

૫. સ્વદેશી — (૧૯૧૧ની બેઠકના ઠરાવ ૬ મુજબ.)

૬. સ્થાનિક સ્વરાજ સંસ્થાઓ — સ્થાનિક સ્વરાજની સંસ્થાઓનો વિશેષ વિકાસ કરવા સંબંધમાં વિકેન્દ્રીકરણ કમિશને કરેલી ભલામણનો હજુ અમલ કરવામાં નથી આવ્યો, તે પ્રત્યે આ મહાસભા દિલગીરી વ્યક્ત કરે છે અને આગ્રહ રાખે છે કે, સ્થાનિક સ્વરાજ સંસ્થાઓની સત્તા અને તેમનાં સાધનોનો વગર વિલંબે વિકાસ કરવા હિંદી સરકાર કૃપા કરે.

૭. પ્રાન્તિક સ્વરાજ — તા. ૨૫-૮-૧૯૧૧ના રોજ હિંદી સરકારે હિંદી વજીર પર મોકલેલા ખરીતામાં હિંદના જુદા જુદા પ્રાન્તોમાં સ્વશાસન દાખલ

કરવાની જરૂરિયાત સ્વીકારવામાં આવી છે તે પ્રત્યે આ મહાસભા સંતોષ વ્યક્ત કરે છે અને સાથેસાથ તે ખરીતાની ભાષા અને ભાવથી વિરુદ્ધ તેનો અર્થ કરવાનો પ્રયત્ન કરવામાં આવે છે તે પ્રત્યે પોતાનો અદમ્યપૂર્વક વિરોધ જાહેર કરે છે.

૮. ધારાસભાઓ — ધારાસભાઓને લગતા નિયમોમાંથી કેટલાક નિયમો અન્યાયી અને વિસંગત છે તે સુધારી લેવા માટે મહાસભાની અગાઉની બેઠકમાં સરકારને મક્કમ આગ્રહ કરવામાં આવ્યો હતો. પણ તે નિયમોની છેલ્લી પુનર્વિચારણામાં તે રદ કરવામાં આવ્યા નથી તે પ્રત્યે આ મહાસભા તીવ્ર નિરાશા જાહેર કરે છે. એ ખામીઓને લીધે લોકોમાં જે વ્યાપક અસંતોષ ફેલાયો છે તે ધ્યાનમાં લઈને અને છેલ્લાં ત્રણ વરસનો અનુભવ જોતાં, આ મહાસભા અંતઃકરણપૂર્વક વિનંતી કરે છે કે:

(૧) વડી ધારાસભામાં બિનસરકારી સભ્યોની બહુમતી હોવી જોઈએ.

(૨) બધી પ્રાન્તિક ધારાસભાઓમાં ચૂંટાયેલા સભ્યોની બહુમતી હોવી જોઈએ.

(૩) પ્રતિનિધિ દ્વારા મત આપવાની પદ્ધતિ જ્યાં ચાલતી હોય ત્યાં નાબૂદ કરવી જોઈએ.

(૪) મતદારોની લાયકાતનું ધોરણ કેળવણી, મિલકત અગર આવક ઉપર ગોઠવીને તેનો વિસ્તાર કરવો જોઈએ.

(૫) કોઈ પણ માણસનાં પૂર્વકાર્ય કે ખ્યાતિ ઉપરથી ચૂંટણી માટે મનસ્વી રીતે ગેરલાયકાત ઠરાવવાનો સરકારને અધિકાર ન હોવો જોઈએ.

(૬) કોઈને સરકારી નોકરીમાંથી રજા આપવામાં આવી હોય, કે કોઈને સજા થઈ હોય, કે કોઈની પાસેથી શાંતિના જામીન લેવામાં આવ્યા હોય, તેમને ચૂંટણી માટે નાલાયક ગણવા ન જોઈએ, સિવાય કે તેમણે નૈતિક ગુનો કર્યો હોય.

(૭) ઉમેદવાર સ્થાનિક સંસ્થાનો સભ્ય હોવો જોઈએ, કે તેની અમુક મિલકત હોવી જોઈએ, કે તે અમુક સમયનો રહેવાસી હોવો જોઈએ, એવો નિયમ ન હોવો જોઈએ.

(૮) અંગ્રેજી ન જાણનારને ધારાસભાના સભ્ય તરીકે નહિ લેવા જોઈએ.

(૯) અમલદારો ચૂંટણીઓમાં લાગવગ ન ચલાવે એવું સ્પષ્ટ ધોરણ હોવું જોઈએ.

(૧૦) વાર્ષિક આવક-ખર્ચનાં નિવેદનો તૈયાર કરવા માટે પ્રાન્તોની નાણાં સમિતિઓનો સરકાર સાથે વિશેષ સંબંધ હોવો જોઈએ.

(૧૧) પ્રાન્તોની માફક મધ્યસ્થ ધારાસભામાં પણ નાણાંસમિતિ હોવી જોઈએ.

(૧૨) ધારાસભામાં પ્રશ્ન પૂછનારને જ નહિ પણ ગમે તે સભ્યને વધારાનો પ્રશ્ન પૂછવાનો અધિકાર હોવો જોઈએ.

(૧૩) પંજાબની ધારાસભાના સભ્યોની સંખ્યા ૨૬ ને બદલે ૫૦ ની કરવી અને વડી ધારાસભામાં પંજાબને વિશેષ પ્રતિનિધિત્વ આપવું જોઈએ.

૯. યુ. પી. અને પંજાબ — સંયુક્ત પ્રાન્તમાં એક હિંદી સભ્યવાળી કારોબારી સભા વહેલી તકે રચવી જોઈએ અને પંજાબમાં પણ તેમ જ કરવું જોઈએ,

૧૦. સી. પી. અને આસામ — મધ્ય પ્રાન્ત અને આસામમાં ધારાસભાઓ સ્થાપવાનું સરકારે નક્કી કર્યું છે તે માટે મહાસભા આભાર માને છે અને અભિપ્રાય દર્શાવે છે કે, પહેલાંનું તંત્ર બદલીને તે લેફ્ટેનન્ટ ગવર્નરની હકૂમત હેઠળ મૂકવું જોઈએ.

૧૧. અલગ મતાધિકાર — (૧૯૧૧ ના ઠરાવ ૨૭ મુજબ.)

૧૨. ધારામંત્રી:— (૧૯૧૧ના ઠરાવ ૨૭ મુજબ.)

૧૩. કેળવણી:— (ક) સરકારે કેળવણીમાં વધારે પ્રગતિકારક નીતિ અખત્યાર કરવાનું જાહેર કર્યું છે તે માટે આ મહાસભા આભાર માને છે અને સંતોષ જાહેર કરે છે. પણ નામદાર ગોખલેના પ્રાથમિક કેળવણીના બિલને હાર મળી તે માટે દિલગીરી જાહેર કરે છે. મહાસભા પોતાનો મક્કમ અભિપ્રાય ફરી જાહેર કરે છે કે, મફત અને ફરજિયાત કેળવણી દાખલ કરવી એ પ્રાથમિક કેળવણીના ઝડપી પ્રચારને માટે આવશ્યક છે.

(ખ) હિંદમાં વિદ્યાર્થીઓને રહેવા વગેરેની સગવડ આપનારી અને શીખવનારી વિદ્યાપીઠો શરૂ કરવાની હિલચાલને આ મહાસભા ભાવપૂર્વક સંમતિ આપે છે.

૧૪. આરોગ્ય ખાતું:— (ક) (૧૯૧૧ની બેઠકના ઠરાવ ૭ મુજબ.)

(ખ) મરણ પ્રમાણ ઘટાડવા અને રોગચાળો અટકાવવા તથા શહેરો અને ગામડાંમાં સ્વચ્છતા અને તંદુરસ્તી વધે તે માટે દાખલ કરવામાં આવેલાં ધારાધોરણોનો અમલ સરળ બનાવવા માટે, તે બાબતમાં પદ્ધતિસર લોકમત કેળવવા સ્થાનિક સ્વરાજની અને બીજી જાહેર સંસ્થાઓને આગ્રહ કરવામાં આવે છે.

૧૫. સરકારી ખર્ચ:— (૧૯૧૧ની બેઠકના ઠરાવ ૯ મુજબ.)

૧૬. કાયમી જમાબંધી:— ( „ „ „ ૧૧ „ )

૧૭. लश्कर:— આ મહાસભાનો મજબૂત અભિપ્રાય છે કે, લશ્કરની ઊંચી નોકરીઓમાં હિંદીઓને ન લેવાનું ધોરણ અને કેટલીક કોમના લોકોને નીચલી નોકરીઓમાંથી પણ બાકાત રાખવાનું ધોરણ નાબૂદ કરવું જોઈએ.

૧૮. हाईकोर्ट:— (૧૯૧૧ની બેઠકના ઠરાવ ૨૫ મુજબ.)

૧૯. दक्षिण आफ्रिकाना हिंदीओ:— નામદાર ગોખલેએ દક્ષિણ આફ્રિકાની ત્યાંના હિંદીઓના આમંત્રણથી મુલાકાત લઈ, જે અમૂલ્ય સેવા બજાવી છે તેની આ મહાસભા ઊંડી કદર કરે છે.

૨૦. बंधारण:— અખિલ હિંદ મહાસભા સમિતિએ સુધારા વધારા સાથે તૈયાર કરેલું મહાસભાનું બંધારણ અને ધારાધોરણો મંજૂર કરવામાં આવે છે.

૨૧. ब्रिटिश समिति— સર વિલિયમ વેડરબર્ન અને બ્રિટિશ મહાસભા સમિતિના બીજા સભ્યોની સેવાની આ મહાસભા ઊંડી કદર કરે છે અને ઠરાવે છે કે, તે સમિતિ અને 'ઇન્ડિયા' પત્ર ચાલુ રાખવાં.

૨૨. महासमिति:— (૧૯૧૩ માટે મહાસમિતિના સભ્યોની નિમણૂક કરવામાં આવી. નામો અહીં આપ્યાં નથી.)

૨૩. महामंत्री:— (૧૯૧૧ના ઠરાવ ૩૦ મુજબ.)

૨૪. अट्ठावीसमुं अधिवेशन:— મહાસભાની આવતી બેઠક કરાંચી ખાતે રાખવી.

## ૨૮

## અઠ્ઠાવીસમું અધિવેશન—કરાંચી

(તા. ૨૬ થી ૨૮ ડિસેમ્બર, ૧૯૧૩)

૧. स्व. घोषल अने आयर— મહાસભાના સુરત કાર્યકર્તા શ્રી. જે. ઘોષલ અને ન્યાયમૂર્તિ શ્રી. પી આર. સુરેન્દ્ર આયરના અવસાનથી દેશને પડેલી મોટી ખોટની આ મહાસભા નોંધ લે છે.

૨. दक्षिण आफ्रिका— (ક) દક્ષિણ આફ્રિકાના પ્રવેશબંધીના કાયદા સામે આ મહાસભા પોતાનો સખત વિરોધ જાહેર કરે છે, કારણ કે તે કાયદો ત્યાંના પ્રધાનોએ આપેલાં વચનનો ભંગ કરે છે. મહાસભા નામદાર શહેનશાહને અદબપૂર્વક વિનંતી કરે છે કે, તે કાયદાને પોતાની ખાસ સત્તાથી રદ કરે. વિશેષમાં હિંદી અને શાહી સરકારોને વિનંતી કરવામાં આવે છે કે, ત્યાં હિંદીઓની સાથે વાજબી અને માનભર્યો વર્તાવ રાખવામાં આવે તે માટે તેમણે યોગ્ય પગલાં લેવાં.

(ખ) ત્યાંની તાજેતરની હડતાલ વખતે નાતાલમાં હિંદીઓની સાથે જે ઘાતકી વર્તાવ રાખવામાં આવ્યો હતો તે પ્રત્યે આ મહાસભા ઘૃણાની નજરે જુએ છે; અને તે બાબતમાં તપાસ કરવા ત્યાંની સરકારે નીમેલી કમિટીના સભ્યોની પસંદગીને સદંતર નાપસંદ કરે છે. તે કમિટીના બે સભ્યો હિંદીઓ વિરુદ્ધ પક્ષપાતવાળા છે. અને તેમાંનો કોઈ સભ્ય ત્યાંના અને અહીંના હિંદીઓનો વિશ્વાસ ધરાવતો હોય એવો નથી.

(ગ) નામદાર વાઇસરૉયે દક્ષિણ આફ્રિકાના પ્રશ્ન અંગે હિંદી સરકારની નીતિની દીર્ઘદૃષ્ટિવાળી જાહેરાત કરી છે તે માટે આ મહાસભા તેમનો માનપૂર્વક આભાર માને છે.

(ઘ) હિંદી અને શાહી સરકારને આ મહાસભા વિનંતી કરે છે કે, દક્ષિણ આફ્રિકાના હિંદીઓની નીચેની બાબતમાં ફરિયાદો દૂર કરવા પગલાં લે :

ત્રણ પાઉંડનો માથાવેરો, ગિરમીટિયા મજૂરી, વસવાટનો હક, કેળવણીની લાયકાત, લગ્નનું કાયદેસરપણું, અને હિંદીઓની પ્રતિષ્ઠાને લગતા બીજા પ્રશ્નો.

(ઙ) શ્રી. ગાંધી અને તેમના સાથીઓએ ત્યાં વીરતાભરી જે લડત ચલાવી છે તેની આ મહાસભા આભારપૂર્વક ભાવભરી કદર કરે છે અને હિંદના સર્વ કોમના લોકોને વિનંતી કરે છે કે તેમને નાણાંની મદદ આપ્યા કરે.

૩. ન્યાય અને કારોબારી ખાતું — આ મહાસભા આગલી બેઠકોના ઠરાવોનું સમર્થન કરીને ફરી આગ્રહ કરે છે કે, ન્યાય અને કારોબારી ખાતાં વહેલી તકે જુદાં પાડવાં એ સામ્રાજ્યના હિતમાં છે. એ કામ અસરકારક બનાવવા માટે એ જરૂરનું છે કે, ન્યાયખાતું પૂરેપૂરું દરેક પ્રાન્તની વરિષ્ઠ અદાલતના અંકુશ હેઠળ મૂકવું જોઈએ.

૪. મુસ્લિમ લીગ અને સ્વરાજ — અખિલ હિંદ મુસ્લિમ લીગે બ્રિટિશ સામ્રાજ્યમાં સ્વરાજ પ્રાપ્ત કરવાનો આદર્શ સ્વીકાર્યો છે તેની આ મહાસભા ભાવભરી કદર કરે છે. લીગે પોતાની છેલ્લી બેઠકમાં આગ્રહપૂર્વક જાહેર કર્યું છે કે, આ દેશના રાજકીય ભાવીનો આધાર જુદી જુદી કોમો અરસપરસ સહકાર અને એકરાગથી કામ કરે તે ઉપર છે. આ વિચાર સાથે મહાસભા સંપૂર્ણ રીતે સહમત છે. તે આદર્શ મહાસભાએ વરસોથી સેવેલો છે.

લીગે એવી આશા વ્યક્ત કરી છે કે, રાષ્ટ્રના સઘળા પ્રશ્નો માટે ભેગા થઈને સંયુક્ત કામ કરવાનો કંઈક વહેવારુ રસ્તો શોધવા માટે બધા આગેવાનો પૂરેપૂરો પ્રયત્ન કરશે. આ વિચારને મહાસભા હૃદયપૂર્વક વધાવી લે છે અને સઘળી કોમોના લોકોને અંતઃકરણપૂર્વક વિનંતી કરે છે કે, આપણા સઘળાની હૃદયની ઇચ્છા પૂરી કરવાના કામમાં સૌ કોઈ મદદ કરે.

૫. હિંદી વજીરની સમિતિ — આ મહાસભાનો અભિપ્રાય છે કે, હાલ જે જાતની હિંદી વજીરની સમિતિ છે તે નાબૂદ કરવી જોઈએ. તેની પુનર્રચના માટે મહાસભાની સૂચનાઓ નીચે મુજબ છે:

(ક) હિંદી વજીરનો પગાર બ્રિટિશ બજેટમાંથી અપાવો જોઈએ.

(ખ) સમિતિની કાર્યક્ષમતા અને સ્વતંત્રતાની દૃષ્ટિએ એ જરૂરી છે કે, સમિતિમાં થોડા નીમેલા અને થોડા ચૂંટાયેલા સભ્યો હોવા જોઈએ.

(ગ) સમિતિના સભ્યોની સંખ્યા ૯ થી ઓછી ન હોવી જોઈએ.

(ઘ) કુલ સભ્યોમાંથી ત્રીજા ભાગના સભ્યો ચૂંટાયેલા હોવા જોઈએ. તેમની ચૂંટણી વડી અને પ્રાન્તિક ધારાસભાના ચૂંટાયેલા સભ્યોએ કરવી જોઈએ અને તે સભ્યો બિન-અધિકારી હિંદીઓ હોવા જોઈએ.

(ઙ) નીમવાના સભ્યોમાંથી અડધા ભાગના સભ્યો એવા હોવા જોઈએ, જેઓ લાયકાત અને શક્તિ ધરાવનારા પ્રજાના આગેવાનો હોય અને જેમનો રાજતંત્ર સાથે સંબંધ ન હોય.

(ચ) નીમવાના સભ્યોમાંથી બાકીના એવા હોવા જોઈએ, જેમણે હિંદમાં ઓછામાં ઓછાં દસ વરસ નોકરી કરી હોય અને જેમને હિંદ છોડયે બે વરસ કરતાં વધુ સમય ન થયો હોય.

(છ) આ સમિતિનું કામ સલાહ આપવાનું હોય, રાજતંત્ર ચલાવવાનું ન હોય.

(જ) દરેક સભ્યની નિમણુક પાંચ વરસ માટે હોય.

૬. કૅનડાના હિંદીઓ — કૅનડાની પ્રિવી કાઉન્સિલના વટહુકમ નં: ૯૨૦ અનુસાર હિંદીઓને ત્યાં દાખલ થવાની મનાઈ કરવામાં આવે છે તેનો આ મહાસભા ભારપૂર્વક વિરોધ કરે છે. તે હુકમ સામાન્ય રીતે 'સતત મુસાફરીનો કાનૂન' એ નામે ઓળખાય છે. તેની રૂએ ત્યાં પહેલેથી વસેલો ન હોય તેવો કોઈ હિંદી કૅનડા જઈ શકે નહીં; કારણ કે, હિંદ અને કૅનડા વચ્ચે સીધો આગબોટ વ્યવહાર નથી અને સીધી મુસાફરીની સગવડ સ્ટીમર કંપનીઓ આપતી નથી. આથી ત્યાં વસેલા હિંદીઓને તેમના કુટુંબને ત્યાં લાવવાની પણ ભારે મુસ્કેલી પડે છે. આથી આ મહાસભા શાહી સરકારને આગ્રહ કરે છે કે, આ 'સતત મુસાફરીના કાનૂન'ને રદ કરાવે.

૭. સરકારી નોકરી — (ક) હિંદીઓ સામાન્ય રીતે લાયક હોતા નથી, કે તેમનામાં નવાં કામ કરવાની શક્તિ હોતી નથી, અથવા તો તેમનામાં ચારિત્ર્ય હોતું નથી, એવા તદ્દન પાયા વગરના આક્ષેપો કેટલાક સાક્ષીઓએ હિંદી પ્રજા વિરુદ્ધ છૂટથી કર્યા છે; અને દિલગીરીની વાત છે કે તેમાં કેટલાક

મોટામાં મોટા અમલદારો પણ છે. તે આક્ષેપોનો આ મહાસભા ભારપૂર્વક ઇન્કાર કરે છે અને તેમની સામે રોષપૂર્વક પોતાનો વિરોધ જાહેર કરે છે.

(ખ) આ મહાસભા અંતઃકરણપૂર્વક એવી આશા રાખે છે કે, ન્યાય, રાષ્ટ્રીય પ્રગતિ, કરકસર, કાર્યક્ષમતા અને તાત્કાલિક આવશ્યકતની દૃષ્ટિએ પણ, શાહી કમિશનના સભ્યો એવી ભલામણ કરશે કે જેથી, ઊંચી સરકારી નોકરીઓમાં હિંદીઓનું પ્રમાણ ઘણું ઓછું છે તેમાં ચોક્કસ વધારો થાય; અને ૧૮૩૩ના ચાર્ટરમા અને ૧૮૫૮ના રાણીના ઢંઢેરામાં આપેલાં ગંભીર વચનોનું પાલન થાય.

(ગ) ખાસ કરીને મહાસભા નીચેની બાબતો વિષે પોતાનો મક્કમ અભિપ્રાય દર્શાવે છે કે:

(૧) ઊંચી નોકરીઓની ભરતી કરવા માટેની પરીક્ષાઓ બંને દેશોમાં લેવાની વ્યવસ્થા કર્યા વગર આ દેશના લોકોને કદી ન્યાય થવાનો નથી.

(૨) સનંદી પરીક્ષા માટેની ઉંમરની મર્યાદા ઘટાડવી નહિ જોઈએ. તેમ કરવાથી હિંદી ઉમેદવારોને મુશ્કેલી નડશે અને કાર્યક્ષમતામાં પણ વાંધો આવશે.

(૩) ન્યાય અને કારોબારી ખાતાનું કામકાજ અને તેના નોકરોને તદ્દન અલગ કરી દેવા જોઈએ. ન્યાયાધીશોની ભરતી વકીલોમાંથી કરવી જોઈએ અને તેમને કારોબારી ખાતાના હાથ નીચે નહિ, પણ હાઈકોર્ટના હાથ નીચે મૂકવા જોઈએ.

(૪) કેટલીક ઊંચી નોકરીઓ માટે સનંદી નોકરો સિવાય બીજાને નીમવામાં આવતા નથી. એ જાતના પ્રચલિત અંકુશો રદ કરવા જોઈએ.

(૫) રાજ્યની કોઈ પણ નોકરી માટે હિંદી લાયક હોય તો પણ તેને હિંદી તરીકે લેવામાં વાંધો આવે એવું કોઈ પણ ધારાધોરણ હોય તો તે અગાઉ જણાવેલા ૧૮૩૩ના ચાર્ટર ધારાથી અને રાણીના ઢંઢેરાથી વિરુદ્ધ છે એમ ગણીને તેને રદ કરવું જોઈએ.

(૬) શાહી અને પ્રાન્તિક એવા નોકરોના બે વિભાગ પાડવામાં આવે છે તે રદ કરવા જોઈએ; અને હિંદીઓ અને યુરોપિયનો માટે નોકરીનું ધોરણ સરખું કરવું જોઈએ. ઉપરના વિભાગો રદ કરવામાં ન આવે તો પ્રાન્તિક મોટા અમલદારોની ભરતી સીધી નિમણૂકથી કરવાને બદલે જાહેર પરીક્ષાથી કરવી જોઈએ.

(૭) ઉપરના વિભાગો ચાલુ રાખવામાં આવે તો મધ્યસ્થ કેળવણી ખાતાની અને બીજાં ખાતાંની ભરતી ઇંગ્લંડ અને હિંદ બંને દેશોમાંથી કરવી જોઈએ; અને તે માટે લાયક હિંદીઓની નિમણૂક સીધી રીતે કરવી

જોઈએ; અગર તો તે ખાતાની પ્રાન્તિક શાખામાંથી પસંદગી કરીને તેમને આગળ લેવા જોઈએ.

(૮) મુલકી દાક્તરોની જગ્યાઓ લશ્કરી ખાતાના દાક્તરો (આઈ. એમ. એસ. અને આઈ. એસ. એમ. ડી.) માંથી નહિ ભરવી જોઈએ; પણ તેને માટે જુદી દાક્તરી પાયરીની જગ્યાઓ ઊભી કરવી જોઈએ અને તે માટેની જાહેર પરીક્ષાઓ હિંદ અને ઇંગ્લંડમાં બન્ને ઠેકાણે લેવાવી જોઈએ. પરંતુ કેળવણીવિષયક અને વૈજ્ઞાનિક ખાતાની નિમણુકો હિંદમાં અને વિદેશમાં જાહેરખબરો આપીને પૂરવી જોઈએ.

(૯) અત્યારના પગારોનું ધોરણ પૂરતું છે તેથી તેમાં વધારો નહિ કરવો જોઈએ; વિશેષમાં હૂંડિયામણની કસરનું ભથ્થું અસ્થાને અને ખરચાળ છે, અને હૂંડિયામણ કાયદાથી ઠરાવેલું છે, માટે તે ભથ્થું પણ બંધ કરવું જોઈએ.

(૧૦) સામ્રાજ્યનાં જે સંસ્થાનોમાં હિંદીઓને બ્રિટિશ નાગરિક તરીકેના હકો ન મળતા હોય તે સંસ્થાનોના લોકોને હિંદી સરકારની નોકરી માટે નાલાયક ગણવા જોઈએ.

૮. दमनना कायदा — 'હિંદી છાપાંનો કાયદો' ચાલુ રાખવા સામે આ મહાસભા ફરી વિરોધ કરે છે. અને ખાસ કરીને તે કાયદામાં દર્શાવેલી સલામતીઓ દેખાવની છે અને નકામી છે એવો કલકત્તા હાઈકોર્ટનો તાજેતરનો ચુકાદો જોતાં તે રદ કરવા આગ્રહ કરે છે.

૯. कायमी जमाबंधी — (૧૯૧૨ના ઠરાવ ૧૬ મુજબ.)

૧૦. लश्कर — લશ્કરની ઊંચી જગ્યાઓમાં હિંદીઓને લેવામાં આવતા નથી તેમાં રહેલા અન્યાય પ્રત્યે આ મહાસભા હિંદી સરકારનું ફરી અદબપૂર્વક ધ્યાન ખેંચે છે અને આગ્રહ કરે છે કે, તે અન્યાય જલદીથી દૂર કરવો જોઈએ. (અને જુઓ ઉપરનો ઠરાવ ૭ પેટામાં (ગ) ૮)

૧૧. केळवणी — (ક) હિંદમાં પ્રાથમિક કેળવણીના પ્રચાર માટે સરકારે વધારે મદદ આપવા માંડી છે તે માટે આ મહાસભા આભાર માને છે અને એવો મજબૂત અભિપ્રાય દર્શાવે છે કે, કેટલાક પસંદ કરેલા વિભાગોમાં મફત અને ફરજિયાત પ્રાથમિક કેળવણી દાખલ કરવાની શરૂઆત કરવી જોઈએ.

(ખ) વિદ્યાર્થીઓને શીખવવાની અને રહેવાકરવાની સગવડ આપનારી વિદ્યાપીઠો દાખલ કરવાની સરકારી દરખાસ્ત આ મહાસભા પસંદ કરે છે છતાં એવો મજબૂત અભિપ્રાય દર્શાવે છે કે, એમ કરવાથી હાલની ઉચ્ચ કેળવણીમાં વધારો થવાને બદલે ઘટાડો ન થવો જોઈએ. તેમાં ઘટાડો થાય તો ગરીબ વર્ગની ઉચ્ચ કેળવણીની પ્રગતિ કરવાના કામમાં ગંભીર ખલેલ પહોંચશે.

(ગ) સ્થાનિક પરિસ્થિતિ મુજબ જુદા જુદા પ્રાન્તોમાં ઔદ્યોગિક અને વૈજ્ઞાનિક શિક્ષણ માટે પૂરતો પ્રબંધ કરવાની સરકારને ફરી વિનંતી કરવામાં આવે છે.

(ઘ) શ્રી. રસલ, સુહરાવર્દી અને જયસ્વાલની કલકત્તા વિદ્યાપીઠમાં વ્યાખ્યાતાઓ તરીકેની નિમણૂક, તેમનો રાજકારણ સાથે સંબંધ છે એવા કારણસર હિંદી સરકારે પોતાની ખાસ સત્તાથી રદ કરી છે તે પ્રત્યે આ મહાસભા સખત વિરોધ દર્શાવે છે, કારણ કે, રાજકારણમાં ભાગ લેવાનો પ્રતિબંધ તો એટલો વિશાળ છે કે, તે નિયમ અનુસાર સારા સારા વિદ્વાનોને વ્યાખ્યાતાની જગ્યાએથી મનસ્વી રીતે બાકાત રાખવામાં આવે અને તેથી દેશની કેળવણીના કામને ભારે હાનિ પહોંચે.

૧૨. હાઈકોર્ટ— બંગાળામાં ફોર્ટ વિલિયમની હાઈકોર્ટનો ફક્ત હિંદી સરકાર સાથે સંબંધ છે તે પ્રમાણે દેશની બધી હાઈકોર્ટો અને ચાર્ટર વગરની હાઈકોર્ટોનો પણ હિંદી સરકાર સાથે સીધો સંબંધ હોવો જોઈએ એવો આ મહાસભાનો મક્કમ અભિપ્રાય છે. વિશેષમાં મહાસભા એમ માને છે કે; ચાર્ટર વિનાની હાઈકોર્ટોના મુખ્ય ન્યાયાધીશોની નિમણૂક વકીલોમાંથી કરવી જોઈએ. (અને જુઓ ઉપરનો ઠરાવ ૭ પેટામાં ગ (૩))

૧૩. સ્વદેશી—(૧૯૧૨ના ઠરાવ ૫ મુજબ.)

૧૪. ગિરમીટિયા મજૂરો— હિંદમાં મજૂરોની અછત હોવાથી અને ગિરમીટિયા મજૂરોની પદ્ધતિથી મજૂરો તેમની શરતની મુદત દરમિયાન વસ્તુતઃ ગુલામ જેવા બની જાય છે અને તેનાં ગંભીર પરિણામો આવે છે તે જોતાં, આ મહાસભા હિંદી સરકારને વિનંતિ કરે છે કે, હિંદમાં તેમ જ બહારના કામ માટે આ રીતે મજૂરોની ભરતી કરવાનું સદંતર બંધ કરવું.

૧૫. સ્થાનિક સ્વરાજ—(૧૯૧૨ના ઠરાવ ૬ મુજબ.)

૧૬. ધારાસભાઓ—(ક) (૧૯૧૨ના ઠરાવ ૮ મુજબ.)

(ખ) મુસલમાનો અને બીજી કોમો જ્યાં લઘુમતીમાં હોય ત્યાં તેમને યોગ્ય અને પૂરતું પ્રતિનિધિત્વ આપવાની જરૂર આ મહાસભા સ્વીકારે છે, છતાં તે હેતુ અલગ મતાધિકારથી બર લાવવાનાં અત્યારનાં ધારાધોરણો મહાસભા નાપસંદ કરે છે.

૧૭. યુ. પી. અને પંજાબ—(૧૯૧૨ના ઠરાવ ૯ મુજબ.)

૧૮. પ્રતિનિધિમંડળ— અખિલ હિંદ મહાસભાસમિતિને સત્તા આપવામાં આવે છે કે, બને તેટલા પ્રાન્તોમાંથી એક પ્રતિનિધિ મંડળ બનાવીને તેને નીચેના વિષયો ઉપર હિંદના વિચારો રજૂ કરવા માટે ઇંગ્લંડ મોકલવું:

(૧) દક્ષિણ આફ્રિકામાં અને બીજે વસતા હિંદીઓ;
(૨) છાપાંનો કાયદો;
(૩) હિંદી વજીરની સમિતિની સુધારણા;
(૪) ન્યાય અને કારોબારી ખાતાને અલગ કરવા બાબત;
(૫) આ ઉપરાંત જે જે મહત્ત્વના પ્રશ્નો ઉપર મહાસભાએ અભિપ્રાય દર્શાવ્યા હોય તે.

૧૯. બ્રિટિશ સમિતિ — (૧૯૧૨ના ઠરાવ ૨૧ મુજબ.)

૨૦. મહામંત્રી — શ્રી. ડી. ઇ. વાચ્છા અને શ્રી. ડી. એ. ખરે મહાસભાના મંત્રીપદેથી નિવૃત્ત થયા તેની આ મહાસભા ઊંડી દિલગીરી સાથે નોંધ લે છે; અને શ્રી. વાચ્છાએ ૧૮ વરસ સુધી અને શ્રી. ખરેએ ૬ વરસ સુધી મહાસભાની નોંધપાત્ર અને ધ્યાનમાં લેવા જેવી સેવા કરી તેની એ ભાવભરી કદર કરીને નોંધ લે છે.

૨૧. માનનીય નવાબ સૈયદ મહમ્મદ બહાદુર અને શ્રી. એન. સુબ્બારાવ પન્તુલુને આવતા વરસ માટે મંત્રીઓ નીમવામાં આવે છે.

૨૨. ઓગણત્રીસમું અધિવેશન — ૧૯૧૪નું મહાસભાનું અધિવેશન મદ્રાસ પ્રાંતમાં ભરવું.

## ૨૯

## ઓગણત્રીસમું અધિવેશન — મદ્રાસ

(તા. ૨૮ થી ૩૦ ડિસેમ્બર, ૧૯૧૪)

૧. લેડી હાર્ડિંજ — શ્રીમતી હાર્ડિન્જ અને તેમના મોટા પુત્રના અવસાનથી નામદાર લૉર્ડ હાર્ડિન્જને જે ખોટ પડી છે તેમાં આ મહાસભા હૃદયપૂર્વક અને અદમ્યપૂર્વક પોતાની સહાનુભૂતિ દાખવે છે. અખિલ હિંદ તે નામદારની સાથે દુઃખમાં ભાગીદાર થાય છે.

૨. શ્રી. ગંગાપ્રસાદ વર્મા — શ્રી. બાબુ ગંગાપ્રસાદ વર્માના અચાનક અવસાનથી દેશને ન પૂરી શકાય તેવી ખોટ પડી છે તેની આ મહાસભા ઊંડી દિલગીરી સાથે નોંધ લે છે. મરહૂમ મહાસભાની શરૂઆતથી તેના ચુસ્ત સેવક હતા. તેમના મિત્રો, સાથીઓ અને દેશભરના લોકો તેમની ઘણી જાણીતી સેવાઓ માટે તેમને હમેશાં ભાવપૂર્વક યાદ કરશે.

૩. શ્રી. દેસાઈ અને ચેટરજી — શ્રી. અંબાલાલ સાકરલાલ દેસાઈ અને બંગાળાના શ્રી. બાબુ વિષ્ણુપદ ચેટરજીના અવસાન પ્રત્યે આ મહાસભા

ઊંડો શોક પ્રગટ કરે છે. તેઓ બન્ને મહાસભાના ચુસ્ત અને જાણીતા સેવકો હતા અને તેમણે દેશની અમૂલ્ય સેવાઓ કરી હતી.

૪. વફાદારી — (ક) આ મહાસભા નામદાર શહેનશાહ અને ઇંગ્લન્ડની પ્રજાને જણાવવા ઇચ્છે છે કે, મહાસભા રાજગાદી પ્રત્યે સંપૂર્ણ રીતે વફાદાર છે અને બ્રિટિશ રાજ સાથે અતૂટ રીતે જોડાઈ રહેવા ઇચ્છે છે, તથા કોઈ પણ ભોગે અને જોખમે સામ્રાજ્યની સાથે ઊભા રહેવાનો તેનો મક્કમ નિરધાર છે.

(ખ) નામદાર શહેનશાહે વિશ્વયુદ્ધની શરૂઆતમાં હિંદના રાજામહારાજા અને લોકોને જે સંદેશો પાઠવ્યો છે તે માટે આ મહાસભા આભાર માને છે. તે સંદેશાથી દેશભરમાં ભારે ઉત્સાહની લાગણી પ્રગટી છે. તે સંદેશો બતાવે છે કે, નામદાર શહેનશાહને હિંદ પ્રત્યે કેવી લાગણી અને સહાનુભૂતિ છે અને તેથી બન્ને વચ્ચેની પરસ્પર સ્નેહની ગાંઠ મજબૂત બની છે.

૫. હિંદી લશ્કર — હિંદનું તાલીમવાળું લશ્કર લડાઈના મેદાન પર મોકલવામાં આવ્યું છે તેની આ મહાસભા આભાર અને સંતોષ સાથે નોંધ લે છે. એ રીતે હિંદના લોકો સામ્રાજ્યને માટે અને હક તથા ન્યાય માટે, નામદાર શહેનશાહની બીજા ભાગોની પ્રજાઓ પેઠે, તેમની સાથે ખભેખભો મિલાવીને લડવા તૈયાર છે, એવું બતાવી આપવાની તક આપવા માટે નામદાર વાઇસરૉયનો અંતઃકરણપૂર્વક આભાર માને છે.

૬. લશ્કરી તાલીમ — લશ્કરમાં ઊંચી નોકરીની જગ્યાઓ હિંદીઓ માટે ખુલ્લી મૂકવી જોઈએ અને તેમને લશ્કરી અમલદારો તરીકે તાલીમ આપવા માટે લશ્કરી શાળા-મહાશાળાઓ સ્થાપવી જોઈએ. તેમ કરવાની જરૂરિયાત અને તેમ કરવામાં રહેલાં ડહાપણ અને ન્યાય પર આ મહાસભા ભાર મૂકે છે. સામ્રાજ્યના બીજા લોકોની માફક હિંદીઓને નાગરિક તરીકેના સરખા હક છે એમ બતાવવા, અને લોકોએ સ્વાભાવિક રીતે જે અચૂક વફાદારી બતાવી છે તે જોતાં, અને દેશના સઘળા લોકોની સામ્રાજ્ય અને શહેનશાહની સેવા માટે શસ્ત્ર સજવાની મજબૂત ઇચ્છા છે તે જોતાં, મહાસભાની સરકારને વિનંતી છે કે, અત્યારની સ્વયંસેવકોની પદ્ધતિની પુનર્રચના કરવી, જેથી નાતજાત કે કોમના ભેદ વગર સર્વ લોકો સામ્રાજ્યના નાગરિક સૈનિક તરીકે પોતાનાં નામ નોંધાવી શકે.

૭. હથિયારબંધીનો કાયદો — (૧૮૮૯ની બેઠકના ઠરાવ ૬ મુજબ.)

૮. સંસ્થાનો સાથે બદલાની નીતિ — હિંદીઓના પરદેશગમનના પ્રશ્ન અંગે નામદાર વાઇસરૉયે જે સહાનુભૂતિભરી નીતિ ધારણ કરી છે તે માટે આ મહાસભા હિંદીઓની પૂર્ણ આભારની લાગણી દર્શાવે છે. નામદાર વાઇસરૉયની સૂચના છે કે, સંસ્થાનો સાથે પરસ્પર બદલાની નીતિને ધોરણે

કામ કરવું જોઈએ. તે સંબંધમાં આ મહાસભા પોતાનો નક્કી અભિપ્રાય જણાવે છે કે, એ જાતની નીતિ અસરકારક થઈ શકે અને હિંદના લોકો સ્વીકારે તે માટે એમ થવું જોઈએ કે, સંસ્થાનોને હિંદીઓ સાથેનું વલણ નક્કી કરવા જેવી સત્તા હોય છે તેવી સત્તા હિંદી સરકારને સંસ્થાનો સાથેનું વલણ નક્કી કરવા માટે હોવી જોઈએ.

૯. ઉદ્યોગો — હાલના અસાધારણ સંજોગો ધ્યાનમાં લઈને અને દેશની આર્થિક સ્થિતિ સુધારવા માટે, સરકારે હિંદી ઉદ્યોગોને વ્યવસ્થિત કરવા અને તેમનો વિકાસ કરવા તાત્કાલિક પગલાં લેવા જોઈએ એવો આ મહાસભા આગ્રહ કરે છે.

૧૦. સ્વશાસન — હાલની કટોકટીમાં હિંદના લોકોએ જે ચોક્કસ અને ઊંડી વફાદારી બતાવી છે તે ધ્યાનમાં લઈને આ મહાસભા સરકારને વિનંતી કરે છે કે, આ વફાદારીને વધારવા અને કાયમ કરવા માટે પગલાં લે, અને હિંદને સામ્રાજ્યનું સ્થાયી અને અમૂલ્ય અંગ બનાવે. તે માટે સરકારે સામ્રાજ્યની બીજી પ્રજા અને હિંદીઓ વચ્ચેના ખારીલા ભેદો નાબૂદ કરવા જોઈએ; તા ૨૫-૮-૧૯૧૧ના ખરીતામાં જણાવ્યા પ્રમાણે પ્રાન્તિક સ્વરાજ દાખલ કરવાનું વચન પાળવું જોઈએ; અને બૃહદ્ બ્રિટિશ સમવાયી સામ્રાજ્યના અંગ તરીકે હિંદને પૂરેપૂરા હક મળે તે માટે જરૂરી પગલાં લેવાં જોઈએ.

૧૧. હિંદી વજીરની સમિતિ — (ક) થી (ઘ) (૧૯૧૩ની બેઠકના ઠરાવ ૫ની કલમ ક, ખ, ગ, ઘ મુજબ.

(ઙ) આ સમિતિમાં સભ્યોની નિમણૂક લૉર્ડ ક્રૂના બિલમાં સૂચવ્યા પ્રમાણે ચૂંટેલા સભ્યોની નામાવલિમાંથી નહિ કરવી જોઈએ, પણ સીધી કરવી જોઈએ.

(ચ) (છ) (જુઓ ૧૯૧૩ની બેઠકનો ઠરાવ ૫ ચ, છ.)

(જ) હિંદી અને યુરોપિયન સભ્યોના પગાર અને ભાડાભથ્થામાં કંઈ તફાવત નહિ રાખવો જોઈએ.

(ઝ) હાલની માફક આ સમિતિ માત્ર સલાહકારક સમિતિ તરીકે રહેવી જોઈએ. તેનાં ધારાધોરણ અથવા નીતિરીતિમાં એવા કંઈ ફેરફાર નહિ કરવા જોઈએ, જેથી તે રાજતંત્ર ચલાવનારી સમિતિ બની જાય.

૧૯૧૪ના આ અંગેના બિલને પાર્લમેન્ટમાં તાબડતોબ ઉડાવી દેવામાં આવ્યું તે માટે આ મહાસભા દિલગીરી દર્શાવે છે.

૧૨. દક્ષિણ આફ્રિકા — (ક) દક્ષિણ આફ્રિકામાં વસતા હિંદીઓના પ્રશ્ન અંગે નામદાર વાઇસરૉયે જે ઉમદા અને હિંમતભરી વલણ અખત્યાર કરી છે તે માટે આ મહાસભા માનપૂર્વક આભાર માને છે. અને હિંદીઓને પડતી

કેટલીક મહત્ત્વની હાડમારીઓ સંબંધમાં રાહત અપાવવા માટે હિંદી સરકારે કરેલા પ્રયત્નોની આભારપૂર્વક કદર કરે છે. તે જ પ્રમાણે સર બેન્જામિન રોબર્ટસને હિંદીઓના હકની મજબૂત વકીલાત કરી છે તેની પણ કદર કરે છે. આમ છતાં મહાસભા એટલું જણાવવા માગે છે કે, દક્ષિણ આફ્રિકામાં હિંદની બ્રિટિશ પ્રજાને નાગરિક તરીકેના સમાન હક ન મળે તો કોઈ પણ સમાધાન પૂરેપૂરું સંતોષકારક કે છેવટનું નહિ થાય. તેથી હિંદી સરકારને આગ્રહપૂર્વક વિનંતી કરવામાં આવે છે કે, આવા સરખા હક અપાવવા માટે વહેલામાં વહેલી તકે વ્યવસ્થા કરે.

(ખ) હિંદીઓનું સ્વમાન સાચવવા માટે અને તેમની હાડમારીઓ દૂર કરવા માટે શ્રી. ગાંધી અને તેમના સાથીઓએ જે વીરતાભર્યા પ્રયત્નો કર્યા છે અને અપૂર્વ આપભોગો આપ્યા છે, તેની આ મહાસભા ભાવભરી કદર અને પ્રશંસા કરે છે.

(ગ) શ્રી. પોલક અને કેલનબેકે હિંદને માટે ઐચ્છિક બલિદાન આપ્યું અને દુઃખ વેઠ્યું, તથા શ્રી. એન્ડ્રૂઝે મહા મુશ્કેલ સંજોગોમાં મદદ આપી, તે માટે તે ત્રણેનો મહાસભા આભાર માને છે.

(ઘ) અને છેવટમાં હાલનું સમાધાન કરાવવા માટે સત્યાગ્રહની લડતના આખા સમય દરમ્યાન માનનીય શ્રી. ગોખલેએ અમૂલ્ય સેવા કરી તેની આ આ મહાસભા કદર કરીને નોંધ લે છે.

૧૩. गिरमीटिया मजूरी — (૧૯૧૩ના ઠરાવ ૧૪ મુજબ.)

૧૪. न्याय अने कारोबारी खातां — (૧૯૧૩ના ઠરાવ ૩ મુજબ.)

૧૫. स्वदेशी — (૧૯૧૩ના ઠરાવ ૧૩ મુજબ.)

૧૬. दमनना कायदा — (૧૯૧૩ના ઠરાવ ૮ મુજબ.)

૧૭. कायमी जमाबंधी — (૧૯૧૩ના ઠરાવ ૯ મુજબ.)

૧૮. अलग मताधिकार — વડી અને પ્રાંતિક ધારાસભાઓ માટેની અલગ મતાધિકારની પદ્ધતિને આ મહાસભા વખોડી કાઢે છે અને સરકારને આગ્રહ કરે છે કે, તે પદ્ધતિ કોઈ સંજોગોમાં જિલ્લાઓની સ્થાનિક સંસ્થાઓમાં દાખલ નહિ કરવી જોઈએ, કારણ કે તેથી રાષ્ટ્રીય એકતાના વિકાસને અને રાષ્ટ્રીય આદર્શ પોષવાના કામને ખલેલ પહોંચશે.

૧૯. हिंदी लश्कर — હિંદી લશ્કરના વીરતાભર્યા વર્તનની આ મહાસભા ઊંડા સંતોષ અને ગર્વ સાથે સાનંદ નોંધ લે છે. વિશ્વયુદ્ધમાં હિંદી લશ્કરની વીરતા અને માનવતાને લીધે માતૃભૂમિને સંસ્કારી દુનિયા તરફથી માન મળ્યું છે. તે સૈનિકો અને તેમના સાથીઓને તેમની તંદુરસ્તી અને સફળતા માટેની પ્રાર્થના સાથે પ્રેમભર્યો સંદેશો મોકલવો.

ઉપરનો ઠરાવ યોગ્ય અધિકારીઓ મારફત હિંદી સૈનિકોને મોકલી આપવા માટે પ્રમુખશ્રીને વિનંતી કરવામાં આવે છે.

૨૦. લૉર્ડ હાર્ડિન્જ — નામદાર લૉર્ડ હાર્ડિન્જે હિંદની કરેલી સેવાની આ મહાસભા ઊંડી કદર કરે છે અને આશા રાખે છે કે, તેમની વાઇસરૉય તરીકેની મુદત લડાઈ બંધ થયા પછી જરૂરી સમય માટે વધારવામાં આવશે, જેથી બ્રિટિશ સામ્રાજ્યના સમાન અંગ તરીકેના હિંદના સ્થાન વિષેના મહાન અને દૂરલક્ષી પ્રશ્નોનો યોગ્ય નિકાલ થઈ શકે.

૨૧. બંધારણ — મહાસભાની વિષયવિચારિણી સમિતિની વિચારણા માટે નીચેના બે સુધારા સૂચવવામાં આવ્યા છે તે વિચારણા માટે મંત્રીઓએ નીચેની સમિતિને સોંપવા :

### સમિતિ

પ્રાન્તિક સમિતિઓ તરફના ૩ સભ્યો નિમાય. અને મહામંત્રીઓ અધિકારની રૂએ સભ્યો તરીકે રહે.

આ સમિતિ પ્રાન્તિક સમિતિના મંત્રીઓની સાથે મસલત કરીને તેઓ નક્કી કરે તે સ્થળે અને સમયે મળે અને મહાસમિતિને તે પર રિપૉર્ટ કરે. તે બાબત પછી શું કરવું તે સંબંધમાં મહાસમિતિ આવતા અધિવેશનમાં સૂચના કરે.

### સૂચવેલા સુધારા

(ક) મહાસભાના બંધારણની કલમ ૨૦ને અંતે નીચેનું ઉમેરવું:—

'જો આવી સભા બોલાવવામાં આવી ન હોય તો, કોઈ પણ શહેર અગર જિલ્લાના ૨૧ વરસ ઉપરના ૨૦ ગૃહસ્થો તે વિભાગની મહાસભા સમિતિને અરજી કરે તો, મહાસભાની બેઠક મળતા પહેલાં એક માસની અંદર સભા બોલાવવી.'

(ખ) બંધારણની કલમ ૨૦માં નીચેના ફેરફારો કરવા :

(૧) ચોથી પેટા કલમને અંતે 'અને' શબ્દ કાઢી નાખવો.

(૨) પાંચમી પેટા કલમને અંતે પૂર્ણવિરામને બદલે અલ્પ-વિરામ મૂકવું. અને

(૩) નીચેના શબ્દો ઉમેરવા :

અને બ્રિટિશ સામ્રાજ્યમાં સાંસ્થાનિક ધોરણે બંધારણપૂર્વક સ્વરાજ મેળવવાનો જે સંસ્થાનો એક હેતુ હોય તેવી સંસ્થાના આશ્રયે બોલાવેલી જાહેર સભાઓ.'

૨૨. બ્રિટિશ સમિતિ — (૧૯૧૩ના ઠરાવ ૧૯ મુજબ.)

૨૩. મહામંત્રી—(૧૯૧૩ના ઠરાવ ૨૧ મુજબ.)

૨૪. પ્રતિનિધિમંડળ—૧૯૧૪ ના 'હિંદી કાઉન્સિલ બિલ' પર અને બીજા અગત્યના પ્રશ્નો પર હિંદી વજીર સમક્ષ મહાસભાના વિચારો રજૂ કરવા માટે ગયા ઉનાળામાં એક પ્રતિનિધિમંડળ ઇંગ્લંડ ગયું હતું, તેણે ખૂબ આપભોગ આપીને જે સેવા બજાવી છે તે બદલ આ મહાસભા ઊંડી આભારની લાગણી દર્શાવે છે.

૨૫. મહાસમિતિ—સમિતિની (૧૯૧૫ માટે મહાસભાની નિમણૂક કરવામાં આવી. નામો અહીં આપ્યાં નથી.)

૨૬. ત્રીસમું અધિવેશન—મહાસભાનું આવતું અધિવેશન મુંબઈ ખાતે રાખવું.

## ૩૦

# ત્રીસમું અધિવેશન – મુંબઈ

(તા. ૨૭ થી ૨૯ ડિસેમ્બર, ૧૯૧૫)

૧. શ્રી. ગોખલે— શ્રી ગોપાળ કૃષ્ણ ગોખલેનું પ્રજાની ભારે સેવા બજાવતાં બજાવતાં અચાનક અવસાન થયું છે અને તેથી દેશને ભારે ખોટ પડી છે તે બદલ આ મહાસભા ઊંડો શોક દર્શાવે છે. તેઓ સરકારનો વિશ્વાસ ધરાવતા હતા અને એટલો જ પ્રજાનો પ્રેમ ધરાવતા હતા. તેમની મહાન શક્તિઓ, વિરલ મૃત્યુ, સ્વદેશ માટે નિઃસ્વાર્થ પ્રેમ, અને લોકોની અમૂલ્ય સેવાને લીધે પ્રજાનાં ભાવભર્યાં સંભારણાંમાં તેમનું નામ કોતરાઈ રહેશે અને દૂરની ભાવી પ્રજાના દિલમાં તેમના નામથી અચૂક પ્રેરણા જાગશે.

૨. શ્રી. કેર હાર્ડી— શ્રી. કેર હાર્ડીના અવસાનથી હિંદના લોકોને ભારે શોક થયો છે તેની આ મહાસભા નોંધ લે છે. તેમણે પાર્લમેન્ટની અંદર અને બહાર હિંદની અમૂલ્ય સેવા બજાવી છે તે હિંદના લોકો સદાયે આભારપૂર્વક યાદ કરશે.

૩. શ્રી. હેનરી કોટન— સર હેનરી કોટનના અવસાન પ્રત્યે આ મહાસભા ઊંડો શોક દર્શાવે છે. હિંદના લોકો માટેની તેમની સક્રિય સહાનુભૂતિ અને હિંદની પ્રગતિ અને સુરાજ્ય માટેની તેમની આજીવન ભક્તિને આ દેશના લોકો સદાય આભારપૂર્વક યાદ કરશે. આસામની વસાહત માટેની તેમની હિંમતભરી વકીલાત એ તેમની નિર્ભય હિંમત અને હૃદયની ઉદારતાના

યાદગાર નમૂના તરીકે ગણાશે. તેમણે સનંદી અમલદાર તરીકે જેવી વફાદારી-પૂર્વક સેવા બજાવી હતી તેવી જ તેમણે પાર્લમેન્ટમાં હિંદની સેવા કરી હતી. હિંદ તેમને મહાન અમલદાર તરીકે અને એક સાચા મિત્ર તરીકે લાંબા સમય સુધી યાદ કરશે.

૪. શ્રી. ફીરોઝશાહ મહેતા — સર ફીરોઝશાહ મહેતાના અવસાન માટે આ મહાસભા ઊંડો શોક દર્શાવે છે. તેઓ મહાસભાના જાણીતા સ્થાપકોમાંના એક હતા અને મહાસભાના ચુસ્ત ટેકેદાર હતા. મુંબઈની ધારાસભાની તેમની અસાધારણ અને લાંબા સમયની કારકિર્દી, વડી ધારાસભાનું તેમનું નોંધપાત્ર કામ, અને લગભગ ૫૦ વરસ ઉપર પથરાયેલી તેમની બીજી જાહેર સેવાઓ એ દેશને માટે અમૂલ્ય હતાં. તે જ પ્રમાણે સ્થાનિક સ્વરાજ્ય, ઉચ્ચ કેળવણી અને બંધારણીય પ્રગતિ માટે તેમણે અમૂલ્ય સેવા કરી હતી. તેની સાથે સિદ્ધાન્તોની ચોક્કસ સમજણ અને વિશાળ દૃષ્ટિનો મેળ થવાથી તેઓ હિંદના ખૂબ તેજસ્વી અને મોટામાં મોટા આગેવાનોમાં ગણાતા હતા અને જે હિંદના લોકોની તેમણે વિરલ શક્તિ, નિ:સ્વાર્થતા, અદમ્ય હિંમત અને ડહાપણભરી રાજકુશળતાથી સેવા કરી છે તેમને માટે તેઓ કીમતી વારસો અને ઉજ્જ્વળ દૃષ્ટાંત મૂકતા ગયા છે.

૫. રાજ પ્રત્યે વફાદારી — નામદાર શહેનશાહ તાજેતરના અકસ્માતમાંથી બચી ગયા તે માટે આ મહાસભા ઊંડી આભારભરી રાહતની લાગણી દર્શાવે છે અને (૧૯૧૪ના ઠરાવ ૪ (ક) મુજબ.)

૬. યુદ્ધ — સ્વતંત્રતા, ન્યાય અને માનવતાના સિદ્ધાંતોની રક્ષા માટે ગ્રેટ બ્રિટન અને મિત્ર રાજ્યોએ સાચો રાહ લીધો છે એવો આ મહાસભા વિશ્વાસ ધરાવે છે અને બ્રિટિશ નૌકાદળની સુવિખ્યાત પ્રણાલિકા મુજબ તેમની આ લડાઈની તેજસ્વી કામગીરી ની તથા હિંદી અને સંસ્થાનિક સૈનિકોએ બતાવેલી વીરતાની પ્રશંસા કરે છે અને તેમાં ગર્વ લે છે તથા અંતઃકરણ-પૂર્વક પ્રાર્થના કરે છે કે મિત્ર રાજ્યોને સફળતા મળે.

૭. લૉર્ડ હાર્ડિન્જ — શાહી સરકારે નામદાર લૉર્ડ હાર્ડિન્જની વાઇસરૉય તરીકેની નોકરીની મુદત આવતા માર્ચ માસ સુધી લંબાવી તે માટે આ મહાસભા આભાર માને છે અને વિનંતિ કરે છે કે, અત્યારની કટોકટી પૂરી થાય ત્યાં સુધી એ મુદત લંબાવવામાં આવે.

૮. લશ્કરી તાલીમ — લશ્કરી તાલીમ અને સ્વયંસેવક સૈનિકો સંબંધમાં અગાઉના ઠરાવોનું સમર્થન કરીને આ મહાસભા સરકારને આગ્રહ કરે છે કે :

(ક) લશ્કર અને નૌકાદળની ઊંચી નોકરીઓમાં હિંદીઓને દાખલ કરવા માટે અત્યારની લશ્કરી અને નૌકાદળી શાળાઓ ખુલ્લી મૂકવી, અને તેમની તાલીમ માટે દેશમાં નવી શાળાઓ ખોલવી જરૂરી છે.

(ખ) અત્યારની સ્વયંસેવકોની પદ્ધતિની પુનર્રચના કરવાની જરૂર છે, જેથી નાતજાત કે કોમના ભેદ વગર સર્વ લોકો સામ્રાજ્યના નાગરિક સૈનિક તરીકે પોતાનાં નામ નોંધાવી શકે.

૯. हथियारबंधी — (૧૯૧૪ના ઠરાવ ૭ મુજબ.)

૧૦. दक्षिण आफ्रिका और कॅनडा — સંસ્થાનોના રાજપુરુષોએ ઉદાર અને શાહી દૃષ્ટિની જાહેરાતો કરવા છતાં, આ મહાસભાને ખેદ થાય છે કે, દક્ષિણ આફ્રિકા અને કૅનડાના હિંદીઓને લગતા પ્રચલિત કાયદાઓનો અમલ સમાન અને ન્યાયી રીતે થતો નથી. આ મહાસભા વિશ્વાસ રાખે છે કે, સ્વરાજ ભોગવનાં સંસ્થાનો યુરોપિયનોની માફક હિંદીઓને સરખા હક આપશે અને અત્યાર સુધી હિંદીઓને જે હકો આપવામાં નથી આવ્યા અને તેથી વ્યાપક અસંતોષ અને વિરોધ જન્મ્યા છે, તે હકો મેળવી આપવા શાહી સરકાર બની શકે તે સઘળા ઉપાયો લેશે.

૧૧. शाही परिषद — શાહી પરિષદમાં હિંદનો પ્રતિનિધિ હોવો જોઈએ એવો વડી ધારાસભાએ ઠરાવ પસાર કર્યો તેને નામદાર વાઇસરોયે દીર્ઘ દૃષ્ટિએ ટેકો આપ્યો છે તે માટે આ મહાસભા તેમનો ભાવપૂર્વક આભાર માને છે; અને આશા રાખે છે કે, હિંદીઓની વતી વડી ધારાસભાએ સર્વાનુમતે જે અવાજ રજૂ કર્યો છે તેને શાહી સરકાર અને સંસ્થાનો યોગ્ય આવકાર આપશે. વિશેષમાં વિનંતી કરે છે કે, આવી રીતે હિંદ તરફથી ઓછામાં ઓછા બે પ્રતિનિધિ મોકલવા જોઈએ અને તેની ચૂંટણી વડી ધારાસભાના ચૂંટાયેલા સભ્યોએ કરવી જોઈએ.

૧૨. संयुक्त प्रान्त — સંયુક્ત પ્રાન્તમાં ગવર્નરની કારોબારી સભા સ્થાપવાની દરખાસ્તને ઉમરાવની સભાએ ઉડાવી દીધી તેનો આ મહાસભા સખ્ત વિરોધ કરે છે; અને આગ્રહપૂર્વક વિનંતિ કરે છે કે, તે પ્રાંતને ગવર્નરનો પ્રાંત બનાવવો અને તેની કારોબારી સભામાં ઓછામાં ઓછો એક હિંદી નીમવો.

૧૩. गिरमीटिया मजूरी — ગિરમીટિયા મજૂરીની વિરુદ્ધ ગઈ બેઠકમાં પસાર કરેલા ઠરાવનું આ મહાસભા ફરી સમર્થન કરે છે અને તે પદ્ધતિને વહેલામાં વહેલી નાબૂદ કરવા આગ્રહ કરે છે.

૧૪. न्याय और कारोबारी खाता — અગાઉની બેઠકોના ઠરાવોનું સમર્થન કરીને આ મહાસભા આગ્રહ કરે છે કે, ન્યાય અને કારોબારી ખાતાંને જલદી

જુદાં પાડી દેવાં એ ન્યાય અને શુદ્ધ વહીવટની દૃષ્ટિએ જરૂરી છે. વિશેષમાં મહાસભા વિનંતી કરે છે કે, એ કામ અસરકારક બનાવવા માટે ન્યાયખાતું પૂરેપૂરું દરેક પ્રાન્તની વરિષ્ઠ અદાલતના અંકુશ હેઠળ મૂકવું જોઈએ. તે ઉપરાંત સનંદી નોકરોથી ન્યાયાધીશોને અલગ અને સ્વતંત્ર રાખવા જોઈએ અને તેમની ભરતી થોડા પ્રમાણમાં જાહેર પરીક્ષા દ્વારા અને થોડા પ્રમાણમાં વકીલોમાંથી કરવી જોઈએ.

૧૫. પ્રાન્તો માટે હાઈકોર્ટો — પંજાબ, બર્મા અને મધ્ય પ્રાંતની મુખ્ય કોર્ટોને કાયદાપૂર્વકની હાઈકોર્ટોનું સ્થાન અને અધિકાર આપવાં જોઈએ એમ આ મહાસભા ફરી ઠરાવ કરે છે અને આ અગત્યનો સુધારો જલદી દાખલ કરવા માટે હિંદી વજીરને વિનંતી કરે છે તથા ખેદ જાહેર કરે છે કે, પંજાબમાં આ સુધારો દાખલ કરવા માટે પ્રાન્તિક અને હિંદી સરકારની ભલામણ હિંદી વજીરે સ્વીકારી નથી.

૧૬. સ્વદેશી — (૧૯૧૪ના ૧૫મા ઠરાવ મુજબ.)

૧૭. છાપાંનો કાયદો — હિંદી છાપાંનો કાયદો ચાલુ રાખવા સામે આ મહાસભા ફરી વિરોધ કરે છે અને તે રદ કરવા આગ્રહ કરે છે.

૧૮. નાણાંકીય સ્વતંત્રતા — આ મહાસભાનો અભિપ્રાય છે કે, હિંદના હિતને માટે એ જરૂરી છે કે, આયાત, નિકાસ અને આબકારી જકાત સંબંધમાં સંપૂર્ણ નાણાંકીય સ્વાતંત્ર્ય હવે હિંદી સરકારને આપવું જોઈએ.

૧૯. સ્વરાજ — મહાસભાના બંધારણની કલમ ૧માં જણાવ્યા પ્રમાણે હિંદને સ્વશાસન આપવા માટે નીચે પ્રમાણે વધુ સંગીન સુધારા દાખલ કરવાનો વખત હવે ભરાઈ ગયો છે એવો આ મહાસભાનો અભિપ્રાય છે:

આ દેશના રાજતંત્રને સુધારવું જોઈએ અને તેને વધુ ઉદાર બનાવવું જોઈએ, જેથી લોકોનો તે ઉપર અસરકારક કાબૂ રહે. આમ કરવા માટે —

(૧) નાણાંકીય સ્વાતંત્ર્યવાળું પ્રાન્તિક સ્વરાજ દાખલ કરવું જોઈએ.

(૨) ધારાસભાઓને સુધારીને તેમનો વિસ્તાર કરવો જોઈએ, જેથી તે બધા વર્ગના લોકોની સાચી અને પૂરતી પ્રતિનિધિત્વવાળી બને અને કારોબારી સભાનાં કામો ઉપર અસરકારક કાબૂ ધરાવે.

(૩) અત્યારની કારોબારી સભાઓની પુનર્રચના કરવી અને જ્યાં તે ન હોય ત્યાં દાખલ કરવી.

(૪) હિંદી વજીરની સમિતિને સુધારવી અગર તેને નાબૂદ કરવી.

(૫) જ્યાં પ્રાન્તિક ધારાસભાઓ ન હોય ત્યાં તે દાખલ કરવી.

(૬) હિંદી વજીર અને હિંદી સરકાર વચ્ચેના સંબંધો ફરીથી ગોઠવવા.

(૭) સ્થાનિક સ્વરાજમાં ઉદાર ધોરણ રાખવું.

આ મહાસભા અખિલ હિંદ મહાસભા સમિતિને અધિકાર આપે છે કે, આ ઠરાવના સિદ્ધાંતો ખ્યાલમાં રાખીને સુધારાની એક યોજના, તથા લોકોમાં તદ્દવિષયક કેળવણી અને પ્રચારનું સતત કામ કરવાને. કાર્યક્રમ ઘડી કાઢે. આ સમિતિને વિશેષમાં અધિકાર આપવામાં આવે છે કે, અખિલ હિંદ મુસ્લિમ લીગ આ કામ માટે જે સમિતિ નીમે તેની સાથે ચર્ચા કરીને જરૂરી લાગે તે કરવું. સમિતિએ પોતાનો રિપોર્ટ તા. ૧–૯–૧૯૧૬ સુધીમાં મહામંત્રીને મોકલી આપવો અને મહામંત્રીએ તે બને તેટલો જલદી જુદી જુદી પ્રાન્તિક સમિતિઓમાં ફેરવવો.

૨૦. જમાબંધી — આ મહાસભાનો મક્કમ અભિપ્રાય છે કે, જમીનવેરા પર વાજબી અને ચોક્કસ મર્યાદા મૂકવી જોઈએ અને જ્યાં કાયમી જમાબંધી ન હોય તેવા રૈયતવારી અને જમીનદારી વિભાગોમાં તે દાખલ કરવી અને જ્યાં શક્ય હોય ત્યાં ખેડૂતોને માટે કાયમી ભરણાની રકમ ઠરાવી આપવી. જો સરકાર એમ ન કરી શકે તો, ઓછામાં ઓછાં ૬૦ વરસ માટે જમાબંધી દાખલ કરવી. વિશેષમાં મહાસભાનો અભિપ્રાય છે કે, વિકેન્દ્રીકરણ કમિશનની ભલામણ મુજબ પ્રાન્તિક કાયદાઓમાં જમાબંધીના સામાન્ય સિદ્ધાંતો દાખલ કરવા અને તેમાં ખાસ નિર્દેશ કરવો કે, જમીન-વેરો વધારવાનો હોય તો તેની મર્યાદા શી રહેશે.

૨૧. ઔદ્યોગિક વિકાસ — આ દેશના આર્થિક વિકાસ માટે સરકારે જે પગલાં લીધાં છે તેની આ મહાસભા કદર કરે છે; છતાં મહાસભાનો અભિપ્રાય છે કે, તે પગલાં પૂરતાં નથી અને દેશનું ઔદ્યોગિક પછાતપણું ટાળવા માટે જરૂરી છે કે:

(ક) ઔદ્યોગિક અને વૈજ્ઞાનિક શિક્ષણ આપવા માટે આજના કરતાં વિશેષ પ્રબંધ કરવો જોઈએ અને તે માટે હિંદની મુખ્ય વિદ્યાપીઠોમાં ઔદ્યોગિક વિજ્ઞાનનો વિભાગ સ્થાપવો જોઈએ; સંશોધનસંસ્થાઓ સ્થાપવી જોઈએ; અને તેમાં શિષ્યવૃત્તિઓ આપવી જોઈએ; હાલની ઔદ્યોગિક સંસ્થાઓનો વિકાસ કરવો જોઈએ અને નવી સંસ્થાઓ ઉઘાડવી જોઈએ; તથા પ્રાથમિક અને માધ્યમિક શાળાઓમાં પ્રાથમિક ઔદ્યોગિક વિજ્ઞાનનું શિક્ષણ ધીમે ધીમે દાખલ કરવું જોઈએ.

(ખ) આયાત, અને નિકાસ-જકાતો નાખવા માટે હિંદી સરકારને સ્વતંત્રતા આપવી જોઈએ.

(ગ) દરેક પ્રાન્તમાં ઉદ્યોગખાતા સાથે સહકાર કરવા માટે ઔદ્યોગિક સલાહકાર સમિતિઓ નીમવી. તેમનું કામ નવા ઉદ્યોગોને આગળ ધપાવવા માટે માર્ગદર્શક થવાનું હોય.

(ઘ) સુતરાઉ કાપડ પરની આબકારી જકાત, અને રેલવેના ભેદભાવવાળા નૂરના દર જેવા અંકુશો અકુદરતી અને અન્યાયી છે. તેથી હિંદી ઉત્પાદકને ભોગે પરદેશી ઉત્પાદકને લાભ થાય છે.

૨૨. હિંદી વિદ્યાર્થીઓ — ઇંગ્લંડનું હિંદી વિદ્યાર્થી ખાતું હાલ જે રીતે રચાયેલું છે અને જે રીતે કામ કરે છે, તેનો આ મહાસભા સખત વિરોધ કરે છે. અને ઇંગ્લંડની સંસ્થાઓ હિંદી વિદ્યાર્થીઓને છૂટથી દાખલ કરતી નથી અને દાખલ કર્યા પછી તેમની સાથે અયોગ્ય અને પક્ષપાતી વલણ રાખે છે, તેથી વિદ્યાર્થીઓમાં વધતા જતા અસંતોષ પ્રત્યે હિંદી સરકાર અને હિંદી વજીરનું એ ગંભીર પ્રકારે ધ્યાન ખેંચે છે અને હિંદી વજીરને આગ્રહ કરે છે કે, હિંદી વિદ્યાર્થીઓ સાથે સમાન ભાવે વર્તાવ થાય અને તેમને સરખી તકો મળે તે માટે પોતાની લાગવગ અને અધિકાર તથા સત્તા વાપરે.

૨૩. મહામંત્રી — (૧૯૧૪ના ઠરાવ ૨૩ મુજબ ૧૯૧૬ના વરસ માટે મહામંત્રીની નિમણૂક કરવામાં આવી.)

૨૪. બ્રિટિશ સમિતિ — (૧૯૧૪ના ઠરાવ ૨૨ મુજબ)

૨૫. બંધારણમાં સુધારા — ૨૦ મી કલમને અંતે નીચેનું ઉમેરો :—

"(૬) જે સંસ્થાની સ્થાપનાને તા. ૩૧–૧૨–૧૯૧૫ ને રોજ ઓછામાં ઓછાં બે વરસ થયાં હોય અને જેનો એક હેતુ બ્રિટિશ સામ્રાજ્યમાં સાંસ્થાનિક ધોરણે બંધારણપૂર્વક સ્વરાજ પ્રાપ્ત કરવાનો હોય, તેવી સંસ્થાઓના આશ્રયે થયેલી જાહેર સભાઓ"

એ શરતે કે :

(ક) ઉપરની સંસ્થાએ ખાસ ઠરાવથી મહાસભાના બંધારણની કલમ ૧ સ્વીકારવી જોઈએ અને પોતાના પ્રાંતની પ્રાન્તિક સમિતિને તેની ખબર આપવી જોઈએ.

(ખ) તે સંસ્થાએ પોતાના નવા સભ્યો માટે ઉપરની બંધારણની કલમ ૧ નો સ્વીકાર આવશ્યક ગણવો જોઈએ.

(ગ) આવી સભાઓમાં ચૂંટાયેલા પ્રતિનિધિઓની સંખ્યા ૧૫ થી વધુ ન થવી જોઈએ અને આવી કોઈ સંસ્થા મહાસભાના એક અધિવેશન માટે એક કરતાં વધુ સભા બોલાવી શકશે નહિ. અખિલ હિંદ મહાસભા સમિતિને આવી કોઈ સંસ્થાને ગમે તે વખતે આ કામ માટે અયોગ્ય ઠરાવવાનો હક રહેશે.

નોંધ — ચૂંટાયેલો પ્રતિનિધિ બીજી રીતે પ્રતિનિધિ થવા લાયક હોય તો તેને માટે કોઈ મહાસભા સમિતિના સભ્ય હોવું જરૂરી નથી.

કલમ ૩ (ક) 'જગ્યા' ને બદલે 'શહેર' શબ્દ મૂકો.

કલમ ૭ — 'બંગાળા' શબ્દની પહેલાંનો 'સંયુક્ત' શબ્દ કાઢી નાખો અને બીજી કલમોમાં જ્યાં જ્યાં 'સંયુક્ત બંગાળા' શબ્દ આવતો હોય ત્યાં એટલો સુધારો કરો.

કલમ ૬ ને અંતે નીચેનું ઉમેરો :

આ હેતુ માટે — કુર્ગ અને નિઝામના રાજ્યમાં તથા મૈસુર, ત્રાવણકોર અને કોચીનના રાજ્યમાં બ્રિટિશ અમલ હેઠળનો પ્રદેશ મદ્રાસ સાથે ગણવો;

તે જ પ્રમાણે વડોદરા, કાઠિયાવાડ અને દક્ષિણ હિંદનાં મરાઠા રાજ્યોમાંનો તેવો પ્રદેશ મુંબઈ સાથે ગણવો;

આસામને બંગાળા સાથે ગણવો;

દિલ્હી, અજમેર-મેવાડ, અને રજપુતાનામાં બ્રિટિશ અમલ હેઠળનો પ્રદેશ સંયુક્ત પ્રાંતમાં ગણવો;

બ્રિટિશ બલુચિસ્તાનને પંજાબ સાથે ગણવો;

મધ્ય હિંદમાં બ્રિટિશ અમલ હેઠળનો પ્રદેશ મધ્ય પ્રાંત સાથે ગણવો.

કલમ ૨૩ (ક) માં પહેલા વાક્યમાં જ્યાં જ્યાં ભવિષ્યકાળનો પ્રયોગ આવતો હોય તેની સાથે 'બને ત્યાં સુધી' શબ્દો ઉમેરવા.

કલમ ૨૮ 'ફીની રકમ'ની પહેલાંનો 'અડધી' શબ્દ કાઢી નાખો.

કલમ ૨૯ (ક) છેલ્લી લીટીની પહેલાંની લીટીમાંથી 'અગાઉથી' શબ્દ કાઢી નાખવો અને 'મહાસભા સમક્ષ રજૂ કરવું' એ શબ્દો ઉમેરવા.

**૨૬. એકત્રીસમું અધિવેશન** — મહાસભાનું આવતું અધિવેશન ૧૯૧૬ના ડિસેમ્બરમાં લખનૌ ખાતે ભરવું.

**૨૭. પ્રમુખનો આભાર** — પ્રમુખશ્રીએ સુંદર અને દીર્ઘદૃષ્ટિવાળું વ્યાખ્યાન આપીને, મહાસભાની બેઠક દરમિયાન તેમની કાર્યપદ્ધતિથી, અને તેનાથી કઠણ એવા વિષયવિચારિણીસમિતિમાં કરેલા કામથી મહાસભાની અને દેશની જે અમૂલ્ય સેવા બજાવી છે, તે માટે આ મહાસભા તેમનો ખૂબ આભાર માને છે.

# એકત્રીસમું અધિવેશન – લખનૌ

## (તા. ૨૬ અને ૨૮થી ૩૦ ડિસેમ્બર, ૧૯૧૬)

૧. શ્રી. પં. વિશન નારાયણ ધાર — પં. બિશન નારાયણ ધારના અકાળ અવસાનથી હિંદને ભારે ખોટ પડી છે તે માટે આ મહાસભા ઊંડો શોક દર્શાવે છે. તેમણે પોતાની નિઃસ્વાર્થ સેવાથી અને વિશાળ દૃષ્ટિની દેશભક્તિથી તથા વિરલ બુદ્ધિબળથી દેશભાઈઓની પ્રશંસા અને વિશ્વાસ પ્રાપ્ત કર્યાં હતાં.

૨. શ્રી. સુબ્રહ્મણ્ય આયર — સુબ્રહ્મણ્ય આયરના અવસાન માટે આ મહાસભા ઊંડો શોક દર્શાવે છે. તેમની નીડર સ્વતંત્રતા, ઉત્સાહભરી દેશભક્તિ, અને પ્રજાકીય પ્રશ્નોનું — ખાસ કરીને આર્થિક પ્રશ્નોનું — ઊંડું જ્ઞાન તેમના દેશભાઈઓ હંમેશ આભારપૂર્વક યાદ કરશે.

૩. શ્રી. ખરે — શ્રી. દાજી આબાજી ખરેના અવસાન પ્રત્યે આ મહાસભા ઊંડો શોક દર્શાવે છે. તેઓ મહાસભાના એક ચુસ્ત અનુયાયી હતા, અને મહાસભાના સહમંત્રી તરીકે તેમણે અમૂલ્ય સેવા બજાવી હતી.

૪. લૉર્ડ કિચનર — લોર્ડ કિચનરના અચાનક અને કરુણ અવસાનથી બ્રિટિશ સામ્રાજ્યને મોટી ખોટ પડી છે તે માટે આ મહાસભા ઊંડો શોક દર્શાવે છે. તેઓ એક મહાન સૈનિક હતા અને અત્યારના વિશ્વયુદ્ધમાં તેમણે મહત્ત્વની સેવા બજાવી હતી.

૫. વફાદારી — (૧૯૧૪ની બેઠકનો ઠરાવ ૪ ફરી કર્યો અને પ્રાર્થના કરી કે યુદ્ધમાં મિત્રરાજ્યોને જીત મળે.)

૬. હથિયારબંધી — આ મહાસભાનો અભિપ્રાય છે કે, હિંદનો હથિયારબંધીનો કાયદો રદ કરવો જોઈએ અને ઇંગ્લંડમાં જે ધોરણે હથિયારો રાખવા દેવામાં આવે છે, તે ધોરણે હિંદીઓને પણ છૂટ આપવી જોઈએ. કોઈ ખાસ વિભાગો અગર જાતિઓ માટે કાંઈ અંકુશો મૂકવાની જરૂર હોય, તો સ્થાનિક સરકારને તેમ કરવાનો અધિકાર આપવો.

૭. લશ્કર — (ક) બ્રિટિશ સરકારની લશ્કરી નીતિ અવિશ્વાસ ઉપર રચાયેલી છે. તેની આખી પ્રજાની લશ્કરી હિંમત ઉપર નાશકારી અસર થાય છે; અને હિંદીઓની સ્વાભાવિક ઇચ્છા છે કે, ભીડના પ્રસંગે પોતાનાં ઘરબારનું રક્ષણ કરવાની તેમને તાલીમ મળવી જોઈએ. તે ધ્યાનમાં લઈને, અને સૈનિક તરીકે સામ્રાજ્યની સેવા કરવાની તેમની તીવ્ર ઇચ્છા ધ્યાનમાં લઈને,

આ મહાસભાનો અભિપ્રાય છે કે, હિંદીઓને સ્વયંસેવક સૈનિક તરીકે નોંધાવાની છૂટ આપવામાં ન્યાય અને દીર્ઘદૃષ્ટિ બન્ને રહેલાં છે.

(ખ) ન્યાય અને તાત્કાલિક આવશ્યકતાની દૃષ્ટિએ અને યુરોપ, આફ્રિકા અને એશિયાનાં રણમેદાનો પર હિંદીઓએ બતાવેલી લશ્કરી શક્તિનો ખ્યાલ કરીને, આ મહાસભા સરકારને અંતઃકરણપૂર્વક વિનંતી કરે છે કે, લશ્કરની ઊંચી નોકરીઓ હિંદીઓ માટે ખુલ્લી મૂકવી અને લશ્કરી અમલદારોની તાલીમ માટે હિંદમાં પૂરતી વ્યવસ્થા કરવી.

૮. છાપાંનો કાયદો— 'આ મહાસભાનો મક્કમ અભિપ્રાય છે કે, ૧૯૧૦નો છાપાંનો કાયદો છાપાંની સ્વતંત્રતા માટે ભયરૂપ નીવડ્યો છે; અને જે લોકમત સુરાજ્ય માટે ઘણો આવશ્યક છે તેના યોગ્ય આવેગને તે રૂંધે છે. વળી તે કાયદાથી કારોબારીને વિશાળ અને મનસ્વી સત્તાઓ મળે છે. તે ધ્યાનમાં લઈને, તે કાયદો રદ કરવા સરકારને જોરદાર આગ્રહ કરવામાં આવે છે.

૯. ગિરિમીટિયા મજૂરી— (ક) ગિરમીટિયા મજૂરોની ભરતી કરવાનું આવતી સાલમાં જ બંધ કરીને તે પદ્ધતિ બંધ કરવાનો મહાસભા મજબૂત આગ્રહ કરે છે.

(ખ) આ પ્રશ્ન વિચારવા માટે લંડનમાં આંતરરાષ્ટ્રીય પરિષદ ભરાવાની છે તેમાં, હિંદી પ્રજામત રજૂ કરનારાં મંડળોની સાથે મસલત કરીને, ઓછામાં ઓછો એક હિંદી પ્રતિનિધિ હિંદી સરકાર તરફથી મોકલી આપવામાં આવે એ અત્યંત ઇષ્ટ છે, એવો આ મહાસભાનો અભિપ્રાય છે.

(ગ) શ્રી. મરજોરી બેન્કસ અને માનનીય શ્રી. યમ્બી મરક્કયરના અને આંતરરાષ્ટ્રીય સમિતિના રિપોર્ટનો કંઈ અમલ કરવામાં આવે તે પહેલાં પ્રજાની જાણ ખાતર અને ચર્ચા માટે તે પ્રસિદ્ધ કરવા સરકારને અંતઃકરણપૂર્વક વિનંતિ કરવામાં આવે છે.

૧૦. સંસ્થાનોમાંના હિંદીઓ — સામ્રાજ્યનાં સ્વાયત્ત અને બીજાં સંસ્થાનોમાં હિંદીઓનો દરજ્જો અને તેમની સાથેના વર્તાવ સંબંધમાં મહાસભાએ અગાઉ જે ઠરાવો કરેલા છે તેમનું સમર્થન કરવામાં આવે છે; અને તે સંસ્થાનોમાં હિંદીઓ પ્રત્યેનો ખરાબ વર્તાવ ચાલુ રહેવાને લીધે પ્રજામાં અસંતોષ વધતો જાય છે તેની એકવાર ફરી નોંધ લઈને હૃદયપૂર્વક આશા રાખવામાં આવે છે કે, હાલના વિશ્વયુદ્ધને લીધે સામ્રાજ્યના અંતર્ગત ભાગોમાં એકતાની ભાવના વધતી દેખાય છે, તેને પરિણામે ગ્રેટબ્રિટનના રાજપુરુષો અને લોકો સામ્રાજ્યનાં સંસ્થાનોમાં વસતા હિંદીઓના દરજ્જા વિષે આખા સામ્રાજ્યની દૃષ્ટિએ વધુ ઉદાર વિચાર કરશે.

૧૧. બિહારના બગીચાવાળા — ઉત્તર બિહારના યુરોપિયન બગીચાવાળા અને હિંદી રૈયત વચ્ચેનો સંબંધ બગડ્યો છે અને ત્યાં તકરાર ઊભી થઈ છે; તેની તપાસ કરીને ઉપાયો સૂચવવા માટે હિંદીઓ અને યુરોપિયનોનું એક મિશ્ર કમિશન નીમવું જોઈએ, એવો આ મહાસભા હિંદી સરકારને અદબપૂર્વક આગ્રહ કરે છે.

૧૨. સ્વરાજ — (ક) હિંદની મહાન કોમો પાસે પ્રાચીન સંસ્કૃતિનો વારસો છે અને તેમણે રાજતંત્ર ચલાવવાના કામમાં ભારે શક્તિ દર્શાવી છે તથા બ્રિટિશ અમલની એક સદી દરમિયાન કેળવણી અને જાહેર કામોમાં પ્રગતિ બતાવી છે તે ધ્યાનમાં લઈને, અને વિશેષમાં અત્યારનો રાજઅમલ પ્રજાની વાજબી અભિલાષાઓને સંતોષી શકતો નથી અને અત્યારની પરિસ્થિતિ અને જરૂરિયાતોને માટે અનુકૂળ નથી તે ધ્યાનમાં લઈને, આ મહાસભાનો અભિપ્રાય છે કે, હિંદને વહેલી તકે સ્વરાજ આપવાનો સરકારનો હેતુ અને ઇરાદો છે એવી નામદાર શહેનશાહે હવે જાહેરાત કરવી જોઈએ.

(ખ) અખિલ હિંદ મહાસભા સમિતિએ અખિલ હિંદ મુસ્લિમ લીગની સુધારણાસમિતિ સાથે મળીને સુધારાની જે યોજના તૈયાર કરી છે, તે મુજબ, સ્વરાજની દિશામાં સુધારા દાખલ કરવા ચોક્કસ પગલું લેવું જોઈએ એવી આ મહાસભાની માગણી છે.

(ગ) સામ્રાજ્યની પુનર્રચનામાં હિંદને તાબાનો દેશ ગણવાનું બંધ કરીને તેને સ્વાયત્ત સંસ્થાનોની પેઠે સામ્રાજ્યમાં સરખા ભાગીદાર તરીકે ગણવો જોઈએ.

૧૩. પ્રચારકામ — મહાસભા–સમિતિઓ, હોમ રૂલ લીગ અને એવાં બીજાં મંડળો, જેમનું ધ્યેય હિંદ માટે બ્રિટિશ સામ્રાજ્યમાં સ્વરાજ પ્રાપ્ત કરવાનું હોય, તેમને વિનંતી કરવામાં આવે છે કે, મહાસભા અને મુસ્લિમ લીગે તૈયાર કરેલી સુધારાની યોજના સંબંધી લોકોને કેળવણી આપવા માટે આવતા વરસમાં લોકોમાં કાયદેસર અને બંધારણપૂર્વક પ્રચાર કરવો.

૧૪. વિશ્વયુદ્ધ — (ક) ઇંગ્લન્ડના વડા પ્રધાને હિંદી રાજાઓ અને પ્રજાને મોકલેલા સંદેશામાં જે ભાવના દર્શાવી છે, તેની આ મહાસભા આભારપૂર્વક કદર કરે છે અને યુદ્ધમાં જીત મેળવવાના બ્રિટિશ પ્રજાના નિશ્ચયમાં સાથ પૂરે છે.

(ખ) મહાસભાને ખેદ થાય છે કે, હિંદની માનવ–શક્તિનો યુદ્ધમાં જોઈએ તેવો ઉપયોગ થયો નથી. મહાસભાનો આગ્રહ છે કે હિંદી અમલદારોની દેખરેખ નીચે હિંદની આમ પ્રજામાંથી તાત્કાલિક લશ્કર ઊભું કરવું જોઈએ.

(ગ) આ ઠરાવ યોગ્ય અધિકારી મારફત વડા પ્રધાનને તારથી મોકલી આપવા માટે પ્રમુખશ્રીને સત્તા આપવામાં આવે છે.

૧૫. પટના વિદ્યાપીઠ — પટના વિદ્યાપીઠનું બિલ તદ્દન પીછેહઠ કરનારું છે; તેની સામે આ મહાસભા જોરદાર વિરોધ નોંધાવે છે અને આગ્રહ કરે છે કે, તે બિલને પૂરેપૂરું ઉદાર અને પ્રાગતિક બનાવવા માટે તેમાં જરૂરી સુધારા કરી લેવા જોઈએ.

૧૬. હિંદસંરક્ષણધારો — (ક) હિંદસંરક્ષણધારો અને ૧૮૧૮નો બંગાળ નિયમનધારો ત્રીજો, એ બન્ને કાયદાઓનો સરકારે બહોળો ઉપયોગ કરવા માંડયો છે તે પ્રત્યે આ મહાસભા ભયની નજરે જુએ છે અને સરકારને આગ્રહપૂર્વક જણાવે છે કે, સંરક્ષણધારો તો અસાધારણ સમય માટે કરેલો કાયદો છે, તેનો અમલ કરવામાં ઇંગ્લન્ડના 'ડિફેન્સ ઑફ ધી રેલ્મ ઍક્ટ'ના સિદ્ધાંતને અનુસરવો જોઈએ; સંરક્ષણધારા હેઠળ જેની સામે કામ ચલાવવાનું હોય તેની સામે કામ ચલાવવાની રીત પણ ઇંગ્લંડના કાયદા જેવી જ હોવી જોઈએ; જે આરોપોને આધારે ધરપકડ કરી હોય અથવા તો અટકાયતનો હુકમ પસાર કર્યો હોય તેની લેખિત નકલ જેની ધરપકડ કરી હોય તેને આપવી જોઈએ; પકડેલા માણસને કંઈ ખુલાસો આપવાની ઇચ્છા હોય તો તે લખી લેવાવો જોઈએ. પણ ગુનાની કબૂલાતનાં નિવેદનો તો ફોજદારી કાયદા અનુસાર આરોપીને મળતી બાંહેધરીઓ અને રક્ષણ વિના કદી ન લેવાવાં જોઈએ; અને અટકાયતનો હુકમ પસાર થાય તે પહેલાં બને તેટલા જલદીથી કેસને લગતા સઘળા કાગળો અને નિવેદનો એક સમિતિ આગળ વિચારણા માટે મૂકવાં જોઈએ; તે સમિતિમાં હાઈકોર્ટનો વકીલ ન્યાયાધીશ હોય, બિન-અમલદારી ચાલુ વકીલ હોય, અને હિન્દી સનંદી નોકરોમાંનો એક ન્યાયાધીશ હોય; આ ઉપરાંત રક્ષણધારા હેઠળ પકડાયેલાને કાયદાની સલાહ લેવા માટે યોગ્ય સગવડો આપવી જોઈએ.

(ખ) ૧૮૧૮નો બંગાળ નિયમનધારો ત્રીજો અને બીજા પ્રાંતોના એવા બીજા કાયદાઓ હેઠળ ચાલતા કેસોમાં બને ત્યાં સુધી ઉપરના ધોરણે કામ ચાલે એ ઇષ્ટ છે.

(ગ) મુંબઈ, મધ્ય પ્રાંત અને વરાડની સરકારોએ શ્રીમતી બેસન્ટને તે પ્રાંતોમાં દાખલ કરવાની મનાઈ કરી છે, તે અન્યાયી હુકમો સામે આ મહાસભા મજબૂત વિરોધ દર્શાવે છે અને હિંદી સરકારને આગ્રહ કરે છે કે, લોકલાગણી શાંત કરવા માટે, તે પ્રાન્તોની સરકારોને સદરહુ હુકમો રદ કરવા ભલામણ કરે.

૧૭. કેળવણી — (ક) આ મહાસભા પોતાનો મક્કમ અભિપ્રાય દર્શાવે છે કે હિંદમાં ઉચ્ચ કેળવણીના વિકાસ માટે એ જરૂરી છે કે:—

(૧) વહીવટી અને કેળવણીવિષયક ખાતાંમાં લાયક હિંદીઓને નીમવા જોઈએ, અને હિંદી અને આંતિક નોકરો વચ્ચેના અત્યારના ભેદો નાબૂદ કરવા જોઈએ.

(૨) અત્યારની અને હવે પછી થનારી વિદ્યાપીઠોની નિયામકસભાના સભ્યોમાંથી મોટા ભાગના સભ્યો વિદ્યાપીઠના સ્નાતકો, અને તે વિદ્યાપીઠની માન્ય સંસ્થાઓના શિક્ષકો અને અધ્યાપકો દ્વારા ચૂંટાવા જોઈએ. આ નિયામક સભાનો વિદ્યાપીઠની કેળવણીવિષયક અને કારોબારી નીતિ ઉપર સંપૂર્ણ કાબૂ હોવો જોઈએ.

(ખ) આ મહાસભાનો મજબૂત અભિપ્રાય છે કે, સરકાર અત્યારે ખરચે છે તે કરતાં તેણે માધ્યમિક અને ઉચ્ચ કેળવણી માટે વધારે રકમ ખરચવી જોઈએ; વર્ગમાં વિદ્યાર્થીઓની સંખ્યાની મર્યાદા, વર્ગ-ફી અને શાળા-મદદના નિયમોમાં સુધારા કરવા જોઈએ; શાળા-મદદ સંબંધમાં યુરોપિયન અને હિંદી વિદ્યાર્થીઓ વચ્ચેના અત્યારના ભેદો નાબૂદ કરવા જોઈએ અને ઉચ્ચ કેળવણીનો લાભ નાતજાત, કોમ કે ધર્મના ભેદ વગર સૌ કોઈ લાયક વિદ્યાર્થીને આપવો જોઈએ.

(ગ) જનતાને કેળવણી આપવાની સર્વોપરી અગત્ય જોતાં અને વ્યાપક ઔદ્યોગિક કેળવણી અને સામાન્ય પ્રગતિ વધારવા માટે પ્રાથમિક કેળવણીનો પ્રચાર આવશ્યક છે એવો બીજા દેશોનો અનુભવ જોતાં, આ મહાસભા હિંદી સરકારને આગ્રહ કરે છે કે, પ્રાથમિક કેળવણી મફત અને ફરજિયાત કરવા માટે તાકીદે વ્યવસ્થા કરે.

(ઘ) બીજા દેશોના અનુભવ ઉપરથી આ મહાસભા સરકારને મજબૂત આગ્રહ કરે છે કે, ઔદ્યોગિક અને વેપારી જીવન માટે યોગ્ય શિક્ષણ આપવા ઔદ્યોગિક અને વેપારી શાળાઓ તથા એવી બીજી ઊંચા પ્રકારની સંસ્થાઓ પૂરતા પ્રમાણમાં ખોલવાની અત્યંત જરૂર છે. તેમ કરવાથી વિશેષ લાભ એ થશે કે, અત્યારની શાળા-મહાશાળાઓની ભીડ ઓછી થશે.

(ઙ) વિશેષમાં આ મહાસભાનો અભિપ્રાય છે કે, જરૂર જણાય તો, અને કેળવણી ઉપર રાષ્ટ્રીય કાબૂ અસરકારક રીતે સ્થપાય નહિ ત્યાં સુધી, સરકારી કાબૂથી સ્વતંત્ર એવી કેળવણીની સંસ્થાઓ સ્થાપવી જોઈએ અને વધારવી જોઈએ; તેમનો હેતુ શાળા-મહાશાળાઓ સ્થાપવાનો તથા વધારવાનો અને દેશની જરૂરિયાતો લક્ષમાં લઈને સામાન્ય, ઔદ્યોગિક અને વેપારી શિક્ષણ આપવાનો હોવો જોઈએ.

(ચ) આ મહાસભાનો અભિપ્રાય છે કે, વિદ્યાર્થીઓના વાલીઓની અગાઉથી પરવાનગી ન લેવામાં આવી હોય તો, સરકારી મદદ લેતી કોઈ પણ શાળા મહાશાળામાં ફરજિયાત ધાર્મિક શિક્ષણ આપવું એ સરકારે વચન આપ્યા પ્રમાણેની ધાર્મિક તટસ્થતાની નીતિથી અસંગત છે; અને સરકારને આગ્રહ કરવામાં આવે છે કે, શાળા મહાશાળાના અધિકારીઓ વિદ્યાર્થીઓની ધાર્મિક માન્યતામાં દખલ ન કરે તે માટે જેમનો અંતરાત્મા કબૂલ ન થતો હોય તેવાઓને તે શિક્ષણમાંથી બાકાત રાખવાની કલમ કેળવણીના કાયદામાં વહેલી તકે દાખલ કરવી જોઈએ.

૧૮. શાહી પરિષદ— યુદ્ધના પ્રશ્નોનો વિચાર કરવા અને યુદ્ધને જોરભેર આગળ ધપાવવા માટે લંડનમાં યુદ્ધસમિતિની ખાસ બેઠક સતત મળવાની છે તે અગાઉ એક ખાસ પરિષદ બોલાવવામાં આવી છે. તેમાં હિંદી વજીરને મદદ કરવા માટે હિંદમાંથી બે ખાસ ચૂંટાયેલા પ્રતિનિધિઓને મોકલવાની હિંદી વજીરે સૂચના કરી છે. તે બાબતમાં આ મહાસભાનો આગ્રહ છે કે, મધ્યસ્થ અને પ્રાન્તિક ધારાસભાઓના ચૂંટાયેલા સભ્યોએ ચૂંટેલા ઓછામાં ઓછા બે પ્રતિનિધિઓ હિંદી વજીરને મદદ કરવા માટે નહિ, પણ હિંદ તરફથી સીધી રીતે રજૂઆત કરવા માટે મોકલવા જોઈએ.

૧૯. સંયુક્ત પ્રાંત— (ક). સંયુક્ત પ્રાન્તમાં કારોબારી સભા સ્થાપવા અંગે હિંદી સરકારે હિંદી વજીરને ફરી ભલામણ કરી છે તે માટે આ મહાસભા આભાર માને છે; અને અભિપ્રાય દર્શાવે છે કે, ઇંગ્લન્ડના રાજપુરુષોમાંથી નિમાયેલો ગવર્નર તે સમિતિનો પ્રમુખ હોવો જોઈએ અને તેમાં અડધા સભ્યો હિંદીઓ હોવા જોઈએ.

(ખ) મહાસભા અંતઃકરણપૂર્વક આશા રાખે છે કે, સંયુક્ત પ્રાંતના અત્યારના લેફ્ટેનંટ ગવર્નરની મુદત પૂરી થાય ત્યાર પછી તરત જ આ સુધારો દાખલ કરવામાં આવશે.

૨૦. પંજાબ— યુદ્ધ પૂરું થયા પછી પંજાબમાં હાઈકોર્ટ સ્થાપવાનો હિંદી સરકારે નિર્ણય જાહેર કર્યો છે તે માટે આ મહાસભા આભાર માનીને અગાઉના ઠરાવનું ફરી સમર્થન કરે છે કે બર્મા, અયોધ્યા અને મધ્ય પ્રાંતની મુખ્ય કોર્ટોને કાયદેસરની હાઈકોર્ટોનો દરજ્જો અને સત્તા આપવાં જોઈએ; અને વિનંતી કરે છે કે, હિંદી વજીર આ અગત્યનો સુધારો દાખલ કરવા માટે તાકીદે પગલાં લે.

૨૧. સ્વદેશી— (૧૯૧૫ના ઠરાવ ૧૬ મુજબ.)

૨૨. પ્રતિનિધિમંડળ — મહાસભા સમિતિને સત્તા આપવામાં આવે છે કે, યુદ્ધ પૂરું થયા પછી તરત જ બને તેટલા જુદા જુદા પ્રાંતોના

પ્રતિનિધિઓનું એક પ્રતિનિધિમંડળ ઇંગ્લન્ડ મોકલવું; તે મંડળ ઇંગ્લન્ડની પ્રજા અને સરકાર સમક્ષ ઠરાવ ૧૨માં જણાવ્યા પ્રમાણે હિંદના હકોની રજૂઆત કરે; અને જરૂર લાગે તો મહાસભાની બેઠક ઇગ્લન્ડમાં બોલાવવાની વ્યવસ્થા કરે.

૨૩. જૂરી— જે કેસોમાં જૂરી દ્વારા તપાસ થવાની હોય તેમાં હિંદીઓને એવી માગણી કરવાનો હક હોવો જોઈએ કે, જૂરીના અડધા સભ્યો હિંદી હોય.

૨૪. हिंदी विद्यार्थीओ — ગ્રેટબ્રિટન અને હિંદમાં હિંદી વિદ્યાર્થી ખાતું ચાલે છે તેનો આ મહાસભા પૂરેપૂરો વિરોધ કરે છે. તે ખાતાના કામથી બ્રિટનમાં ભણતા હિંદી વિદ્યાર્થીઓને સતત ચિડાવાનું કારણ મળે છે અને કર ભરનાર ઉપર તેના ખર્ચનો બિનજરૂરી બોજો પડે છે.

૨૫. ब्रिटिश समिति — (૧૯૧૫ ના ઠરાવ ૨૪ મુજબ.)

૨૬. महामंत्री— (૧૯૧૫ના ઠરાવ ૨૩ મુજબ, ૧૯૧૭ માટે મહામંત્રીની ચૂંટણી કરવામાં આવી.)

## ૩૨

## બત્રીસમું અધિવેશન — કલકત્તા

(તા. ૨૬, ૨૮, ૨૯ ડિસેમ્બર, ૧૯૧૭)

૧. स्व. दादाभाई वगेरेने अंजलि — (ક) આ મહાસભા શ્રી. દાદાભાઈ નવરોજીના થયેલા અવસાન માટે અત્યંત શોક દર્શાવે છે. તેમણે માતૃભૂમિની જે ભારે સેવા કરી છે તે માટે તેમના દેશબંધુઓ હંમેશાં તેમને કૃતજ્ઞતાપૂર્વક યાદ કરશે અને તેમનું પવિત્ર જીવન, તેમના ગુણ, તેમનું જાહેરજીવન, એ બધું હિંદીઓને માટે સદાય આદર્શરૂપ અને ઉત્સાહપ્રેરક રહેશે.

(ખ) શ્રી. અબ્દુલ રસૂલનું અચાનક અને અકાળ અવસાન થયું છે તે માટે આ મહાસભા શોક દર્શાવે છે. તેઓ એક કર્તવ્યપરાયણ દેશભક્ત હતા અને તેમનું ચારિત્ર ઊંચા પ્રકારનું હતું. તેમણે હિંદુ અને મુસલમાનોના કોમ, ભાષા અને ધર્મવિષયક ભેદભાવો મિટાવીને બન્ને કોમોને દેશની પ્રેમપૂર્વક સેવા કરવાને એકઠી કરવા માટે પ્રયત્ન કર્યો હતો.

૨. राजभक्ति — આ મહાસભા નામદાર શહેનશાહ પ્રત્યે હિંદી પ્રજાની વતી પોતાની રાજભક્તિ દર્શાવે છે અને બ્રિટિશ રાજ્ય સાથે પોતાનો સંબંધ

ચાલુ રાખવાનો અને મુશ્કેલીને સમયે દરેક વખતે સામ્રાજ્યને મદદ કરવાનો પોતાનો દૃઢ નિશ્ચય જાહેર કરે છે.

૩. શ્રી. મૉન્ટેગ્યુનું સ્વાગત— માનનીય શ્રી ઈ. એસ. મૉન્ટેગ્યુના હિંદમાં આગમન-પ્રસંગે આ મહાસભા તેમનું સ્વાગત કરે છે; અને આશા રાખે છે કે, તેમનું આગમન સફળ થશે અને તેમને અહીં આવવાથી ખાતરી થશે કે, આ દેશમાં જવાબદાર રાજતંત્ર દાખલ કરવાની અત્યંત આવશ્યકતા છે.

૪. અલીભાઈઓની નજરકેદ— આ મહાસભા મૌ. શૌકતઅલી અને મહમદઅલીને જેલમાંથી મુક્ત કરવા માટે સરકારને વિનંતી કરે છે. તેઓને ૧૯૧૪ના ઑક્ટોબરથી જેલમાં પૂરવામાં આવ્યા છે. તેમને જે જાતના ધાર્મિક વિચારો માટે નજરકેદ કરવામાં આવ્યા છે તે વિચારો દેશપરદેશના ઇસ્લામના અનુયાયીઓ ધરાવે છે અને તે વિચારો નામદાર શહેનશાહ પ્રત્યેની રાજભક્તિના વિરોધી નથી.

૫. લશ્કર અને લશ્કરી તાલીમ— (ક) આ મહાસભા, સરકારને હિંદી લશ્કરી કાયદા અનુસાર વધારેમાં વધારે સંખ્યામાં હિંદીઓને લશ્કરી તાલીમ આપવાની વ્યવસ્થા કરવા વિનંતી કરે છે અને દરેક પ્રાન્તમાં ૧૬ થી ૧૮ વરસના યુવકોનું તાલીમ દળ (કૅડેટકોર) ઊભું કરવા આગ્રહ કરે છે.

(ખ) લશ્કરમાં ઊંચા દરજ્જાની જગ્યાઓએ હિંદીઓને નીમવા સંબંધમાં વર્ણભેદ રાખવામાં આવતો તે હવે નાબૂદ થતો આવ્યો છે અને 'કમિશન્ડ' જગ્યાઓએ ૯ હિંદીઓને નીમવામાં આવ્યા છે તેથી મહાસભાને સંતોષ થયો છે. મહાસભા આશા રાખે છે કે, ભવિષ્યમાં જે નિયમો કરવામાં આવે તેમાં એવો નિયમ દાખલ કરવામાં આવશે કે, 'કમિશન્ડ' જગ્યાઓએ વધુ હિંદીઓને નીમવામાં આવશે અને લશ્કરી અમલદારોની તાલીમ માટે હિંદમાં કૉલેજ ખોલવામાં આવશે તથા તેમની પરીક્ષા અહીં જ લેવામાં આવશે.

મહાસભાની સૂચના છે કે, આ સંબંધમાં નિયમો બનાવતા પહેલાં લોકોના અભિપ્રાય માટે તે પ્રગટ કરવામાં આવે.

(ગ) મહાસભા આગ્રહપૂર્વક ભલામણ કરે છે કે, હિંદી સૈનિકો અને 'બિન-કમિશન્ડ' અમલદારોના પગારોમાં વધારો કરવામાં આવે.

૬. છાપાંનો કાયદો— આ મહાસભાનો દૃઢ અભિપ્રાય છે કે, ૧૯૧૦ ના છાપાંના કાયદાથી અમલદારોના હાથમાં ખૂબ સ્વેચ્છાચારી અધિકાર આપવામાં આવ્યા છે અને તેનો જે ઉપયોગ થાય છે તે જોતાં જણાય છે ; તે કાયદો હિંદની સ્વતંત્રતાનો વિરોધી છે અને તેનો એક ...

જીવનની નૈતિકતાનો નાશ કરવાં તરફ છે. આથી તે કાયદો રદ કરવાની ખાસ જરૂર છે.

૭. બંધારણ— (ક) બંધારણની ૧૯મી કલમમાં મહામંત્રી બેને બદલે ત્રણ લખવા.

(ખ) ૨૭મી કલમમાં 'લવાજમ' શબ્દની પહેલાં 'અડધું' લખવું.

(ગ) ૭૦મી કલમ પછી નીચેનું ઉમેરવું :

પોતાના કાર્યને અંગે, આ બંધારણથી વિરોધી ન હોય તેવા નિયમો બનાવવા માટે મહાસમિતિને અધિકાર રહેશે.

૮. રાજદ્રોહ-કમિટી — (ક) ગયા ડિસેમ્બરની ૧૦મી તારીખે જે કમિટી નીમવાની જાહેરાત કરવામાં આવી છે તેનો આ મહાસભા વિરોધ કરે છે; કારણ કે એ કમિટીનો ઉદ્દેશ બંગાળાના લોકોનું રક્ષણ કરવાનો નથી પણ બંગાળાની ક્રાન્તિ સંબંધમાં જે વાતો કરવામાં આવે છે તે સંબંધમાં પગલાં લેવા માટે અધિકારીઓને વધુ સત્તા આપવા માટે કાયદો કરવાનો છે."

(ખ) હિંદમાં 'હિંદરક્ષણધારો' અને ૧૮૧૮નો બંગાળાનો ત્રીજો નિયમનધારો' એ બેનો વધુ પડતો ઉપયોગ કરવામાં આવે છે તે પ્રત્યે આ મહાસભા ભય વ્યક્ત કરે છે.

મહાસભાનો આગ્રહ છે કે, આ કાયદાઓનો ઉપયોગ ઇંગ્લન્ડમાં 'ડિફેન્સ ઑફ રેલ્મ ઍકટ' નો જે રીતે ઉપયોગ થાય છે તે રીતે અને તે નીતિ અનુસાર કરવો જોઈએ.

(ગ) 'હિંદસંરક્ષણધારો'. —એનો સખત અને અયોગ્ય અમલ કરવાથી દેશભરમાં ભારે અસંતોષ ફેલાયો છે તે ધ્યાનમાં લઈને આ મહાસભા આગ્રહ કરે છે કે, સરકારે કેસ ચલાવ્યા વગર લોકોને જેલમાં પૂરી રાખવાની બ્રિટિશ નીતિનો ત્યાગ કરવો જોઈએ અને દેશમાં શાંતિનું વાતાવરણ ઊભું કરવા માટે બધા રાજદ્વારી કેદીઓને મુક્તિ આપવી જોઈએ. બ્રિટિશ સામ્રાજ્ય જે યુદ્ધમાં ફસાયું છે તેનો સફળતાપૂર્વક અંત લાવવા માટે અને હિંદની વિવિધ પ્રકારે ઉન્નતિ કરવા માટે આ આવશ્યક છે.

(ઘ) મહાસભાનો એ પણ આગ્રહ છે કે, જે પ્રાન્તોમાં ઉપરના કેદીઓને રાખવામાં આવ્યા છે તે પ્રાંતના બિન-સરકારી સભ્યોની એક સમિતિ બનાવીને, તેમને કેદીઓની મુલાકાત લઈને તેમની માંદગી અને તેમની સાથેની સખતાઈ વગેરે સંબંધમાં સરકારને રિપોર્ટ કરવાનું સોંપવું જોઈએ.

૯. અગાઉના ઠરાવોનું સમર્થન— (ક) મહાસભાનો આગ્રહ છે કે, હથિયારબંધીનો કાયદો રદ કરવો જોઈએ અને હથિયારો રાખવા બાબત

અને તેમનો ઉપયોગ કરવા સંબંધમાં ગોરા અને દેશી લોકો વચ્ચે કંઈ ભેદભાવ ન રાખવો જોઈએ.

(ખ) મહાસભાનો અભિપ્રાય છે કે, સામ્રાજ્યનાં સંસ્થાનો અને સ્વતંત્ર સંસ્થાનોમાં વસતા હિંદીઓનો શહેનશાહની બીજી પ્રજાના જેવો જ દરજ્જો હોવો જોઈએ.

(ગ) કેળવણી-સંબંધમાં ૧૯૦૬ અને ૧૯૧૬માં મહાસભાએ જે ઠરાવો પસાર કર્યા છે તેમનું આ મહાસભા ફરી સમર્થન કરે છે અને જણાવે છે કે, હિંદનાં બાળકોની કેળવણી ભારતીય પ્રણાલિ મુજબ હિંદીઓના અંકુશ હેઠળ ચલાવવાનો સમય હવે આવી લાગ્યો છે. મહાસભા હિંદની પ્રજાને આગ્રહ કરે છે કે, આ ઉદ્દેશની પૂર્તિ માટે જે કંઈ પગલાં ભરવામાં આવે તેને પોતે ખૂબ મદદ કરે.

(ઘ) દર સાલ મલેરિયા અને પ્લેગ જેવા રોગોથી દેશમાં જે આફત ફેલાય છે તે ધ્યાનમાં લઈને મહાસભા એ વાત ઉપર ભાર મૂકવા માગે છે કે, અત્યાર સુધીમાં આરોગ્ય બાબતમાં જેટલું ધ્યાન અપાયું છે તેથી વિશેષ અપાવું જોઈએ અને તેમાં સુધારો કરવા માટે વ્યવસ્થા કરવી જોઇએ.

(ઙ) મહાસભા સર્વે હિંદવાસીઓને આગ્રહ કરે છે કે, દેશી ઉદ્યોગ-ધંધાની ઉન્નતિ માટે તેમણે સતત પ્રયત્ન કરવો જોઈએ અને થોડું નુકસાન વેઠીને પણ વિદેશી વસ્તુઓને બદલે દેશી વસ્તુઓને પસંદગી આપીને સ્વદેશીની ચળવળ સફળ બનાવવા માટે મથવું જોઈએ.

(ચ) મહાસભાની ભલામણ છે કે, જૂરીથી કેસ ચલાવવાની પ્રથાનો વિસ્તાર કરવો જોઈએ; અને મહાસભા એ મુદ્દા ઉપર જોર દે છે કે, એ રીતે ચાલનારા કેસોમાં હિંદીઓને એવો હક હોવો જોઈએ કે જૂરીના અડધા સભ્યો હિંદીઓ રાખવાની તેઓ માગણી કરી શકે.

(છ) વહીવટી અધિકારીઓને ન્યાયખાતા સંબંધી અધિકાર નહિ હોવો જોઈએ. અને દરેક પ્રાંતનું ન્યાયખાતું તે પ્રાંતની વરિષ્ઠ અદાલતને આધીન રહેવું જોઈએ.

૧૦. શ્રી. શેઠીના ઉપવાસ— મહાસભાને પ્રમુખશ્રી મારફત એકાએક એવી ખબર મળી છે કે, વેલોરની જેલમાં શ્રી. અર્જુનલાલ શેઠીની હાલત ચિંતાજનક છે. તેઓ પોતે જૈન ધર્મવાળા છે અને એવી ધાસ્તી લાગે છે કે, ધાર્મિક સિદ્ધાંતોને કારણે ભૂખમરાથી એમનું મૃત્યુ થઈ જાય. આથી મહાસભા હિંદી સરકારને વિનંતી કરે છે કે, આ કેસમાં વચ્ચે પડીને તેમનો જાન બચાવે.

૧૧. जवाबदार राजतंत्र— શાહી સરકાર વતી હિંદી વજીરે જાહેર કર્યું છે કે, તેમનો ઉદ્દેશ હિંદમાં જવાબદાર રાજતંત્ર સ્થાપવાનો છે. આ જાહેરાત માટે મહાસભા કૃતજ્ઞતાપૂર્વક સંતોષ દર્શાવે છે.

મહાસભા આગ્રહપૂર્વક જણાવે છે કે, હિંદમાં વહેલી તકે અમુક સમય સુધીમાં આવું રાજતંત્ર સ્થાપવા બાબત પાર્લમેન્ટમાં એક કાયદો તાત્કાલિક પસાર કરવાની જરૂર છે.

મહાસભાનો દૃઢ અભિપ્રાય છે કે, પ્રથમ પગલા તરીકે મહાસભા અને લીગની સુધારાની યોજનાનો કાયદો કરીને તે મુજબ તાત્કાલિક સુધારા દાખલ કરવા જોઈએ.

૧૨. परदेशवासी हिंदीओ— મહાસભાને ફરીથી અફસોસ થાય છે કે, દક્ષિણ આફ્રિકા અને પૂર્વ આફ્રિકાના હિંદીઓને હજી એવી મુશ્કેલીઓ વેઠવી પડે છે કે જેથી, તેમના વેપારને ધોકો પહોંચે છે અને તેમનું ત્યાં રહેવાનું મુશ્કેલ થઈ પડે છે, તથા એ વિભાગોમાં ફરવામાં તેમને અયોગ્ય અને અન્યાયી રીતે કનડવામાં આવે છે.

મહાસભા આશા રાખે છે કે, ત્યાંના અધિકારીઓ હિંદીઓ પ્રત્યેની પોતાની જવાબદારી સમજીને તેમની નડતરો દૂર કરશે. હિંદીઓએ આવી મુશ્કેલીઓમાં રહેવા છતાં, લશ્કર માટે દળો ઊભાં કરીને યુદ્ધમાં પૂરો હિસ્સો આપ્યો છે.

૧૩. गिरमीटिया मजूरो— આ મહાસભા માને છે કે, ગિરમીટિયા મજૂરોના પ્રશ્ન ઉપર વિચાર કરવા માટે તાજેતરમાં લંડનમાં જુદાં જુદાં ખાતાંઓની એક ભેગી કમિટી બેઠી હતી, તેના રિપોર્ટ ઉપરથી તે પ્રકારની મજૂરીનાં દૂષણો બાબત કંઈ ઉકેલ આવવાનો નથી. ગિરમીટિયા મજૂરી–પછી તેને ગમે તે નામ આપવામાં આવતું હોય – તેનો નાશ કર્યા વગર તે સંબંધમાં અસરકારક કંઈ થઈ શકે એમ નથી. બધાય લાગતાવળગતા લોકોએ કબૂલ કરેલું છે કે, તે પ્રથાથી મજૂરોને અપાર નુકસાન થાય છે.

મહાસભા શ્રી. સી. એફ. એન્ડ્રૂઝે તે અંગે કરેલી સેવાની આભારપૂર્વક કદર કરે છે. તેઓ પોતાની તબિયતને જોખમમાં મૂકીને ફીજી પહોંચી ગયા હતા અને હજી પણ ત્યાંના હિંદીઓના હિત માટે મથી રહ્યા છે.

૧૪. दलित वर्गो— આ મહાસભા હિંદના લોકોને આગ્રહ કરે છે કે, રિવાજને કારણે દલિત વર્ગોને જે હાડમારીઓ ભોગવવી પડે છે તે દૂર કરવામાં રહેલાં યોગ્યતા, ન્યાય અને જરૂરિયાત તેઓ પિછાને; તેમને પડતી હાડમારીઓ દમનકારી અને ચીડ ઉત્પન્ન કરે તેવી હોય છે, અને તેથી તે વર્ગના લોકોને ખૂબ મુશ્કેલી અને અગવડ પડે છે.

૧૫. દમન–ધારાઓ— હિંદી વજીર મારફતે પાર્લમેન્ટને એવી વિનંતિ કરવી કે, તેઓ એક પાર્લમેન્ટરી કમિશન બેસાડે. તે કમિશન, ગવર્નર, હિંદી વજીર અને પ્રાન્તિક સરકારો તરફથી કરવામાં આવેલા વાણી, લેખન અને સભા ભરવાની સ્વતંત્રતા ઉપર અંકુશો મૂકતા અસાધારણ નિયમોની તપાસ કરે, હિંદરક્ષણધારાના અમલની તપાસ કરે, અને જુદા જુદા પ્રાંતોમાં આ જાતના નિયમો અને તેમના અમલથી જે અસંતોષ અને અવિશ્વાસ ફેલાયો છે તેની તપાસ કરે.

આ ઠરાવ નામદાર વાઈસરોયની મારફત હિંદી વજીર ઉપર મોકલાવી આપવા પ્રમુખશ્રીને સત્તા આપવામાં આવે છે.

૧૬. 'બૉય સ્કાઉટ'–પ્રવૃત્તિ — હિંદીઓના અંકુશ હેઠળ દરેક પ્રાન્તમાં હિંદી બૉયસ્કાઉટ મંડળો સ્થાપવાની આ મહાસભા ભલામણ કરે છે.

૧૭. પ્રતિનિધિમંડળ — મહાસમિતિને અધિકાર આપવામાં આવે છે કે, પોતાને જરૂર લાગે તો એક પ્રતિનિધિમંડળ ઇંગ્લંડ મોકલે.

૧૮. મજૂરપક્ષ — શ્રી. જોસેફ બેપ્ટિસ્ટા અને શ્રી. એચ. એસ. એલ. પોલક હાલ ઇંગ્લંડમાં છે. તેમને આ મહાસભાની વિનંતિ છે કે, મજૂરપક્ષે હિંદમાં જવાબદાર રાજતંત્ર સ્થાપવા માટે પાર્લમેન્ટ દ્વારા કાયદો પસાર કરાવવાના કામમાં મદદ આપવાનું નક્કી કર્યું છે તે માટે તેને મહાસભા તરફથી અભિનંદનનો સંદેશ તેમણે મજૂરપક્ષની વાર્ષિક પરિષદમાં પહોંચાડવો.

મહાસભા પ્રમુખશ્રીને અધિકાર આપે છે કે, બ્રિટિશ મહાસભા સમિતિના પ્રમુખશ્રીને તારથી ખબર આપવી કે, મજૂરપક્ષના પ્રતિનિધિઓના આમંત્રણને માન આપી, મજૂરપક્ષની આગામી પરિષદમાં ભાગ લેવા માટે મહાસભા તરફથી શ્રી. બેપ્ટિસ્ટા અને શ્રી. પોલકને વિનંતિ કરવામાં આવી છે.

૧૯. બંધારણ :— મહાસભાના બંધારણમાં મસલત સમિતિએ સૂચવેલા સુધારા મંજૂર કરવામાં આવે છે.

૨૦. બ્રિટિશ સમિતિ — (૧૯૧૫ના ઠરાવ ૨૪ મુજબ.)

૨૧. મહામંત્રી (ક) આવતા વરસને માટે શ્રી. કેશવ પિલાઈ, સી. પી. રામસ્વામી આયર, અને શ્રી. ભુરગ્રીને મહામંત્રીઓ નીમવામાં આવે છે.

(ખ) ફારેગ થતા મહામંત્રીઓ શ્રી. સુબ્બારાવ અને નવાબ સૈયદ મુહમ્મદનો આ મહાસભા આભાર માને છે અને આશા રાખે છે કે, હવે પછી પણ તેઓ મહાસભાને પોતાનો સહકાર અને સલાહસૂચના આપતા રહેશે.

૨૨. તેત્રીસમું અધિવેશન — આ મહાસભાનું આગામી અધિવેશન આવતા ડિસેમ્બરમાં દિલ્હી ખાતે રાખવું.

## ખાસ અધિવેશન—મુંબઈ

(તા. ૨૯ થી ૩૧ ઓગસ્ટ અને ૧ સપ્ટેમ્બર, ૧૯૧૮)

૧. વિશ્વયુદ્ધ— આ મહાસભા નામદાર શહેનશાહ પ્રતિ અત્યંત ભક્તિપૂર્વક પોતાની વફાદારી અને માન પ્રગટ કરે છે. વર્તમાન યુદ્ધમાં મિત્રરાજ્યોને હમણાં જ સફળતા મળી છે એ સમાચાર સાંભળીને મહાસભાને ખૂબ સંતોષ થયો છે અને હૃદયપૂર્વક પ્રાર્થના કરે છે કે, જલદીથી તેમનો પૂરો વિજય થાઓ અને સ્વતંત્રતા, ન્યાય અને આત્મ-નિર્ણયના સિદ્ધાંતોની જીત થાઓ.

૨. મહાસભા—લીગ યોજના— ૧૯૧૬ના ડિસેમ્બરમાં લખનૌ ખાતે થયેલી મહાસભા અને લીગની સુધારાની સંયુક્ત યોજનાને ૧૯૧૭ના ડિસેમ્બરની બેઠકમાં મહાસભાએ સ્વીકારેલી છે. તેમાં જે સિદ્ધાન્તો દર્શાવવામાં આવ્યા છે તેમનું આ મહાસભા ફરી સમર્થન કરે છે અને જાહેર કરે છે કે, સામ્રાજ્યમાં સંપૂર્ણ સ્વરાજ મળ્યા વગર હિંદી પ્રજાને સંતોષ થશે નહિ, અને જ્યાં સુધી બ્રિટિશ રાષ્ટ્રસંઘમાં હિંદને સ્વતંત્ર રાષ્ટ્ર તરીકેનું ઉચિત સ્થાન નહીં મળે, ત્યાં સુધી બ્રિટન અને હિંદના સંબંધની ગાંઠ મજબૂત થશે નહીં.

૩. સ્વરાજ માટે લાયકાત— (ક) આ મહાસભા જાહેર કરે છે કે, હિંદની પ્રજાની જવાબદાર રાજતંત્ર માટે પૂરી લાયકાત છે અને મોંટેગ્યુ રિપોર્ટમાં તેની વિરુદ્ધ જે કંઈ લખવામાં આવ્યું છે તેનો આ મહાસભા વિરોધ કરે છે.

(ખ) ઉપરના રિપોર્ટમાં એવો અભિપ્રાય દર્શાવવામાં આવ્યો છે કે, ક્રમિક જવાબદાર રાજતંત્ર દાખલ કરવાના હેતુથી શરૂઆતમાં પ્રાંતોમાં જ જવાબદાર રાજતંત્ર દાખલ કરી જોવું અને જ્યાં સુધી એનો અનુભવ ન થાય ત્યાં સુધી મધ્યસ્થ સરકારને લગતી અગત્યની બાબતોમાં હાલની વ્યવસ્થા ચાલુ રાખવી. મહાસભા આ સૂચના સાથે બિલકુલ સહમત નથી. મહાસભા માને છે કે, મધ્યસ્થ સરકારમાં અને પ્રાંતોમાં એકીસાથે સુધારા દાખલ કરવા જોઈએ.

૪. પ્રાથમિક અધિકારો— શાંતિ, વ્યવસ્થા અને સંરક્ષણ સાથે સીધો સંબંધ હોય તેવી બાબતોમાં નીચે લખેલા અપવાદ સિવાય હિંદી સરકારને સંપૂર્ણ અધિકાર રહે એવો મહાસભાનો મત છે. પાર્લમેન્ટમાં પસાર થનાર કાયદામાં બ્રિટિશ નાગરિકોની પેઠે હિંદવાસીઓના પ્રાથમિક અધિકારો માટે નીચે મુજબ જાહેરાત કરવી જોઈએ:

(ક) સમસ્ત હિંદની પ્રજા કાયદાની દૃષ્ટિએ સમાન ગણાશે અને કોઈ પણ દંડ કે સજાના નિયમોમાં ભેદભાવ રાખવામાં નહીં આવે.

(ખ) કોર્ટમાં ખુલ્લો કેસ ચલાવીને સજા કર્યા વગર, કોઈ પણ વ્યક્તિની સ્વતંત્રતા કે જાનમાલ પડાવી લેવામાં નહિ આવે. તેમ સંગઠનનું સ્વાતંત્ર્ય, અને ભાષણ તેમ જ લેખનનું સ્વાતંત્ર્ય છીનવી લેવામાં નહીં આવે.

(ગ) ગ્રેટ બ્રિટનની પેઠે પરવાનો લઈને હથિયારો રાખવાનો અધિકાર દરેક હિંદીને રહેશે અને ન્યાયની કોર્ટમાં સજા થયા વગર આ અધિકાર પડાવી લેવામાં નહીં આવે.

(ઘ) છાપાંઓ સ્વતંત્ર હશે અને કોઈ છાપખાનું અગર છાપું રજીસ્ટર કરતી વખતે કાંઈ અનામત માગવામાં નહીં આવે કે તે માટે પરવાનો લેવો નહીં પડે.

(ઙ) શહેનશાહના કોઈ પણ પ્રજાજનને, બ્રિટિશ પ્રજાજનને કાયદા અનુસાર નહીં થતી હોય એવી કોઈ પણ શારીરિક સજા કરવામાં નહિ આવે.

૫. આર્થિક સ્વતંત્રતા— મહાસભા આગ્રહપૂર્વક માને છે કે, હિંદી પ્રજાના હિતની ખાતર એ જરૂરી છે કે, બીજાં સંસ્થાનોની માફક હિંદી ધારાસભાને દેશની આર્થિક નીતિ ઘડવા બાબત પૂરી સ્વતંત્રતા હોવી જોઈએ.

૬. નવી સુધારાની યોજના— હિંદમાં જવાબદાર રાજતંત્ર દાખલ કરવા માટે હિંદી વજીર અને વાઇસરૉયના પ્રયત્નોને મહાસભા આવકાર આપે છે; અને જો કે કેટલીક દરખાસ્તો એવી છે કે, જેથી વર્તમાન પરિસ્થિતિમાં કેટલોક ફેર પડે છે, એ કબૂલ રાખવા છતાં મહાસભાનો અભિપ્રાય છે કે, સરકારી યોજના એકંદરે અસંતોષકારક અને નિરાશાજનક છે. એ યોજનાને જવાબદાર રાજતંત્ર સ્થાપવાના ચોક્કસ પગલા તરીકે યોગ્ય બનાવવા માટે તેમાં નીચે મુજબ ફેરફારો કરવાની જરૂર છેઃ—

મધ્યસ્થ સરકાર— (૧) પ્રાંતોમાં છે તેવી સરકાર હસ્તકના 'અનામત' વિષયો અને પ્રજાને હસ્તકના વિષયોની યોજના મધ્યસ્થ સરકારમાં દાખલ કરવી.

(૨) વિદેશ ખાતું (સંસ્થાનો સાથેના સબંધો સિવાયનું), લશ્કર અને નૌકા સૈન્ય, તથા દેશી રાજ્યો સાથેના સંબંધો, અને ઉપરના ચોથા ઠરાવમાં પ્રાથમિક અધિકારોનો નિર્દેશ કરેલો છે તે ધ્યાનમાં રાખીને દેશમાં શાંતિ જાળવવા સંબંધી અને દેશનું રક્ષણ કરવા સંબંધી વિષયો સરકારહસ્તક રાખવા. બાકીના બધા વિષયોને પ્રજાના કાબૂ તળે મૂકવા.

(૩) નવા સુધારાઓ અનુસાર રચાયેલી ધારાસભાનું પહેલું સત્ર પૂરું થયા પછી, પ્રજાને હસ્તક સોંપાયેલા વિષયોની બાબતમાં વાઇસરૉય અને ધારાસભા વચ્ચેનો સંબંધ સ્વરાજ ભોગવતાં સંસ્થાનોમાં હોય છે તેના જેવો રહે.

(૪) સરકારી આવકમાંથી સરકારહસ્તકનાં ખાતાંનું ખર્ચ પહેલું કરવામાં આવશે.

(૫) બજેટ મંજૂર કરવાની પદ્ધતિ પ્રાંતોના જેવી જ રાખવામાં આવશે.

(૬) દરેક કાયદો ધારાસભા આગળ રજૂ કરવો જોઈશે. પણ અનામત વિષયોને લગતો કોઈ ધારો ધારાસભા મંજૂર ન કરે અને સરકાર તેને પસાર કરાવવાનું જરૂરી સમજે તો વાઇસરૉયનું મંત્રીમંડળ ખાસ વટહુકમ બહાર પાડીને તેમ કરી શકે. એવો કાયદો એક વર્ષ સુધી અમલમાં રહેશે અને ત્યાર બાદ ધારાસભાના ઓછામાં ઓછા ૪૦ ટકા સભ્યો તે ચાલુ રાખવાની તરફેણમાં નહીં હોય તો તે ફરીથી ચાલુ રાખવામાં નહીં આવે.

(૭) રાજસભા રાખવામાં નહિ આવે. જો તે સભા રહેશે તો તેના ઓછામાં ઓછા અડધા સભ્યો ચૂંટયેલા રહેશે અનામત વિષયોની બાબતમાં જ વાઇસરૉયની ખાસ સત્તાથી મંજૂરી આપવાનો નિયમ લાગુ પડશે.

(૮) અનામત વિષયોના પ્રધાનોમાંથી ઓછામાં ઓછા અડધા સભ્યો (સંખ્યા ૧ થી વધુ હોય તો) હિંદી હોવા જોઈએ.

(૯) વડી ધારાસભાના સભ્યોની સંખ્યા ૧૫૦ કરવી જોઈએ. તેમાંથી ૪/૫ સભ્યો ચૂંટાયેલા હોય.

(૧૦) આ સભાના પ્રમુખ અને ઉપપ્રમુખ સભા તરફથી ચૂંટાવા જોઈએ.

(૧૧) આ સભાની કાર્યવાહીના નિયમો કરવાની અને તેમાં સુધારાવધારો કરવાની સત્તા વાઇસરૉયને નહિ પણ તે ધારાસભાને જ હોવી જોઈએ.

(૧૨) અમુક સંખ્યાના સભ્યોની અરજી ઉપરથી અથવા નિશ્ચિત સમય બાદ ધારાસભાની બેઠક બોલાવવી જોઈએ.

(૧૩) પાર્લામેન્ટના કાયદા દ્વારા હિંદી પ્રજાને એવો વિશ્વાસ આપવો જોઈએ કે વધુમાં વધુ ૧૫ વરસની અંદર બ્રિટિશ હિંદમાં સંપૂર્ણ જવાબદાર રાજતંત્ર સ્થાપવામાં આવશે.

### પ્રાન્તો

(૧૪) કારોબારી સભામાં ખાતાં વગરના વધારાના સભ્યો ન હોય.

(૧૫) નવા સુધારા અનુસાર, ધારાસભાઓ રચાય અને તેમનું કામ શરૂ થાય ત્યારથી પ્રધાનો તે ધારાસભાઓને જવાબદાર ગણાવા જોઈએ.

(૧૬) પ્રધાનોનો દરજ્જો અને પગાર કારોબારી સભાના સભ્યોના જેટલો હોવો જોઈએ.

(૧૭) અનામત ખાતાંઓના પ્રધાનોની સંખ્યામાંથી ઓછામાં ઓછા અડધા સભ્યો (સંખ્યા એકથી વધુ હોય તો) હિંદી હોવા જોઈએ.

(૧૮) મધ્યસ્થ સરકારને પ્રાન્તોએ જે રકમ આપવાની હોય છે તે, અને અનામત ખાતાં અંગે જે ખર્ચ થાય તે બાદ કરતાં બાકીના અંદાજપત્ર માટે ધારાસભાની મંજૂરી લેવી જોઈએ. અનામત કે પ્રજાહસ્તક કોઈ પણ ખાતા માટે જો કોઈ નવો કર નાખવાની જરૂર પડે તો સમગ્ર પ્રાન્તિક સરકાર દ્વારા જ તે નાખવામાં આવે.

કામચલાઉ યોજના

(૧૯). મહાસભા એમ માને છે કે પૂર્ણ પ્રાન્તિક સ્વરાજ ચલાવવાને માટે હિંદીઓ લાયક છે. આમ છતાં, સુધારાની યોજના પસાર કરાવવામાં સરળતા કરવા માટે અને વાદવિવાદમાં જતો સમય બચાવવા માટે, મહાસભા, ૭ વરસ માટે, કાયદો, પોલીસ અને ન્યાય ખાતું (જેલો સિવાય) સરકારના હસ્તક રાખવા તૈયાર છે. ન્યાય અને કારોબારી ખાતાં તરત જુદાં પાડી દેવાં જોઈએ.

(૨૦) પ્રમુખ અને ઉપપ્રમુખ ધારાસભાએ ચૂંટેલા હોવા જોઈએ.

(૨૧) પ્રાંતમાં (ધારાસભા ઉપરાંત) 'મુખ્ય કમિટી' બનાવવાની સૂચના રદ કરવી જોઈએ. પ્રાંતિક ધારાસભા, સરકારને હસ્તકનાં કાયદો, ન્યાય અને પોલીસને લગતાં ખાતાં માટે પણ કાયદો કરી શકે. પણ સરકારને તે પસંદ ન હોય તો તે હિંદી સરકાર સમક્ષ રજૂ કરે. અને હિંદી સરકાર સામાન્ય નિયમો અનુસાર તેને વડી ધારાસભા સમક્ષ રજૂ કરે. છતાં જો ઉપર પ્રમાણે મુખ્ય કમિટી અલગ બનાવવાની જ હોય તો મહાસભાનો મત છે કે, તેમાં ઓછામાં ઓછા અડધા સભ્યો ધારાસભાએ ચૂંટેલા હોવા જોઈએ.

(૨૨) ધારાસભાઓમાં ચૂંટાયેલા સભ્યોની સંખ્યા ૪/૫ હોવી જોઈએ.

ચૂંટણી

(૨૩) વડી ધારાસભા, રાજસભા અગર પ્રાંતિક ધારાસભા બરખાસ્ત કરવાની થાય ત્યારે ગવર્નર અગર વાઇસરૉય જેમને જાહેરાત કરવાની હોય તેમણે નવી ચૂંટણી કરવાનો હુકમ કરવો જોઈએ અને ધારાસભાને બરખાસ્ત કરતા પહેલાં ત્રણ માસ અગાઉ તેની બેઠક બોલાવવી જોઈએ.

(૨૪). ધારાસભાની કાર્યવાહીને લગતા નિયમો કરવાની અને તેમાં સુધારો વધારો કરવાની સત્તા ધારાસભાને હોવી જોઈએ અને તેને માટે ગવર્નરની મંજૂરી લેવાની જરૂર ન હોવી જોઈએ.

(૨૫) અમુક નક્કી કરેલા સમય પછી અથવા ધારાસભાના સભ્યોની અરજી ઉપરથી ધારાસભા બોલાવવાની વ્યવસ્થા હોવી જોઈએ.

હિંદી વજીર

(૨૬) જ્યારે મધ્યસ્થ અને પ્રાંતિક સરકારો પ્રજાના પ્રતિનિધિઓને જવાબદાર થાય ત્યારે પાર્લામેન્ટ અને હિંદી વજીરના તેમની પરના અધિકાર ઓછા કરવા જોઈએ. પ્રાંતિક સરકારો પ્રજાને જવાબદાર ન થાય ત્યાં સુધી તેમની ઉપર પાર્લમેન્ટ અને હિંદી વજીરને અંકુશ રાખવાનો જે અધિકાર છે તે હિંદી સરકારને નહિ સોંપવો જોઈએ.

(૨૭) લંડનની 'હિંદી કચેરી'ને રદ કરવી અને હિંદી વજીરની મદદમાં બે સહાયક મંત્રીઓ રાખવા, જેમાંનો એક હિંદી હોય.

આ ઑફિસનું બધું ખર્ચ બ્રિટિશ ખજાનામાંથી અપાવું જોઈએ.

(૨૮) પ્રાંતોના અનામત વિષયોની આર્થિક અને વહીવટી જવાબદારી, જ્યાં સુધી તે સરકારો પ્રજાને જવાબદાર ન થાય ત્યાં સુધી, પ્રાંતિક સરકારને ન સોંપવી પણ તેની ઉપર પાર્લામેન્ટ અને હિન્દી વજીરનો અંકુશ ચાલુ રાખવો.

(૨૯) 'હિંદી વજીરની સમિતિ'ના અત્યારના બંધારણ સંબંધમાં વિચાર કરવા માટે જે સમિતિ નીમવામાં આવે તેમાં પૂરતી સંખ્યામાં હિંદી સભ્યો હોવા જોઈએ.

(૩૦) ધારાસભાઓ જ્યારે બરખાસ્ત કરવામાં આવે ત્યારે મતદારોને સંબોધીને એક અપીલ બહાર પાડવી અને બરખાસ્ત કરવાનું કારણ બતાવવું. તે અપીલ ઉપર પ્રધાનોની સહી હોવી જોઈએ. તે સિવાય બીજી કોઈ રીતે ધારાસભા બરખાસ્ત કરવામાં ન આવે.

૭. मुसलमानोंनुं प्रतिनिधित्व — મધ્યસ્થ અને પ્રાન્તિક ધારાસભાઓ માટે મુસલમાનોના પ્રતિનિધિત્વ માટે જે પ્રમાણ રાખવામાં આવ્યું છે તે અવશ્ય રાખવું જોઈએ.

૮. स्त्रीओनो मताधिकार — ચૂંટણી અંગે પુરુષોને માટે જે લાયકાત રાખવામાં આવી છે તે જ લાયકાત સ્ત્રીઓ ધરાવતી હોય તો, તેઓ સ્ત્રીઓ છે માટે નાલાયક ઠરે એમ નહિ થવું જોઈએ.

૯. आर्थिक स्वराज — આ મહાસભાનો મત છે કે, આ દેશની સરકારને સમસ્ત આર્થિક બાબતોમાં સામ્રાજ્યના હિતને પ્રતિકૂળ ન હોય એવી પૂરી સ્વતંત્રતા હોવી જોઈએ.

૧૦. प्रांतोनुं भरणुं — પ્રાંતો તરફથી હિંદી સરકારને આપવાની રકમના પ્રશ્ન સંબંધી પ્રાન્તિક મહાસભા સમિતિઓનો અભિપ્રાય પૂછવો અને તે અભિપ્રાયો મહાસભાની આવતી બેઠકમાં રજૂ કરવા.

૧૧. અજમેર-મેરવાડા અને દિલ્હી — આ મહાસભા આગ્રહપૂર્વક માને છે કે, અજમેર-મેરવાડા અને દિલ્હી પ્રાંતોનો દરજ્જો 'નિયંત્રિત' પ્રાંતોના જેવો હોવો જોઈએ અને ત્યાંની પ્રજાને પણ સ્થાનિક વહીવટ ત્યાંના ચૂંટાયેલા પ્રતિનિધિઓ દ્વારા ચલાવવાનો અધિકાર આપવો જોઈએ.

૧૨. લશ્કર — લશ્કરમાં ઊંચી 'કમિશન્ડ' જગ્યાઓએ હિંદીઓને નીમવા બાબત જે માગણી કરવામાં આવી હતી તેનો સરકારે તદ્દન અધૂરા રૂપમાં સ્વીકાર કર્યો છે તે માટે આ મહાસભાને ખેદ થાય છે. મહાસભાનો મત છે કે, હિંદી લશ્કરમાં ઓછામાં ઓછી ૨૫ ટકા 'કમિશન્ડ' જગ્યાઓએ હિંદીઓને નીમવાની વ્યવસ્થા કરવી જોઈએ અને તે પ્રમાણમાં ધીમે ધીમે વધારો કરવો જોઈએ.

૧૩. મતાધિકાર વગેરે — મહાસભા માને છે કે, મતાધિકાર, મતદાર મંડળો અને પ્રાંતિક તથા મધ્યસ્થ ધારાસભાઓનો સંબંધ જેવી બાબતો નક્કી કરવાનું કમિટીઓને નહિ સોંપવું જોઈએ, પણ પાર્લામેન્ટે તેનો નિર્ણય કરીને સુધારાના કાયદામાં તે બાબતો સામેલ કરવી જોઈએ. અથવા તો કમિટી બનાવવામાં આવે તો તેમાં મહાસભા સમિતિ અને મુસ્લિમ લીગની કાઉન્સીલનો એકેક સભ્ય મળીને બે બિન-સરકારી સભ્યો લેવા જોઈએ. અને કમિટીના સભ્યોને જુદા જુદા પ્રાંતોમાંથી સભ્યો પસંદ કરીને પોતાની સાથે ઉમેરવાની સત્તા હોવી જોઈએ અને દરેક પ્રાન્તની પ્રાન્તિક મહાસભા સમિતિ દ્વારા એકેક સભ્ય પસંદ કરાવો જોઈએ.

૧૪. મધ્યસ્થ અને પ્રાન્તિક વિષયોની વહેંચણી — મધ્યસ્થ અને પ્રાન્તિક સરકારના વિષયોની વહેંચણી અને પ્રાંતોના અનામત અને સોંપાયેલા વિષયોની વહેંચણીનું કામ જો કમિટીને સોંપવાનું હોય તો તે કમિટી રચવાની બાબતમાં પણ, ઉપરના ઠરાવમાં જણાવેલો સિદ્ધાન્ત જ જરૂરી સુધારાવધારા સાથે અનુસરાવો જોઈએ.

૧૫. રૉલેટ કમિટી — આ મહાસભા રૉલેટ કમિટીની ભલામણોનો સખત વિરોધ કરે છે અને ભારપૂર્વક જણાવે છે કે, જો એ ભલામણોનો અમલ કરવામાં આવશે તો હિંદી પ્રજાના અધિકારો પર કાપ પડશે અને પ્રજાની સ્વતંત્રતાની વિકાસમાં બાધા પડશે.

૧૬. પ્રતિનિધિમંડળ — ઇંગ્લન્ડ મોકલવાના પ્રતિનિધિમંડળના સભ્યો ચૂંટી કાઢવા માટે, આ ખાસ અધિવેશનના પ્રમુખશ્રી, આ વર્ષના મહાસભાના પ્રમુખશ્રી, જી. એમ. ભુર્ગ્રી, દી૦ બ૦ પી. કે. પિલ્લાઈ, સી. પી. રામસ્વામી આયર, અને મહામંત્રીઓની એક ચૂંટણી કમિટી નીમવામાં આવે છે. તે પ્રતિનિધિમંડળ ઇંગ્લન્ડ જઈને ત્યાંના લોકો સમક્ષ મહાસભાના વિચારો રજૂ કરે.

# તેત્રીસમું અધિવેશન—દિલ્હી

(તા. ૨૬ અને ૨૮ થી ૩૧ ડિસેમ્બર, ૧૯૧૮)

૧. યુદ્ધનો અંત — દુનિયાની સર્વે પ્રજાઓની સ્વતંત્રતા માટે લડવામાં આવેલા યુદ્ધનો વિજયી અંત આવ્યો તે માટે આ મહાસભા નામદાર શહેનશાહને અભિનંદન આપે છે અને તેમની ગાદી પ્રત્યે પોતાની ઊંડી વફાદારી અને પૂરેપૂરો અનુરાગ જાહેર કરે છે.

૨. મિત્ર લશ્કરોની બહાદુરી —

(ક) સ્વતંત્રતા, ન્યાય અને આત્મનિર્ણયના હકોની સિદ્ધિને સારુ મિત્ર લશ્કરોએ જે તેજસ્વી બહાદુરી બતાવી છે અને ખાસ કરીને હિંદી ટુકડીઓએ જે વીરતાભર્યાં કાર્યો કર્યાં છે તેની આ મહાસભા પૂરેપૂરી કદર કરે છે.

(ખ) હિંદી વજીર અને હિંદના સરસેનાપતિની મારફત મિત્ર રાજ્યો અને અમેરિકાની સરકારને ઉપરનો ઠરાવ મોકલી આપવો.

૩. સુધારા — મુંબઈની ખાસ બેઠકના ઠરાવ ૨, ૩, ૪, ૧૧નું આ મહાસભા ફરી સમર્થન કરે છે.

૪. મુંબઈની ખાસ બેઠકનો ઠરાવ ૫મો નીચેના સુધારા સાથે આ મહાસભા ફરી પસાર કરે છે:—

(ક) મુંબઈની બેઠક બાદ જાહેર થયેલ લોકમતને ધ્યાનમાં લઈને આ મહાસભાનો અભિપ્રાય છે કે, પ્રાન્તો પૂરતું સ્વરાજ્ય એકદમ આપી દેવું જોઈએ અને તેમાંથી કોઈ પ્રાંતને બાકાત નહિ રાખવો જોઈએ.

(ખ) બિન-અમલદારી યુરોપિયનો ખાણો અને ચાના ઉદ્યોગોનું પ્રતિનિધિત્વ ધરાવે છે એ આધારે તેમને અલગ મતાધિકાર નહિ આપવો જોઈએ, અને તેમને તેવો અધિકાર અપાય તોપણ પ્રાંતમાં તેમની વસ્તીના પ્રમાણમાં તે હોવો જોઈએ.

૫. સનંદી નોકરો — (મુંબઈની ખાસ બેઠકના ઠરાવ ૬ મુજબ)

૬. પંજાબ — સુધારાની યોજનામાં પંજાબને ઊતરતું સ્થાન આપવું જોઈએ એવો કેટલાક લોકો પ્રયત્ન કરે છે તે પ્રત્યે આ મહાસભા ગંભીર ભયની નજરે જુએ છે. અને આગ્રહ કરે છે કે, પંજાબની રાજકીય, લશ્કરી અને ઐતિહાસિક અગત્ય જોતાં, તેની સંપત્તિ, કેળવણી અને સામાજિક પ્રગતિ જોતાં, અને છેલ્લા યુદ્ધમાં તેના લોકોએ બજાવેલી ભવ્ય

સેવાઓ જોતાં, પંજાબને બંગાળા, મદ્રાસ, મુંબઈ અને સંયુક્ત પ્રાંતના સમાન દરજ્જા પર મૂકવો જોઈએ.

૭. दिल्ही — મહાસભાની જોરદાર ભલામણ છે કે, દિલ્હીને નિયંત્રિત (રેગ્યુલેટેડ) પ્રાંતની કોટિમાં મૂકવો જોઈએ અને મુખ્ય કમિશ્નરની મદદમાં ધારાસભા હોવી જોઈએ અને તેના ઓછામાં ઓછા બે પ્રતિનિધિઓ વડી ધારાસભામાં હોવા જોઈએ.

૮. अजमेर-मेरवाडा — દેશી રાજ્યો માટે એક વહીવટી નમૂનો પૂરો પાડવાની બાબતમાં, અજમેર-મેરવાડા અને બ્રિટિશ રજપૂતાનાનું ખાસ મહત્ત્વ જોતાં, તે પ્રાંતને નિયંત્રિત (રેગ્યુલેટેડ) પ્રાંતની કોટિમાં મૂકવો જોઈએ એવી તે પ્રાંતની માગણીને આ મહાસભા ટેકો આપે છે. તેની સુધારાની યોજનામાં લોકોના ચૂંટેલા સભ્યોની બહુમતીવાળી ધારાસભા હોવી જોઈએ અને નવી વડી ધારાસભામાં તે પ્રાંતના બે ચૂંટેલા સભ્યો હોવા જોઈએ.

૯. स्त्रीओने मताधिकार — પુરુષોને માટે મતાધિકારની જે લાયકાત ઠરાવી છે તેટલી જ લાયકાત સ્ત્રીઓમાં હોય તો તેમને મત આપવાનો અધિકાર હોવો જોઈએ અને સ્ત્રીત્વને કારણે તેમને મતાધિકાર માટે નાલાયક નહિ ગણવી જોઈએ એવો આ મહાસભાનો આગ્રહ છે.

૧૦. रॉलेट कमिटीनो रिपोर्ट — રૉલેટ કમિટીના રિપોર્ટમાં કરેલી ભલામણો પ્રત્યે આ મહાસભા ભય દર્શાવે છે. તે ભલામણોનો જો અમલ થાય તો હિંદી પ્રજાના મૂળભૂત હકોમાં તેથી દખલ થશે, લોકમતના યોગ્ય વિકાસમાં રુકાવટ થશે, અને બંધારણીય સુધારાનો સફળતાપૂર્વક અમલ કરવામાં વિક્ષેપ પડશે.

खास कायदाओ — 'હિંદરક્ષણ ધારો,' ૧૮૧૮નો બંગાળાનો રેગ્યુલેશન ત્રીજો, ૧૮૧૯નો મુંબઈનો રેગ્યુલેશન, ૧૮૨૬નો મદ્રાસનો રેગ્યુલેશન, છાપાંનો કાયદો, રાજદ્રોહી સભાઓનો કાયદો, ફોજદારી કાયદામાં કરેલા સુધારાનો ધારો, અને એવા બીજા દમનધારાઓ, જે પ્રજાસ્વાતંત્ર્ય પર અંકુશ મૂકનારા છે, તે કાયદાપોથીમાંથી તાકીદે રદ કરવા જોઈએ એવો આ મહાસભા સરકારને આગ્રહ કરે છે.

राजद्वारी कैदीओ — વિશેષમાં મહાસભા આગ્રહ કરે છે કે, લડાઈનો વિજયી અંત આવ્યો હોવાથી નવા સુધારાના અમલની સફળતા માટે, હિંદ રક્ષણધારા હેઠળ અગર ઉપર દર્શાવેલા કોઈ પણ ધારા હેઠળ અટકમાં રાખવામાં આવેલા કે દેશપાર કરેલા અને બીજા બધા રાજદ્વારી કેદીઓને તાત્કાલિક છોડી મૂકવા જોઈએ.

૧૧. હિંદ માટે આત્મ-નિર્ણયનો અધિકાર — પ્રમુખ વિલ્સન, લૉઈડ જ્યૉર્જ અને બીજા બ્રિટિશ રાજપુરુષોએ જાહેરાત કરી છે કે દુનિયાની શાંતિને માટે, પ્રગતિમાન બધી પ્રજાઓને આત્મ-નિર્ણયનો અધિકાર આપવો જોઈએ. આ જાહેરાત ધ્યાનમાં લઈને આ મહાસભા ઠરાવે છે કે:

(૧) બ્રિટિશ આમસભા અને શાંતિ પરિષદે હિંદને પ્રગતિમાન પ્રજા તરીકે ગણીને તેને આત્મ-નિર્ણયનો અધિકાર આપવો જોઈએ.

(૨) આ સિદ્ધાન્તના વહેવારુ અમલ તરીકે પ્રથમ નીચે પ્રમાણે પગલાં લેવાં જોઈએ :

(ક) છાપાંમાં અગર ખાનગી કે જાહેરસભામાં અગર બીજી રીતે રાજકીય પ્રશ્નોની ખુલ્લી ચર્ચા કરવા માટે અંકુશો મૂકનારા જે કોઈ કાયદાઓ અગર ધારાધોરણો હોય તે બધાં તાત્કાલિક નાબૂદ કરીને ખુલ્લી ચર્ચા માટેનો માર્ગ ખુલ્લો કરવો જોઈએ, જેથી હિંદના વતનીઓની વાજબી અભિલાષાઓ અને અભિપ્રાયો નીડરપણે વ્યક્ત થઈ શકે. વિશેષમાં કોઈ પણ બ્રિટિશ હિંદમાં વસતા પ્રજાજનને પકડવા માટે કે અટકમાં રાખવા માટે, અગર નજરકેદમાં રાખવા માટે કે દેશપાર કરવા માટે અગર તેને કેદમાં પૂરવા માટે કારોબારીને જે કાયદાઓ કે ધારાધોરણોથી સામાન્ય દિવાની કે ફોજદારી કાયદાથી અતિરિક્ત સત્તા મળે છે, તે કાયદાઓ નાબૂદ કરવા જોઈએ અને રાજદ્રોહનો કાયદો ઇંગ્લન્ડના તે કાયદા જેવો બનાવવો જોઈએ.

(ખ) વહેલી તકે હિંદમાં સંપૂર્ણ સ્વરાજ સ્થાપવા માટે પાર્લમિન્ટે કાયદો પસાર કરવો જોઈએ.

(ગ) આ પ્રમાણે સ્વરાજ સ્થપાય ત્યારે આંતરિક બધી બાબતોમાં છેવટની સત્તા પ્રજાને જવાબદાર ધારાસભાને હોવી જોઈએ.

(ઘ) સામ્રાજ્યની રાજનીતિની પુનર્રચનાના કામમાં, સંસ્થાનોની પ્રજાના પરસ્પર આંતરિક સંબંધોની બાબતમાં, પરદેશી નીતિના પ્રશ્નોમાં કે રાષ્ટ્ર-સંઘમાં, સ્વશાસિત સંસ્થાનોની માફક હિંદને સમાન દરજ્જો અપાવો જોઈએ.

૧૨. સંસ્થાનોમાંના હિંદીઓ — બ્રિટિશ સંસ્થાનોમાં વસતા હિંદીઓના દરજ્જા વિષે અગાઉની બેઠકોમાં પસાર કરેલા ઠરાવોનું આ મહાસભા ફરી સમર્થન કરે છે; અને ત્યાં વસતા હિંદીઓ પ્રત્યે કરવામાં આવતા ચાલુ ખરાબ વર્તાવ પ્રત્યે પ્રજાના વધતા જતા અસંતોષ અને રોષની ફરી નોંધ લે છે; તથા આશા રાખે છે કે, બ્રિટિશ સામ્રાજ્યના દેશોના પરસ્પર સંબંધો નવેસર ગોઠવાય છે તે ખ્યાલમાં લઈને ગ્રેટબ્રિટનના લોકો અને રાજપુરુષો હિંદી વસાહતીઓની હાડમારીઓ દૂર કરવા પ્રયત્ન કરશે.

૧૩. शांति परिषद — શાંતિની સ્થાપના અગર પુનર્રચના બાબત વિચાર કરવા જે કોઈ પરિષદો મળે તેમાં હિંદને ન્યાય કરવા ખાતર હિંદનો ચૂંટાયેલો પ્રતિનિધિ અગર પ્રતિનિધિઓ હોવા જોઈએ એવો આ મહાસભાનો આગ્રહ છે.

ઉપરના ઠરાવમાં કરેલી વિનંતી સ્વીકારવાનું શાહી સરકાર કબૂલ કરે એ અપેક્ષાએ અને હવે ચૂંટણી માટે સમય થોડો છે એ ખ્યાલમાં લઈને, આ મહાસભા શ્રી. બાળગંગાધર તિલક, શ્રી. મો. ક. ગાંધી અને શ્રી. સૈયદ હસન ઈમામને પોતાના તરફથી પ્રતિનિધિ ચૂંટે છે.

૧૪. औद्योगिक विकास — દેશના ઔદ્યોગિક વિકાસ માટે સરકારે સક્રિય ભાગ ભજવવો જોઈએ એવી જાહેર કરેલી નીતિ અને ઔદ્યોગિક કમિશનની ભલામણોને આ મહાસભા એકંદરે આવકાર આપે છે, અને આશા રાખે છે કે, આ નીતિનો અમલ કરતી વખતે, એ બાબત ધ્યાનમાં રાખવી જોઈએ કે, હિંદને ઔદ્યોગિક અને આર્થિક રીતે સ્વાવલંબી અને સ્વાધીન કરવાના એકમાત્ર હેતુથી, હિંદી મૂડી અને સાહસોને ઉત્તેજન આપવું અને પરદેશી શોષણ સામે આ દેશને રક્ષણ આપવું.

કમિશનની તપાસમાંથી જકાતનીતિનો પ્રશ્ન બાકાત રાખવામાં આવ્યો છે તે પ્રત્યે આ મહાસભા દિલગીરી દર્શાવે છે અને પોતાના અભિપ્રાયનું ફરી સમર્થન કરે છે કે, દેશને નાણાંકીય સ્વાતંત્ર્ય મળ્યા વગર તેનો ઔદ્યોગિક વિકાસ કરવો અશક્ય છે.

કમિશનના એ અભિપ્રાય સાથે મહાસભા સંમત છે કે, હિંદી સરકારની કારોબારીમાં ઉદ્યોગોનો અલગ પ્રતિનિધિ હોવો જોઈએ. પણ મહાસભા માને છે કે, શાહી ઔદ્યોગિક કારોબારી મંડળની જરૂર નથી.

પ્રાંતોમાં ઔદ્યોગિક ખાતાં વહેલી તકે કાઢવાં જોઈએ એવી કમિશનની ભલામણને મહાસભા આવકારે છે અને હિંદી સરકારને તેમ કરવા આગ્રહ કરે છે.

ઔદ્યોગિક વિકાસ સાધવાના હેતુથી મધ્યસ્થ અને પ્રાન્તિક સલાહકારી મંડળો સ્થાપવાં જોઈએ એવો આ મહાસભાનો આગ્રહ છે તે મંડળોમાં હિંદનાં ઉદ્યોગ મંડળો અને વેપારી મહાજનોના ચૂંટેલા હિંદીઓ હોવા જોઈએ.

કમિશને સૂચવેલા 'શાહી ઔદ્યોગિક અને રાસાયણિક અમલદાર મંડળ'ની રચના નિશ્ચિત પગારના ધોરણે અને તેમાં બધા હિંદીઓને જ રોકવાના ઈરાદાથી થવી જોઈએ. પણ તેમાં અમુક વિષયના નિષ્ણાત યુરોપિયનોને, લાયક હિંદીઓ મળે ત્યાં સુધી, થોડા સમય માટે રોકવા જોઈએ.

મહાસભાનો અભિપ્રાય છે કે, સરકારે વિદ્યાપીઠોને વેપારી કોલેજો સ્થાપવા માટે આમંત્રણ આપવું જોઈએ; અને તે કામ માટે સારી મદદ આપીને તેમને ઉત્તેજન આપવું જોઈએ.

રિપોર્ટની ભલામણોમાં ઉદ્યોગોને નાણાં પૂરાં પાડનારી પૂરતી સંસ્થાઓની સ્થાપના માટે ભલામણ કરેલી નથી, તે બાબતનો આ મહાસભાને ખેદ થાય છે અને તે સરકારને આગ્રહ કરે છે કે, રિપોર્ટમાં ભલામણ કર્યા મુજબની વિશાળ અને ખર્ચાળ યોજનાઓની જરૂરતોને પૂરી પાડવા માટે યોગ્ય ઔદ્યોગિક બૅન્કો સ્થાપવાની જરૂર છે.

માનનીય પં. મદનમોહન માલવિયાએ રિપોર્ટ સાથે જોડેલી પોતાની નોંધમાં દલીલોથી ભરપૂર અને શક્તિશાળી તથા સુબોધ શૈલીમાં હિંદના ઔદ્યોગિક વિકાસનો પ્રશ્ન તદ્દન ખાતરીભર્યા રૂપમાં રજૂ કર્યો છે તે માટે મહાસભા તેમના પ્રત્યે દેશની આભારની લાગણી વ્યક્ત કરે છે.

૧૫. યુદ્ધ ફાળો — યુદ્ધ દરમિયાન હિંદને અપૂર્વ આર્થિક ઘસારો વેઠવો પડ્યો છે તે જોતાં, અને લોકો ઉપર કરનો વિશેષ ભારે બોજો નાખવાથી દેશના ઊગતા ઉદ્યોગોને નુકસાન થાય તેનો વિચાર કરીને, અને પરદેશના હરીફ ઉદ્યોગોને જે સગવડો મળે છે તેનો ખ્યાલ કરીને, તથા યુદ્ધ હવે પૂરું થયું છે તે જોઈને, આ મહાસભા સરકારને આગ્રહ કરે છે કે, સર વિલિયમ મેયરના પ્રાસ્તાવિક ભાષણમાં સૂચવ્યા પ્રમાણે, યુદ્ધ માટે ૪૫ કરોડ પાઉંડનો ફાળો હિંદ ઉપર નાખવા બાબત ફરી વિચાર કરવો અને હિંદને તેમાથી મુક્તિ આપવી.

૧૬. અલીભાઈઓ — મૌ. શૌકતઅલી અને મહમ્મદઅલીને અટકમાં રાખ્યે પાંચમું વરસ શરૂ થયું છે તેમને છોડી મૂકવા હિંદી સરકારને આગ્રહ કરવામાં આવે છે.

૧૭. પ્રતિનિધિમંડળ — યુદ્ધનો સફળ અંત આવવાથી નામદાર શહેનશાહને અભિનંદન આપવા અને સામ્રાજ્યના અંતર્ગત ભાગ તરીકે જવાબદાર રાજતંત્રની મહાસભાની માગણી દર્શાવતી, મહાસભાના તદ્વિષયક ઠરાવો સાથેની એક અરજી બ્રિટિશ પાર્લમેન્ટની વરિષ્ઠ કચેરી આગળ રજૂ કરવાની દરખાસ્તને આ મહાસભા સંમતિ આપે છે અને તે અરજી ઘડી કાઢવા માટે નીચેના સભ્યોને નીમે છે :

શ્રી. એન. સી. કેલકર
,, કે. એમ. મુનશી
,, બી. જી. હોર્નીમેન
,, વી. જે. પટેલ

અખિલ હિંદ મહાસભા સમિતિએ આ અરજી તૈયાર કરાવીને તે રજૂ કરવાની વ્યવસ્થા કરવી.

૧૮. મહાસભાના ઠરાવો અનુસાર મહાસભાની માગણીઓની ઇંગ્લન્ડમાં સમજૂતી આપવા અને તે બાબત દબાણ કરવા માટે ઇંગ્લન્ડ જનારા એક પ્રતિનિધિમંડળને ચૂંટી કાઢવા અને પ્રાન્તિક સમિતિઓ સાથે મળીને જરૂરી ફંડ એકઠું કરવા નીચેના સભ્યોની સમિતિ નીમવામાં આવે છે:

પ્રમુખશ્રી, સૈયદ હસન ઇમામ, હકીમ અજમલખાન, પં. ગોકર્ણનાથ મિશ્ર, સી. વિજયરાઘવાચારી, જી. એસ. ખાપરડે, એન. સી. કેલકર, સી. આર. દાસ, વી. જે. પટેલ, બરકતઅલી, લાલા હરકિશનલાલ, ફઝલુલ હક.

શ્રી. કેલકર આ સમિતિના આમંત્રક તરીકે કામ કરે.

૧૯. દેશી દવાઓ — હિંદમાં આયુર્વેદિક અને યુનાની પદ્ધતિનો પ્રમાણમાં બહોળો ઉપયોગ થાય છે અને તે પદ્ધતિઓ નિઃશંક રીતે ઉપયોગી છે તે ધ્યાનમાં લઈને, આ મહાસભા હિંદી સરકારને જોરદાર ભલામણ કરે છે કે, હાલના સરકારી ઔષધાલયમાં પશ્ચિમની દવાઓને જે સગવડો મળે છે તેવી સગવડો ઉપરની દેશી પદ્ધતિની દવાઓને આપવા માટે ચોક્કસ વ્યવસ્થા કરવાની ખાસ જરૂર છે.

દેશી દવાઓની પદ્ધતિને સંતોષકારક ધોરણ પર મૂકવા સંબંધમાં પ્રાન્તિક સરકારો પાસેથી આવેલા અભિપ્રાયોનો સાર આ વરસે સીમલામાં વડી ધારાસભાની બેઠકમાં રજૂ કરવામાં આવ્યો હતો, તેની વિચારણા હાલ મુલતવી રાખવી જોઈએ; અને તે દરમિયાન વૈદો, હકીમો, તેમના પ્રશંસકો, નિષ્ણાતો અને સરકાર નીમે તેવા દાક્તરોની એક મિશ્ર સમિતિ મારફત તે બાબત પૂરેપૂરી તપાસ થવી જોઈએ.

૨૦. બંધારણ — (ક) આ મહાસભાનો અભિપ્રાય છે કે, બ્રિટિશ મહાસભા સમિતિના કામનો મહાસભાની બીજી અંતર્ગત સંસ્થાઓના કામની સાથે મેળ બેસે એ રીતે મહાસભાના બંધારણમાં ફેરફાર કરવો જોઈએ.

(ખ) 'ઇન્ડિયા' સામયિકને વધુ આકર્ષક કરવાની જરૂર છે અને તેના તંત્રીમંડળમાં હિંદી કે હિંદીઓને ભેળવવા જોઈએ.

(ગ) મહાસભાના પ્રતિનિધિઓની જે ફી બ્રિટિશ મહાસભા સમિતિના કામ માટે અત્યારે અલગ રાખવામાં આવે છે તેનો અડધો ભાગ ઇંગ્લન્ડમાં સામાન્ય પ્રચારકામ માટે અલગ રાખવો.

(ધ) બંધારણીય સુધારા સંબંધમાં ઇંગ્લન્ડ જનાર પ્રતિનિધિમંડળને અધિકાર આપવો કે ઉપરના ઠરાવોમાં સૂચવેલી વ્યવસ્થા કરવા માટે બ્રિટિશ મહાસભા સમિતિના અધિકારીઓ સાથે ચર્ચાવિચારણા કરે.

(ન) બંધારણની ૨૮મી કલમમાં 'મહાસભાના મંત્રીઓની મારફત બ્રિટિશ મહાસભા સમિતિને મોકલી આપશે' એ શબ્દો રદ કરો, અને તેને બદલે 'અખિલ હિંદ મહાસભા સમિતિને સોંપશે' એમ લખો.

તે કલમને અંતે 'ઓછામાં ઓછા રૂ ૩૦૦૦ સુધી' એ શબ્દો રદ કરો. અને નીચેનું વાક્ય ઉમેરો :

"આ રકમ હિંદી રાષ્ટ્રીય મહાસભાનું ફંડ ગણાશે અને મહાસભાની દેખરેખ અને અંકુશ હેઠળ તેનો ઉપયોગ અખિલ હિંદ મહાસભા સમિતિ કરશે.'

તે રકમ અગર તેમાંથી અમુક રકમ મહાસભાના કામ અગર પ્રચાર માટે, અખિલ હિંદ મહાસભા સમિતિ પોતાને યોગ્ય લાગે તે રીતે ઇંગ્લન્ડમાં અગર બીજે ક્યાંય ખરચી શકે.

૨૧. મહાસભાના બંધારણના અમલમાં, મતદાર મંડળો અને ચૂંટણી વગેરેના નિયમોમાં, તથા વાર્ષિક અધિવેશનની અને વિષય વિચારણી સભાની કાર્યવાહીમાં શા ફેરફારો કરવા જોઈએ તે બાબત વિચાર કરીને અખિલ હિંદ મહાસભા સમિતિએ રિપોર્ટ કરવો.

૨૨. પ્રતિનિધિની ફી — આ વરસે અને આવતી સાલમાં પ્રાન્તિક મહાસભા સમિતિની ભલામણ ઉપરથી ખેડૂત પ્રતિનિધિઓ અને બીજા ગરીબ વર્ગના પ્રતિનિધિઓની ફી — જે બંધારણની કલમ ૨૧ અનુસાર લેવાય છે — માફ કરવી.

૨૩. મહામંત્રી — ગયા વરસમાં મહાસભાના મંત્રી તરીકે શ્રી. ધુમી, સી. પી. રામસ્વામી આયર, પી. કેશવ પીલાઈએ બજાવેલી અમૂલ્ય સેવાની આ મહાસભા નોંધ લે છે.

૨૪. આ મહાસભા ૧૯૧૯ માટે નીચે પ્રમાણે સંયુક્ત મહામંત્રીઓ નીમે છે :

શ્રી. વી. જે. પટેલ

„ ફઝલુલ હક

„ પં. ગોકર્ણનાથ મિશ્ર

૨૫. ચોત્રીસમું અધિવેશન — મહાસભાનું આવતું અધિવેશન પંજાબમાં અમૃતસર ખાતે રાખવું.

## ચોત્રીસમું અધિવેશન – અમૃતસર

(તા. ૨૯ થી ૩૧ ડિસેમ્બર ૧૯૧૯ અને તા. ૧-૧-૧૯૨૦)

૧. પાટવી કુંવરની મુલાકાત — તા. ૨૩-૧૨-૧૯૧૯ના રોજ નામદાર શહેનશાહે કૃપાવંત થઈને કરેલી જાહેરાતને માટે આ મહાસભા અદબપૂર્વક આભાર માને છે અને નામદાર પાટવી કુંવર આવતા શિયાળામાં હિંદની મુલાકાતે આવશે એવી જાહેરાતને આવકાર આપે છે તથા તેમને લોકો તરફથી ભાવભર્યો આવકાર મળશે તેની ખાતરી આપે છે.

૨. આફ્રિકાના હિંદીઓ — (ક) દક્ષિણ આફ્રિકા અને ખાસ કરીને ટ્રાન્સવાલમાં વસતા હિંદીઓ અત્યાર સુધી મિલકત અને વેપારના જે હકો ભોગવતા, તે પડાવી લેવાનો જે પ્રયત્ન થઈ રહ્યો છે તેનો આ મહાસભા વિરોધ કરે છે અને આશા રાખે છે કે, હિંદી સરકાર હમણાં કરવામાં આવેલા કાયદાને રદ કરાવશે અને ત્યાં વસતા હિંદીઓના દરજ્જાને રક્ષણ અપાવશે.

(ખ) પૂર્વ આફ્રિકામાં હિંદીઓ વિરુદ્ધ હાલ જે ચળવળ ચાલી રહી છે તે બિલકુલ સિદ્ધાન્ત વગરની છે એમ આ મહાસભા માને છે અને આશા રાખે છે કે, હિંદી સરકાર પૂર્વ આફ્રિકામાં ખુલ્લી રીતે અને વિના બંધને જવાના હિંદીઓના હકનું અને જર્મની પાસેથી જિતાયલા પ્રદેશ સહિત પૂર્વ આફ્રિકામાં વસતા હિંદીઓના નાગરિક તરીકેના હકોનું અને રાજકીય હકોનું રક્ષણ કરશે.

૩. ગિરમીટિયા મજૂરો — (ક) ફીજીમાં ગિરમીટથી ગયેલા મજૂરોનાં કરારનામાં આ વરસને અંતે રદ કરવામાં આવશે એવી વાઇસરોય સાહેબની જાહેરાત પ્રત્યે આ મહાસભા આભારપૂર્વક સંતોષ વ્યક્ત કરે છે, અને આશા રાખે છે કે, તે બાબત વરસના અંત પહેલાં સરકાર છેવટની જાહેરાત કરશે. વિશેષમાં મહાસભા આશા રાખે છે કે, ગિરમીટિયા મજૂરી કોઈ પણ રૂપમાં, તે નામ હેઠળ કે ગમે તે બીજા નામે ફરી કદી ચાલુ કરવામાં નહિ આવે.

(ખ) શ્રી. સી. એફ. એન્ડ્રૂઝે પંજાબના પીડિત લોકોની અને ફીજી અને બીજા ભાગોના ગિરિમીટિયા મજૂરોની જે નિઃસ્વાર્થ અને અમૂલ્ય સેવા કરી છે અને દક્ષિણ આફ્રિકામાં વસતા હિંદીઓની સેવા કરી રહ્યા છે તેની આ મહાસભા આભારપૂર્વક કદર કરે છે.

૪. पंजाब तपास कमिटी — પંજાબના લેફ્ટેનન્ટ ગવર્નર અને પં. મદનમોહન માલવિયા તથા મહાત્મા ગાંધી વચ્ચે, અને લૉર્ડ હન્ટર તથા પં. માલવિયા વચ્ચે ચાલેલો પત્રવ્યવહાર જોઈને, આ મહાસભા માને છે કે, લેફ્ટેનન્ટ ગવર્નરે જેલ ભોગવતા પંજાબના આગેવાનોમાંથી થોડાકને પણ, તપાસ સમિતિના ખંડમાં હાજરી આપવાની અને પોતાના વકીલને સલાહસૂચના આપવાની પરવાનગી આપી નથી, કે જેવી પરવાનગી 'રમખાણ તપાસ સમિતિ'ની તપાસ હેઠળના સરકારી અમલદારને આપવામાં આવી હતી; આ ગંભીર અન્યાય છે અને મહાસભાની પેટા સમિતિએ જે નિર્ણય કર્યો છે તે સિવાય તેની પાસે બીજો રસ્તો નહોતો એમ મહાસભા માને છે. તેથી આ મહાસભા, પેટા સમિતિએ લીધેલા મક્કમ અને માનભર્યાં પગલાંને બહાલી આપે છે અને તે બાબત તપાસ કરીને રિપોર્ટ કરવા સારુ તેણે કરેલી કમિટીની નિમણૂકને સંમતિ આપે છે.

૫. तोफानो माटे दिलगीरी — ગંભીર ઉશ્કેરણીને લીધે લોકોમાં અચાનક ગાંડપણ ફાટી નીકળ્યું હતું તેનો પૂરેપૂરો સ્વીકાર કરવા છતાં, પંજાબ અને ગુજરાતના અમુક ભાગોમાં ગયા એપ્રિલ માસમાં થયેલાં તોફાનો કે જેમને પરિણામે જાનમાલનું નુકસાન થયું, તે બદલ આ મહાસભા ઊંડી દિલગીરી દર્શાવે છે અને તેમને વખોડી કાઢે છે.

૬. जनरल डायर — હંટર કમિટી કે મહાસભાના કમિશને સાક્ષીઓની જુબાની પૂરી કરી નથી તેમ પોતાનો રિપોર્ટ બહાર પાડ્યો નથી, છતાં તેની તપાસમાં જે હકીકતો બહાર આવી છે તે પ્રત્યે આ મહાસભા ત્રાસ અને ગુસ્સો દર્શાવે છે અને સ્વીકારવામાં આવેલાં જુલમી કૃત્યોને વખોડી કાઢે છે. પણ રિપોર્ટ બહાર પડ્યો નથી તે ધ્યાનમાં લઈને મહાસભા ગુનેગારો સામે કંઈ ચોક્કસ પગલાં લેવાનો આગ્રહ કરતી નથી. છતાં આધુનિક સમયમાં જેનો જોટો ન મળે તેવી નિર્દોષ સ્ત્રી પુરુષોની ઠંડે કલેજે ઇરાદાપૂર્વક કરેલી કતલ ધ્યાનમાં લઈને, હિંદી વજીર અને હિંદી સરકારને આગ્રહ કરવામાં આવે છે કે, ગુનેગારો સામે કાયદેસર કામ ચલાવવામાં આવે તેના પૂર્વપગલા તરીકે જનરલ ડાયરને તાત્કાલિક તેના હોદ્દા ઉપરથી છૂટો કરવો જોઈએ.

વિશેષમાં મહાસભા પોતાનો અભિપ્રાય જાહેર કરે છે, કે જલિયાનવાલા બાગની કતલ વિષે લોકો અને શાહી સરકાર સમક્ષ આધારભૂત નિવેદન રજૂ કરવામાં કરેલી અક્ષમ્ય ઢીલ માટે હર હાલતમાં હિંદી સરકાર અને પંજાબની સરકારને જવાબદાર ગણવી જોઈએ.

૭. सर माईकल ओडवायर — સર માઈકલ ઓડવાયરની પંજાબની જુલમી કારકિર્દી જોતાં અને હંટર કમિટી સમક્ષ નક્કી થયા મુજબ તેણે

જલિયાનવાલા બાગમાં જનરલ ડાયરે કરેલી કતલને ટેકો આપ્યો હતો અને તેમાં સંમતિ આપી હતી તે ધ્યાનમાં લઈને, આ મહાસભા શાહી સરકારને આગ્રહ કરે છે કે, તેની સામે જરૂરી કાયદેસર કામ ચલાવવાના પૂર્વપગલા તરીકે, તેને આ દેશના લશ્કરી કમિશનના સભ્યપદેથી છૂટો કરવો જોઈએ.

૮. सर शंकरन नायर — હિંદી સરકાર અને પંજાબની સરકારે સામાન્ય ન્યાયની કોર્ટોને ઊંચે મૂકીને પંજાબમાં લશ્કરી કાયદો દાખલ કર્યો અને ચલાવ્યો, તેના વિરોધમાં સર શંકરન નાયરે વાઇસરૉયની કારોબારી સભામાંથી રાજીનામું આપ્યું છે; આ મહાસભા તેમના તે કૃત્યની આભારપૂર્વક કદર કરે છે.

૯. एप्रिल्नां तोफानो — (ક) ગયા એપ્રિલનાં તોફાનોમાં જે અંગ્રેજો અગર હિંદીઓ માર્યા ગયા તેમનાં સગાંવહાલાંને આ મહાસભા નમ્રતાપૂર્વક દિલાસો આપે છે અને જેઓ ઘવાયા અગર અપંગ થયા તેમની પ્રત્યે સહાનુભૂતિ દર્શાવે છે.

(ખ) વિશેષમાં આ મહાસભા ઠરાવે છે કે, અમૃતસરમાં જલિયાનવાલા બાગની જગ્યા રાષ્ટ્ર માટે ખરીદી લેવી, અને પં. માલવિયા અને પં. મોતીલાલ નેહરુ, એ બે ટ્રસ્ટીઓને નામે રજીસ્ટર કરાવવી તથા તે જગ્યાનો ઉપયોગ ગયા વરસના એપ્રિલની ૧૩મી તારીખે માર્યા ગયેલા અગર ઘવાયેલાનું સ્મારક કરવા માટે કરવો.

મહાસભાના ઉપરના ઠરાવનો અમલ કરવા માટે વધુ સભ્યો ઉમેરવાની સત્તા સાથે નીચેના સભ્યોની સમિતિ નીમવામાં આવે છે.

માનનીય પં. મદનમોહન માલવિયા
,, ,, મોતીલાલ નેહરુ
મહાત્મા ગાંધી
સ્વામી શ્રદ્ધાનંદ
લાલા ગિરધારીલાલ
ડૉ. સૈફુદ્દીન કીચલુ
લાલા હરકિશનલાલ

આ કમિટી સ્વર્ગસ્થોનું ઉત્તમ સ્મારક કરવાની યોજના કરે, ટ્રસ્ટની યોગ્ય યોજના કરે, તેને માટે પૈસા ઉઘરાવે અને બીજી રીતે ટ્રસ્ટના હેતુને બર લાવે.

૧૦. रोलेट धारो — આ મહાસભાનો અભિપ્રાય છે કે, દેશનો સાર્વત્રિક વિરોધ હોવા છતાં પસાર કરવામાં આવેલો રોલેટ ધારો રદ

કરવામાં નહિ આવે ત્યાં સુધી હિંદમાં સાચી શાંતિ સ્થપાય એ અશક્ય છે. તેથી હિંદી વજીરને અદબપૂર્વક આગ્રહ કરવામાં આવે છે કે, ખાસ સત્તાથી તે ધારો રદ કરવાની નામદાર શહેનશાહને તેઓ સલાહ આપે અગર બીજી રીતે તે ધારો રદ ઠરાવે.

૧૧. 'ઈન્ડેમનિટી બિલ' — હિંદી સરકારે અમલદારોને તેમનાં કૃત્યોને માટે માફી આપવા સારુ 'ઇન્ડેમનિટી બિલ' પસાર કર્યું છે, તેની રૂએ જે કૃત્યોની માફી અપાઈ છે તે કૃત્યોની અમલદારી તપાસ થવાની છે તોપણ, તે બિલ છાપાંઓ, સંખ્યાબંધ જાહેર સંસ્થાઓ અને વડી ધારાસભાના બિન-અમલદારી સભ્યોનો મજબૂત વિરોધ હેવા છતાં કવેળાએ પસાર કરવાની હિંદી સરકારે ઉતાવળ કરી છે તેનો આ મહાસભા સખત વિરોધ કરે છે.

૧૨. રાજકેદીઓ — નામદાર શહેનશાહના જાહેરનામાની સામાન્ય જેલમુક્તિની કલમનો પૂરો અમલ કરવામાં આવ્યો નથી અને પંજાબમાં લશ્કરી કાયદાના કમિશનરોને હાથે, ખાસ કોર્ટો મારફતે કે વિભાગીય ઑફિસરોને હાથે, કે હિંદ રક્ષણધારા હેઠળ રચાયેલી કોર્ટોને હાથે સજા થયેલ લોકોને, તેમ જ અટકાયતીઓને, દેશપાર કરેલાઓને, અને બંગાળા તથા આંદામાન સહિત હિંદના બીજા ભાગોના સઘળા રાજદ્વારી કેદીઓને મુક્ત કરવામાં આવ્યા નથી. તે સંબંધમાં આ મહાસભા અંતઃકરણપૂર્વક આશા અને વિશ્વાસ રાખે છે કે, રાજઆજ્ઞાના શબ્દો અને તેમાં રહેલા ભાવ મુજબ તેનો તાબડતોબ પૂરેપૂરો અમલ કરવામાં આવે.

૧૩. લૉર્ડ ચેમ્સફર્ડ — લૉર્ડ ચેમ્સફર્ડે આ દેશના લોકોનો પૂરેપૂરો વિશ્વાસ ગુમાવ્યો છે તે ધ્યાનમાં લઈને, આ મહાસભા નામદાર શહેનશાહને નમ્રતાપૂર્વક અરજ ગુજારે છે કે તે નામદારને તુરત પાછા બોલાવી લેવાની કૃપા કરે.

૧૪. ૧૯૧૯ના સુધારા — (ક) હિંદુસ્તાન પૂર્ણ જવાબદારીવાળા રાજતંત્ર માટે લાયક છે એવી મહાસભાએ ગયે વર્ષે કરેલી પોતાની જાહેરાતનું આ મહાસભા ફરી સમર્થન કરે છે અને તેની વિરુદ્ધનાં બધાં મંતવ્યોને ખોટાં જાહેર કરે છે.

(ખ) બંધારણીય સુધારા બાબત દિલ્હીની મહાસભાએ પસાર કરેલા ઠરાવને આ મહાસભા વળગી રહે છે અને જાહેર કરે છે કે, નવા સુધારાનો કાયદો અધૂરો, અસંતોષકારક અને નિરાશાજનક છે.

(ગ) આ મહાસભા પાર્લામેન્ટને આગ્રહ કરે છે કે, આત્મનિર્ણયના સિદ્ધાન્ત મુજબ હિંદમાં સંપૂર્ણ જવાબદાર તંત્ર સ્થાપવા માટે તાત્કાલિક પગલાં તે ભરે.

(ઘ) તેવું પૂર્ણ જવાબદાર રાજતંત્ર સ્થપાય તે દરમિયાન, આ મહાસભા આશા રાખે છે કે, દેશની પ્રજા આ સુધારાઓનો અમલ એવી રીતે કરશે કે, જેથી હિંદમાં સંપૂર્ણ જવાબદાર રાજતંત્ર જલદીથી સ્થપાય. આ મહાસભા નામદાર ઈ. એસ. મોન્ટેગ્યુનો આ સંબંધમાં તેમણે લીધેલા શ્રમ માટે આભાર માને છે.

૧૫. ખિલાફત — તુર્કસ્તાન અને ખિલાફતના પ્રશ્નોની વિરુદ્ધમાં બ્રિટિશ પ્રધાનોએ જે ઉદ્‌ગારો કાઢ્યાં છે તેનો આ મહાસભા વિરોધ કરે છે; અને શાહી સરકારને અંતઃકરણપૂર્વક વિનંતી અને આગ્રહ કરે છે કે, હિંદના મુસલમાનોની ન્યાયી અને વાજબી લાગણીઓ અનુસાર અને બ્રિટિશ વડા પ્રધાને આપેલાં ગંભીર વચનો અનુસાર તુર્કસ્તાનના પ્રશ્નનો નિકાલ કરે. તેમ કર્યા વિના હિંદના લોકોને ખરો સંતોષ થવાનો નથી.

૧૬. પ્રાથમિક હકો — આ મહાસભાનો જોરદાર અભિપ્રાય છે કે, આ દેશના અને બ્રિટિશ સામ્રાજ્યના તાત્કાલિક અને અગત્યના હિતની દૃષ્ટિએ, હિંદી પ્રજાના નાગરિક તરીકેના હકોની બાંયધરી આપવા માટે પાર્લામેન્ટે તુરતમાં એક કાયદો પસાર કરવો જોઈએ. તેમાં નીચેની બાબતોનો સમાવેશ થવો જોઈએ :

(ક) બ્રિટિશ હિંદ એક અને અખંડ છે અને તેની બધી રાજકીય સત્તા બ્રિટિશ સામ્રાજ્યના બીજા કોઈ પણ લોકો કે પ્રજાની માફક તેના લોકોમાં સ્વાભાવિક રીતે અંતર્ગત રહેલી છે.

(ખ) બ્રિટિશ હિંદના બધા લોકો અને હિંદમાં વસવાટ કરીને રહેલા બીજા રહેવાસીઓ કાયદાની દૃષ્ટિએ સમાન છે અને દેશમાં કોઈ એવો સ્વતંત્ર અગર કાર્યવાહીમાંથી ઊપજેલો ફોજદારી ધારો યા વહીવટી ધારો અમલમાં નહિ હોય, જેથી કોઈ પણ રહેવાસી પ્રત્યે પક્ષપાત થતો હોય.

(ગ) કોઈ પણ સાધારણ ન્યાયની કચેરીના ચુકાદા સિવાય અગર કાયદેસર અને ખુલ્લી તપાસ વિના કોઈ પણ હિંદી પ્રજાજનનો જાનમાલ, ભાષણ અને લેખનનો હક અગર મંડળ સ્થાપવાનો હક અને તેની સ્વતંત્રતા છીનવી લેવામાં નહિ આવે.

(ઘ) ગ્રેટબ્રિટનની માફક પરવાનો મેળવીને કોઈ પણ હિંદી હથિયારો રાખી શકશે અને તેનો એ હક સાધારણ ન્યાયની કોર્ટના ચુકાદા વગર પડાવી લેવામાં નહિ આવે.

(૬) છાપખાનાં સ્વતંત્ર રહેશે અને કોઈ છાપખાનું અગર છાપું નોંધાવતી વખતે પરવાનો મેળવવાની અગર જામીનગીરી આપવાની જરૂર નહિ રહે.

(ચ) બધા બ્રિટિશ પ્રજાજનોને સરખી રીતે લાગુ પડતી હોય તે સિવાયની પરિસ્થિતિમાં કોઈપણ પ્રજાજનને શારીરિક સજા કરવામાં નહિ આવે.

(છ) હાલમાં ચાલુ અગર ભવિષ્યમાં થનારા કોઈ પણ ધારાઓ, અસાધારણ કાયદાઓ અને ધારાધોરણો, જે આ ધારાની કલમોની સાથે અસંગત હશે તે બધા રદબાતલ અને ગેરકાયદેસર ગણાશે.

૧૭. स्वदेशी — આ મહાસભાનો અભિપ્રાય છે કે, સ્વદેશીને ખૂબ ઉત્તેજન આપવું એ રાષ્ટ્રીય પ્રગતિ અને સમૃદ્ધિ માટે આવશ્યક છે. અને હિંદની વસ્તીના ૭૩ ટકા લોકો ખેતી કરનારા અને ગરીબ છે તેથી મહાસભા હાથકાંતણુ અને હાથવણાટના પ્રાચીન ધંધાને સજીવન કરવા ખાસ ભલામણ કરે છે.

૧૮. ढोरनी निकास — આ મહાસભાનો અભિપ્રાય છે કે, દૂઝણી ગાયો અને સાંઢની પરદેશ નિકાસ કરવાથી દેશને ગંભીર આર્થિક નુકસાન થશે માટે સરકારે તે નિકાસ અટકાવવા તાત્કાલિક પગલાં લેવાં જોઈએ.

૧૯. मजूरपक्षनो आभार — બ્રિટિશ મજૂરપક્ષે પાર્લમેન્ટની અંદર અને અને બહાર, તેના અધિકારીઓ મારફત, તેના મંડળ મારફત, તેના આગેવાન સભ્યો મારફત, દૈનિક અઠવાડિક છાપાં મારફત, અને ખાસ કરીને હિંદી પ્રશ્ન માટેના પાર્લમેન્ટમાં મજૂરપક્ષના પ્રતિનિધિ શ્રી. બેન સ્પૂર મારફત, હિંદની અમૂલ્ય સેવા કરી છે; હિંદની સ્વરાજ માટેની માગણીને મજૂરપક્ષે સામાન્ય ટેકો આપ્યો છે અને ખાસ કરીને રાજકીય સુધારા બાબત પાર્લમેન્ટની સંયુક્ત કમિટી સમક્ષ અને સુધારાનું બિલ પાર્લમેન્ટમાં પસાર કરતી વખતે મહાસભાનું દષ્ટિબિંદુ ભારપૂર્વક રજૂ કર્યું છે; સંપૂર્ણ જવાબદાર રાજતંત્ર માટેની હિંદની માગણીને પૂરો ટેકો આપ્યો છે અને તે માગણીને પોતાની સત્તા અને લાગવગ દ્વારા આગળ ધપાવવા માટે સામાન્ય ખાતરી આપી છે. આ સર્વે કીમતી સેવાઓની મહાસભા આભારપૂર્વક કદર કરે છે.

૨૦. मजूरमंडळो — મજૂરવર્ગની સામાજિક, આર્થિક અને રાજકીય સ્થિતિ સુધારવા માટે અને તેમનું જીવનનું ધોરણ ઊંચું લાવવા માટે તથા રાષ્ટ્રમાં તેમને યોગ્ય સ્થાન અપાવવા માટે, આ મહાસભા પ્રાન્તિક સમિતિઓ અને બીજી માન્ય સંસ્થાઓને દેશભરમાં મજૂરમહાજનોનો વિકાસ કરવા માટે આગ્રહ કરે છે.

૨૧. 'इण्डिया' पत्र — આ મહાસભા સંતોષ સાથે નોંધ લે છે કે. 'ઇન્ડિયા' પત્રના વ્યવસ્થાપક મંડળે કબૂલ કર્યું છે કે, તે પત્ર મહાસભાના વિચારોને રજૂ કરશે. તે પત્રના વિકાસ અને સુધારણા માટે મહાસભાના પ્રતિનિધિમંડળે કરેલી ભલામણોને અખિલ હિંદ મહાસભા સમિતિને વિચારણા માટે સોંપવામાં આવે છે.

૨૨. परदेशमां प्रचार — આ મહાસભાનો આગ્રહપૂર્વક અભિપ્રાય છે કે, ઇંગ્લન્ડમાં અને બીજે મહાસભાનું પ્રચારકામ કરવા માટે એક કાયમી પ્રચાર-મંડળ સ્થાપવાની જરૂર છે. તે માટે નાણાં એકઠાં કરવા તથા આવતા વરસ માટે પ્રચારમંડળના સભ્યો પસંદ કરવા નીચેના સભ્યોની સમિતિ, જરૂર હોય તો વિશેષ સભ્યો ઉમેરવાની સત્તા સાથે નીમવામાં આવે છે :—

શ્રી. બી. જી. તિલક (આમંત્રક), એસ. કસ્તુરી રંગા આયંગર, ટી. પ્રકાશમ, બી. ચક્રવર્તી, મૌલાના મહમ્મદઅલી, એસ. આર. બમનજી, લાલા લજપતરાય, જી. એસ. ખાપરડે, સૈયદ હસન ઇમામ, કે. વી. રંગાસ્વામી આયંગર, પં. રામભુજ દત્ત ચૌધરી.

૨૩. श्री. लजपतराय — હિંદની સ્વરાજની અને આત્મનિર્ણયની માગણી સંબંધમાં અમેરિકામાં યોગ્ય અધિકારીઓ સમક્ષ મહાસભાનું દૃષ્ટિબિંદુ રજૂ કરીને, શ્રી. લાલા લજપતરાયે હૃદયપૂર્વક અને આત્મત્યાગથી અમેરિકામાં બંધારણપૂર્વક ચળવળ કરીને હિંદની જે કીમતી સેવા કરી છે તેની આ મહાસભા આભારપૂર્વક નોંધ લે છે અને અગાઉ મુજબ પોતાનું કામ ચાલુ રાખવા તેમને વિનંતી કરે છે.

૨૪. प्रतिनिधिमंडळ — ઇંગ્લંડમાં મહાસભાના કામને માટે કરેલી અથાગ મહેનત માટે મહાસભાના પ્રતિનિધિમંડળના સભ્યોનો આ મહાસભા હાર્દિક આભાર માને છે.

૨૫. બ્રિટિશ મહાસભા સમિતિએ અને ખાસ કરીને ડૉ. ક્લાર્ક, શ્રી. રધરફોર્ડ, હોલફર્ડ નાઈટ, અને જે. એમ. પરીખે મહાસભાના પ્રતિનિધિમંડળના ઇગ્લંડના કામમાં કરેલી મદદની આ મહાસભા આભારપૂર્વક કદર કરે છે; અને ઇગ્લંડમાં મહાસભાના વિચારોનો પ્રચાર કરવા માટે મહાસભાના અમલી અંગ તરીકે તે કમિટીની થયેલી પુનર્રચના પ્રત્યે સંપૂર્ણ સંતોષ વ્યક્ત કરે છે.

૨૬. गोवध अने मुस्लिम लीग — અખિલ હિંદ મુસ્લિમ લીગે બકરીદના તહેવારને દિવસે ગોવધ બંધ કરવા કરેલી ભલામણના ઠરાવને આ મહાસભા આભારપૂર્વક આવકારે છે. તેથી સાર્વત્રિક હિંદુ લાગણીને અતિશય માઠું લાગવાનું કારણ દૂર થશે. હિંદુ-મુસ્લિમ સંપૂર્ણ ઐક્યના પંથે હિંદના

મુસલમાનોએ આ એક મોટામાં મોટું પગલું ભર્યું છે એમ આ મહાસભા માને છે અને આશા રાખે છે કે, આ ઉદાર ઠરાવથી મુસ્લિમ ભાઈઓએ દર્શાવેલી ભલી લાગણીનો હિંદુઓ પણ પૂરેપૂરો પડઘો પાડશે.

૨૭. पंजाबना विद्यार्थीओ — લશ્કરી કાયદાના અધિકારીઓની સીધી કે આડકતરી દોરવણી હેઠળ, પંજાબની શાળા–મહાશાળાના વિદ્યાર્થીઓની સામે ગેરવાજબી વર્તાવ કરવામાં આવ્યો છે તેને આ મહાસભા વખોડી કાઢે છે અને આશા રાખે છે કે, તપાસ વગર વિદ્યાર્થીઓને કરવામાં આવેલી બધી સજાઓ રદ કરવા સ્થાનિક અધિકારીઓ તાત્કાલિક વ્યવસ્થા કરશે.

૨૮. सामुदायिक दंडो — પંજાબ અને મુંબઈની સરકારોને અને હિંદી સરકારને જોરપૂર્વક આગ્રહ કરવામાં આવે છે કે, ૧૮૬૧ના પોલીસધારા પાંચમાની કલમ ૧૫ એ, ૨૫ એ અને બી હેઠળ પંજાબ અને મુંબઈના ઘણા ભાગોમાં જાનમાલને નુકસાન કરવા બદલ અમુક દંડો નાખવામાં આવ્યા છે તે હુકમો તાત્કાલિક રદ કરવા, કારણ કે તે હુકમો અયોગ્ય અને બિનજરૂરી છે.

૨૯. देशी दवाओ — (૧૯૧૮ની બેઠકના ઠરાવ ૧૯ મુજબ.)

૩૦. छापांनो कायदो — 'હિંદી છાપાંનો કાયદો' તાત્કાલિક રદ કરવા આ મહાસભા આગ્રહ કરે છે.

૩૧. श्री. हॉर्नीमन — શ્રી. બી. જી. હૉર્નિમનને તદ્દન અયોગ્ય કારણે દેશપાર કરવામાં આવ્યા છે તેનો આ મહાસભા સખત વિરોધ કરે છે અને વાઈસરોય સાહેબને તે હુકમ તાત્કાલિક રદ કરવા આગ્રહ કરે છે.

૩૨. रेलवेनी हाडमारीओ — દેશભરમાં ત્રીજા વર્ગના અને ઈન્ટર વર્ગના ઉતારુઓની જાહેર થયેલી અને અગત્યની હાડમારીઓ દૂર કરવા, હિંદી રેલવે બોર્ડને અને જુદી જુદી રેલવેના વ્યવસ્થાપકોને આ મહાસભા આગ્રહ કરે છે અને માલની લાવ-જાના કામમાં પક્ષપાતનું ધોરણ રાખવામાં આવે છે એવા આક્ષેપો સંબંધમાં તાત્કાલિક રાહત આપવાના હેતુથી તપાસ કરવાનું સૂચવે છે.

૩૩. महेसूल-नीति — જુદા જુદા પ્રાન્તોની મહેસૂલ પદ્ધતિની ફરી તપાસ કરવાનો વખત હવે આવી લાગ્યો છે એવો આ મહાસભાનો અભિપ્રાય છે અને તે હેતુથી અખિલ હિંદ મહાસભા સમિતિને સૂચવવામાં આવે છે કે, જુદા જુદા પ્રાન્તોની પ્રચલિત મહેસૂલ પદ્ધતિ, અને તેની અસર હેઠળના ખેડૂતોની સ્થિતિ વિષે તેમને યોગ્ય લાગે તે રીતે તપાસ કરાવે.

૩૪. दिल्ही प्रांत — (૧૯૧૮ની બેઠકના ઠરાવ ૭ મુજબ.)

૩૫. अजमेर-मेरवाडा — અજમેર-મેરવાડા અને બ્રિટિશ રજપૂતાના સંબંધમાં મહાસભાની છેલ્લી બેઠકના આઠમા ઠરાવમાં કરેલી ભલામણને હિંદી

સુધારાના ધારામાં કંઈ સ્થાન મળ્યું નથી તે જોઈને આ મહાસભાને ખેદ થાય છે અને આશા રાખે છે કે, મૉન્ટેગ્યુ-ચેમ્સફર્ડ રિપોર્ટના ફકરા ૧૯૮માં જણાવ્યા પ્રમાણે બ્રિટિશ હિંદના બીજા ભાગોની ધારાસભાઓની સાથેસાથે અજમેર-મેરવાડાને નિયંત્રિત (રેગ્યુલેટેડ) પ્રાન્તનો દરજ્જો આપવાની હિંદી સરકાર જરૂરી વ્યવસ્થા કરશે, અને વડી ધારાસભા માટે પાર્લમેન્ટની સંયુક્ત કમિટીએ રાખેલી વધારાની બેઠકોમાંથી આ પ્રદેશને ઓછામાં ઓછી બે બેઠકો મળશે.

૩૬. બર્મા — આ મહાસભા માને છે કે, હિંદી સુધારાના નવા કાયદાના અમલમાંથી બર્માને બાતલ રાખવા માટે કાંઈ કારણ નથી. મહાસભાનો અભિપ્રાય છે કે, હિંદના મોટા પ્રાન્તોને જે સુધારા આપવામાં આવ્યા છે તે જ સુધારા, બર્માના લોકોની ઇચ્છા અનુસાર તેમને પણ આપવા જોઈએ

૩૭. મહાસભાનાં નાણાં — જુદા જુદા પ્રાન્તોમાં જુદી જુદી વ્યક્તિઓના હાથમાં, મહાસભાના કામ માટે ઉઘરાવેલાં નાણાંમાંથી જે નાણાં સિલક પડી રહ્યાં છે, તે વસૂલ કરવા માટે કાયદેસર કે બીજી રીતે ઠીક લાગે તેમ પગલાં ભરવા નીચેના ગૃહસ્થોને સત્તા આપવામાં આવે છે:

શ્રી. વી. જે. પટેલ, પં. ગોકર્ણનાથ મિશ્ર, ડૉ. એમ. એ. અન્સારી.

૩૮. સ્વાગત સમિતિનાં નાણાં — દરેક મહાસભાના અધિવેશન વખતે રચવામાં આવતી સ્વાગત સમિતિની આવક-જાવકનો ઑડીટ કરેલો રિપોર્ટ મહાસમિતિ આગળ રજૂ કરવા સંબંધમાં અને બચત રકમ મહાસમિતિને સોંપવા સંબંધમાં વિચાર કરી નિર્ણય કરવા અખિલ હિંદ મહાસમિતિને સૂચવવામાં આવે છે.

૩૯. બંધારણ — આ મહાસભા ઠરાવે છે કે, અખિલ હિંદ મહાસમિતિ અને વિષયવિચારિણી સભામાં દિલ્હી, મારવાડ અને બ્રિટિશ રજપૂતાનાનું પ્રતિનિધિત્વ ૫ ને બદલે ૬ સભ્યોનું રાખવું; અને ૬માંથી ૪ સભ્યો દિલ્હી વિભાગમાંથી ચૂંટાઈ આવે અને બાકીના બે અજમેર-મેરવાડા અને બ્રિટિશ રજપૂતાના ચૂંટે.

આ ઠરાવ અનુસાર મહાસભાના બંધારણની કલમ ૧૩ અને ૨૪ માં નીચે મુજબ સુધારો કરવો:

(૧) ૧૩ મી કલમમાં 'દિલ્હી, અજમેર-મેરવાડા અને બ્રિટિશ રજપૂતાનાના પાંચ પ્રતિનિધિઓ' ને બદલે 'દિલ્હી, અજમેર-મેરવાડા અને બ્રિટિશ રજપૂતાનાના ૬ પ્રતિનિધિઓ' એમ વાંચવું.

(૨) ૨૪ મી કલમમાં 'દિલ્હી, અજમેર-મેરવાડા અને બ્રિટિશ રજપૂતાનાના પાંચથી વધુ પ્રતિનિધિ નહિ' એને બદલે 'દિલ્હી, અજમેર-મેરવાડા અને બ્રિટિશ રજપૂતાનાના ૬થી વધુ પ્રતિનિધિ નહિ', એમ વાંચવું.

૪૦. મહામંત્રી — ૧૯૨૦ ની સાલ માટે નીચે પ્રમાણે મહામંત્રીઓ નીમવામાં આવે છે:

માનનીય શ્રી. વી. જે. પટેલ
,, પં. ગોકર્ણનાથ મિશ્ર
,, ડૉ. એમ. એ. અન્સારી

૪૧. પાંત્રીસમું અધિવેશન — આવતી મહાસભાની બેઠક ૧૯૨૦ ના ડિસેમ્બરમાં નાગપુર ખાતે રાખવી.

## ખાસ અધિવેશન — કલકત્તા

(તા. ૪ થી ૯ સપ્ટેમ્બર, ૧૯૨૦)

૧. લો. તિલક અને ડૉ. ઓદ્દેદાર — શ્રી. બાલગંગાધર તિલકના અવસાન પ્રત્યે આ મહાસભા ઊંડો શોક પ્રદર્શિત કરે છે. તેમનું અણિશુદ્ધ પવિત્ર જીવન, દેશને માટે તેમણે સહન કરેલાં દુઃખ અને તેમણે કરેલી સેવાઓ, લોકહિતને માટે તેમનો ઊંડો અનુરાગ, રાષ્ટ્રીય સ્વાતંત્ર્ય માટેની તેમની અથાગ મહેનત, — આને માટે પ્રજા તેમને સદા આભારપૂર્વક યાદ કરશે અને કેટલીય પેઢીઓ સુધી તેમનું જીવન પ્રજાને બળ અને પ્રેરણા આપશે. રાષ્ટ્રની આ કટોકટીની પળે મહાસભાને તેમની ડહાપણભરી, ઉપયોગી અને હિંમતભરી આગેવાનીની, તેમની જ્વલંત દેશભક્તિભરી ઉન્નત પ્રેરણાની અને મુશ્કેલીને વખતે તેમની આરામદાયી આશીર્વાદરૂપ સલાહની ખોટ ઘણી સાલશે.

ડૉ. મહેન્દ્રનાથ ઓદ્દેદારના અવસાનથી દેશને જે ખોટ ગઈ છે તે પ્રત્યે આ મહાસભા ઊંડી દિલગીરી દર્શાવે છે. તેઓ એક સાચા દેશભક્ત હતા, દેશના જાણીતા સેવક હતા, અને પ્રજાહિતના બહાદુર રક્ષક હતા.

૨. પંજાબ રિપોર્ટ — (ક) પંજાબમાં થયેલા અત્યાચારોની તપાસ માટે આ મહાસભાએ નીમેલી કમિટીના સભ્યોએ જે ભારે ઉદ્યોગ અને સમતોલપણાપૂર્વક પુરાવો એકઠો કર્યો અને પોતાનો રિપોર્ટ તૈયાર કર્યો તે માટે મહાસભા ઉક્ત સભ્યોનો આભાર માને છે. આ રિપોર્ટને તેમણે નોંધેલા પુરાવાનો જ ટેકો મળ્યો છે એમ નથી, ખુદ હંટર કમિટી આગળ રજૂ થયેલા પુરાવાએ પણ એ જ પુરાવાને મજબૂત કર્યો છે. પોતાના

રિપોર્ટમાંની હકીકતો પરથી સદરહુ પેટા-કમિટીએ રજૂ કરેલા નિર્ણયો જોડે આ મહાસભા સંમત થાય છે.

(ખ) હંટર કમિટીની બહુમતીએ જે આશય, વલણ અને મનોવૃત્તિ દાખવ્યાં છે અને નિર્ણયો બાંધ્યા છે તે તરફ આ મહાસભા અત્યંત સખત નિરાશા બતાવે છે અને તેના નિર્ણયો અને ભલામણો પ્રત્યે પૂરેપૂરી અસંમતિ દર્શાવે છે.

વિશેષમાં મહાસભા પોતાનો મક્કમ અભિપ્રાય દર્શાવે છે કે:

(૧) હંટર કમિટીનો બહુમતી રિપોર્ટ પક્ષપાત અને વર્ણદ્વેષથી ખરડાયેલો છે. રજૂ થયેલ પુરાવાનો તેમાં પૂરતો વિચાર કરવામાં નથી આવ્યો અને પંજાબ તેમ જ હિંદી સરકારનો પુરવાર થયેલા અને દેખીતા અપરાધો તરફ ઢાંકપિછોડો કરવાની દાનત તેમાં ચોખ્ખી દેખાઈ આવે છે.

(૨) આ બહુમતી રિપોર્ટ અધૂરા, એકતરફી, અને સ્વાર્થબુદ્ધિથી આપેલા પુરાવા ઉપર રચાયો હોવાથી તે અસ્વીકાર્ય અને અવિશ્વસનીય છે.

(૩) બહુમતીએ કરેલા નિર્ણયો પ્રત્યક્ષ રજૂ થયેલા પુરાવાની દૃષ્ટિએ પણ વાજબી નથી, અને તેમણે કરેલી ભલામણો ઓછામાં ઓછી અને વાજબી જરૂરિયાતોને પણ સંતોષતી નથી.

(ગ) હંટર કમિટીના બંને રિપોર્ટ વિષે હિંદી સરકારે જે અભિપ્રાય વિલાયતની સરકારને દર્શાવ્યો છે તે સંબંધમાં આ મહાસભાનો એવો ચોક્કસ મત છે કે,

(૧) તેમણે હંટર કમિટીના બહુમતી-નિર્ણયોને ગાળી — તપાસી જોયા વગર કે સારાસાર વિવેક વગર માની લીધા.

(૨) વિરુદ્ધ પડેલા સભાસદોના નિર્ણયો રજૂ થયેલા પુરાવામાંથી જ પાકી રીતે પુરવાર થઈ શકે તેવા હોવા છતાં તે તરફ તેમણે દુર્લક્ષ કર્યું.

(૩) એ અભિપ્રાયનો મુદ્દાનો સાર જ એ છે કે, હકીકતોનો નિષ્પક્ષપાત નિવેડો ન લાવવો, પણ અધિકારીઓનાં દુષ્કૃત્યો પર ઢાંકપિછોડો કરી આખા પ્રકરણ પર છાંદો દેવો.

(૪) તેમણે ગુનેગાર અધિકારીઓ સામે લેવા માટે ભલામણ કરેલું પગલું આ પ્રકરણની ગંભીરતા તરફ જોતાં તદ્દન નહિ જેવું હોઈ, બ્રિટિશ ન્યાયના નિષ્પક્ષપાતપણા વિષેની બધી શ્રદ્ધા તેણે નષ્ટ કરી છે.

૩. બ્રિટિશ પ્રજા અને પંજાબના અત્યાચારો — બ્રિટિશ પ્રજા પંજાબના અત્યાચારોની ભરપાઈ કરવા માટે ઘટતું પગલું લેવાની બાબતમાં જે રીતે નિષ્ફળ નીવડી છે, હિંદી સરકારની એ વિષેની ભલામણોમાં જે રીતે સંમત થઈ છે અને પંજાબના અધિકારીઓના અપરાધોને તેણે જે રીતે જતા કર્યા છે,

તે સામે મહાસભા પોતાની સખત નિરાશા જાહેર કરે છે. વળી આ મહાસભા એમ પણ માને છે કે, બ્રિટિશ પ્રધાનમંડળે પોતાના ખરીતામાં સુંદર અને ઉચ્ચ ભાવનાઓની વાતો કરેલી હોવા છતાં, તે અનુસાર અમલ કરવામાં તે નિષ્ફળ નીવડ્યું હોવાથી તેણે હિંદી પ્રજાનો વિશ્વાસ ખોયો છે.

૪. અસહકાર — ખિલાફતની બાબતમાં હિંદી સરકાર તેમ જ શાહી સરકાર બન્ને, તેમની હિંદના મુસલમાનો પ્રત્યેની ફરજ અદા કરવામાં હડહડતી રીતે ખોટી નીવડી છે. મુખ્ય પ્રધાને પોતે આપેલાં વચનનો જાણી જોઈને ભંગ કર્યો છે. આથી મુસલમાન ભાઈઓ ઉપર આ રીતે આવી પડેલા ધાર્મિક સંકટને ન્યાયી રીતે દૂર કરવામાં મદદ કરવાની દરેક બીજી હિંદી કોમની ફરજ થઈ પડી છે.

વળી ૧૯૧૯ના એપ્રિલ માસના બનાવોના સંબંધમાં પંજાબની નિર્દોષ પ્રજાનું રક્ષણ નહિ કરવામાં તથા જે અમલદારોએ સિપાઈને ન છાજે એવી જંગલી રીતો અખત્યાર કરી ગુના કરેલા, તેમને શિક્ષા નહિ કરવામાં, તથા જે સીધી કે આડકતરી રીતે ઘણાખરા અમલદારોના ગુના માટે તથા પ્રજાનાં દુઃખો તરફ નિષ્ઠુર વર્તન માટે જવાબદાર ગણી શકાય, એવા સર માઈકલ ઓડવાયરને નિર્દોષ ઠરાવવામાં, એ બન્ને સરકારે પ્રજા તરફ અત્યંત બેદરકારી અને કર્તવ્યભ્રષ્ટતા દાખવી છે; વળી એ જ બાબતમાં આમસભામાં — અને તેથીય વિશેષ ઉમરાવોની સભામાં — જે ચર્ચા થઈ, તે ઉપરથી (વિલાયતમાં) હિંદની પ્રજા તરફ સમભાવનાનો અત્યંત અભાવ ઉઘાડો પડ્યો છે; અને પંજાબમાં ત્રાસ વર્તાવી પ્રજાને દાબી દેવાની રાજનીતિને તેમનો ચોખ્ખો ટેકો તરી આવ્યો છે; અને વાઈસરૉયના છેલ્લા ભાષણ ઉપરથી ખિલાફત અને પંજાબની બાબતમાં જરાય પશ્ચાત્તાપની લાગણી નથી એમ પુરવાર થાય છે.

આ સર્વે હકીકતો ઉપરથી, આ મહાસભાનો એવો અભિપ્રાય છે કે:

આ બે અન્યાયોના સંબંધમાં જ્યાં સુધી ન્યાય ન મળે ત્યાં સુધી હિંદમાં સંતોષ વર્તી શકે નહિ; અને પ્રજાનું સ્વત્વ દર્શાવવાનો અને આવા અત્યાચારો ફરીથી થતા અટકાવવાનો સફળ થઈ શકે એવો એક જ માર્ગ રહ્યો છે — અને તે એ કે હિંદમાં સ્વરાજ સ્થાપવું.

આ મહાસભાનો વળી એવો અભિપ્રાય છે કે, જ્યાં સુધી એ અન્યાયો દૂર થાય નહિ અને સ્વરાજ સ્થપાય નહિ ત્યાં સુધી ખુનામરકી સિવાયની ક્રમે ક્રમે વધતી અસહકારની નીતિને પસંદ કરી તેનો અમલ કરવા સિવાય બીજો કોઈ પણ માર્ગ હિંદી પ્રજા પાસે રહ્યો નથી.

આ વિષયમાં શરૂઆત કરવાની પહેલી ફરજ જે વર્ગ પ્રજામત કેળવી તેના પ્રતિનિધિરૂપે ઊભો છે, તેની ઠરે છે. તેથી, તથા માનચાંદ દ્વારા, શાળાઓ

ઉપરના અંકુશ દ્વારા, અદાલતો અને ધારાસભાઓ દ્વારા, સરકાર પોતાની સત્તા બાંધે છે, તેથી અને આ હિલચાલમાં ઓછામાં ઓછું જોખમ ખેડવું પડે અને ધારેલી મુરાદો બર લાવવા માટે ઓછામાં ઓછો ભોગ આપવો પડે – એ સર્વે કારણોનો વિચાર કરી, આ મહાસભા પ્રજાને આગ્રહપૂર્વક એવી સલાહ આપે છે કે:

(ક) ખિતાબો અને માનના (ઓનરરી) ઓધ્ધાઓ, તથા મ્યુનિસિપલ અને લોકલ બોર્ડોમાં સરકારે નીમેલા અધિકારના ઓધ્ધાનાં રાજીનામાં આપવાં;

(ખ) સરકારની લેવીઓ અને દરબારોમાં, તથા સરકારી અમલદારોએ ભરેલા કે એમના માનમાં ભરાયેલા સરકારી કે અર્ધ સરકારી મેળાવડાઓમાં હાજરી આપવા ના પાડવી;

(ગ) સરકારની માલિકીની, એની મદદથી કે એના અંકુશ હેઠળ ચાલતી શાળાઓમાંથી છોકરાંઓને ધીમે ધીમે ઉઠાડી લેવાં, અને તેને બદલે દરેક પ્રાંતમાં રાષ્ટ્રીય શાળાઓ અને કૉલેજો સ્થાપવી;

(ઘ) વકીલો અને પક્ષકારોએ ધીમે ધીમે સરકારી અદાલતોનો બહિષ્કાર કરવો અને તેને બદલે પોતાની ખાનગી તકરારોનો નિકાલ કરવા ખાનગી પંચાયતો સ્થાપવી;

(ઙ) લશ્કરી, કારકુની અને મજૂરી કરનારા, વર્ગોએ મેસોપોટેમિયામાં ભરતી થવા ના પાડવી;

(ચ) સુધારેલી ધારાસભાઓની ચૂંટણી માટે કોઈએ ઊભા ન રહેવું; અને મહાસભાની સલાહને ન ગણકારતાં કોઈ ધારાસભામાં જવા બહાર પડે તો લોકોએ તેમને મત ન આપવા;

(છ) વિદેશી માલનો બહિષ્કાર કરવો.

અસહકારની હિલચાલમાં એક નેમ લોકોમાં સંયમ અને આપભોગની વૃત્તિ ઉપજાવવાની છે; કારણ કે એ બે ગુણો વિના કોઈ પણ પ્રજા ખરી ચઢી શકે નહિ; આ બે ગુણો કેળવવા પ્રથમથી જ દરેક સ્ત્રી-પુરુષ અને બાળકને તક મળે, તેટલા માટે અસહકારની શરૂઆતથી જ, આ મહાસભા પ્રજાને કાપડમાં સ્વદેશી વ્રત પાળવાની સલાહ આપે છે; પણ હિંદની હાલની મિલો પોતાની સ્વદેશી મૂડી અને વ્યવસ્થાથી લોકોને જોઈએ તેટલું સૂતર અને કાપડ ઉત્પન્ન કરી શકતી ન હોવાથી, અને લાંબા વખત સુધી તેમ કરવાની શક્તિ મેળવે એમ પણ ન હોવાથી, આ મહાસભા પ્રજાને એવી સલાહ આપે છે કે, દરેક ઘરમાં રેંટિયો દાખલ કરવો; અને જે લાખો વણકરોએ પોતાનો પુરાણો અને ખાનદાન ધંધો ઉત્તેજનને અભાવે છોડી દીધો છે, તે પાછો શરૂ કરી, સૂતર અને કાપડની મોટા પ્રમાણમાં ઉત્પત્તિ કરવામાં ભાગ લેવો.

# પાંત્રીસમું અધિવેશન—નાગપુર

(તા. ૨૬થી ૩૧ ડિસેમ્બર, ૧૯૨૦)

૧. મહાસભાનું ધ્યેય — આ મહાસભાનું ધ્યેય હિંદી પ્રજાએ શાંતિનાં અને સચ્ચાઈનાં સાધનોથી સ્વરાજ્ય મેળવવું એ છે.

૨. પરદેશમાં પ્રચાર — આ મહાસભાનો એવો મત છે કે હિંદુસ્તાનના હિતને માટે એ જરૂરનું છે કે, હિંદ અને તેને લગતા સવાલો વિષે પરદેશમાં સાચી માહિતી ફેલાવી જોઈએ.

૩. 'ઇન્ડિયા' પત્ર — આ મહાસભા નીચેના ઠરાવનો અમલ કરવાની અખિલ હિંદ મહાસભા સમિતિને સત્તા આપે છે:

(ક) મહાસભા તરફથી વિલાયતમાં ચાલતું 'ઇન્ડિયા' વર્તમાનપત્ર વગર ઢીલે બંધ કરવું અને તેમાં કામ કરનારા જોડેના કરારો પૂરા કરવા;

(ખ) બ્રિટિશ મહાસભા સમિતિ તેમ જ 'ઇન્ડિયા' પત્રને અંગે અત્યાર સુધીમાં જે આર્થિક જવાબદારી ઉઠાવવામાં આવેલી હોય તે ઉપરાંત મહાસભાના પૈસામાંથી વધુ કશી મદદ એ ખાતે આપવી નહિ;

(ગ) શ્રી. બેન સ્પૂર, શ્રી. પરીખ, શ્રી. હૉલફર્ડ નાઈટ, ડૉ. વકીલ, હજરત મોહાની, શ્રી. દુબે — એટલા સભ્યોની એક કમિટી બ્રિટિશ મહાસભા સમિતિ અને 'ઇન્ડિયા' પત્રનું કામ સંકેલી લેવા નીમવી.

૪. શ્રી. મેકસ્વિની — આ મહાસભા આયર્લૅન્ડના મહાન દેશભક્ત મરહૂમ મેકસ્વિનીની પવિત્ર સ્મૃતિને નમે છે અને આયરીશ પ્રજાને સ્વાતંત્ર્ય માટેની તેની લડતમાં સહાનુભૂતિનો સંદેશ મોકલે છે.

૫. અસહકાર — આ મહાસભા એવો મત ધરાવે છે કે, ચાલુ હિંદી સરકારે હિંદી પ્રજાનો વિશ્વાસ ખોયો છે તેથી; હિંદી પ્રજાએ હવે સ્વરાજ્ય સ્થાપવાનો નિશ્ચય કર્યો છે તેથી; છેલ્લી ખાસ બેઠક અગાઉની આજ સુધી મળેલી એકેએક મહાસભા પોતાના હક અને સ્વતંત્રતા સ્વીકારાવવામાં તથા અનેક ભારે રાષ્ટ્રીય અન્યાયોની અને તેમાંયે ખાસ કરીને ખિલાફત અને પંજાબના અન્યાયોની દાદ મેળવવામાં નિષ્ફળ નીવડી છે તેથી;— આ મહાસભા તેણે કલકત્તાની છેલ્લી ખાસ બેઠક વખતે પસાર કરેલો અહિંસાત્મક અસહકારનો ઠરાવ ફરી બહાલ રાખે છે અને જાહેર કરે છે કે, ચાલુ સરકાર સાથે સ્વેચ્છાપૂર્વક રાખવામાં આવતા વહેવારના ત્યાગથી માંડીને, છેક કરો આપવાની ના પાડવા સુધીનો આખો કાર્યક્રમ, અગર તેનો ચોક્કસ ભાગ કે ભાગો મહાસભા અગર મહાસમિતિ નક્કી કરે તે વેળાએ અમલમાં મૂકવા; અને દરમ્યાન પ્રજાને તેને સારુ કેળવવા માટે નીચે પ્રમાણે અસરકારક પગલાં લેતાં રહેવું:—

### રાષ્ટ્રીય શિક્ષણ

(ક) ૧૬ વરસની અંદરનાં નિશાળોમાં જતાં છોકરાંઓનાં માબાપોને (બાળકોને પોતાને નહિ) સરકારની માલિકીની, સરકારી મદદ લેનારી અગર કોઈ પણ જાતના સરકારી અંકુશ હેઠળની શાળાઓમાંથી ઉઠાડી લેવાની બાબતમાં વધુ જોરાવર પ્રયત્નો કરવાની, અને તેની સાથે સાથે જ રાષ્ટ્રીય શાળાઓ અગર તેના અભાવે તેમના હાથમાં હોય તેવાં બીજાં સાધનો ઊભાં કરીને એવાં છોકરાંઓની કેળવણીની ગોઠવણ કરવી.

(ખ) ૧૬ વરસ અને તેથી વધારે વયના વિદ્યાર્થીઓએ જો તેમને લાગતું હોય કે જે સરકારનો નાશ કરવાની પોતાના રાષ્ટ્રે ગંભીર પ્રતિજ્ઞા કરી છે તેવી સરકારના હાથ અગર અંકુશ હેઠળ ચાલતી કે તેની મદદ લેતી શિક્ષણ સંસ્થાઓમાં કેળવણી લેવી એ તેમના અંતઃકરણની વિરુદ્ધ છે, તો તેમણે વગર વિલંબે અને પરિણામ સામું ન જોતાં તત્કાળ પોતપોતાની શાળા-કૉલેજોમાંથી ઊઠી જવું, અને કાંતો અસહકારની પ્રવૃત્તિમાં કોઈ ખાસ સેવા બજાવવામાં રોકાઈ જવું, અગર તો રાષ્ટ્રીય શિક્ષણ સંસ્થાઓમાં જઈ ત્યાં પોતાની કેળવણી ચાલુ રાખવી.

(ગ) સરકારી, સરકારી યુનિવર્સિટીને જોડાયેલી, અગર તો સરકારી મદદ લેતી શાળાઓના શિક્ષકો, સંચાલકો, વ્યવસ્થાપકો, તથા ટ્રસ્ટીઓએ તેમ જ મ્યુનિસિપાલિટીએ તથા લોકલ બોર્ડોએ પોતપોતાની શાળાઓ અને શિક્ષણ સંસ્થાઓને રાષ્ટ્રીય બનાવી દેવી,

### અદાલતો

(ઘ) વકીલો અને ધારાશાસ્ત્રીઓએ પોતાની વકીલાત છોડી દેવા વધુ જોરદાર પ્રયત્નો કરવા અને દેશસેવાના કાર્યમાં રોકાઈ જવું; અને અસીલોને તેમ જ વકીલોને પણ લવાદ મારફત ઘરમેળે કજિયા પતાવવા અને અદાલતોનો બહિષ્કાર કરવા વીનવવા.

### વિદેશી માલ

(ઙ) હિંદને આર્થિક રીતે સ્વતંત્ર અને સ્વાશ્રયી બનાવવા સારુ દેશના વેપારી વર્ગે ધીરે ધીરે પરદેશીઓ જોડેનો વેપારી સંબંધ તોડવાનો કાર્યક્રમ પાર ઉતારવા મથવું; હાથકંતામણ અને હાથવણાટને ઉત્તેજન આપવું અને એ દૃષ્ટિએ આર્થિક બહિષ્કારની સંગીન યોજના તૈયાર કરવા સારુ મહાસભા સમિતિ પાસે એ વિષયના તજજ્ઞોની એક કમિટી નીમાવવી.

(ચ) અને આમપ્રજાને આ મહાસભા એવી ભલામણ કરે છે કે, અસહકારની ફતેહ પ્રજાના આપભોગ ઉપર જ આધાર રાખતી હોવાથી,

દેશના પ્રત્યેક સ્ત્રીપુરુષે આ રાષ્ટ્રીય પ્રવૃત્તિના કાર્યમાં વધુમાં વધુ આપભોગ આપવા તૈયાર થવું.

(છ) દરેક પ્રાંતનાં મુખ્ય મુખ્ય શહેરોમાં કામચલાઉ મધ્યવર્તી મંડળો સ્થાપીને, તેમની દેખરેખ હેઠળ ગામડાંઓમાં અસહકારની પ્રવૃત્તિને આગળ ધપાવવા મંડળો સ્થાપવાં.

(જ) રાષ્ટ્રીય સેવા કરનારા રાષ્ટ્રસેવકોનો એક સંઘ તૈયાર કરવો અને એને 'હિંદી રાષ્ટ્રીય સંઘ' એવું નામ આપવું.

(ઝ) આ સંઘને તેમ જ સામાન્ય રીતે આખી અસહકારની હિલચાલને નભાવવા એક રાષ્ટ્રીય ફંડ ઊભું કરવા પગલાં લેવાં અને તેને 'અખિલ હિંદ તિલક સ્વરાજ ફાળો' એવું નામ આપવું.

## ધારાસભાના સભ્યો

આ મહાસભા અસહકારના કાર્યક્રમને અમલમાં મૂકવાની દૃષ્ટિએ પ્રજાએ બતાવેલી પ્રગતિને માટે તેને અભિનંદન આપે છે. ખાસ કરીને ધારાસભાના બહિષ્કારની બાબતમાં મતદારોએ બતાવેલા જોરને માટે તેમને અભિનંદન આપે છે. અને જે રીતે એ ધારાસભાઓ ઊભી થઈ છે તે જોતાં, તેઓ બિલકુલ પ્રજાની પ્રતિનિધિ-સંસ્થાઓ નથી. તેથી મહાસભાને ઉમેદ છે કે, પોતપોતાના મતદાર મંડળના ઘણા જ મોટા ભાગના મતદારો ઇરાદાપૂર્વક મત આપવામાંથી અળગા રહ્યા છતાં, તેમની ઇચ્છાની ઉપરવટ થઈને જેઓએ પોતાને પ્રજાના પ્રતિનિધિને નામે ધારાસભાઓના સભ્યો તરીકે ચૂંટાયેલા જાહેર થવા દીધા છે, તેઓ ધારાસભામાંની પોતાની જગાઓનાં રાજીનામાં આપી દેશે. છતાં લોકશાહીના સિદ્ધાન્તનો સાફ ઇન્કાર કરીને પોતપોતાના મતદાર સંઘોની જાહેર મનાઈની સામે થઈને, જો તેઓ પોતાની એ જગાઓ ન છોડે તો આ મહાસભા ઉમેદ રાખે છે કે, મતદારો આવા સભાસદો પાસેથી કોઈ પણ જાતની રાજકીય સેવા લેવાની ના પાડશે.

## સરકારી નોકરો

આ મહાસભા પોલીસ તેમ જ લશ્કરના લોકો અને આમ પ્રજા વચ્ચે દિવસે દિવસે વધતા જતા ભાઈચારાની નોંધ લે છે અને આશા રાખે છે કે, પોલીસ તેમ જ લશ્કરના લોકો પોતાના ઉપરી અમલદારોના હુકમ બજાવવામાં પોતાના સ્વધર્મ અને સ્વદેશની સામા જવાની ના પાડશે; અને પ્રજા તરફ વિવેક અને નમ્રતાભરી રીતે વર્તીને તેઓ પોતાના જ સ્વદેશબંધુઓ પ્રત્યે કશી લાગણી વગરના હોય છે, એવો આજ સુધી તેમની સામે મુકાતો આવેલો આરોપ ધોઈ કાઢશે. વળી આ મહાસભા સરકારી નોકરીમાંના

એકેએક માણસને વીનવે છે કે, ‘આ મહાન રાષ્ટ્રકાર્ય નિમિત્તે રાષ્ટ્રીય આહ્‌વાન થતાંની ક્ષણે જ, તેમણે પોતપોતાની નોકરીઓ છોડી દેવા તૈયાર રહેવું, અને તેમ કરવાનો પ્રસંગ આવી પહોંચે ત્યાં સુધી પોતાની નોકરીને અંગે દેશબંધુઓની જોડે કરવા પડતા વહેવારોમાં તેમણે વધુ નમ્ર અને વધુ પ્રામાણિક બનવું. વળી તેમણે જાહેરસભાઓ અને પ્રજાકીય મેળાવડાઓમાં પ્રત્યક્ષ ભાગ ન લેવો, છતાં પણ એવા બધા પ્રસંગોમાં નિર્ભય થઈને અને ખુલ્લી રીતે હાજરી આપવી, એટલું જ નહી પણ, દ્રવ્યની અને એવી આર્થિક મદદ પણ ખુલ્લી રીતે આપીને આ રાષ્ટ્રીય પ્રવૃત્તિને સહાય આપવી.

## અહિંસાની સર્વોપરી અગત્ય

આ મહાસભા અહિંસાને અસહકારના પ્રધાન અંશ તરીકે ગણવા ઉપર ખાસ ભાર મૂકે છે; અને જેમ સરકારની જોડેના વ્યવહારમાં તે જ રીતે આપસના વહેવારમાં પણ પ્રજાનાં વાણી તેમ જ વર્તનમાં અહિંસાની તેટલી જ સર્વોપરી અગત્ય છે એમ માને છે. આ મહાસભા એમ પણ માને છે કે, ખૂનામરકી કે શરીરબળની કલ્પના સાચી લોકશાહીની વિરોધી છે; એટલું જ નહિ પણ, એ અસહકારનાં બીજાં પગથિયાંઓના અમલની પણ આડે આવનારી છે.

અંતમાં, ખિલાફત અને પંજાબના સવાલો સંબંધમાં ન્યાય મળે અને એક વરસની અંદર સ્વરાજ સ્થાપી શકાય તે સારુ, આ મહાસભા તેની સાથે જોડાયેલાં અને વગર જોડાયેલાં સર્વે જાહેર મંડળોને વીનવે છે કે, તેમણે અત્યારે બીજાં કામ પડતાં મૂકીને સરકારની સામે અહિંસા અને અસહકારનો પ્રચાર કરવામાં જ પોતાની બધી શક્તિઓને રોકવી. વળી સરકાર સામેનો આવો અસહકાર પ્રજા આપસના ભેદ ભૂલીને સંપૂર્ણ સહકાર બતાવે તો જ અને ત્યારે જ ફતેહમંદ થઈ શકે તેમ હોવાથી, આ મહાસભા બધાં જાહેર મંડળોને વીનવે છે કે, તેમણે હિંદુ મુસલમાન એકતાને વધારવા બધા પ્રયત્નો કરવા. આ મહાસભાના હિંદુ પ્રતિનિધિઓ પણ આગેવાન હિંદુઓને વીનવે છે કે, તેમણે બ્રાહ્મણ-અબ્રાહ્મણ વચ્ચેના બધા ક્લેશ-કજિયાઓની સમાધાની કરી દેવી અને અસ્પૃશ્યતાની એબમાંથી હિંદુ ધર્મને ઉગારી લેવા ભગીરથ પ્રયત્ન કરવો. તેઓ ધર્માચાર્યોને પણ માનપૂર્વક વીનવે છે કે, તેમણે દબાયેલા વર્ગો પ્રત્યેના વર્તનની બાબતમાં હિંદુ ધર્મની સુધારણા કરવાની સમાજમાં વધતી જતી ઇચ્છાને મદદરૂપ થવું.

૬. હૂંડિયામણ: — વિલાયતની સરકારે તેમ જ હિંદી સરકારે હૂંડિયામણના ભાવોની બાબતમાં અગાઉ કદી ન થયેલો એવો વધારો કરી

મૂકીને તેમ જ ચલણ કમિટીના લઘુમતી રિપોર્ટમાં દર્શાવવામાં આવેલા હિંદી અભિપ્રાયની તુચ્છતાપૂર્વક અવગણના કરીને હિંદી વજરજોગી હૂંડીઓ (રિવર્સ કાઉન્સિલ બિલો) કાઢી હિંદના નિકાસ વેપારને જબરદસ્ત અને ગંભીર નુકસાન પહોંચાડયું છે, એ નીતિ વિનાશકારક છે; બ્રિટિશ વેપારીઓના લાભ સાચવવાની જ દાનત એના મૂળમાં રહેલી છે. સરકારની આ નીતિને પરિણામે આખો હિંદી વેપાર અને બજાર અસ્થિર અને છિન્નભિન્ન થઈ પડયાં છે, જ્યારે બ્રિટિશ તિજોરી તો હિંદી કરજના બોજામાંથી મોટે અંશે ફારગ થઈ છે. વળી આ નીતિ અખત્યાર કરીને સરકારે બ્રિટિશ મૂડીદારો અને કારખાનાંવાળાઓને પૂર્વે જર્મની અને બીજા દેશોમાં ખપતા બંધ થયેલા તેમના માલો આ દેશમાં ઘુસાડવાના જંગી દરવાજા ખુલ્લા મૂકી દીધા છે. તેથી આ મહાસભા બ્રિટિશ તિજોરી પાસેથી આ નુકસાનની ભરપાઈ કરી આપવાની માગણી કરે છે અને જાહેર કરે છે કે, બ્રિટિશ માલ આયાત કરનારા વેપારીઓ અત્યારના હૂંડિયામણના ભાવે પોતાના વાયદાઓ પૂરા કરવાની ના પાડવાને પૂરેપૂરા હકદાર ગણાશે.

વધુમાં આ મહાસભા મહાસમિતિ નક્કી કરે તેવા સભ્યોની એક કમિટી ઉપલી સ્થિતિની સામે અસરકારક પગલાં લેવા નીમે છે.

૭. ડ્યૂક ઑફ કોનૉટની મુલાકાત:—આ મહાસભાનો એવો મત છે કે, હિંદી પ્રજાએ કરેલા અસહકારના ઠરાવને અનુસરીને નામદાર ડયૂક ઑફ કૉનૉટની આવતી હિંદની મુલાકાત દરમ્યાન તેમના માનમાં જે મેળાવડા કે ધામધૂમ કરવામાં આવે તેમાં પ્રજાએ કોઈ પણ જાતનો ભાગ લેવો નહિ.

૮. મજૂર ચળવળ:—આ મહાસભા, હિંદના કામદાર વર્ગની ટ્રેડ યુનિયનો અને મહાજનો બાંધીને તે મારફત પોતાના વાજબી હકો મેળવવાની લડત વિષે પોતાની સંપૂર્ણ સહાનુભૂતિ જાહેર કરે છે; તથા કાયદા અને સુલેહશાંતિ જાળવવાના જૂઠા બહાના હેઠળ હિંદી મજૂરોની જાનોને કોડીની કિંમતની સમજનારી પશુનીતિને તે સદંતર વખોડી કાઢે છે.

૯. આ મહાસભાનો એવો મત છે કે, હિંદી મજૂરવર્ગે પોતાની સ્થિતિ સુધારવા, ઉન્નતિ સાધવા, પોતાના વાજબી હકો મેળવવા અને પોતાની શક્તિઓને આ દેશમાં અને પરદેશી એજન્ટો મારફત હિંદ બહાર તણાઈ જઈને પરદેશમાં ચૂસાતી અટકાવવા મહાજનો બાંધી પોતાનું બળ સંગઠિત કરવું. આ દૃષ્ટિએ અસરકારક પગલાં લેવા અખિલ હિંદ મહાસમિતિએ એક કમિટી નીમવી.

૧૦. જમીન કબજે કરવાનો કાયદો:—જમીન કબજે કરવાના કાયદાનો નિરંકુશ અને તદ્દન ગેરવાજબી અમલ કરીને, ગરીબ લોકો અને

જમીનવાળાઓ નિરાધાર અને ઘરબાર વિનાના થઈ પડે એવી રીતે, કેવળ મૂડીવાળાઓ અને તેમાંયે વિશેષે કરીને વિદેશી મૂડીવાળાઓના લાભની ખાતર હિંદના જુદા જુદા પ્રાન્તોમાં જબરદસ્ત પાયા ઉપર લોકોની જમીનો ખૂંચવી લેવાની જે નીતિ સરકારે ચાલુ કરી છે, તે તરફ આ મહાસભા પ્રજાનું ધ્યાન ખેંચે છે અને એવો મત ધરાવે છે કે, સરકારની સામે અસહકાર કરવાને આ સ્થિતિ વધુ કારણો આપે છે.

વધુમાં આ મહાસભા આ બાબતમાં સંબંધ ધરાવતા હિંદી મૂડીદારોને વીનવે છે કે, ગરીબ ગામડિયાઓ ઉપર ઝઝૂમતા આ વિનાશના વાદળને તેઓ દૂર કરે.

૧૧. રાજદ્વારી કેદીઓ :— રીતસર આરોપ સહિત અને મુકદ્દમા ચલાવીને અગર તેમાંનું કશું કર્યા વગર, જે જે કોઈ રાજદ્વારી શખસોને સરકાર તરફથી પકડવામાં કે કેદ કરવામાં આવ્યા હોય, અગર જેઓ હજુ રાજદ્વારી કેદી તરીકે જેલ ભોગવતા હોય, અથવા તો જેમની હરવા-ફરવાની કે મળવા-હળવાની સ્વતંત્રતા ઉપર સરકારે મૂકેલા અંકુશો ચાલુ હોય, તેવા સૌ તરફ આ મહાસભા અંતઃકરણપૂર્વક સહાનુભૂતિ પ્રગટ કરે છે; અને ઉમેદ રાખે છે કે, સ્વદેશ પ્રત્યેની તેમની ભક્તિ અને એવા એવા અન્યાય અશક્ય કરે એવું સ્વરાજ્ય હિંદ વહેલું પ્રાપ્ત કરે, એવી તેમની ઉમેદ તેમને તેમની અત્યારની કસોટીમાં ટકાવી રાખશે.

૧૨. દેશી દવાની પદ્ધતિઓ — આ મહાસભાનો અભિપ્રાય છે કે, આ દેશમાં આયુર્વેદિક અને યુનાની વૈદિક પદ્ધતિઓનો પ્રચાર અને પ્રજામાં તેમનો સ્વીકાર સાર્વત્રિક હોવાથી એ દેશી પદ્ધતિઓ મુજબ શિક્ષણ આપનારી અને ઉપચાર કરનારી શાળાઓ, કોલેજોની અને દવાખાનાંની સ્થાપના કરીને આ દેશી પદ્ધતિઓને વધુ લોકપ્રિય કરવાને પ્રજાએ ખંતભર્યા અને સંગીન પ્રયત્નો કરવા.

૧૩. ઇશર કમિટીનો રિપોર્ટ — આ મહાસભા ઇશર કમિટીના સભાસદો, તેમની કાર્યપદ્ધતિ, અને તેમણે કરેલી ભલામણોના રિપોર્ટ ઉપર વિચાર કરીને એવા અભિપ્રાય ઉપર આવી છે કે, એ ભલામણો જો અમલમાં મૂકવામાં આવે તો હિંદની પરાધીનતા અને દુર્બળતા ઊલટી વધે. તેથી આ મહાસભા માને છે કે, આ રિપોર્ટ પ્રજાએ સરકાર સામે અસહકાર કરવાની જરૂર બાબતમાં, અને તાબડતોબ સ્વરાજ્ય સ્થાપવાનું કામ મુલતવી રાખવામાં આવે તો એ કેટલું જોખમભરેલું છે એ બાબતમાં, એક વધુ મજબૂત કારણ પૂરું પાડે છે.

૧૪. देशी राजाओ — આ મહાસભા હિંદના બધા દેશી રાજાઓને વિનંતી કરે છે કે, તેમણે પોતપોતાના રાજ્યમાં વગર વિલંબે સંપૂર્ણ જવાબદાર રાજપદ્ધતિ શરૂ કરવા પગલાં લેવાં.

૧૫. स्वराज अने शीखो — હિંદના ભાવી રાજતંત્રમાં શીખ કોમના સ્થાનને વિષે કેટલીક ગેરસમજ હસ્તી ધરાવતી હોવાથી, આ મહાસભા શીખોને ખાતરી આપે છે કે, હિંદીસ્વરાજની યોજનામાં તેમનાં હિતાહિત તરફ, મુસલમાન અને પંજાબ બહારના પ્રાંતોની બીજી લઘુમતી કોમોનાં હિતાહિત જેટલું જ લક્ષ આપવામાં આવશે.

૧૬. दुकाळ अने खाधाखोराकीनी निकास — દેશમાં દુકાળની સ્થિતિ હોવા છતાં, હિંદી પ્રજાની તાત્કાલિક હાજતો તરફ નિર્લજ્જતાભરી બેદરકારી બતાવીને, ખાધાખોરાકીની ચીજો પરદેશ ચડાવવાની સરકારી નીતિને આ મહાસભા વખોડી કાઢે છે અને આનાં ભયાનક પરિણામોને હલકાં કરવા દેશના વેપારીઓને સલાહ આપે છે કે, તેમણે ખાધાખોરાકીની ચીજો (ખાસ કરીને ઘઉં ચોખા) પરદેશ નિકાસ કરવી નહિ. અને આ ચીજો પેદા કરનારા તેમ જ પ્રજાને પણ આ મહાસભા સલાહ આપે છે કે, તેમણે પરદેશી વેપારીઓના મારફતિયાઓને કે પરદેશી પેઢીઓને એવી ચીજો વેચવી નહિ, અગર તો બીજી કોઈ પણ રીતે ખાધાખોરાકીની ચીજો પરદેશ મોકલવવામાં મદદગાર થવું નહિ.

૧૭. श्री. हॉर्नीमेन — આ મહાસભા હોર્નીમેન — જેમની હિંદ માટેની હિંમતવાન હિમાયત અને કોશીશોએ એમના નામને હિંદ બહારના દૂરદૂરના દેશો સુધી એમનું નામ જાણીતું કર્યું છે,— તેમના પ્રત્યેની પોતાની કૃતજ્ઞતાની લાગણી જાહેર કરે છે; અને હિંદની પ્રજા વચ્ચેથી હજુ પણ તેમને અળગા રાખનારી સરકારની નીતિને વખોડી કાઢે છે.

૧૮. आफ्रिका अने फीजी — આ મહાસભા પૂર્વ અને દક્ષિણ આફ્રિકામાં વસતા હિંદીઓ પોતાનું સામાજિક, આર્થિક અને રાજકીય સત્યાનાશ વાળનારી ત્યાંની સરકારોની નીતિની સામે જે ઉદાત્ત અને બહાદુરીભરી લડત ચલાવી રહ્યા છે, તે તરફ પોતાનો દિલસોજીભર્યો ટેકો મોકલે છે; પૂર્વ આફ્રિકામાં તેમણે કાનૂન તેમજ અમલ બન્નેમાં સરખા હક અને સમાન વર્તન માટે શાંતિમય અસહકાર અખત્યાર કર્યો છે, તે વિષે પોતાની સંમતિ પ્રગટ કરે છે.

અત્યારે આ દેશની પ્રજામાં જે ઊથલપાથલ ચાલી રહેલી છે તે જોતાં, તે ફીજીમાં વસતા પોતાના દેશબંધુઓ પ્રત્યે, ત્યાંની સરકાર અને બગીચાવાળાઓ જે અમાનુષી વર્તન ચલાવી રહ્યા છે અને જેને પરિણામે ફીજીમાં ઘર કરી

વસેલાં ગરીબ સ્ત્રીપુરુષોને નિરુપાય હિંદ પાછા ફરવાની ફરજ પડે છે, તેમની વહારે દોડી શકે તેમ નથી એ વાતનું આ મહાસભાને દુઃખ છે; અને બ્રિટિશ વસાહતોમાં વસતા હિંદીઓ સાથે ચલાવાતી આ વર્તણુકની બાબતમાં પણ આ પ્રજા જેવી નિરાધાર બની છે તે જોતાં, અસહકાર કરીને તાબડતોબ સ્વરાજ્યની સ્થાપના કરવાની જરૂર સૌથી વધારે સ્પષ્ટ થાય છે.

૧૯. શ્રી. ઍન્ડ્રૂઝનો આભાર — આ મહાસભા, ફીજી અને બીજી જગ્યાઓના ગિરમીટિયા હિંદીઓ તથા પૂર્વ અને દક્ષિણ આફ્રિકામાં વસેલા હિંદીઓની બાબતમાં શ્રી. સી. એફ. ઍન્ડ્રૂઝ જે અમૂલ્ય સેવા બજાવી રહ્યા છે તે માટે તેમનો ભાવપૂર્વક આભાર માને છે.

૨૦. મહાસભાનું બંધારણ — મહાસભાની પેટા-સમિતિએ તૈયાર કરેલું અને વિષયવિચારિણી સભાએ સુધારેલું મહાસભાનું બંધારણ મંજૂર કરવામાં આવે છે.

## ૩૬

## છત્રીસમું અધિવેશન—અમદાવાદ

(તા. ૨૭–૨૮ ડિસેમ્બર, ૧૯૨૧)

૧. *અસહકાર* — છેલ્લી મહાસભાની બેઠક બાદ હિંદુસ્તાનના લોકોએ સ્વાનુભવ ઉપરથી જોયું છે કે, અહિંસાત્મક અસહકાર અખત્યાર કરવાને લીધે દેશ નિર્ભયતા, આપભોગ અને સ્વમાનમાં ભારે પ્રગતિ કરી છે તેથી, તથા એ પ્રવૃત્તિથી સરકારની પ્રતિષ્ઠાને ભારે ધક્કો પહોંચ્યો છે તેથી, તથા દેશ આખો સ્વરાજ્યની દિશામાં ઝપાટાભેર પ્રગતિ કરી રહ્યો છે તેથી, આ મહાસભા કલકત્તાની ખાસ બેઠકમાં પસાર થયેલો અને નાગપુરમાં ફરી મંજૂર થયેલો ઠરાવ કાયમ રાખે છે; અને જ્યાં સુધી ખિલાફતનાં અને પંજાબનાં દુઃખોનું નિવારણ ન થાય અને સ્વરાજ્ય ન સ્થપાય અને હિંદના રાજવહીવટનો કબજો બિન-જવાબદાર સરકારના હાથમાંથી આ દેશના લોકોના હાથમાં ન આવે ત્યાં સુધી, અત્યાર કરતાં વધુ જોશથી અહિંસાત્મક અસહકારનો કાર્યક્રમ દરેક પ્રાંત પોતાને માટે જે રીતે ચલાવવાનું ઠરાવે તે રીતે ચાલુ રાખવાનો પોતાનો મક્કમ નિશ્ચય જાહેર કરે છે.

અને વાઈસરૉય સાહેબે તાજેતરમાં પોતાનાં ભાષણોમાં જે ધમકીઓ આપી છે તેથી, તથા તેને પરિણામે હિંદની સરકારે જુદા જુદા પ્રાન્તોમાં

સ્વયંસેવક દળો વિખેરી નાખીને, ગેરકાયદે અને આપખુદ રીતે જાહેર સભાઓ તથા સમિતિઓની સભાઓ સુધ્ધાં જબરદસ્તીથી બંધ કરીને, અને કેટલાક પ્રાંતોમાં મહાસભાના કાર્યકર્તાઓને પકડીને દમનનીતિ અખત્યાર કરી છે તેથી, તથા આ દમનનીતિનો સ્પષ્ટ ઉદ્દેશ મહાસભા અને ખિલાફતની પ્રવૃત્તિને ગૂંગળાવી દેવાનો તથા લોકોને તેમની મદદ મળતી બંધ કરવાનો છે તેથી, આ મહાસભા ઠરાવ કરે છે કે, મહાસભાની તમામ પ્રવૃત્તિઓ જેટલે દરજ્જે જરૂરી હોય તેટલે દરજ્જે મુલતવી રાખવી, અને સૌ કોઈ ને મહાસભા અપીલ કરે છે કે, તેમણે ગઈ તારીખ ૨૩મી નવેમ્બરે મહાસભાની કારોબારી સભાએ મુંબઈમાં નક્કી કરેલા ઠરાવમાં જણાવેલી શરતો પ્રમાણે આખા દેશભરમાં જે સ્વયંસેવક દળો તૈયાર કરવામાં આવે તેમાં જોડાઈને શાન્તિપૂર્વક તથા કશી પણ હોહા કર્યા વિના પકડાવા માટે પોતાની જાતને અર્પણ કરવી. વળી નીચે જણાવેલા પ્રતિજ્ઞાપત્ર ઉપર સહી ન કરે તેને સ્વયંસેવક તરીકે સ્વીકારવો નહિ:—

## પ્રતિજ્ઞાપત્ર

ઇશ્વરને સાક્ષી રાખીને હું પ્રતિજ્ઞા કરું છું કે:

(૧) હું રાષ્ટ્રીય સ્વયંસેવક સૈન્યનો સૈનિક થવા ઇચ્છું છું.

(૨) જ્યાં સુધી હું તે સૈન્યમાં રહીશ ત્યાં સુધી હું વાચા અને કર્મથી અહિંસાપરાયણ રહીશ તથા મનથી પણ તેવો જ રહેવાનો હું ખરા દિલથી પ્રયત્ન કરીશ; કારણ, હું માનું છું કે, હિંદુસ્તાનના અત્યારના સંજોગોમાં કેવળ અહિંસા જ ખિલાફત અને પંજાબને મદદ કરી શકે અને સ્વરાજ્યની સ્થાપના કરી શકે તથા હિંદુ, મુસલમાન, શીખ, પારસી, ખ્રિસ્તી તથા યહૂદી એવી હિંદુસ્તાનની તમામ કોમો તથા જાતોમાં એકતા જમાવી શકે.

(૩) હું આવી એકતામાં માનું છું અને તેવી એકતા વધે તે માટે સતત પ્રયત્ન કરીશ.

(૪) હિંદના આર્થિક, રાજકીય, તથા નૈતિક ઉદ્ધારને અર્થે સ્વદેશી ખાસ આવશ્યક છે એમ હું માનું છું અને હું બીજા તમામ કપડાનો ત્યાગ કરી હાથે કાંતેલી તથા હાથે વણેલી ખાદીનો ઉપયોગ કરીશ.

(૫) હિંદુ તરીકે હું અસ્પૃશ્યતાનું કલંક દૂર કરવું જરૂરી અને ન્યાયયુક્ત છે એમ માનું છું. જ્યારે જ્યારે બની શકે તેમ હોય ત્યારે ત્યારે તેમના અંગત સંબંધમાં આવવાના પ્રસંગો હું શોધીશ તથા અંત્યજ જાતિઓની સેવા કરવાનો પ્રયત્ન કરીશ.

(૬) હું મારા ઉપરી અમલદારોની સૂચનાઓનું તથા સ્વયંસેવક સમિતિ અથવા કારોબારી સમિતિ અથવા તો મહાસભાએ સ્થાપેલી બીજી કોઈ

સંસ્થા આ પ્રતિજ્ઞાના તત્ત્વથી વિરોધી ન હોય તેવા જે નિયમો રચશે તે તમામનું પાલન કરીશ.

(૭). મારા ધર્મ તથા દેશને ખાતર ગુસ્સો કર્યા વિના હું જેલ, મારપીટ તથા મોતની પણ બરદાસ્ત કરી લેવા તૈયાર છું.

(૮) હું જેલમાં જાઉં ત્યારે મહાસભા પાસેથી મારા કુટુંબ માટે અથવા મારા ઉપર આધાર રાખનારાઓ માટે કોઈ પણ જાતની મદદ હું માગીશ નહિ.

આ મહાસભાનો વિશ્વાસ છે કે, ૧૮ વર્ષનો અને તેની ઉપરનો દરેક શખસ સ્વયંસેવક સૈન્યમાં તરત જોડાઈ જશે. જાહેર સભાઓ ભરવાની બંધીનું જાહેરનામું નીકળ્યું હોવા છતાં, અને સમિતિઓની સભાઓને પણ જાહેર સભાઓ ગણવાનો પ્રયત્ન થયેલો હોવાથી, આ મહાસભા, સમિતિઓની સભાઓ તથા જાહેર સભાઓ ભરવાની સલાહ આપે છે. જાહેર સભાઓ બંધ જગ્યામાં ટિકિટો રાખીને તથા અગાઉથી જાહેર કરીને ભરાય; તેમાં બનતાં સુધી પહેલાંથી જેમનાં નામો જાહેર કર્યાં હોય એવા વકતાઓ પોતાનાં લખેલાં ભાષણો કરે; તથા ઉશ્કેરણી અને તેને પરિણામે લોકો તરફથી તોફાન થવાનો સંભવ એ બન્ને ટાળવાની પૂરેપૂરી કાળજી રાખવામાં આવે.

આ મહાસભાનો એવો અભિપ્રાય છે કે, કોઈ પણ વ્યક્તિ અથવા સંસ્થા દ્વારા પોતાની સત્તાનો આપખુદ, જુલમી અને મરદાની હરી લેનારો ઉપયોગ થતો અટકાવવા સારુ બીજા બધા ઉપાયો અજમાવી લીધા પછી સશસ્ત્ર બળવાની અવેજીમાં, કાયદાનો સવિનય ભંગ કરવો એ જ એકમાત્ર સુધરેલો અને અસરકારક ઉપાય રહે છે. તેથી આ મહાસભા દરેક કાર્યકર્તા અને બીજાઓ જેમની શાન્તિમય સાધનોમાં શ્રદ્ધા હોય અને જેમને ખાતરી થઈ ગઈ હોય કે ચાલુ સરકારને હિંદના લોકો પ્રત્યેના કેવળ બેજવાબદાર સ્થાનેથી ઉતારી પાડવાનો કોઈ ને કોઈ પ્રકારના આપભોગ સિવાય બીજો ઉપાય નથી, તેઓને સલાહ આપે છે કે, તેમણે વ્યક્તિગત સવિનય ભંગ આદરવો અને જ્યારે તેમને લાગે કે લોકસમૂહ અહિંસાનું તથા દિલ્હીમાં મળેલી છેલ્લી મહાસમિતિએ જણાવેલી બીજી શરતોનું પાલન કરવા પૂરતો કેળવાયો છે ત્યારે સામુદાયિક સવિનયભંગ પણ આદરવો.

આ મહાસભાનો એવો અભિપ્રાય છે કે, વ્યક્તિગત અગર સામુદાયિક સવિનયભંગ ( તે લડતરૂપે હોય કે બચાવરૂપે હોય ) યોગ્ય સાવચેતી રાખીને તથા કારોબારી સમિતિ અથવા પોતાની પ્રાન્તિક સમિતિ વખતોવખત જે સૂચનાઓ કાઢે, તેને અનુસરીને ઉપાડવામાં આવે. તેમાં તમામ શક્તિ એકાગ્ર કરી શકાય તેટલા માટે મહાસભાની બીજી તમામ પ્રવૃત્તિઓ જ્યાં જ્યાં અને જ્યારે જ્યારે જરૂર જણાય ત્યાં ત્યાં અને ત્યારે ત્યારે તેટલે દરજ્જે મોકૂફ રાખવામાં આવે.

આ મહાસભા ૧૮ વરસના તથા તે ઉપરના તમામ વિદ્યાર્થીઓ અને તેમાંય ખાસ કરીને રાષ્ટ્રીય સંસ્થાઓમાં ભણતા હોય તેમને તથા તેવી સંસ્થાઓના અધ્યાપકોને, ઉપર જણાવેલા પ્રતિજ્ઞાપત્ર ઉપર તરત સહી કરવાનું અને રાષ્ટ્રીય સ્વયંસેવકદળમાં જોડાવાનું આમંત્રણ કરે છે.

મહાસભાના કાર્યકર્તાઓના મોટા ભાગનું પકડાઈ જવાનું હાથવેંતમાં હોવાથી, આ મહાસભા પોતાનું સામાન્ય તંત્ર જ્યારે જ્યારે બની શકે ત્યારે તેનો હંમેશની માફક ઉપયોગ થઈ શકે એ રીતે તેને અકબંધ રહેવા દઈને, મહાત્મા ગાંધીને, બીજી સૂચનાઓ નીકળે ત્યાં સુધીને માટે મહાસભાના સરમુખત્યાર નીમે છે અને મહાસમિતિની તમામ સત્તા તેમને સોંપે છે. તે સત્તામાં મહાસભાની ખાસ બેઠક બોલાવવાની, મહાસમિતિ અથવા કારોબારી સભાની બેઠકો બોલાવવાની સત્તાનો સમાવેશ થાય છે. આવી સત્તા મહાસમિતિની કોઈ પણ બે બેઠકો થાય તેના વચગાળામાં તેમને રહેશે. વળી અણધાર્યે પ્રસંગે પોતાની પછીના સરમુખત્યાર નીમવાનો પણ તેમને અધિકાર રહેશે.

એવા ઉત્તરાધિકારી સરમુખત્યાર અથવા તેમના પછીના ઉત્તરાધિકારીઓ જે બીજા સરમુખત્યારો નીમે તે બધા સરમુખત્યારોને મહાસભા ઉપર વર્ણવેલી સત્તા આપે છે.

તેમાં એક શરત એવી છે કે, આ ઠરાવમાં જણાવેલી કોઈ બાબત તથા મહાત્મા ગાંધીને કે ઉપર જણાવ્યા એવા તેમના કોઈ ઉત્તરાધિકારીને હિંદની સરકાર અથવા બ્રિટિશ સરકાર સાથે, મહાસમિતિની મંજૂરી લીધા વિના તથા તે મંજૂરી તેને માટે બોલાવેલી ખાસ સમિતિ પાસે પસાર કરાવ્યા વિના સુલેહની શરતો નક્કી કરવાનો અધિકાર નથી.

વળી બીજી શરત એ પણ છે કે, મહાત્મા ગાંધી અથવા તેમના ઉત્તરાધિકારીને મહાસભાની પ્રથમ પરવાનગી મેળવ્યા વિના મહાસભાના ધ્યેયમાં કોઈ પણ સંજોગોમાં કશો ફેરફાર કરવાની સત્તા નથી.

આ મહાસભા જે દેશભક્તો પોતાના અંતરાત્માના અવાજને ખાતર અથવા દેશને ખાતર જેલ ભોગવી રહ્યા છે તેમને મુબારકબાદી આપે છે અને માને છે કે, તેમના આપભોગથી સ્વરાજ્યનું આગમન બહુ ત્વરિત થયું છે.

૨. આ મહાસભા જેઓ સંપૂર્ણ અસહકારમાં અથવા તો અસહકારના સિદ્ધાન્તમાં ન માનતા હોય, પરંતુ રાષ્ટ્રીય સ્વમાનને સારુ ખિલાફત અને પંજાબનાં દુઃખોના નિવારણની માગણી કરવાનું અને તે માટે આગ્રહ રાખવાનું તથા સંપૂર્ણ રાષ્ટ્રીય સ્વમાનની સિદ્ધિ અર્થે સ્વરાજ્યની એકદમ સ્થાપના કરવા માટે આગ્રહ રાખવાનું જરૂરી ધારતા હોય તેવા સૌને અપીલ કરે છે કે, તેઓ જુદા જુદા ધર્મની કોમો વચ્ચે એખલાસ વધારવામાં પ્રજાને પૂરેપૂરી

મદદ કરે, જે લાખો ખેડૂત ભૂખે મરવાની અવસ્થાએ પહોંચ્યા છે તેમની આમદાની વધારવા માટે આર્થિક દૃષ્ટિએ પીંજવા-કાંતવા-વણવાની પ્રવૃત્તિનો પ્રચાર કરે તથા તે માટે હાથથી કાંતેલા અને વણેલાં કપડાં પહેરવાનું બીજાઓને સમજાવે તથા જાતે પહેરે, સંપૂર્ણ દારૂનિષેધના કાર્યમાં મદદ કરે અને જો તેઓ હિંદુ હોય તો અસ્પૃશ્યતા દૂર કરવામાં તથા અંત્યજ જાતિઓની સ્થિતિ સુધારવામાં મદદ કરે.

૩. મોપલા તોફાનો — આ મહાસભા પોતાની દૃઢ માન્યતા જાહેર કરે છે કે, મોપલાઓનાં તોફાનો અસહકાર અગર ખિલાફતની ચળવળને પરિણામે નથી થયાં. તેનું ખાસ કારણ તો એ છે કે, આ તોફાનો થયાં તે અગાઉ ૭ મહિના પહેલાંથી જિલ્લા-સત્તાધીશો તરફથી તોફાનવાળા ભાગમાં અસહકારીઓ તથા ખિલાફતના ઉપદેશકોને જવા દેવામાં આવ્યા નહોતા. આ તોફાનો તો આ બન્ને ચળવળ સાથે કાંઈ લેવા દેવા નહિ ધરાવતાં કારણોથી થયેલાં છે; અને અસહકારનો સંદેશો તેમને પહોંચવા દેવામાં આવ્યો હોત તો તોફાનો થાત નહિ. છતાં કેટલાક મોપલાઓએ જાનમાલની જે ખુવારી કરી તથા લોકો પાસે બળાત્કારે ધર્મ છોડાવ્યો તે માટે આ મહાસભા ખેદ દર્શાવે છે. તેની એવી માન્યતા છે કે, મૌલાના યાકુબ હુસેન તથા બીજા અસહકારીઓએ મદદ આપવા માંડી તે મદ્રાસ સરકારે સ્વીકારી હોત તથા મહાત્મા ગાંધીને મલબાર જવા દીધા હોત તો તોફાનો લાંબાં ચાલ્યાં તે ન ચાલત. વળી તેની એવી પણ માન્યતા છે કે મોપલા કેદીઓ સાથે ચલાવવામાં આવેલું ખરાબ વર્તન, કે જેનું સ્વરૂપ (બંધ ડબ્બામાં સોએક મોપલા કેદીઓને પૂરીને) ગૂંગળાવીને મારી નાખવાના બનાવ ઉપરથી જણાય છે, તે આધુનિક સમયમાં નહિ સાંભળેલું એવું અમાનુષી કૃત્ય છે અને જે સરકાર પોતાને સુધરેલી કહે છે તેને ન શોભે તેવું છે.

૪. તુર્કસ્તાનની લડત — આ મહાસભા ગાઝી મુસ્તફા કમાલ પાશા તથા તુર્કોને તેમના વિજય માટે મુબારકબાદી આપે છે તથા તુર્ક પ્રજાની પોતાની પ્રતિષ્ઠા અને સ્વતંત્રતા જાળવવાની લડતમાં હિંદુસ્તાનની દિલસોજી તથા ટેકો છે તેની ખાતરી આપે છે.

૫. મુંબઈના બનાવો — ગયા નવેમ્બરની ૧૭મી તારીખે મુંબઈમાં જે બનાવો બન્યા તે માટે આ મહાસભા દિલગીર છે. મહાસભા તમામ પક્ષો તથા કોમોને ખાતરી આપે છે કે, તેમના હકો પૂરેપૂરા જાળવવાની પોતાની ઇચ્છા અને નિશ્ચય હતાં તેવાં જ છે.

૬. શીખોને અભિનંદન — આ મહાસભા શ્રીમાન બાવા ગુરુદત્તસિંગ, કે જે શ્રી. ગુરુનાનક સ્ટિમરના સમર્થ યોજક હતા તેઓ સરકારની સાત વર્ષની

નિષ્ફળ શોધ પછી રાષ્ટ્રને ખાતર ભોગ આપવા સારુ પોતાની રાજીખુશીથી પકડાયા તેમને મુબારકબાદી આપે છે; તથા બીજા શીખ આગેવાનો જેમણે પોતાના ધાર્મિક હક અને સ્વતંત્રતા ઉપર અટકાયત મુકાય તે કરતાં જેલ વધુ પસંદ કરી તેમને મુબારકબાદી આપે છે.

વળી શીખ કોમે બાવાજીના પકડાવાના સમયે તથા બીજા પ્રસંગોએ પોલીસ અને લશ્કર તરફથી પુષ્કળ પજવણી છતાં ખામોશી પકડી રાખી તે માટે તેમને પણ મુબારકબાદી આપે છે.

૭. बंधारणना फेरफारो — (ક) કલમ ૪ માં 'ઉંમર ૨૧ વરસ' ને બદલે 'ઉંમર ૧૮ વરસ' વાંચવું.

(ખ) કલમ ૭ ને અંતે ઉમેરો 'શરત એ કે કોઈ સભ્ય મહાસભાની બે સમાન સંસ્થાઓનો એકી વખતે સભ્ય થઈ શકશે નહિ.'

(ગ) કલમ ૮ ની પેટા–કલમ ૩ ને અંતે ઉમેરો–

'અખિલ હિંદ મહાસમિતિના સભ્યો મહાસભાના અધિવેશનમાં હોદ્દાની રૂએ પ્રતિનિધિઓ ગણાશે. પ્રાન્તિક સમિતિઓને મહાસભામાં જેટલા જેટલા પ્રતિનિધિઓ મોકલવાના હોય તેમાંથી મહાસમિતિના ચૂંટાયેલા સભ્યોની સંખ્યા અને હોદ્દાની રૂએ થતા સભ્યોની સંખ્યા તેમણે બાદ કરવી.'

(ઘ) કલમ ૮ ની પેટા–કલમ ૫ માં કૌંસ કાઢી નાખો અને 'એકી ફરતા મતથી', પછી ઉમેરો 'અથવા બીજી પદ્ધતિથી.'

(ङ) કલમ ૧૯ પેટા–કલમ ૨ માં 'મહાસભાના ભૂતકાળના પ્રમુખો' એ શબ્દો પછી ઉમેરો 'જો તેઓ મહાસભાની નીતિ સ્વીકારે અને કોઈ મહાસભા સમિતિના સભ્ય હોય તો'

તે જ વાક્યમાં 'થશે' પછી 'ચૂંટાયેલા પ્રમુખ' એમ ઉમેરો.

(ચ) કલમ ૨૩ માં 'મહામંત્રીઓ' પછી 'અને બે ખજાનચી' ઉમેરો.

૮. महामंत्री — ૧૯૨૨ની સાલ માટે પં. મોતીલાલ નહેરુ, ડા૦ અનસારી અને શ્રી. રાજગોપાલાચારીને મહામંત્રીઓ તરીકે ફરી નીમવામાં આવે છે. આમાંથી પહેલા અને ત્રીજા મંત્રી જેલમાં હોવાથી તેમની જગ્યાએ શ્રી. વિઠ્ઠલભાઈ પટેલ અને ડૉ. રાજનને અનુક્રમે નીમવામાં આવે છે. તેમાંથી શ્રી. વિઠ્ઠલભાઈ કાર્યવાહક મંત્રી બનશે.

૯. खजानची — શેઠ જમનાલાલ બજાજ અને શેઠ છોટાણીને મહાસભાના ખજાનચી નીમવામાં આવે છે. તેમાંથી શેઠ જમનાલાલ કાર્યવાહક ખજાનચી થશે.

૧૦. प्रमुखनो आभार — (ક) મહાસભાના અધિવેશનનું કામકાજ ઘણી સરસ રીતે ચલાવવા માટે પ્રમુખશ્રીનો આભાર માનવામાં આવે છે.

(ખ) સ્વાગત સમિતિનો આભાર માન્યો.

# સાડત્રીસમું અધિવેશન – ગયા

(તા. ૨૬ થી ૩૦ ડિસેમ્બર, ૧૯૨૨)

१. स्व. मोतीलाल घोष अने अंबिकाचरण मजूमदार —

(ક) શ્રી. બાબુ મોતીલાલ ઘોષના અવસાનથી દેશને જે ખોટ પડી છે તે પ્રત્યે આ મહાસભા ઊંડો શોક દર્શાવે છે અને તેમના કુટુંબને આશ્વાસન પાઠવે છે.

(ખ) મહાસભાના એક માજી પ્રમુખ શ્રી. બાબુ અંબિકાચરણ મજૂમદારના અવસાનના ખબર આ મહાસભાએ શોક સાથે સાંભળ્યા છે અને તેમના અવસાનથી દેશને પડેલી ખોટ માટે મહાસભા ઊંડી દિલગીરી દર્શાવે છે.

૨. महात्मा गांधीमां विश्वास — શ્રી. ગાંધીજીએ શાન્તિ અને સત્યના પ્રચારથી માનવ જાતિની જે સેવા કરેલી છે તેની આ મહાસભા કૃતજ્ઞતાપૂર્વક નોંધ લે છે; અને જાહેર કરે છે કે, હિંદના લોકોના હક્કો ખરા કરવા ખાતર તેમણે જે અહિંસાત્મક અસહકાર ઉપાયો છે તેના સિદ્ધાન્તમાં આ સભાની શ્રદ્ધા પ્રથમના જેવી જ કાયમ છે.

૩. जेलवासीओने अंजलि — જે જે શૂરવીર પ્રજાજનોએ મરજિયાત દુઃખસહનના કાર્યક્રમને અનુસરીને દેશના હિતને અર્થે સંકટો વેઠયાં છે, અને જેઓ મહાસભાની સલાહને માન આપીને બચાવ કે જામીનગીરી કશું ન આપતાં ઓછી કે વધુ મુદતની જેલ ભોગવી રહ્યા છે, તે સર્વે પ્રજાજનોની સેવાની આ સભા પૂરેપૂરી કદર બૂજે છે. આ સભાનો સમગ્ર દેશને આગ્રહ છે કે, આપભોગનો આવો જ જુસ્સો કાયમ રાખવો અને આપણા સ્વાતંત્ર્ય-યુદ્ધની ઝુંબેશ અસ્ખલિત ચલાવ્યે જવી.

૪. अकाली शहीदो — અકાલી શહીદોએ જે બહાદુરી બતાવી છે તેનો જોટો નથી. તેમણે અહિંસા-ધર્મનું એવું સુંદર અને ભવ્ય પાલન કરી બતાવ્યું છે કે, તે સમગ્ર દેશને માટે દૃષ્ટાન્તરૂપ બની ગયું છે. આ સભાને તે માટે મગરૂરી થાય છે અને તે માટે આ સભા પોતાનાં આદર અને કદર વ્યક્ત કરે છે.

૫. तुर्की प्रजाने मुबारकबादी — ગાઝી કમાલ પાશાને તથા તુર્કી પ્રજાને તેમની હમણાં જ થયેલી જીત માટે આ મહાસભા મુબારકબાદી આપે છે. તુર્કી પ્રજા સ્વતંત્ર સ્વાધીન દરજ્જો ભોગવતી થઈ જાય તે સારુ, તથા પોતાના રાષ્ટ્રીય જીવનનો વિકાસ કરતાં કોઈ તેને અટકાવી ન શકે અને ઇસ્લામનું

રક્ષણ તે બરાબર કરી શકે તેવી જાતની અનુકૂળ પરિસ્થિતિ કરી આપવા સારુ જ્યાં સુધી બ્રિટિશ સરકાર પોતાની પૂરી સત્તા વાપરશે નહિ, પોતાની તરફનાં સર્વે વિઘ્નો દૂર કરશે નહિ, અને જ્યાં સુધી જજીરત-ઉલ-અરબને બિનઇસ્લામી કબજામાંથી છૂટું કરવામાં આવશે નહિ, ત્યાં સુધી આ ઝુંબેશ ચાલુ રાખવાનો હિંદના લોકોનો નિરધાર છે એવું આ સભા જાહેર કરે છે.

૬. ધારાસભા-બહિષ્કાર — ૧૯૨૦ની ચૂંટણીઓ વખતે કરવામાં આવેલા ધારાસભાના બહિષ્કારને લીધે જે સંસ્થાઓ દ્વારા સરકાર પોતાની સત્તા મક્કમ કરીને બિન-જવાબદાર રાજતંત્ર ચલાવતી હતી, તેમનું નૈતિક બળ નાશ પામ્યું છે એટલા માટે, અને ધારાસભાની ચૂંટણીમાં ભાગ ન લેવો એ અહિંસાત્મક અસહકારના કાર્યક્રમનું મુખ્ય અંગ હોઈને આવતા વર્ષની ચૂંટણીઓમાં પણ હિંદની પ્રજા કોઈ પણ જાતનો ભાગ ન જ લે એ જરૂરનું છે એટલા માટે, આ મહાસભાની સલાહ છે કે, મહાસભાના કોઈ પણ સભ્યે ધારાસભાના ઉમેદવાર તરીકે ઊભા રહેવું નહિ, અને સર્વ મતદારોએ, મહાસભાની સલાહ વિરુદ્ધ ધારાસભાની ઉમેદવારી કરનારા કોઈને પણ મત આપવા નહિ, અને આ બાબતમાં મહાસમિતિ જે સૂચનાઓ આપે તે રીતે બહિષ્કારનું સ્વરૂપ રાખવું.

૭. સરકારી કરજ — આ સરકારે ગેરવાજબી લશ્કરી ખર્ચો કરીને અને બીજું ઉડાઉપણું કરીને દેશની દેવાદારીને એટલી હદે પહોંચાડી દીધી છે કે, તેમાંથી છૂટવું એ શક્તિ બહારનું થઈ પડ્યું છે.

અત્યારની ધારાસભાઓની રચના લોકોની બહુમતી ઉપર કે મતોની ઠીક ઠીક સંખ્યા ઉપર થયેલી નથી તેમ છતાં, અને મતદારોએ તેમને પોતાના પ્રતિનિધિ તરીકે જાહેર રીતે ઇનકારેલા હોવા છતાં, એ કહેવાતાં પ્રતિનિધિ-મંડળોની સત્તાના ઢાંકણ તળે રહીને સરકાર હજુ પણ પોતાની ઉડાઉપણાની નીતિને ચલાવ્યે જાય છે.

આમ ને આમ જો સરકારને તેની નીતિ ચલાવવા દેવામાં આવે તો આ દેશના લોકો પોતાનાં સુખ અને આબરૂ સંભાળીને પોતાનાં કાર્ય ચલાવી શકે એવો દિવસ જ આવે તેમ નથી. તેથી સરકારનું આવું બેજવાબદારી-ભર્યું વર્તન અટકાવવાની જરૂર ઊભી થઈ છે.

આથી આ મહાસભા જાહેર કરે છે કે, પ્રજાના બહિષ્કાર છતાં જે ધારાસભાઓ રચાઈ છે કે હવે પછી રચવામાં આવે તેમને ભવિષ્યમાં પ્રજાને નામે કંઈ કરજ કરવા કે જવાબદારી વહોરવા અધિકાર નથી; સ્વરાજ્ય મળ્યા પછી આ દેશના લોકો આજ સુધીમાં જે દેવાંઓ અને જવાબદારીઓ આ સરકારે ખરી કે ખોટી રીતે વહોરેલાં છે તેમને જોકે કબૂલ રાખશે, તો પણ

આ તારીખ પછી પેલી કહેવાતી ધારાસભાઓની સત્તા કે મંજૂરીથી સરકાર જે કાંઈ નવાં દેવાં કે નવી જવાબદારીઓ ઉપાડશે તે ભરપાઈ કરવાનું આ દેશની પ્રજા પોતાને માથે રાખવાની નથી.

૮. सत्याग्रह — આ મહાસભા પોતાના અભિપ્રાયનું ફરી સમર્થન કરે છે કે, જ્યારે આપખુદ, જુલમી અને મરદાનગી હરણ કરનારી સત્તાને વારવાના બધા ઇલાજો અજમાવાઈ ચૂકે, ત્યારે શસ્ત્ર-યુદ્ધને બદલે સત્યાગ્રહ એ એક જ સભ્ય અને અસરકારક ઇલાજ બાકી રહે છે; વળી પ્રજામાં સ્વરાજ્યની ધગશ વધારે જાગૃત થઈ જોવામાં આવે છે; રાષ્ટ્રીય ધ્યેયને પ્રાપ્ત કરવા માટે સત્યાગ્રહ કર્યે જ છૂટકો એમ પ્રજાને હૈયે વસી ગયું છે; વળી ચિડાવાનાં જબરાં કારણો મળવા છતાં દેશમાં જરૂરી અહિંસાનું વાતાવરણ જળવાઈ શકયું છે; આ બધું જોતાં મહાસભા બધા કાર્યકર્તાઓને આદેશ કરે છે કે:—

(૧) રાષ્ટ્રીય સંગઠન મજબૂત અને વિસ્તૃત કરીને સત્યાગ્રહની તૈયારીઓ પૂરી કરી નાંખવી.

(૨) સ્વરાજ ફાળામાં ઓછામાં ઓછા ૨૫ લાખ રૂ. એકઠા કરવા;

(૩) અમદાવાદ મહાસભાવાળી પ્રતિજ્ઞાની શરતો પાળનાર ઓછામાં ઓછા ૫૦ હજાર સ્વયંસેવકો નોંધવા. આ તૈયારીઓ મહાસમિતિ ગયામાં જે તારીખ નક્કી કરે તે તારીખ સુધીમાં પૂરી કરવી. આ ઠરાવને અમલમાં મૂકવા માટે જે કાંઈ સૂચના વગેરે કાઢવાં પડે તે કાઢવાની તે સમિતિને સત્તા આપવામાં આવે છે.

નોંધ. તા. ૨૦–૧૧–૧૯૨૨ને રોજ કલકત્તામાં મહાસમિતિએ પસાર કરેલા ઠરાવ અનુસાર પ્રાન્તિક સમિતિઓને જે સત્તા આપવામાં આવી છે તે આ ઠરાવથી બદલાશે નહિ.

૯. खिलाफत અને तुर्कस्तान — નજીકના પૂર્વ પ્રદેશમાં એવી ગંભીર હાલત પેદા થયેલી છે કે, તેનાથી ખિલાફત અને તુર્કી રાજ્યના ટુકડા પડી જવાનો ભય છે; અને આવું કંઈ પણ નુકસાન થવા ન પામે એવો હિંદુસ્તાનના હિંદુઓ, મુસલમાનો અને બીજાઓનો નિશ્ચય છે, તે જોતાં આ મહાસભા ઠરાવે છે કે, મહાસભાની કારોબારી સભાએ ખિલાફત કારોબારી સભા સાથે મસલત ચલાવવી અને હિંદુ, મુસલમાન અને બીજાઓએ એકસાથે કામ કરી હિંદુસ્તાનનો ગેરલાભ લેવાતો અટકાવવાના અને ઊભી થયેલી પરિસ્થિતિને પહોંચી વળવાના ઇલાજો લેવા.

૧૦. सरकारी शाळाओनो बहिष्कार — સરકારી અને સરકારી મદદથી ચાલતી શિક્ષણ-સંસ્થાઓના બહિષ્કાર સંબંધમાં આ મહાસભા જાહેર કરે છે કે, તેમનો બહિષ્કાર ચાલુ રાખવો જોઈએ; વધારામાં મહાસભા ઠરાવે છે

કે, દરેક પ્રાન્તે પોતાની ચાલુ રાષ્ટ્રીય કેળવણીની સંસ્થાઓની આર્થિક સ્થિતિ સુધારી લેવી અને તે સંસ્થાઓની કાબેલિયત વધે તેવા શક્ય બધા ઉપાયો લેવા.

૧૧. अदालतोंनो बहिष्कार — મહાસભા જાહેર કરે છે કે, અદાલતોનો બહિષ્કાર વકીલોએ તેમ જ અસીલોએ જારી રાખવો જોઈએ; મહાસભા વધારામાં ઠરાવે છે કે, પંચાયતો સ્થાપવાના તેમ જ તે વિષે લોકમત કેળવવાના વિશેષ પ્રયાસ કરવા.

૧૨. आत्मरक्षणनो हक — આ મહાસભા જાહેર કરે છે કે, અસહકારીઓને કાયદામાં રહીને આત્મરક્ષણ કરવાનો હક છે. માત્ર જ્યારે તેઓ મહાસભાના કામ ઉપર હોય, કે તે કામને અંગે જ કંઈ પ્રસંગ ઊભો થયો હોય ત્યારે તેમ કરી ન શકે. તેમણે આટલી શરત તો કોઈ પણ સંજોગોમાં પાળવી જ જોઈએ કે, તેવો બચાવ કરવા જતાં સામુદાયિક તોફાન થઈ ન બેસે.

નોંધ — ધર્મનાં અપમાન થતાં હોય, સ્ત્રીઓની લાજ લૂંટાતી હોય, બાળકો કે મરદો પર અસભ્ય અત્યાચાર થતો હોય — આવા ગંભીર પ્રસંગો વખતે કોઈ પણ સંજોગોમાંયે આત્મરક્ષણ તરીકે શરીરબળ વાપરવાની મનાઈ નથી.

૧૩. मजूर मंडळो — આ મહાસભાનો અભિપ્રાય છે કે, આ દેશના મજૂરોની સ્થિતિ સુધારવાને, તેમની ઉન્નતિ કરવાને, અને તેમને તેમના વાજબી હકો મેળવી આપવાને, તેમ જ હિંદના મજૂરોનો અને કાચા માલનો ખોટો લાભ કોઈ ખાટી ન જાય એટલા માટે તેઓના સંઘો સ્થાપવા જોઈએ.

આ મહાસભા અખિલ હિંદ ટ્રેડ યુનિયન કૉન્ગ્રેસ અને બીજી કિસાન સભાઓએ હિન્દી મજૂરોનાં મંડળો કાઢવાનાં પગલાં લીધાં છે, તેને વધાવે છે અને એક કમિટી નીમીને તેને સત્તા આપે છે કે, તે સદરહુ ટ્રેડ યુનિયન કૉન્ગ્રેસની કારોબારી સમિતિને, ખેતી તેમ જ બીજા ઉદ્યોગોના મજૂરોનાં મંડળો ચલાવવામાં મદદ કરે. કમિટીમાં શ્રી. સી. એફ. એન્ડ્રૂઝ, શ્રી. સેનગુપ્ત, શ્રી. હલદાર, સ્વામી દીનાનંદ, ડૉ. ડી. ડી. સાઠયે અને શ્રી. સીંગરવેલુ ચેટિયારને નીમવામાં આવે છે. તેમને વધુ સભ્યો ઉમેરવાની સત્તા રહેશે.

૧૪. नाताल महासभा समिति वगेरेनी मान्यता — (ક) નાતાલ મહાસભા સમિતિ — ડરબન, બ્રિટિશ હિંદી મંડળ — જોહાનિસબર્ગ, બ્રિટિશ હિંદી લીગ — કેપટાઉન, અને ધી પોઇન્ટ હિંદી મંડળ — ડરબન, — ને માન્ય કરવામાં આવે છે અને તેમને સામટા ૧૦ પ્રતિનિધિ મહાસભામાં મોકલવાની સત્તા આપવામાં આવે છે. દસ પ્રતિનિધિ ઉપરનાં મંડળોમાં કેવી રીતે

વહેંચવા તે તેઓ અંદર અંદર સમજીને નક્કી કરે અને તેમનો નિર્ણય મહાસભાને જણાવે.

(ખ) કાબૂલ મહાસભા સમિતિને પણ માન્ય કરવામાં આવે છે અને તેને મહાસભામાં બે પ્રતિનિધિ મોકલવાની સત્તા આપવામાં આવે છે.

૧૫. મહામંત્રી — (ક) આ વરસે નિવૃત્ત થતા મહામંત્રીઓ – પં. મોતીલાલ નહેરુ, ડૉ૦ એમ. એ. અનસારી અને શ્રી. રાજગોપાલાચારી–એમની અમૂલ્ય સેવાની કૃતજ્ઞતાપૂર્વક નોંધ લેવામાં આવે છે.

(ખ) આવતા વરસ માટે મૌ. મોઆઝમઅલી, શ્રી. વલ્લભભાઈ પટેલ અને શ્રી. રાજેન્દ્રપ્રસાદને મહામંત્રીઓ નીમવામાં આવે છે.

૧૬. ખજાનચી — શેઠ જમનાલાલ બજાજ અને શેઠ છોટાણીને મહાસભાના ખજાનચીઓ તરીકે ફરી નીમવામાં આવે છે.

૧૭. આડત્રીસમું અધિવેશન — મહાસભાનું આવતું અધિવેશન આંધ્ર પ્રાંતમાં રાખવું.

## ખાસ અધિવેશન – દિલ્હી

(તા. ૧૫ થી ૧૯ સપ્ટેમ્બર, ૧૯૨૩)

૧. ધારાસભા પ્રવેશની છૂટ—આ મહાસભા અહિંસાત્મક અસહકાર પ્રત્યેની પોતાની વફાદારી ફરીથી જાહેર કરે છે, છતાં સાથે સાથે જાહેર કરે છે કે, જે મહાસભાવાદીઓને ધારાસભામાં દાખલ થવા સામે કોઈ પણ જાતનો ધાર્મિક અગર બીજો વાંધો ન હોય, તેઓને ધારાસભાના ઉમેદવાર તરીકે ઊભા રહેવાની અને આવતી ચૂંટણીઓમાં મત આપવાની છૂટ આપવામાં આવે છે. તેથી મહાસભા ધારાસભા-પ્રવેશ સામે બધી ચળવળ બંધ કરે છે. તે સાથે તમામ મહાસભાવાદીઓને વિનંતી કરવામાં આવે છે કે, તેમણે દેશના મહાન નેતા મહાત્મા ગાંધીએ ઘડેલો રચનાત્મક કાર્યક્રમ બમણા પ્રયત્નથી ચલાવવો અને એકત્રિત પ્રયત્નથી સ્વરાજ્ય વહેલામાં વહેલું મેળવવું.

૨. સત્યાગ્રહ—મહાત્મા ગાંધી અને બીજા રાજકીય કેદીઓને છોડાવવાને, જઝીરત-ઉલ-અરબને છોડાવવાને, અને પંજાબના અન્યાયનો સંતોષકારક નિકાલ લાવવાને, સ્વરાજ એ જ એકમાત્ર ઇલાજ છે. તેથી આ મહાસભા ઠરાવ કરે છે કે, સ્વરાજ જલદી મેળવવાને માટે અસરકારક સત્યાગ્રહની યોજના કરવા માટે, તેમ જ પ્રાન્તોને તેવા જ પ્રાન્તિક અથવા સ્થાનિક સત્યાગ્રહની

યોજના કરવાની સલાહ આપવા, તથા તેવા સત્યાગ્રહ ઉપર કાબૂ રાખવા માટે નીચેની સમિતિ નીમવામાં આવે છે:

દા૦ કિચલુ, મૌ. મહમદઅલી, શ્રી. વલ્લભભાઈ પટેલ, શ્રી. રાજેન્દ્ર પ્રસાદ, સરદાર મંગળસિંહ, પં. જવાહરલાલ નહેરુ, શ્રી. સી. આર. દાસ, શ્રી. વિઠ્ઠલભાઈ પટેલ.

૩. કોમી એકતા—(ક) છેલ્લા બાર મહિનામાં કેટલાંક ગામ અને શહેરોના રહેવાસીઓએ ધર્મ અને માણસાઈના સિદ્ધાન્તોનું ઉલ્લંઘન કરીને પોતાના પાડોશીઓનાં જાનમાલ અને મસ્જિદો કે મંદિરો પર હુમલા કર્યા અને તેમને નુકસાન પહોંચાડયું તેને માટે આ મહાસભા ભારે અફસોસ જાહેર કરે છે. આ મહાસભા માને છે કે, એવા હુમલાઓને સખતમાં સખત રીતે વખોડી કાઢવાની જરૂર છે અને તેથી ઠરાવ કરે છે કે, રમખાણો થયાં છે તે જગાઓની મુલાકાત લેવા સારુ, રમખાણોની જવાબદારી કોને માથે છે તે નક્કી કરવાના હેતુથી રમખાણોની તપાસ કરવા સારુ, અને જેમના પર એવાં નિન્દ્ય કૃત્યો કરવાનો ગુનો સાબિત થાય તેમને જાહેરમાં વખોડી કાઢવા સારુ, નીચે પ્રમાણેની સમિતિ નીમવામાં આવે છે:

શ્રી. અબ્બાસ તૈયબજી, શ્રી. શેરવાણી, બાબુ ભગવાનદાસ, બાબુ પુરુષોત્તમદાસ ટંડન, માસ્તર સુંદરસિંગ, શ્રી. જ્યૉર્જ જોસફ, શ્રી. ભરૂચા.

વળી મહાસભા ઠરાવે છે કે, ભવિષ્યમાં એવા બનાવો બનતા અટકે અને સઘળી કોમો એકબીજાની લાગણી દુભાવ્યા વિના પોતપોતાના ધર્મ પાળે, અને પરસ્પર વિશ્વાસ અને પ્રેમથી દેશહિતની બાબતોમાં સહકાર કરે, એટલા માટે શા ઉપાયો લઈ શકાય એ બાબત ભલામણ કરવાને ઉપરની સમિતિને વિનંતી કરવામાં આવે છે.

આ સમિતિને સહારનપુરથી શરૂઆત કરીને જુદાં જુદાં સ્થળોએ ફરીને, બે મહિનાની અંદર પોતાનું નિવેદન મહાસમિતિ આગળ રજૂ કરવાની વિનંતી કરવામાં આવે છે.

(ખ) આ મહાસભા ઠરાવ કરે છે કે, કોમી કોલકરારનો ખરડો તૈયાર કરવા માટે લાલા લજપતરાય (તેઓ માંદગીને કારણે કામ ન કરી શકે તો પં. માલવિયા), સરદાર મહેતાબસિંગ, અને દા૦ અનસારીની કમિટી નીમવી. આ સમિતિએ કોમી કોલકરારનો ખરડો તૈયાર કરીને જુદી જુદી કોમના ઘણા આગેવાનો અને પ્રતિષ્ઠિત માણસો ઉપર અભિપ્રાય માટે મોકલી આપવો, અને આવેલા અભિપ્રાયો ઉપર વિચાર ચલાવી કોકોનાડા મહાસભાના નિર્ણય માટે મહાસમિતિ આગળ પોતાનું નિવેદન રજૂ કરવું.

(ગ) કારોબારી સમિતિને એવી સૂચના આપવામાં આવે છે કે, તેણે એક જાહેરનામું બહાર પાડીને, કોમી સંબંધ પર અસર થવાનો સંભવ હોય એવી બાબતો ચર્ચવામાં, તથા કોમી ઝઘડાઓને લગતી બાબતોના અહેવાલો આપવામાં તથા તે પર ટીકા કરવામાં, ખૂબ સંયમ જાળવવાની અત્યંત જરૂર છે એ વાત પર હિંદનાં છાપાંઓનું ધ્યાન ખેંચવું અને દેશના હિતને હાનિકર્તા થાય અને જુદી જુદી કોમો વચ્ચે વિખવાદ પેદા કરે, એવું વલણ ધારણ ન કરવાની તેમને વિનંતી કરવી.

કારોબારી સમિતિને એવી પણ સૂચના આપવામાં આવે છે કે, તેણે દરેક પ્રાન્તમાં એક નાની સમિતિ નીમવી. તે સમિતિ જે છાપાં કોમ કોમ વચ્ચે ઝઘડા પેદા થાય એવું લખાણ પ્રસિદ્ધ કરતાં હોય તેમને વિનંતી કરે કે, તેમણે તેમ કરતાં અટકવું; અને એવી મિત્રભાવે આપેલી સલાહનું કશું લાભદાયક પરિણામ ન આવે તો એવાં છાપાંઓનાં નામ જાહેર કરવાં. આ મહાસભા ઠરાવ કરે છે કે, એમ છતાં પણ એવાં છાપાંઓ પોતાની નીતિ ન બદલે, તો છેવટના ઇલાજ તરીકે મહાસભાવાદીઓએ તેમનો બહિષ્કાર જાહેર કરવો.

(ઘ) આ મહાસભા ઠરાવ કરે છે કે, દરેક જિલ્લાના મધ્ય સ્થળમાં ખિલાફત કમિટીઓ, હિંદુસભાઓ, અને બીજાં જવાબદાર સ્થાનિક મંડળોની સલાહ લઈને, જિલ્લા મહાસભા સમિતિઓની દેખરેખ નીચે એક સંયુક્ત સમિતિ નીમવી. આ સમિતિઓનો હેતુ જિલ્લાઓમાં શાંતિ અને સુરક્ષિતતા જાળવવાનો હોય; અને જો શાંતિ અને સુરક્ષિતતાનો ભંગ થાય એવો બનાવ બનવા પામે તો તેનાં માઠાં પરિણામો ઓછાં કરવાં, ઝપાટાભેર અને સંતોષકારક સમાધાન થાય તેવો બંદોબસ્ત કરવો, અને લોકોને એવો ઉત્સાહ આપવો કે કંઈ ઉશ્કેરણી થાય તો તે વખતે એવો સંયમ જાળવે, અને પોતે જ વેર વાળવા નીકળવાને બદલે પોતાનાં દુઃખોનું નિવારણ કરવા સારુ આ સમિતિઓ પાસે આવે — આ બધાં કામ પણ આ સંયુક્ત સમિતિઓ કરે.

૪. બ્રિટિશ માલનો બહિષ્કાર — (ક) આ મહાસભા પોતાની શ્રદ્ધા ફરીથી જાહેર કરે છે કે, ખાદી એટલે હાથકંતામણ અને હાથવણાટનું કાપડ બહોળા પાયા ઉપર પેદા થાય અને વપરાય એ હિંદના આર્થિક ઉદ્ધાર માટે જરૂરનું છે; અને તેથી મહાસભા હિંદના લોકોને વિનંતી કરે છે કે, તેમણે કંતામણ અને ખાદીનો વાપર દેશભરમાં બધે ફેલાવવાને અને એ રીતે તમામ પરદેશી કાપડના બહિષ્કારનો સંપૂર્ણ અમલ કરવાને બમણો પ્રયત્ન કરવો.

(ખ) વિશેષમાં મહાસભા પ્રજાને વિનંતી કરે છે કે, તેમણે ફક્ત હિંદમાં બનેલો માલ ખરીદીને બની શકે ત્યાં સુધી બધે પરદેશી માલ

ખરીદવાનું અને વાપરવાનું છોડી દેવું અને એ રીતે હાથની બનાવટના માલને ઉત્તેજન આપવું.

(ગ) હિંદુસ્તાન અત્યારે સ્વતંત્રતાની લડત ચલાવી રહ્યું છે, તેમાં ઈંગ્લન્ડ આડે આવે છે અને તેના માર્ગમાં બને તેટલાં વિઘ્નો નાખે છે; વળી બ્રિટિશ વસાહતોમાં અને સંસ્થાનોમાં હિંદીઓનાં અપમાન કરવામાં આવે છે — આ બધું ધ્યાનમાં લઈને આ મહાસભા પ્રજાને વિનંતી કરે છે કે, તેમણે ખાસ કરીને ગ્રેટબ્રિટન અને તેની વસાહતો તથા સંસ્થાનોમાં બનેલો માલ ખરીદવાનું છોડી દેવું અને એ રીતે તમામ બ્રિટિશ માલનો સંપૂર્ણ રીતે બહિષ્કાર કરવો.

(ઘ) ઉપરની કલમ (ખ) અને (ગ) નો અમલ કરવા સારુ અને હિન્દી બનાવટને અને ખાસ કરીને બ્રિટિશ માલના બહિષ્કારને ઉત્તેજન આપવાની સૌથી વહેવારુ પદ્ધતિ નક્કી કરવા સારુ, આ મહાસભા નીચેની સમિતિ નીમે છે અને તેને આ બાબતમાં જરૂરી સૂચનાઓ બહાર પાડવાની સત્તા આપે છે :—

પં. મોતીલાલ નહેરુ, મૌ. મહમદઅલી, શ્રી. વિઠ્ઠલભાઈ પટેલ, શ્રી. જયસુખલાલ મહેતા, શ્રી. સુભાષચંદ્ર બોઝ, શેઠ ઉમર સોબાની, ડા૦ કિચલુ, શ્રી. ન. ચિં. કેળકર અને શ્રી. ગોપાલકૃષ્ણૈયા.

૫. अकालीओने अभिनंदन — પંજાબ સરકારે જબ્બર અકાલીઓને દબાવી દેવાને બહાને દોઆબમાં જે દમનનીતિ ચલાવી અને જેને પરિણામે ગુરુદ્વારા પ્રબંધક સમિતિએ મોકલેલી તપાસ-સમિતિને ગિરફતાર કરવામાં આવી છે, તે દમનનીતિ સામે હિંમતથી ટક્કર ઝીલવા માટે આ મહાસભા અકાલીઓને અભિનંદન આપે છે અને તેમની શરાતનભરી લડતમાં તેમની પ્રત્યે સહાનુભૂતિ દર્શાવે છે.

૬. बंधारण समिति — આ મહાસભા ઠરાવે છે કે, મહાસભાના બંધારણ અને નિયમોનું સંશોધન કરવા નીચેના સભ્યોની એક સમિતિ નીમવી. એ સમિતિએ પોતાનો અહેવાલ કોકોનાડા મહાસભા આગળ રજૂ કરવો :—

શ્રી. જ્યૉર્જ જોસફ, પં. જવાહરલાલ નહેરુ (આમંત્રક), શ્રી. સુભાષચંદ્ર બોઝ, શ્રી. પટ્ટાભીસીતારામૈયા, શ્રી. પુરુષોત્તમદાસ ટંડન અને શ્રી. જિતેન્દ્રલાલ બેનરજી.

૭. जापान प्रत्ये दिलसोजी — જાપાનની પ્રજા પર જે ભયંકર આફત આવી પડી છે તેને માટે હિંદી પ્રજાને થયેલું ઊંડું દુઃખ આ મહાસભા પ્રદર્શિત કરે છે અને જાપાનની પ્રજાની કસોટીની ઘડીએ તેને હિંદી પ્રજાની ઊંડી સહાનુભૂતિ પાઠવે છે. જાપાનની બહાદુર પ્રજા પોતાનાં શક્તિ અને

સાહસથી આજની દુઃખી દશામાંથી ઝપાટાબંધ ઊઠશે એ વિષે તો આ મહાસભાને શંકા છે જ નહિ; છતાં હિંદના લોકોને તે વિનંતી કરે છે કે, પોતાના એશિયાવાસી ભાઈઓ પ્રત્યેની દિલસોજીની નિશાની દાખલ તેઓ જાપાની પ્રજાના દુઃખના નિવારણ અર્થે પોતાનાથી બનતો ફાળો ભેગો કરે.

૮. केनिया — આ મહાસભા માને છે કે, કેનિયાના હિંદીઓના હક વિષેનો બ્રિટિશ સરકારનો નિર્ણય એ હિંદને ગુલામીમાં રાખવાના ઈંગ્લન્ડના નિર્ણયને છાજે એવો છે; અને તેથી આ મહાસભા હિંદની પ્રજાને વિંનતી કરે છે કે, તેમણે જેમ બને તેમ જલદી આ ગુલામીનું કલંક ધોઈ નાંખવાને બમણા પ્રયત્ન કરવા.

વળી આ મહાસભા કારોબારી સમિતિને વિનંતી કરે છે કે, તેણે વસાહતોના હિન્દીઓની સ્થિતિ વિષે દેશના લોકોનો મત કેળવાય એવું પ્રચારકાર્ય કરવાની વ્યવસ્થા કરવી અને કેનિયાના હિન્દીઓને કોઈ પણ વહેવારુ કાર્યક્રમમાં મદદ કરવી.

૯. नामाना महाराजा — નાભાના મહારાજા રિપુદમનસિંગ માલવેન્દ્ર બહાદુરને ફરજિયાત ગાદી ઉપરથી ઉઠાડી મૂકવાના કૃત્યને આ મહાસભા ભારપૂર્વક વખોડી કાઢે છે. હિંદી સરકારનું એ કૃત્ય અન્યાયી અને ગેરબંધારણીય છે અને દેશી રાજ્યો માટે એક ભયંકર દાખલો બની જાય છે. આ મહાસભા નામદાર મહારાજા સાહેબને જે ગંભીર અન્યાય થયો છે તે પ્રત્યે હાર્દિક સહાનુભૂતિ દાખવે છે.

૧૦. पूरनी आफ़त — બિહાર, કાનડા અને બર્મામાં તાજેતરનાં પૂરથી જેમને સહન કરવું પડયું છે તેમની પ્રત્યે આ મહાસભા સહાનુભૂતિ દર્શાવે છે.

૧૧. नागपुर झंडा सत्याग्रह — નાગપુર ઝંડા સત્યાગ્રહના ચાલકો અને સ્વયંસેવકોએ પોતાના વીર આપભોગથી તે સત્યાગ્રહને સફળ બનાવીને દેશનું સંમાન સાચવ્યું તે માટે આ મહાસભા તેમને હાર્દિક અભિનંદન આપે છે.

૧૨. राजकीय केदीओ — મૌ. મહમદઅલી, શ્રી. લાલા લજપતરાય અને બીજા રાજકીય કેદીઓ જેઓ જેલમાંથી તાજેતરમાં બહાર આવ્યા છે તેમને આ મહાસભા આવકાર આપે છે.

૧૩. पं. राममजदत्त चोघरी — પં. રામભજદત્ત ચૌધરીના દુઃખદ અવસાન માટે આ મહાસભા શોક પ્રદર્શિત કરે છે.

૧૪. तुर्कीने अभिनंदन — તુર્કસ્તાનની થયેલી જીત માટે તેની પ્રજાને આ મહાસભા મુબારકબાદી આપે છે.

# આડત્રીસમું અધિવેશન-કોકોનાડા

(તા.૨૮ થી ૩૧ ડિસેમ્બર ૧૯૨૩, અને તા. ૧-૧-૧૯૨૪)

૧. શ્રી. કસ્તુરી રંગા આયંગર વગેરે ને અંજલિ —

(ક) શ્રી. એસ. કસ્તુરી રંગા આયંગર અને બાબુ અશ્વિનીકુમાર દત્તના અવસાનથી દેશને જે ખોટ ગઈ છે તે માટે આ મહાસભા ઊંડી દિલગીરી વ્યક્ત કરે છે. તે બન્નેએ દેશની અમૂલ્ય સેવા કરી હતી.

(ખ) તે જ પ્રમાણે શ્રી. હરદેવનારાયણ સિંહ અને પં. પ્રતાપનારાયણ બાજપેયીના અવસાનની દુઃખ સાથે નોંધ લે છે. તેમણે બહાદુરીપૂર્વક જેલ ભોગવી અને કારાવાસ દરમિયાન ગંભીર માંદગીનું દુઃખ વેઠયું, તથા અપમાનભરી રીતે છૂટવા કરતાં જેલમાં મરવાનું પસંદ કર્યું.

(ગ) મહાસભાના માજી પ્રમુખ સર નારાયણ ચંદાવરકરના અવસાનની પણ આ મહાસભા ઊંડી દિલગીરી સાથે નોંધ લે છે.

૨. સ્વયંસેવકદળ — આ મહાસભા માને છે કે, હિંદના લોકોને તાલીમ આપીને મહાસભાએ નક્કી કરેલી દિશામાં રાષ્ટ્રીય કામ કરવાની તેમને તાલીમ આપવા સારુ, મહાસમિતિની દેખરેખ અને અંકુશ હેઠળ તાલીમ પામેલા અને શિસ્તબદ્ધ સેવકોનું એક મંડળ ઊભું કરવું જોઈએ. તે મંડળની આંતરિક વ્યવસ્થા મંડળ સ્વતંત્ર રીતે કરે. આ હેતુથી અખિલ હિંદ સ્વયંસેવકદળની યોજનાને મહાસભા આવકારે છે અને તેને પોતાનો પૂરો ટેકો આપે છે.

૩. અલગ ખાતાંઓની યોજના — મહાસમિતિની દેખરેખ અને અંકુશ હેઠળ, રચનાત્મક કાર્યક્રમનાં વિવિધ અંગોનો યોગ્ય અને પૂરતી રીતે તથા સતત પ્રચાર કરવા માટે અલગ ખાતાં બનાવવાની એક યોજના વહેલી તકે મહાસમિતિ આગળ રજૂ કરવા કાર્યવાહક સમિતિને વિનંતી કરવામાં આવે છે.

કાર્યવાહક સમિતિએ પગારદાર રાષ્ટ્રસેવકોની પણ યોજના રજૂ કરવી, જે દ્વારા જુદાં જુદાં ખાતાંનું કામ સંભાળે એવા અને સ્થાનિક, પ્રાન્તિક તથા મધ્યસ્થ ખાતાંઓનાં કાર્યાલયો સંભાળે એવા યોગ્ય અને પૂરતા માણસો મળી રહે.

આ યોજનાઓમાં યોગ્ય લાગે તેવા સુધારાવધારા કરીને તેમનો વહેલી તકે અમલ કરવા મહાસમિતિને સત્તા આપવામાં આવે છે.

૪. सत्याग्रह-कमिटी — દિલ્હીની બેઠક વખતે નિમાયેલી સત્યાગ્રહ કમિટીનું કામ કાર્યવાહક સમિતિને સંભાળી લેવાની સત્તા આપવામાં આવે છે અને ઠરાવવામાં આવે છે કે, સત્યાગ્રહ-કમિટી હવે અલગ કમિટી તરીકે બંધ પડશે.

૫. बंधारण — બંધારણસમિતિએ તૈયાર કરેલું અને મસલતસમિતિએ સુધારેલું મહાસભાનું બંધારણ અને નિયમો મંજૂર કરવામાં આવે છે.

૬. असहकार अने धारासभाओ — કલકત્તા, નાગપુર, અમદાવાદ, ગયા અને દિલ્હીની મહાસભાઓએ પસાર કરેલા અસહકારના ઠરાવોનો આ મહાસભા ફરીથી સ્વીકાર કરે છે.

ધારાસભાપ્રવેશને લગતા દિલ્હીની મહાસભાએ પસાર કરેલા અસહકારના ઠરાવને લીધે ત્રિવિધ બહિષ્કારની મહાસભાની નીતિમાં કંઈ ફેરફાર થાય છે કે નહિ, એની શંકા ઊભી થયેલી હોવાથી આ મહાસભા ઠરાવે છે કે, એ બહિષ્કારનો સિદ્ધાન્ત અને નીતિ જેમનાં તેમ કાયમ જ રહે છે.

વધુમાં આ મહાસભા જાહેર કરે છે કે, મજકુર બહિષ્કારનાં સિદ્ધાન્ત અને નીતિ એ તો રચનાત્મક કાર્યક્રમનાં પાયારૂપ છે. તેથી બારડોલીમાં ઠરાવેલો રચનાત્મક કાર્યક્રમ પાર પાડવાનો તથા સત્યાગ્રહને માટે તૈયાર થવાનો આ મહાસભા દેશને આગ્રહ કરે છે.

આપણા ધ્યેયને બનતી ઝડપથી પહોંચી વળાય એટલા માટે આ મહાસભા તાત્કાલિક પગલાં લેવાની પ્રત્યેક પ્રાન્તિક સમિતિને સૂચના કરે છે.

૭. कोमी करार — કોમી કરારનો ખરડો તપાસીને આ મહાસભા એવો નિર્ણય કરે છે કે, આ પ્રશ્ન દિલ્હીમાં નિમાયેલી ડા૦ અનસારી અને લાલા લજપતરાયવાળી પેટાકમિટીને પાછો સોંપવો અને તેમાંથી સરદાર મહેતાબસિંગ જેલમાં હોવાથી તેમની જગાએ ઝુંબલવાળા સરદાર અમીરસિંગને નીમવા. આ કમિટી આ પ્રશ્ન ઉપર સૌ જોડે ચર્ચા કરે, થનારી ટીકાઓ તપાસે અને માર્ચ આખર સુધીમાં મહાસમિતિ આગળ પોતાનો રિપોર્ટ રજૂ કરે.

૮. खादीमंडळ — આ મહાસભા, શ્રી, જમનલાલ બજાજ (પ્રમુખ), શ્રી. વલ્લભભાઈ પટેલ, શ્રી. મગનલાલ ગાંધી, મૌ. શૌકતઅલી, શ્રી. રેવાશંકર ઝવેરી, શ્રી. બેલગામવાળા અને શ્રી. શંકરલાલ બૅન્કર (મંત્રી) નું એક ખાદી-મંડળ, મહાસમિતિની દેખરેખ નીચે આખા દેશમાં ખાદીપ્રચારના કાર્યની વ્યવસ્થા કરવા માટે નીમે છે. આ મંડળ ત્રણ વર્ષ સુધી કાયમ રહેશે અને પ્રત્યેક પ્રાંતમાં આવાં જ પ્રાંતિક ખાદીમંડળો રચીને, તેમના કામ ઉપર દેખરેખ રાખશે. મંડળ એક ખજાનચી પણ નીમશે.

૯. अकाली-लडत — શિરોમણિ ગુરદ્વારા પ્રબંધક કમિટી અને અને અકાલી દળ ઉપર સરકારે જે હુમલો કર્યો છે, તે શાંતિમય પ્રવૃત્તિ માટે છૂટથી ભેગા થવાના દરેક હિન્દીના હક ઉપર સીધી તરાપ છે, એમ આ મહાસભા જાહેર કરે છે. મહાસભા ખાતરીપૂર્વક માને છે કે, સરકારે જે ઘા માર્યો તે સ્વતંત્રતાની ઉપર જ તાકીને માર્યો છે; અને તેથી તે શીખોની કુમકે ખડા રહેવાનો ઠરાવ કરે છે. હિંદુ, મુસલમાન, ખ્રિસ્તી, પારસી વગેરે હિન્દના સર્વે લોકો પાસે મહાસભાની આગ્રહભરી માગણી છે કે, તેમણે શીખોને તેમની ચાલુ લડતમાં જેટલી બની શકે તેટલી માણસ તેમ જ પૈસાની મદદ કરવી જોઈએ.

આ ઠરાવનો અમલ કરવા માટે જરૂરી પગલાં લેવાની મહાસમિતિને સત્તા આપવામાં આવે છે.

૧૦. केनियाना हिन्दीओ—આ મહાસભા કેનિયાની હિંદી પ્રજા પ્રત્યે પોતાની શુભેચ્છા અને સહાનુભૂતિ દર્શાવે છે. આ મહાસભાનો એવો અભિપ્રાય છે કે, હિન્દુસ્તાન જ્યાં સુધી સ્વરાજ્ય નહિ મેળવે, ત્યાં સુધી દેશાવરના હિંદીઓનાં દુઃખનો ઇલાજ કરી નહિ શકે. આ મહાસભા, શ્રી. સરોજિની નાયડુ અને શ્રી. જ્યૉર્જ જોસફને, કેનિયામાં ભરાનારી હિન્દી મહાસભામાં હાજર રહીને, ત્યાંની હિન્દી પ્રજાએ પોતાના ઉપર ગુજરતાં અપમાન અને અન્યાયનાં દુઃખો સામે જે લડત ઉપાડી છે, તેમાં યોગ્ય સલાહ આપવાનો અધિકાર આપે છે.

૧૧. परदेश जता मजूरो—બ્રિટિશ સામ્રાજ્યના જુદા જુદા ભાગોમાં હિન્દી મજૂરો ઉપર અત્યાચારો ગુજરતા હોવાથી આ મહાસભા હિંદમાંથી મજૂરીને માટે પરદેશ જતા લોકોને અટકાવવાના પ્રશ્ન પર વિચાર ચલાવવાની હિંદના લોકોને ભલામણ કરે છે; અને કાર્યવાહક સમિતિને એક નાની સમિતિ નીમવાની સૂચના કરે છે કે જે સમિતિ આ બાબતમાં તપાસ કરીને પોતાનો રિપોર્ટ મહાસમિતિ આગળ રજૂ કરે.

૧૨. श्री. सावरकरनो कारावास—આ મહાસભા, શ્રી. વિનાયક દામોદર સાવરકરને હજી પણ કેદમાં રાખવા સામે પોતાની સખત નાપસંદગી જાહેર કરે છે, અને તેમના ભાઈ ડૉ. એન. ડી. સાવરકર તેમ જ તેમના અન્ય કુટુંબીઓ પ્રત્યે સહાનુભૂતિ દર્શાવે છે.

૧૩. महामंत्री वगेरे—આ વરસે નિવૃત્ત થતા મંત્રીઓએ કરેલી કીમતી સેવા માટે તેમનો આભાર માનવામાં આવે છે અને આવતા વરસ માટે શ્રી. ગંગાધરરાવ દેશપાંડે, ડા૦ કિચલુ, અને પં. જવાહરલાલ નહેરુને મહામંત્રીઓ નીમવામાં આવે છે. તેમ જ શ્રી. રેવાશંકર ઝવેરી અને શ્રી. વેલજી

નપ્પુને ખજાનચી તરીકે તથા શ્રી. સોપારીવાળાને હિસાબ-તપાસનીસ તરીકે કાયમ રાખે છે.

૧૪. હિન્દુસ્તાની—મહાસભાના બંધારણમાં એટલો ફેરફાર કરવામાં આવે છે કે, મહાસભાનું કામકાજ ચલાવવાની ભાષા બને ત્યાં સુધી હિન્દુસ્તાની રાખવી.

૧૫. ઓગણચાળીસમું અધિવેશન—મહાસભાની આવતી બેઠક કર્ણાટકમાં ત્યાંની પ્રાંતિક સમિતિ નક્કી કરે તે સ્થળે રાખવી.

## ૩૯

# ઓગણચાળીસમું અધિવેશન – બેલગામ

(તા. ૨૬–૨૭ ડિસેમ્બર, ૧૯૨૪)

૧. શ્રી. બી. અમ્મા વગેરેને અંજલિ

આ મહાસભા નીચેનાં દેશભક્તોનાં અવસાનની શોક સાથે નોંધ લે છે અને તેમનાં કુટુંબીજનોને પડેલી ખોટમાં સંમાનપૂર્વક સહાનુભૂતિ દર્શાવે છે:

શ્રી. બી. અમ્મા, સર આશુતોષ ચૌધરી, સર આશુતોષ મુકરજી, ભૂપેન્દ્રનાથ બસુ, સુબ્રહ્મણ્ય આયર, જી. એમ. ભુર્ગી, દલબહાદુર ગીરી, ગોવિંદ વ્યંકટેશ યાદગી, વામનરાવ મોહરીર, ટી. વી. ગોપાલસ્વામી મુદાલિયર, સી વી. પી. શિવમ્, દક્ષિણ આફ્રિકાના રૂસ્તમજી જીવણજી ઘોરખોદુ અને પી. કે. નાયડુ

૨. ગાંધી–સ્વરાજપક્ષ વચ્ચે તહનામું (ક) એક બાજુએ મહાત્મા ગાંધી અને બીજી બાજુએ સ્વરાજપક્ષ વતી દેશબંધુ દાસ અને પં. મોતીલાલ નહેરુ વચ્ચે થયેલું નીચેનું તહનામું મહાસભા મંજૂર રાખે છે.

હિંદના બધા પક્ષોનું સ્વરાજ એ ધ્યેય હોવા છતાં દેશમાં આજે જુદા જુદા પક્ષો પડી ગયા છે, જે દેખીતી રીતે એકબીજાથી વિરુદ્ધ દિશામાં કામ કરે છે. આવી એકબીજાથી વિરોધી પ્રવૃત્તિ કરવાથી સ્વરાજ-કૂચમાં અંતરાય પડે છે તેથી; મહાસભામાં એક જ વ્યાસપીઠ પર બને તેટલા પક્ષોને એકત્રિત કરવા ઇષ્ટ છે તેથી; અને મહાસભાની અંદર પણ બે વિરોધી પક્ષો અસ્તિત્વ ધરાવે છે અને તેથી દેશને નુકસાન થાય છે તેથી; આ બે પક્ષોને સામાન્ય ધ્યેયની પ્રાપ્તિ માટે ફરી એકત્ર કરવાની જરૂર છે તેથી; અને વાઇસરૉયની સંમતિથી બંગાળાની સરકારે દમનનીતિ શરૂ કરેલી હોવાથી; અને આમાં સહી કરનારાઓના અભિપ્રાય પ્રમાણે આ દમનનીતિ

વસ્તુતઃ કોઈ હિંસાખોર પક્ષ સામે આદરવામાં નથી આવી, પણ બંગાળાના સ્વરાજપક્ષ સામે આદરવામાં આવી છે એટલે કે, વ્યવસ્થિત અને બંધારણીય પ્રવૃત્તિ સામે આદરવામાં આવી છે તેથી; અને આ દમનનીતિ સામે પ્રજાનું સંગઠિત બળ રજૂ કરવા માટે સર્વે પક્ષોને આમંત્રણ આપીને તેમનો સહકાર મેળવવાની તાત્કાલિક જરૂર છે તેથી; અમે આમાં સહી કરનારાઓ નીચેનો ઠરાવ બધા પક્ષોની મંજૂરી માટે અને છેવટે બેલગામ મહાસભામાં રજૂ કરવાની મજબૂત ભલામણ કરીએ છીએ :—

મહાસભાએ રાષ્ટ્રીય કાર્યક્રમ તરીકે અસહકારની પ્રવૃત્તિ અટકાવી દેવી. ફક્ત પરદેશી કાપડ નહિ વાપરવાનો અને નહિ પહેરવાનો કાર્યક્રમ ચાલુ રાખવો.

વિશેષમાં મહાસભાએ ઠરાવ કરવો કે, મહાસભાનાં વિવિધ કામો જરૂરિયાત લાગે તે પ્રમાણે મહાસભાના આશ્રય હેઠળ તેનાં જુદાં જુદાં ખાતાં સંભાળે; પણ બધાં ખાતાં નીચેનાં કામો તો કરે જ:

હાથકાંતણ અને હાથવણાટની બધી ક્રિયાઓનો પ્રચાર; હાથકાંતણ અને હાથવણાટની ખાદીનો પ્રચાર; કોમી એકતા, ખાસ કરીને હિંદુ અને મુસલમાનો વચ્ચે; હિંદુઓમાં અસ્પૃશ્યતાનિવારણ.

પ્રાન્તિક અને મધ્યસ્થ ધારાસભાઓ અંગેનું કામ મહાસભાના એક અંગ તરીકે રહીને મહાસભાની વતી સ્વરાજપક્ષ કરે. આ કામ માટે તે પક્ષ પોતાના નિયમો ઘડે અને પોતે ઉઘરાવેલાં નાણાંનો વહીવટ કરે.

અનુભવથી એમ જણાયું છે કે, હિંદમાં સાર્વત્રિક કાંતણ દાખલ થયા વગર હિંદ કાપડની બાબતમાં સ્વાવલંબી થઈ શકે તેમ નથી તેથી; અને મહાસભાનાં નરનારીઓ અને આમજનતા વચ્ચે પ્રત્યક્ષ અને સંગીન સંબંધ બંધાય તે માટે કાંતણ એ તદ્દન પ્રત્યક્ષ અને ઉત્તમ સાધન છે તેથી; અને હાથકાંતણ અને તે અંગેની બનાવટોનો લોકોમાં પ્રચાર કરવાની જરૂર છે તેથી; મહાસભાના બંધારણની કલમ ૭ રદ કરીને તેની જગ્યાએ નીચેનું લખવું:—

'જે કોઈ માણસ ૧૮ વરસની ઉંમરનો નહિ હોય, જે રાજકીય અને મહાસભાના કામના પ્રસંગોએ, અગર મહાસભાનું કામ કરતી વખતે શુદ્ધ ખાદી પહેરતો નહિ હોય, જે પોતાનું કાંતેલું ૨૦૦૦ વાર સરખું વળદાર સૂતર — અથવા તો અનિચ્છા, માંદગી કે એવા કારણે બીજાએ કાંતેલું એટલું જ સૂતર દર માસે આપે નહિ, તે મહાસભાની કોઈ પણ સમિતિ કે સંસ્થાનો સભ્ય થઈ શકશે નહિ.

(ખ) મહાસભાને ઉમેદ છે કે, આ તહનામાને પરિણામે મહાસભાના બે પક્ષ વચ્ચે સાચી એકતા થશે અને એ બીજાં રાજકીય મંડળોના લોકોને પણ મહાસભામાં જોડાવા માટે પ્રેરશે. મહાસભા, નવા અસાધારણ ધારાઓ, અથવા ૧૮૧૮ ના કાયદાની કલમ ૩ ની રૂએ પકડાયેલા સ્વરાજીઓ અને બીજાઓને અભિનંદન આપે છે અને માને છે કે, જ્યાં સુધી હિંદના લોકો પોતાનો મોભો અને સ્વતંત્રતા જાળવવાની શક્તિ વિનાના છે ત્યાં સુધી આવી ધરપકડો અનિવાર્ય છે. વળી મહાસભા માને છે કે, દેશના હાલના સંજોગોમાં આવી શક્તિ પરદેશી કાપડનો ત્યાગ જે ઘણા વખતથી હજી આપણે પૂરો કર્યો નથી તે પૂરો કરીને વધારી શકાય; તેથી આ રાષ્ટ્રીય હેતુ સાધવાના લોકોના નિશ્ચય અને તત્પરતાના ચિહ્ન તરીકે મહાસભા મતાધિકારના અંગરૂપે હાથકંતામણને સ્વીકારે છે અને દરેક જણને તે પ્રમાણે કરવાને અને મહાસભામાં જોડાવાને અરજ કરે છે.

(ગ) ઉપરનું ધ્યાનમાં લઈ દરેક હિંદી સ્ત્રી પુરુષ બધું પરદેશી કાપડ કાઢી નાંખે અને તેની જગાએ શુદ્ધ ખાદી જ વાપરે અને પહેરે એવી આશા રાખવામાં આવે છે.

ઉપરનો હેતુ જલદી સિદ્ધ કરવા માટે મહાસભા તેના બધા સભાસદો પાસે આશા રાખે છે કે, તેઓ હાથકંતામણના ફેલાવાને અને તેને લગતી પ્રયોગ-રીતોને અને ખાદીની બનાવટ અને વેચાણને મદદ કરે.

(ઘ) મહાસભા હિંદના રાજાઓ અને ધનિક વર્ગોને અને મહાસભામાં સામેલ નહિ એવાં રાજકીય ને બીજાં મંડળોના સભ્યોને અને મ્યુનિસિપાલિટીઓ, લોકલ બોર્ડો, પંચાયતો અને એવી બીજી સંસ્થાઓને, પોતે વાપરીને અને બીજી રીતે, ખાસ કરીને સરસ ખાદી પર નકશીનાં કામ કરી શકે એવા હજુ મળી આવતા કારીગરોના વર્ગને ઉદાર આશ્રય આપીને, હાથકંતામણ અને ખાદીના ફેલાવાને પોતાના તરફથી મદદ આપવા વીનવે છે.

(ઙ) મહાસભા પરદેશી કાપડ ને સૂતરના વેપારમાં રોકાયેલા વેપારીઓને પ્રજાનું હિત સમજવા અને પરદેશી કાપડ ને સૂતરની આયાત હવે પછી બંધ કરવા અને ખાદીનો વેપાર કરી રાષ્ટ્રના ગૃહ-ઉદ્યોગોને મદદ કરવા વીનવે છે.

(ચ) જુદી જુદી જાતનાં કાપડ મિલોમાં અને હાથ-સાળો પર તૈયાર કરવામાં આવે છે અને બજારમાં તે ખાદીને નામે વેચવામાં આવે છે; એવું મહાસભાની જાણમાં આવેલ હોવાથી, મહાસભા તેવા મિલમાલિકોને અને બીજા કાપડ વણનારાઓને આ અણુગતા કામથી દૂર રહેવા અને પોતાની પ્રવૃત્તિને જ્યાં હજુ સુધી મહાસભાનો સંદેશ નથી પહોંચ્યો એવા ભાગોમાં

મર્યાદિત કરીને, હિંદના પ્રાચીન ગૃહ-ઉદ્યોગના પુનરુદ્ધારને ઉત્તેજન આપવા વીનવે છે, તથા પરદેશી સૂતરની આયાત બંધ કરવા તેમને અરજ કરે છે.

(૭) મહાસભા હિંદુ, મુસલમાન વગેરે બધા ધર્મ પંથોના ધર્માચાર્યોને તેમજ આગેવાનોને પોતપોતાના સમુદાયોમાં ખાદીનો સંદેશો આપવા અને તેમને પરદેશી કાપડનો ઉપયોગ કરતા અટકવાને ઉપદેશ કરવા વીનવે છે.

૩. કાંતણનો મતાધિકાર—મહાસભાના બંધારણની હાલની કલમ ૭ મી રદ કરીને તેની જગાએ નીચેની મૂકવી:

(ક) ચોથી કલમના રૂએ અનધિકારી નહિ એવી દરેક વ્યક્તિને પ્રાંતિક મહાસભાસમિતિના કાબૂ હેઠળના કોઈ પણ પ્રાથમિક મંડળના સભાસદ થવાનો હક રહેશે. પરંતુ જે હાથે કાંતેલી અને હાથે વણેલી ખાદી દરેક રાજદ્વારી અને મહાસભાના કામના પ્રસંગોએ અગર તો મહાસભાનું કામ કરતી વેળાએ નહિ પહેરતો હોય, અને દર વરસે પોતાનું કાંતેલું અગર પોતાની માંદગી, નાખુશી અને એવા બીજા કારણને લઈને બીજા કોઈનું કાંતેલું ૨૪૦૦૦ વાર એકધારું સૂતર મહાસભાને નહિ આપતો હોય, તે મહાસભાની કોઈ સમિતિ કે સંસ્થાનો સભાસદ થઈ શકશે નહિ.

વળી કોઈ પણ માણસ એકીવેળાએ એક જ પંક્તિની મહાસભાની બે સંસ્થાઓનો સભ્ય થઈ શકશે નહિ.

(ખ) સભાસદની મુદતનું વરસ ૧ લી જાન્યુઆરીથી ૩૧ મી ડિસેમ્બર સુધીનું ગણાશે. વળી ઉપર કહેલું ૨૪૦૦૦ વાર સૂતરનું લવાજમ દરેક સભાસદે અગાઉથી આપવું જોઈશે; અને તે દર મહિને બબ્બે હજાર વારના હપ્તાથી, માસ અગાઉ ભરવાની પદ્ધતિએ આપી શકાશે. વરસની અધવચ સભાસદ થનારને વરસની શરૂઆતથી ગણીને જ પૂરું લવાજમ આપવું પડશે.

કામચલાઉ ગોઠવણ—સને ૧૯૨૫ની સાલને સારુ લવાજમ માત્ર ૨૦૦૦૦ વાર ભરવાનું રહેશે અને તે તા. ૧ લી માર્ચ અગર તે પહેલાંથી ઉપર જણાવ્યા મુજબના હપતાઓથી ભરવું જોઈશે.

(ગ) જે કોઈ શખસે પોતાનું સૂતરનું લવાજમ અગર તેનો ચડેલા હપતા નહિ ભર્યા હોય તે કોઈ પણ પ્રતિનિધિઓની ચૂંટણીમાં અગર તો મહાસભાની કોઈ પણ સમિતિ, પેટા-સમિતિ અગર એવા કોઈ મંડળમાં મત આપી શકશે નહિ, અગર તો જાતે ચૂંટાઈ શકશે નહિ, અગર તો તેવી કોઈ પણ સમિતિ કે મંડળની સભામાં ભાગ લઈ શકશે નહિ.

પોતાનું સૂતર ન ભરવાને લીધે પોતાના અધિકાર ખોઈ બેઠેલ કોઈ પણ સભાસદ તેનું ચડેલું સૂતર તેમ જ ચાલતા મહિનાનું સૂતર ભરી આપ્યાથી પોતાના ગયેલા હકો પાછા પ્રાપ્ત કરી શકશે.

(ઘ) દરેક પ્રાન્તિક સમિતિ મહાસમિતિના મંત્રીને દર મહિને પોતાના સભાસદોની સંખ્યાના તેમ જ પોતાને ત્યાં ભરાયેલા સૂતરના આંકડા આ નિયમને અનુસરીને મોકલ્યા કરશે. વળી દરેક પ્રાંતિક સમિતિ પોતાને ત્યાં ભરાયેલા સૂતરમાંથી દસ ટકા સૂતર અગર તેની કિંમત મહાસમિતિને ભરશે.

(ङ) બંધારણની કલમ ૬ (ङ) અને કલમ ૯ (ખ) રદ કરવી.

૪. પરદેશ વસતા હિન્દીઓ—હિંદ બહાર વસતા હિંદીઓની વધતી જતી મુસ્કેલીઓની આ મહાસભા અત્યંત ખેદપૂર્વક નોંધ લે છે અને પોતાનો અભિપ્રાય દર્શાવે છે કે, તેમનાં હિતનું રક્ષણ કરવાની જવાબદારી પોતાને માથે છે એવી હિંદી સરકારે અને શાહી સરકારે વારંવાર જાહેરાત કરેલી હોવા છતાં, તેઓ હિંદી વસાહતીઓના હિતનું રક્ષણ કરવામાં નિષ્ફળ નીવડેલ છે. મહાસભા તે વસાહતીઓની હાડમારીઓ પ્રત્યે સહાનુભૂતિ દર્શાવે છે પણ દિલગીરી સાથે જણાવે છે કે, સ્વરાજ મળ્યા વગર તેમને અસરકારક મદદ થઈ શકે તેમ નથી.

નાતાલ પ્રાન્તિક ધારાસભાએ અસાધારણ ધારો પસાર કરીને ત્યાં વસેલા હિંદીઓ પાસેથી મ્યુનિસિપલ મતાધિકાર, જે તેઓ ભોગવતા આવ્યા છે તે, ખૂંચવી લીધો છે અને દક્ષિણ આફ્રિકાના ગવર્નર જનરલે તેને સંમતિ આપી છે, તે પ્રત્યે આ મહાસભા ભારે અસંતોષ દર્શાવે છે.

મહાસભા માને છે કે, મતાધિકાર પડાવી લેવો એ ખુલ્લંખુલ્લા અન્યાય છે એટલું જ નહિ, પણ હિંદીઓ અને દક્ષિણ આફ્રિકાની સરકાર વચ્ચે ૧૯૧૪ માં થયેલા કરારનો એમાં ભંગ છે; અને નાતાલની સરકારે ભૂતકાળમાં કરેલી જાહેરાતોની તે વિરુદ્ધ છે.

મહાસભા માને છે કે, કેનિયાના પ્રશ્નના કહેવાતા નિકાલથી બીજું કંઈ થયું નથી, પણ ત્યાં વસતા હિંદીઓના સ્વાભાવિક અને વાજબી હકો પડાવી લેવામાં આવ્યા છે.

૫. શ્રી. સરોજિની વગેરેની સેવા—બહાર વસતા હિંદીઓની શ્રીમતી સરોજિની નાયડુએ જે મહાન સેવા કરી છે તેની આ મહાસભા કૃતજ્ઞતાપૂર્વક નોંધ લે છે. પોતાના ઉત્સાહ અને પ્રેમને લીધે તેઓ ત્યાંના લોકોને પ્રિય થઈ પડયાં હતાં અને તેમની આકર્ષક વક્તૃત્વ શક્તિને લીધે ત્યાંના ગોરાઓએ પણ તેમને સહાનુભૂતિપૂર્વક સાંભળ્યાં હતાં.

હિંદસેવક-સમાજવાળા શ્રી. વઝે અને પં. બનારસીદાસ ચતુર્વેદીએ કેનિયાના હિંદીઓની જે સેવા કરી છે તેની પણ આ મહાસભા આભારપૂર્વક નોંધ લે છે.

૬. બ્રહ્મદેશ — બ્રહ્માના લોકોની હાડમારીઓ પ્રત્યે આ મહાસભા માનપૂર્વક સહાનુભૂતિ દર્શાવે છે અને આશા રાખે છે કે, ત્યાં ચાલતા દમનથી તેઓ ડરાઈ નહિ જાય કે દબાઈ નહિ જાય.

ત્યાં વસતા હિંદીઓ કોમી મતાધિકાર માગવાનું વલણ ધરાવે છે તેની આ મહાસભા ખેદપૂર્વક નોંધ લે છે અને તેમને આગ્રહપૂર્વક સલાહ આપે છે કે, એવી માગણી ન કરવી, કારણ કે અલગ વાડા કરવાની નીતિ ખોટી છે.

૭. કોહાટ અને ગુલબર્ગા — આ મહાસભા હિંદના જુદા જુદા ભાગોમાં વર્તી રહેલ હિંદુ-મુસલમાન વિખવાદ અને તેને અંગે થયેલાં રમખાણો પ્રત્યે દુઃખ પ્રગટ કરે છે. આ મહાસભા તાજેતરમાં કોહાટ ખાતે થયેલાં રમખાણો માટે — તે અંગે કરવામાં આવેલી જાનમાલની ખુવારી, તેમ જ મંદિરો અને ગુરુદ્વારાના નાશ માટે દુઃખ જાહેર કરે છે. મહાસભાનો એવો અભિપ્રાય છે કે, સ્થાનિક અમલદારો લોકોના જાનમાલનું રક્ષણ કરવાની પોતાની પહેલી ફરજ ચૂકયા હતા. મહાસભાને દુઃખ થાય છે કે, કોહાટની હિંદુ વસ્તીને પોતાનું ગામ છોડી ભાગવું પડયું. મહાસભા કોહાટના મુસલમાનોને વીનવે છે કે, પોતાના આ હિન્દુ ભાઈઓને તેમના જાનમાલના સંપૂર્ણ રક્ષણ વિષે ખોળાધરી આપીને, તેમના પોતાના કીમતી મિત્ર અને પાડોશી તરીકે પાછા કોહાટમાં આવીને રહેવા માટે બોલાવે. મહાસભા કોહાટ છોડી ગયેલાને પણ સલાહ આપે છે કે, કોહાટના મુસલમાનો તરફથી એવું માનપૂર્વક આમંત્રણ ન આવે અને હિન્દુ તેમ જ મુસલમાન આગેવાનો તરફથી એવી સલાહ ન ન મળે ત્યાં સુધી તેમણે કોહાટ પાછા જવું નહિ.

મહાસભા હિંદુ મુસલમાન સૌને સલાહ આપે છે કે, તેમણે કોહાટના શોકકાંડને લગતી હિંદી સરકાર તથા બીજાઓએ બહાર પાડેલી હકીકતો માનવી નહિ, અને જ્યાં સુધી એકતા-પરિષદે નીમેલું પંચ અગર બીજું કોઈ એવું પ્રજાકીય મંડળ આ શોચનીય ઘટના વિષે તપાસ કરી પોતાનો નિર્ણય બહાર ન પાડે ત્યાં સુધી આ ઘટના વિષે પોતાનો મત બાંધવો નહિ.

મહાસભા ગુલબર્ગાના રમખાણમાં જેમને જેમને નુકસાન થયું છે તેમની પ્રત્યે પોતાની હાર્દિક સહાનુભૂતિ જાહેર કરે છે અને એ રમખાણમાં ધર્મસ્થાનોને ભ્રષ્ટ કરવામાં આવ્યાં તેને વખોડી કાઢે છે.

૮. અસ્પૃશ્યતા — અસ્પૃશ્યતાનિવારણની બાબતમાં હિન્દુ જનતાના અભિપ્રાયમાં જે સુધારો થયો છે તેની આ મહાસભા સંતોષપૂર્વક નોંધ લે છે. પણ સાથે સાથે માને છે કે, હજુ ઘણું કરવાનું બાકી છે. તેથી મહાસભાના હિંદુ સભ્યોને તે બાબતમાં વિશેષ પ્રયત્ન કરવા વીનવે છે. પ્રાન્તિક

સમિતિઓના હિંદુ સભ્યોને વિનંતી છે કે, હરિજનોને કૂવા, મંદિરો અને શાળા વગેરે સંબંધમાં કેવી હાડમારીઓ છે તેની તપાસ કરી તે દૂર કરવા વિશેષ ધ્યાન આપે.

વૈકોમના સત્યાગ્રહીઓ, જેઓ સવર્ણ હિંદુને પસાર થવાના રાજમાર્ગમાં થઈને હરિજનોને પ્રસાર થવાના હક માટે લડી રહ્યા છે, તેમને તેમની અહિંસા, ધીરજ, હિંમત અને સહનશીલતા માટે આ મહાસભા ધન્યવાદ આપે છે અને આશા રાખે છે કે, ત્રાવણકોરનું રાજ્ય, જે ઉદાર વિચારોવાળું ગણાય છે, તે સત્યાગ્રહીઓની વાજબી માગણી સ્વીકારીને તે માટે તાત્કાલિક પગલાં ભરશે.

૯. રાષ્ટ્રીય શાળાઓ — આ મહાસભાનો આગ્રહપૂર્વક અભિપ્રાય છે કે, દેશના ભાવિની આશા દેશના જુવાનો ઉપર છે. તેથી મહાસભા આશા રાખે છે કે, પ્રાન્તિક સમિતિઓ ચાલુ રાષ્ટ્રીય શિક્ષણની સંસ્થાઓને જીવતી રાખવા માટે, અત્યાર સુધીમાં કરેલા પ્રયત્નો કરતાં વધારે જોરથી પ્રયત્નો કરશે. આમ ચાલુ રાષ્ટ્રીય શાળાઓને નિભાવવાનો અને તેવી નવી સંસ્થાઓ ઉઘાડવાનો મહાસભાનો અભિપ્રાય હોવા છતાં, મહાસભા એવી કોઈ સંસ્થાને રાષ્ટ્રીય ગણતી નથી જેમાં —

કોઈ પ્રાન્તિક ભાષા કેળવણીનું માધ્યમ ન હોય,

જેમાં હિન્દુ-મુસ્લિમ એકતાને સક્રિય ઉત્તેજન મળતું ન હોય,

જેમાં અસ્પૃશ્યોની કેળવણી અને અસ્પૃશ્યતા-નિવારણને સક્રિય ઉત્તેજન મળતું ન હોય,

જેમાં કાંતણ, પીંજણ, વ્યાયામ અને સ્વરક્ષણની તાલીમ ફરજિયાત ન હોય,

જેમા ૧૨ વરસ ઉપરના વિદ્યાર્થીઓ અને શિક્ષકો કામના દિવસોમાં રોજ ઓછામાં ઓછું અડધો કલાક કાંતતા ન હોય,

જેમાં શિક્ષકો અને વિદ્યાર્થીઓ ટેવપૂર્વક ખાદી પહેરતા ન હોય.

૧૦. પગારદાર સેવકોની યોજના — એમ માલૂમ પડ્યું છે કે, કેટલાક લાયક માણસો સેવાને માટે પગાર લેવાની અનિચ્છાને લીધે રાષ્ટ્રીય કામમાં પડતા નથી. આથી મહાસભા પોતાનો અભિપ્રાય જણાવે છે કે, રાષ્ટ્રીય સેવા માટે મહેનતાણું લેવામાં કશું હલકું નથી. મહાસભા તો એમ આશા રાખે છે કે, રાષ્ટ્રભક્તિથી પ્રેરાઈને પ્રમાણિકપણે કરેલી સેવા માટે મહેનતાણું લેવામાં પોતાને માન મળે છે એમ યુવાન સ્ત્રીપુરુષો સમજશે; અને જેઓ સેવા કરવા ઇચ્છતા હોય કે નોકરી કરવા ઇચ્છતા હોય તેઓ બીજી સેવા કે નોકરી કરવા કરતાં રાષ્ટ્રીય સેવા પસંદ કરશે.

૧૧. બંધારણ — (ક) કલમ ૧૧માં પ્રતિનિધિ-ફી રૂ. ૧૦ ને બદલે રૂ. ૧ રાખવી.

(ખ) કલમ ૧૨માં 'મહાસભા' શબ્દથી પૂરા થતા પહેલા વાક્યને અંતે નીચેનું ઉમેરો :—

'મહાસભાનું ફંડ ખજાનચીઓ પાસે રહેશે. અને તેઓ તેના બરાબર હિસાબ રાખશે. મહામંત્રીઓ મહાસમિતિની ઑફિસ સંભાળશે અને સ્વાગત-સમિતિ સાથે મળીને તેઓ મહાસભાના અધિવેશનની કાર્યવાહીનો રિપોર્ટ અને વરસની વચમાં વધારાનું અધિવેશન ભરાયું હોય તો તેનો રિપોર્ટ પ્રસિદ્ધ કરશે. આવો રિપોર્ટ અધિવેશન ભરાયા પછી બને તેટલો જલદી મોડામાં મોડો ચાર માસ સુધીમાં બહાર પડશે અને વેચવામાં આવશે.

(ગ) ૨૩મી કલમને અંતે ઉમેરો 'અને બીજા રિપોર્ટ સાથે પ્રસિદ્ધ કરવામાં આવે.'

૧૨. અકાલી લડત — ગુરુદ્વારાની સુધારણા માટે અકાલી શીખો ધીરજ-ભરી સહનશીલતા અને હિંમતથી લડત ચલાવી રહ્યા છે, તે માટે આ મહાસભા તેમને અભિનંદન આપે છે અને આશા રાખે છે કે, પંજાબ સરકાર બહાદુર શીખોના જુસ્સાને કચડી નાખવા માટે જે બેદભર્યા પ્રયત્નો કરી રહી છે તેને લીધે તેમના ઉપરના ગુણોમાં ખામી નહિ આવે.

નાભાની જેલમાં સો ઉપરાંત અકાલી કેદીઓનાં થયેલ અવસાનના રિપોર્ટ પ્રત્યે આ મહાસભા ભય અને રોષ દર્શાવે છે અને નાભાની સરકારે મહાસભાની કારોબારી સમિતિએ નીમેલી અકાલી-દમન-તપાસ-સમિતિને ત્યાંની જેલની મુલાકાત લેવાની રજા ન આપી તે પ્રત્યે સખ્ત વિરોધ દર્શાવે છે. મહાસભા માને છે કે, કેદીઓનું આટલું બધું મરણ એ જેલ-અધિકારીઓના કેદીઓ પ્રત્યેના અમાનુષી વર્તાવની સાબિતીરૂપ છે.

૧૩. દારૂ અને અફીણ — ૧૯૨૧માં કેફી પીણાં સામે શરૂ કરેલી ચળવળ વચ્ચે બંધ પડી ગઈ હતી છતાં મહાસભાને સંતોષ થાય છે કે, દેશના જુદા જુદા ભાગોમાં મહાસભાના કાર્યકર્તાઓએ તેને મક્કમતા અને ઉત્સાહ-પૂર્વક ચાલુ રાખી છે. મહાસભા આશા રાખે છે કે, દારૂ અને અફીણના શાપમાં સપડાયેલાને તેમાંથી શાંત સમજાવટથી છોડાવવાનો પ્રયત્ન વિશેષ જોરથી ચાલુ રાખવામાં આવશે, અને અત્યાર સુધી મળ્યું છે તે કરતાં તેને વિશેષ પ્રોત્સાહન મળશે.

મહાસભાનો મત છે કે, કેફી પીણાં વાપરવાની લોકોની ટેવમાંથી આવક કરવાની હિંદી સરકારની નીતિ એ દેશને નૈતિક દૃષ્ટિએ નુકસાનકારક છે અને તેથી તે રદ થાય તો સારું એમ મહાસભા ઇચ્છે છે.

વિશેષમાં મહાસભાનો અભિપ્રાય છે કે, અફીણનો વેપાર હિંદી સરકાર જે રીતે ચલાવે છે તે હિંદને માટે નૈતિક દૃષ્ટિએ હાનિકારક છે, એટલું જ નહિ પણ સમગ્ર દુનિયા માટે હાનિકારક છે. વળી હિંદમાં અફીણનું ઉત્પાદન વૈદકીય કે વૈજ્ઞાનિક દૃષ્ટિએ જરૂરી હોય તે કરતાં ઘણું વધારે છે; તેને દેશની જરૂરિયાત પૂરતું મર્યાદિત કરવું જોઈએ.

૧૪. મહામંત્રીઓ — શ્રી. શ્વેબ કુરેશી, શ્રી બરજોરજી ફરામજી ભરૂચા, શ્રી. જવાહરલાલ નહેરુ.

૧૫. ખજાનચીઓ — શ્રી. રેવાશંકર જગજીવન ઝવેરી, શ્રી૦ જમનાલાલ બજાજ.

૧૬. ચાળીસમું અધિવેશન — મહાસભાના આવતા અધિવેશનની જગા મહાસમિતિએ નક્કી કરવી.

૧૭. અન્વેષક — ૧૯૨૫ માટે મહાસભાના હિસાબ તપાસનારની નિમણૂક મહાસમિતિએ કરી લેવી.

## ૪૦

## ચાળીસમું અધિવેશન – કાનપુર

(તા. ૨૬ થી ૨૮ ડિસેંબર, ૧૯૨૫)

૧. શ્રી. દેશબંધુ દાસ વગેરેને અંજલિ—આ મહાસભા દેશબંધુ ચિત્તરંજનદાસ, સર સુરેન્દ્રનાથ બેનરજી, ડૉ. સર રામકૃષ્ણ ગોપાલ ભણ્ડારકર, શ્રી. એસ. કૃષ્ણસ્વામી શર્મા, શ્રી. વી. બી. એસ. અય્યર, અને બીજા દેશભક્તોએ, જેમણે પોતપોતાના ક્ષેત્રમાં દેશહિત માટે કામ કર્યું હતું, તેમના અવસાન માટે ઊંડો શોક દર્શાવે છે અને તેમનાં કુટુંબીજનોના શોકમાં સહાનુભૂતિપૂર્વક દિલસોજી દર્શાવે છે.

૨. દક્ષિણ આફ્રિકા—દક્ષિણ આફ્રિકાની હિંદી મહાસભાના પ્રતિનિધિમંડળને આ મહાસભા ભાવપૂર્વક આવકાર આપે છે અને ત્યાંના વસાહતી હિંદીઓને, તેમની હયાતીને ભયમાં મૂકતાં તે ઉપખંડનાં એકત્રિત બળો સામેની તેમની લડતમાં તેમને પૂરો સાથ આપવાની ખાતરી આપે છે.

આ મહાસભા ભારપૂર્વક માને છે કે, 'એરિયાઝ રિઝર્વેશન અને ઇમીગ્રેશન અને રજિસ્ટ્રેશન (ફર્ધર પ્રોવિઝન) બિલ' (પ્રદેશની અનામતી, પ્રવેશ અને નોંધણીનું વધારાનું બિલ) જે રજૂ કરવામાં આવ્યું છે તે ૧૯૧૧ના સ્મટ્સ-ગાંધી કરારથી વિરુદ્ધ છે, કારણ કે તે રંગભેદી છે. તેનાથી ત્યાંના

વસાહતીઓની સ્થિતિ ૧૯૧૪ કરતાં પણ વધુ ખરાબ થશે, એટલું જ નહિ પણ કોઈ પણ સ્વમાની હિંદીને ત્યાં રહેવું અશક્ય થઈ પડશે.

મહાસભાનો મત છે કે, ઉપરોક્ત કરારનો ત્યાંના વસાહતીઓ તરફથી જે અર્થ કરવામાં આવે છે તે જો ત્યાંની સરકારને માન્ય ન હોય તો તેનો લવાદ મારફતે નિર્ણય કરવો જોઈએ. ૧૮૯૩ માં ટ્રાન્સવાલના હિંદી વસાહતીઓના પ્રશ્નો અંગે એ રીત અખત્યાર કરવામાં આવી હતી અને ૧૮૯૫ ના ત્રીજા ધારાના વહીવટને અંગે ઊભા થયેલા પ્રશ્નો અંગે પણ એમ જ કરવામાં આવ્યું હતું.

મહાસભા નીચેની સૂચનાને પોતાનો હાર્દિક ટેકો આપે છે કે આ પ્રશ્નનો નિવેડો લાવવા માટે એક ગોળમેજી પરિષદ બોલાવવી જોઈએ જેમાં બીજાઓની સાથે યોગ્ય હિંદી પ્રતિનિધિઓ પણ હોય. મહાસભા આશા રાખે છે કે ત્યાંની સરકાર આ વાજબી સૂચનાનો સ્વીકાર કરશે.

ઉપરની ગોળમેજી પરિષદની સૂચના અને આ પ્રશ્ન લવાદને સોંપવાની સૂચના ન સ્વીકારાય અને સદરહુ બિલ ત્યાંની ધારાસભામાં પસાર થાય તો તેને નામદાર શહેનશાહે સંમતિ ન આપવી જોઈએ એમ આ મહાસભા માને છે.

૩. बंगाळा ओर्डिनन्स—૧૮૧૮ નો નિયમનધારો ત્રીજો અને આપખુદ રીતે કરેલો બંગાળાનો અસાધારણ ધારો, તેમનો ગેરઉપયોગ કરીને તે બન્ને ધારાઓ હેઠળ બંગાળાના સંખ્યાબંધ દેશભક્ત યુવાનોને ચોક્કસ આરોપ વગર અને ખુલ્લી તપાસ વગર પકડીને અટકાયતમાં રાખવામાં આવ્યા છે તેને આ મહાસભા સખત રીતે વખોડી કાઢે છે. અને વિશેષમાં તેમને હજુયે જેલમાં રાખવામાં આવ્યા છે, અને તેમની પ્રત્યે ખરાબ વર્તાવ રાખવામાં આવે છે તથા ધારાસભાની અંદર અને બહાર લોકોએ સ્પષ્ટ અને વારંવાર અભિપ્રાય દર્શાવેલો હોવા છતાં તેમને બંગાળાની બહાર મોકલી દેવામાં આવ્યા છે તેનો આ મહાસભા વિરોધ કરે છે.

૪. गुरुद्वारा-केदीओ—ગુરુદ્વારા-પ્રશ્નને અંગે ગુરુદ્વારા-ધારાથી સમાધાન થઈ ગયેલું હોવા છતાં, પંજાબ સરકારે તે કેદીઓને હજી છોડયા નથી તેથી આ મહાસભાને ભારે ખેદ થાય છે. તેનું બંધારણીય કારણ એમ જણાવવામાં આવે છે કે તે કેદીઓમાંથી કેટલાક સ્વમાની આત્માઓને ખોળાધરી આપવામાં માનની હાનિ લાગે છે તેથી તેઓ ખોળાધરી આપવાની ના પાડે છે. મહાસભા માને છે કે, તે તમામ કેદીઓને બિનશરતે છોડયા વગર તે પ્રશ્નનું કદી યોગ્ય સમાધાન થવાનું નથી.

૫. બર્માનું બિલ—બિન–બર્મી ગુનેગારોને કાઢી મૂકવાનું બિલ અને દરિયાઈ મુસાફરો પરના કરનું બિલ એ બન્ને નાગરિકની સ્વતંત્રતા પર હુમલા સમાન છે એમ મહાસભા માને છે.

તેમાંના પહેલા બિલથી બર્માના નિર્દોષ હિંદી વસાહતીઓને ત્યાંની સરકારની કારોબારીના હાથમાં સોંપી દઈને તેમનાં વિશાળ હિતોને જોખમમાં મૂકવામાં આવે છે. તેથી તે બિલોને વાઇસરોયની મંજૂરી ન મળવી જોઈએ એમ મહાસભા માને છે.

૬. મતાધિકાર — તા. ૨૨–૨૩ સપ્ટેમ્બર ૧૯૨૫ ને રોજ પટણામાં મળેલી મહાસમિતિની બેઠકમાં પસાર થયેલ મતાધિકારને લગતો ઠરાવ આ મહાસભા મંજૂર રાખે છે:—

(ક) મતાધિકારમાં ફેરફાર કરવા માટે દેશના ઘણા ભાગોમાંથી માગણી આવી છે અને સામાન્ય અભિપ્રાય એવો છે કે, હાલના સંજોગોમાં મતાધિકારનો વિસ્તાર કરવો જોઈએ તે ધ્યાનમાં લઈને, અખિલ હિંદ મહાસભા સમિતિની આ સભા ઠરાવે છે કે, મહાસભાના બંધારણની કલમ ૭ રદ કરીને તેને બદલે નીચેની રાખવી:

(૧) બંધારણની કલમ ૪ અનુસાર જે કોઈ શખ્સ સભ્ય થવા માટે નાલાયક ન હોય અને જે વરસે અગાઉથી ચાર આના ભરે અગર તો પોતાનું કાંતેલું ૨૦૦૦ વાર સરખું વળદાર સૂતર આપે તે મહાસભાના અંકુશ હેઠળની કોઈ પણ પ્રાથમિક સંસ્થાનો સભ્ય થઈ શકશે. આવો કોઈપણ સભ્ય એક જ [વ]ખતે મહાસભાની બે સંસ્થાઓનો એકી સાથે સભ્ય થઈ શકશે નહિ.

(૨) ઉપર જણાવેલું સૂતરનું લવાજમ અખિલ હિંદ ચરખા સંઘના મંત્રીને બારોબાર મોકલી શકાશે અગર તો તે સંઘના મંત્રી નક્કી કરે તે વ્યક્તિને મોકલી શકાશે. સંઘના મંત્રી પોતાને તે મુજબ સૂતર મળ્યાનું [પ્ર]માણપત્ર આપશે તે ઉપરથી સૂતર આપનાર મહાસભાનો પ્રાથમિક સભ્ય [થ]ઈ શકશે.

ચરખાસંઘના મંત્રી આવાં જે પ્રમાણપત્રો આપે તે અંગે સંઘના [કે] તેની પેટા શાખાના હિસાબો અને સૂતરનો સ્ટોક તથા રસીદો તપાસવાનો મહાસમિતિને કે પ્રાન્તિક સમિતિને અથવા તેની પેટા-સમિતિને અધિકાર રહેશે.

જે સભ્યોના લવાજમને અંગે ઉપર મુજબ તપાસ કરવામાં આવે તેમાં તપાસ કરનાર સંસ્થાને કંઈ ભૂલ જણાય તો તે સભ્યોનાં નામ સભ્ય તરીકે રદ કરવામાં આવશે, જો કે તે સભ્યોને તે બાબતમાં કાર્યવાહક સમિતિને અપીલ કરવાનો અધિકાર રહેશે.

જે સભ્યો સભ્ય થવા માટે કાંતવા માગતા હોય તેમની ઇચ્છા હોય તો તેમને યોગ્ય જામીનગીરી ઉપર કાંતવા માટે રૂ પૂરું પાડવામાં આવશે.

(૩) સભાસદ થવા માટે સૂતરનું લવાજમ તા. ૧ લી જાન્યુઆરીથી ૩૧ મી ડિસેમ્બર સુધીનું ગણવામાં આવશે અને વરસની વચમાં સભ્ય થનારને આખા વરસનું જ લવાજમ આપવું પડશે.

(૪) મહાસભાના પ્રતિનિધિઓની ચૂંટણી વખતે અગર તો મહાસભાની કોઈ પણ સમિતિ કે પેટા-સમિતિની ચૂંટણી વખતે તેઓ જ મત આપી શકશે અગર તો તેઓ જ ચૂંટણીમાં ઉમેદવાર તરીકે ઊભા રહી શકશે, જેઓ ઉપર મુજબ પેટા-કલમ (૧) માં જણાવ્યા મુજબ સભ્ય થયા હશે અને રાજકીય અને મહાસભાનાં કામોને પ્રસંગે અગર તો મહાસભાનું કામ કરતી વખતે શુદ્ધ ખાદી પહેરતા હશે.

(૫) હાલના ચાલુ સભ્યોને તેઓ નવા વરસનું લવાજમ ન ભરે તો પણ તેમને આવતા વરસના જાન્યુઆરીની આખર સુધી સભ્યો તરીકે ચાલુ ગણવામાં આવશે.

ઉપર પ્રમાણે રદ કરેલી કલમ અનુસાર જેઓ સભ્ય થયા હશે, તેઓ સભ્ય તરીકે ચાલુ રહે તેમાં બીજો કોઈ વાંધો નહિ હોય તો, તેઓ સભ્ય તરીકે ચાલુ રહેશે. અને જેઓએ ૧૯૨૬ના સપ્ટેમ્બર સુધીનું પોતાના કાંતેલા કે હાથે કાંતેલા સૂતરનું લવાજમ ભરી દીધું હશે તેઓ નવું લવાજમ ન ભરે તો પણ તે વરસ માટે સભ્ય તરીકે ચાલુ રહી શકશે.

૭. મહાસભાનો કાર્યક્રમ — તા. ૨૨-૨૩ સપ્ટેમ્બરને રોજ પટણામાં મળેલી મહાસભાસમિતિની બેઠકમાં પસાર થયેલ કાર્યક્રમને લગતા નીચેના ઠરાવને આ મહાસભા મંજૂર રાખે છેઃ—

“બેલગામ મુકામે ભરાયેલ મહાસભાના ૩૯મા અધિવેશનમાં એક બાજુ મહાત્મા ગાંધી અને બીજી બાજુ સ્વરાજ્યપક્ષ તરફથી દેશબંધુ દાસ અને પં. મોતીલાલ નેહરુ વચ્ચે પસાર થયેલ તહનામાની રૂએ મહાસભાની પ્રવૃત્તિ તેમાં જણાવેલા રચનાત્મક કાર્યક્રમ પૂરતી મર્યાદિત કરવામાં આવી હતી. અને તેમાં એમ નક્કી કરવામાં આવ્યું હતું કે, મધ્યસ્થ અને પ્રાન્તિક ધારાસભાઓને લગતું કામ મહાસભાની તરફથી મહાસભાના એક અંગ તરીકે સ્વરાજપક્ષે સંભાળવું; તે માટે સ્વરાજપક્ષે નિયમો ઘડવા અને પોતે ઉઘરાવેલાં નાણાંનો વહીવટ કરવો. ત્યાર પછીના બનાવો ઉપરથી એમ જણાયું છે કે દેશની બદલાયેલી પરિસ્થિતિમાં એ મર્યાદા ચાલુ રાખવી નહિ. અને મહાસભાએ મુખ્યત્વે રાજકીય સંસ્થા તરીકે કામ કરવું.

આથી ઠરાવવામાં આવે છે કે, મહાસભાએ હવે સ્વરાજપક્ષની નીતિ અને કાર્યક્રમ અનુસાર દેશના હિતની દૃષ્ટિએ જરૂરી લાગે એવું રાજકીય બધું કામ ઉપાડવું અને તેનો વહીવટ કરવો અને તેને માટે મહાસભાના આખા વ્યવસ્થાતંત્રનો અને નાણાંનો ઉપયોગ કરવો. પણ જે નાણાં ખાસ કામ માટે મળ્યાં હોય તેનો એ રીતે ઉપયોગ કરવો નહિ અને જે નાણાં અખિલ હિંદ ખાદીમંડળને કે તેની-પ્રાન્તિક શાખાઓને મળ્યાં હોય તે તેની અત્યારની નાણાકીય જવાબદારીઓ સાથે અખિલ હિંદ ચરખા સંઘને સોંપી દેવાં. ચરખા સંઘ તેનો વહીવટ મહાસભા તરફથી મહાસભાના એક અંગ તરીકે કરશે. પણ તે સ્વતંત્ર સંસ્થા ગણાશે અને તેને સ્વાતંત્ર અધિકારો રહેશે. મધ્યસ્થ અને પ્રાન્તિક ધારાસભાઓનું કામ સ્વરાજપક્ષે ઘડેલાં બંધારણ અને ધારાધોરણો અનુસાર ચલાવવામાં આવશે. પણ તે નીતિનો અમલ કરવાની દૃષ્ટિએ મહાસભા તેમાં વખતોવખત જે સુધારા સૂચવે તે અનુસાર કામ ચાલવું જોઈશે.

ઉપરના ઠરાવને માન્ય રાખીને આ મહાસભા ઠરાવે છે કે, હવે મહાસભાએ દેશના હિતની દૃષ્ટિએ જરૂરી હોય એવું સર્વ પ્રકારનું રાજકીય કામ ઉપાડવું અને તે માટે મહાસભાનું આખું વ્યવસ્થાતંત્ર અને નાણાંનો ઉપયોગ કરીને તે કામ આગળ ધપાવવું. તે ઠરાવની રૂએ જે નાણાં અખિલ ભારત ચરખાસંઘનાં હોય અને જે નાણાં બીજા કોઈ ખાસ કામ માટે મળ્યાં હોય તે નાણાંનો ઉપયોગ તેમાં નહિ કરવો.

આ મહાસભા, રાષ્ટ્રીય સ્વમાન સાચવવા માટે છેવટના એક માત્ર અસરકારક ઉપાય તરીકે સત્યાગ્રહમાં પોતાનો ફરીથી વિશ્વાસ જાહેર કરે છે, પણ તે સ્વીકારે છે કે દેશ આજે તેને માટે તૈયાર નથી. તેથી ઠરાવવામાં આવે છે કે, પ્રજાનો યોગ્ય વિકાસ કરવાની સર્વ પ્રવૃત્તિઓમાં સ્વાવલંબનનો સિદ્ધાન્ત સ્વીકારવો અને સ્વરાજ તરફની પ્રજાની કૂચમાં આડે આવનાર કોઈ પણ સરકારી કે બીજી પ્રવૃત્તિનો સામનો કરવો, એ સર્વ પ્રકારના રાજકીય કામમાં માર્ગદર્શક સિદ્ધાન્ત રહેશે. મહાસભા નીચેનો રાજકીય કાર્યક્રમ કરવાનું મંજૂર રાખે છે;

(ક) દેશની અંદરનું કામ નીચે મુજબ રહેશેઃ

લોકોને પોતાના રાજકીય હકો બાબત કેળવણી આપવી; મહાસભાના રચનાત્મક કાર્યક્રમનો અમલ કરીને પોતાના હકો મેળવવા માટે સામનો કરવાની જરૂરી શક્તિ અને બળ મેળવવા લોકોને તાલીમ આપવી; ખાસ કરીને રેંટિયો અને ખાદીનો પ્રચાર કરવો; કોમી એકતા વધારવી; અસ્પૃસ્યતાને નાબૂદ કરવી; દલિત વર્ગોની સ્થિતિ સુધારવી અને કેફી પીણાંનું દૂષણ દૂર કરવું. આ ઉપરાંત ગામડાંને સંગઠિત કરવાં; સ્થાનિક સંસ્થાઓ કબજે કરવી;

રાષ્ટ્રિય કેળવણી વધારવી; ઉદ્યોગ અને ખેતીના મજૂરોની ઉન્નતિ કરવી; માલિકો અને મજૂરો, તથા જમીનદારો અને ખેડૂતોના સંબંધો સુધારવા; અને એકંદરે દેશની અંદર તેમ જ બહાર હિંદીઓનાં રાષ્ટ્રીય, આર્થિક, ઔદ્યોગિક અને વેપારી હિતોની ઉન્નતિ કરવી.

(ખ) દેશની બહારનું કામ સાચી ખબરો ફેલાવવાનું રહેશે.

(ગ) તા. ૧૮–૨–૧૯૨૪ ને રોજ વડી ધારાસભામાં સ્વતંત્ર પક્ષ અને સ્વરાજપક્ષ તરફથી સરકાર સમક્ષ સમાધાનની શરતો રજૂ કરવામાં આવી હતી અને તે દિને ઠરાવરૂપે પસાર કરવામાં આવી હતી. તે શરતો આ મહાસભા દેશ તરફથી રજૂ થયેલી શરતો તરીકે સ્વીકારે છે; અને સરકારે હજુ સુધી તે બાબત કંઈ જવાબ આપ્યો નથી તે ધ્યાનમાં લઈને ઠરાવે છે કે, તે બાબતમાં આગળ નીચે મુજબ પગલાં લેવાં :

(૧) વડી ધારાસભાના સ્વરાજપક્ષના સભ્યો સરકાર પાસે ઉપરની બાબત પોતાનો છેવટનો અભિપ્રાય શો છે તે જણાવવાની વહેલામાં વહેલી તકે માગણી કરે અને જો ફેબ્રુઆરીના અંત સુધીમાં કંઈ જવાબ ન મળે, અગર જે જવાબ મળે તે કાર્યવાહક સમિતિના સભ્યો અને મહાસમિતિએ નીમેલા બીજા એવા સભ્યોની બનેલી ખાસ સમિતિને સંતોષકારક ન લાગે, તો સ્વરાજ્યપક્ષ તરફથી સરકારને વિધિસર ખબર આપવામાં આવે કે, તેઓ હવે અત્યાર સુધી કર્યું છે તેમ ધારાસભામાં ચાલુ રહીને કામ કરવા માગતા નથી અને લોકોમાં જઈને કામ કરવા માગે છે.

વડી ધારાસભા અને રાજસભામાંના સ્વરાજપક્ષના સભ્યો નાણાંબિલ ઉડાવી દેવા મત આપે અને તેમ કર્યા પછી તરત જ પોતાની બેઠકો છોડી જાય. જે પ્રાન્તિક ધારાસભાઓ આ વખતે ચાલુ હોય તેના સ્વરાજપક્ષના સભ્યો પણ પોતાની બેઠકો છોડી જાય અને વધુ સૂચનાઓ માટે ઉપરની ખાસ સમિતિને જાણ કરે. જે પ્રાન્તિક ધારાસભાઓ તે વખતે ચાલુ ન હોય તેના સ્વરાજપક્ષના સભ્યો પણ ત્યાર પછીની ધારાસભાની બેઠકોમાં હાજર ન રહે અને તેની ઉપરની સમિતિને ખબર આપે.

(૨) રાજસભા, વડી ધારાસભા કે કોઈ પણ પ્રાન્તિક ધારાસભાનો કોઈ સ્વરાજપક્ષનો સભ્ય ત્યાર પછી કોઈ પણ ધારાસભા કે તેની કોઈ પેટા સમિતિમાં ભાગ લેશે નહિ, પણ તેની જગ્યા ખાલી પડી છે એવી જાહેરાત થતી અટકાવવા પૂરતો તે હાજર રહી શકશે. અથવા પ્રાંતિક અંદાજપત્રોને અને નવા કરવેરા નાખતી બીજી દરખાસ્તોને ઉડાવી દેવા સારુ તેઓ હાજર રહી શકશે. વિશેષમાં ખાસ સમિતિને એમ લાગે કે, કોઈ ધારાસભામાં તે સભ્યોની હાજરી કોઈ ખાસ હેતુને માટે અથવા તો કોઈ ઓચિંતા કારણસર

જરૂરી છે તો તેઓ હાજર રહી શકશે. અને તેઓને પોતાની જગાઓ છોડી દેવાનું કહેવામાં આવે તે અગાઉ પણ કોઈ ધારાસભાના સ્વરાજપક્ષના સભ્યો પોતાની ધારાસભામાં પક્ષના ચાલુ નિયમોને અનુસરીને યોગ્ય પ્રવૃત્તિ કરી શકશે.

(૩) ઉપર કલમ (૧)માં જણાવ્યા પ્રમાણે ધારાસભાના સભ્યો તરફથી ખાસ સમિતિને ખબર મળે કે તરત જ તે સમિતિ મહાસમિતિની બેઠક બોલાવશે. તેમાં પછીનો કાર્યક્રમ નક્કી થશે. તે કાર્યક્રમનો મહાસભાની સંસ્થાઓ અને સ્વરાજ પક્ષ આખા દેશમાં પરસ્પર સહકારથી અમલ કરશે.

(૪) તે કાર્યક્રમમાં ઉપર કલમ (ક) અને (ખ) માં જણાવેલી બાબતોમાંથી પસંદ કરેલાં કામો હશે અને તેમાં જણાવેલી કાર્યનીતિની મતદારોને સમજૂતી આપવાની હશે. તે ઉપરાંત નવી ચૂંટણી મહાસભા તરફથી અને મહાસભાને નામે કયા ધોરણે થશે તે પણ બતાવવામાં આવશે અને કયા પ્રશ્નો ધ્યાનમાં રાખીને મહાસભાના લોકો ચૂંટણીમાં ઊભા રહેશે તે પણ સ્પષ્ટ શબ્દોમાં બતાવવામાં આવશે.

આ મહાસભા પ્રાન્તિક સમિતિઓને સત્તા આપે છે કે, તેમણે આવતા વરસમાં થનારી પ્રાન્તિક અને વડી ધારાસભાની ચૂંટણી માટે બનતી તાકીદે ઉમેદવારો પસંદ કરી રાખવા, જો કે ઉપર દર્શાવેલી સમાધાનની શરતોનો સરકાર તરફથી જવાબ ન મળે ત્યાં સુધી સરકાર તરફથી બક્ષિસરૂપે મળતા ઓધ્ધાઓ નહિ સ્વીકારવાની નીતિ ચાલુ રહેશે.

(૫) ખાસ સમિતિને સરકારનો છેવટનો જવાબ સંતોષકારક અને સ્વીકાર્ય લાગશે તો પછી શું કરવું તે નક્કી કરવા મહાસમિતિની બેઠક તરત જ બોલાવવામાં આવશે.

(૬) ઉપર જણાવ્યા પ્રમાણે સ્વરાજપક્ષના સભ્યો ધારાસભાઓ છોડી દે તે દરમિયાન સ્વરાજપક્ષે રચેલા નિયમો અને બંધારણ અનુસાર ધારાસભાઓનું કામ ચાલશે. તે નિયમોમાં મહાસભા અગર મહાસમિતિ વખતોવખત જે ફેરફારો કરે તે સ્વીકારીને કામ કરવામાં આવશે.

(૭) કલમ (૩) અને (૪) અનુસાર કામ શરૂ કરવા માટે મહાસમિતિ તેના પ્રાથમિક ખર્ચ માટે જરૂરી લાગે તેટલાં નાણાં આપશે પણ તે માટે વિશેષ નાણાંની જરૂર પડે તો તે કાર્યવાહક સમિતિ ઉઘરાવશે અગર તેની સૂચના અનુસાર પ્રજા પાસેથી ઉઘરાવવામાં આવશે.

૮. હિંદુસ્તાની — આ મહાસભા ઠરાવે છે કે, મહાસભા, મહાસભાસમિતિ અને કાર્યવાહક સમિતિનું કામકાજ સામાન્ય રીતે હિન્દુસ્તાનીમાં ચાલવું જોઈએ. કોઈ પ્રસંગે અગર ભાષણકર્તાને હિન્દુસ્તાની બોલતાં આવડતું ન હોય તો અંગ્રેજી અથવા કોઈક પ્રાંતિક ભાષા વાપરી શકાય. પ્રાન્તિક

સમિતિઓની કાર્યવાહી સામાન્ય રીતે તે પ્રાંતની ભાષામાં ચાલવી જોઈએ. તે માટે હિન્દુસ્તાની પણ વાપરી શકાય.

૯. પરદેશ ખાતું — પરદેશમાં વસતા હિંદીઓના હિત તરફ ધ્યાન આપવા માટે અને બ્રિટિશ સામ્રાજ્યમાં અને બીજા દેશોમાં હિંદીઓની સ્થિતિ વિષે આ દેશના લોકોને માહિતી આપવા માટે એક પરદેશ ખાતું મહાસભા તરફથી ખોલવાનું ઠરાવવામાં આવે છે.

૧૦. મહામંત્રીઓ વગેરે — શ્રી. જવાહરલાલ નેહરુ, શ્રી. બી. એફ. ભરૂચા અને શ્રી. સ્વૈબ કુરેશીએ ગઈ સાલમાં મહામંત્રીઓ તરીકે કરેલી કીમતી સેવાની આ મહાસભા કૃતજ્ઞતાપૂર્વક કદર કરે છે અને તેમની જગાએ ૧૯૨૬ માટે ડૉ૦ એમ. એ. અનસારી, શ્રી. એ. રંગાસ્વામી આયંગર અને પં૦ કે. સંતાનમને નીમે છે. જૂના ખજાનચી અને અન્વેષક (દલાલ અને શાહની કં.)ને ફરી નીમવામાં આવે છે.

૧૧. એકતાલીસમું અધિવેશન — આવતી મહાસભાની બેઠક આસામમાં રાખવી.

## ૪૧

## એકતાલીસમું અધિવેશન — ગોહાટી

(તા. ૨૬ થી ૨૮ ડિસેમ્બર, ૧૯૨૬)

૧. સ્વામી શ્રદ્ધાનન્દજી — સ્વામી શ્રદ્ધાનંદજીનું નામર્દી તથા દગાબાજીથી ખૂન કરવામાં આવ્યું છે તે માટે આ મહાસભા પોતાનો તીવ્ર તિરસ્કાર જાહેર કરે છે અને પોતાના દેશ અને પોતાના ધર્મની સેવાને માટે પોતાનું જીવન અને મહાશક્તિઓ અર્પણ કરનાર, અને અંત્યજ તેમ જ પતિત અને નિર્બળની સદા નિર્ભય નિષ્ઠાથી વહારે ધાનાર એ વીર અને મહાનુભાવ દેશભક્તના કરુણાજનક મૃત્યુથી દેશને ન પૂરી શકાય એવી જે ખોટ ગઈ છે તેની નોંધ લે છે.

૨. શ્રી. ઉમર સોબાની — શ્રી. ઉમર સોબાનીના અકાળ મૃત્યુની આ મહાસભા સખેદ નોંધ લે છે. તેમણે અસહકારની ચળવળના દિવસોમાં મહાસભાની અને દેશની નોંધપાત્ર સેવા કરી હતી.

૩. દક્ષિણ આફ્રિકા — દક્ષિણ આફ્રિકામાં વસતા હિંદીઓના દરજ્જા વિષેના પ્રશ્નનો ઉકેલ કરવા માટે ઉત્તમ માર્ગ શોધી કાઢવા દક્ષિણ આફ્રિકામાં

હાલ એક ગોળમેજી પરિષદ ચાલે છે તેને આ મહાસભા આવકાર આપે છે. અને તેના વિચાર કરનારાઓને ઈશ્વર દોરવણી આપો અને તેમના પર દૈવી આશીર્વાદ ઊતરો એવી પ્રાર્થના કરે છે.

આ મહાસભા ભલા અંગ્રેજ સી. એફ. એન્ડ્રુઝનો ફરી આભાર માને છે. તેમણે જ ખાસ કરીને ત્યાં પરિષદ ભરવા માટે શાંત વાતાવરણ ઊભું કર્યું હતું.

આ ઠરાવની નકલ જનરલ હર્ટઝોગ, સર હબિબુલ્લા અને શ્રી. એન્ડ્રુઝને તારથી મોકલવાની પ્રમુખશ્રીને સત્તા આપવામાં આવે છે.

૪. કેનિયા — કેનિયાની સરકારે મૂળ ૧ પાઉંડનો માથાવેરો નાખ્યો હતો. તે નાણાચલણની તરકીબોથી વધારીને ૧ાા પાઉંડનો કર્યો હતો. હવે તે વધારીને ૨ાા પાઉંડનો કરવામાં આવ્યો છે. આ રીતે ત્યાંના હિંદી વસાહતીઓ સામે વધતાં જતાં બંધનો ઉપરથી આ મહાસભાને એમ લાગે છે કે, બ્રિટિશ શાહીવાદીઓ હિંદીઓનાં હિત, સ્વાતંત્ર્ય અને અભિલાષાઓને ભોગે ગોરાઓના હિતનું રક્ષણ કરવા માગે છે એ વાત ફરીથી આ રીતે તાજી થાય છે.

૫. ધારાસભા માટે કાર્યક્રમ — આ મહાસભા પોતાના અગાઉના ઠરાવનું ફરી સમર્થન કરે છે કે, જુદી જુદી ધારાસભાઓમાં મહાસભાના સભ્યોની નીતિ એવી રહેશે કે, પ્રજાના યોગ્ય વિકાસ માટેની સર્વ પ્રવૃત્તિમાં સ્વાવલંબનને ધોરણે કામ કરવું અને સ્વરાજ્ય તરફની પ્રજાની આગેકૂચમાં સરકારી કે બીજી જે નડતરો ઊભી થાય તેનો મક્કમતાપૂર્વક સામનો કરવો. ધારાસભાઓમાં ખાસ કરીને મહાસભાના સભ્યો નીચેના કાર્યક્રમને અનુસરશે.

(ક) જ્યાં સુધી મહાસભા કે મહાસમિતિને એમ ન લાગે કે સરકારે પ્રજાકીય માગણીનો સંતોષકારક જવાબ આપ્યો છે, ત્યાં સુધી મહાસભાવાદીઓએ સરકાર તરફથી બક્ષિસરૂપે મળતી પ્રધાનોની કે બીજી જગ્યાઓનો સ્વીકાર ન કરવો, તેમ જ બીજા પક્ષો પ્રધાનમંડળો રચે તેનો વિરોધ કરવો.

(ખ) સરકાર સંતોષકારક જવાબ ન આપે અથવા મહાસમિતિ બીજો આદેશ ન આપે ત્યાં સુધી આગળ (ઘ) કલમમાં જણાવેલા અપવાદો સિવાય મહાસભાવાદીઓએ અંદાજપત્રોની તમામ માગણીઓને નામંજૂર કરવી.

(ગ) નોકરશાહી પોતાની સત્તાને મજબૂત કરવા જે કોઈ કાયદાના ખરડાઓ લાવે તે બધા ઉડાવી દેવા.

(ઘ) પ્રજાજીવનના યોગ્ય વિકાસ સારુ, દેશનાં આર્થિક, ખેતીવિષયક, ઔદ્યોગિક અને વેપારી હિતોને આગળ ધપાવવા સારુ, તથા

જાનમાલની, વાણીની, સભામાં એકઠા મળવાની તથા છાપાંની સ્વતંત્રતા સારુ, તથા પરિણામે નોકરશાહીને ઉઘાડી મૂકવા સારુ જરૂરી એવા ઠરાવો અને ખરડાઓ મહાસભાવાદીઓએ રજૂ કરવા તથા તેમને ટેકો આપવો.

(ઙ) ખેડૂતોની સ્થિતિ જલદી સુધરે તે માટે તેમની જમીનનો ભોગવટો સ્થિર થાય તેવાં તેમ જ બીજાં જરૂરી પગલાં નવા કાયદા રજૂ કરીને કે તેમને ટેકો આપીને લેવાં.

(ચ) ઉદ્યોગોના કે ખેતીના મજૂરોના હિતનું સંરક્ષણ કરવું તેમ જ જમીનદાર અને ખેડૂત તથા મૂડીદાર અને મજૂર વચ્ચેના સંબંધો ન્યાયી ધોરણે સ્થાપવા પ્રયત્ન કરવો.

૬. कार्यक्रम — આ મહાસભા નીચેનો કાર્યક્રમ મંજૂર રાખે છે:

(ક) દેશની અંદરનું કામ નીચે મુજબ રહેશે:

લોકોને પોતાના રાજકીય હકો બાબત કેળવણી આપવી; મહાસભાના રચનાત્મક કાર્યક્રમનો અમલ કરીને પોતાના હકો મેળવવા માટે સામનો કરવાની જરૂરી શક્તિ અને બળ મેળવવા લોકોને તાલીમ આપવી; ખાસ કરીને રેંટિયો અને ખાદીનો પ્રચાર કરવો; કોમી એકતા વધારવી; અસ્પૃશ્યતાને નાબૂદ કરવી; દલિત વર્ગોની સ્થિતિ સુધારવી અને કેફી પીણાંનું દૂષણ દૂર કરવું; આ ઉપરાંત ગામડાંને સંગઠિત કરવાં; સ્થાનિક સંસ્થાઓ કબજે કરવી; રાષ્ટ્રીય કેળવણી વધારવી; ઉદ્યોગ અને ખેતીના મજૂરોની ઉન્નતિ કરવી; માલિકો અને મજૂરો, તથા જમીનદારો અને ખેડૂતોના સંબંધો સુધારવા; અને એકંદરે દેશની અંદર તેમ જ બહાર હિંદીઓનાં રાષ્ટ્રીય, આર્થિક, ઔદ્યોગિક અને વેપારી હિતોની ઉન્નતિ કરવી.

(ખ) પરદેશોને હિંદસ્વાતંત્ર્યમાં રસ લેતા કરવાની દૃષ્ટિથી, દેશ બહાર સાચી ખબરોનો ફેલાવો કરવો.

(ગ) આવતા જાન્યુઆરીની ૨૯ મી તારીખે બ્રસેલ્સમાં દલિત પ્રજાઓની પરિષદ મળવાની છે, તેમાં આ મહાસભા તરફથી પં. જવાહરલાલ નહેરુને પ્રતિનિધિ તરીકે નીમવામાં આવે છે.

૭. बंगाळाना केदीओ — આ મહાસભા ભારપૂર્વક માને છે કે, સરકારને ૧૮૧૮ નો નિયમનધારો ત્રીજો અને એવા અસાધારણ કાયદાઓ લાગુ કરવા માટે કંઈ પણ વાજબી કારણ નહોતું. આ ધારાઓને મહાસભાએ અને બીજી જાહેર સંસ્થાઓએ વારંવાર વખોડી કાઢ્યા છે.

આ ઉપરાંત ૧૯૨૫ના 'બંગાળ ક્રિમિનલ લૉ અમેન્ડમેન્ટ ઍક્ટ' (બંગાળા ફોજદારી કાયદાના સુધારાનો કાયદો) હેઠળ બંગાળના સંખ્યાબંધ શાંત પ્રજાસેવકોને પકડીને તેમની સામે ચોક્કસ આરોપો ઘડ્યા વગર કે

જાહેર કેસ ચલાવ્યા વગર કેદ કરવામાં આવ્યા છે; અને હજુ પણ એ જ રીતે કેદમાં છે. (આ કાયદાને પાછળથી ધારાસભાના ચૂંટાયેલા સભ્યોની સ્પષ્ટ ઇચ્છાની વિરુદ્ધ આપખુદ સત્તાથી મનસ્વી રીતે કાયદાનું રૂપ આપવામાં આવ્યું છે.)

આ કેદીઓને સરકાર, દેશના અને ધારાસભાઓના ચૂંટાયેલા સભ્યોના સ્પષ્ટ જાહેર કરેલા અભિપ્રાયની વિરુદ્ધ જઈને હજુ જેલમાં રાખી રહી છે અને બંગાળ બહાર મોકલી આપે છે તેને આ મહાસભા સખત રીતે વખોડી કાઢે છે.

૮. કોમી એકતા — હિન્દુ-મુસલમાન વચ્ચે ઊભા થયેલા શોકજનક વિખવાદોને દૂર કરવા શાં પગલાં લેવાં તે બાબત બન્ને કોમના આગેવાનો સાથે મસલત કરીને તાત્કાલિક રિપોર્ટ કરવા આ મહાસભા કાર્યવાહક સમિતિને વિનંતી કરે છે. સમિતિએ પોતાનો રિપોર્ટ ૩૧ માર્ચ ૧૯૨૭ પહેલાં મહાસમિતિ સમક્ષ રજૂ કરવો. મહાસમિતિને આથી સત્તા આપવામાં આવે છે કે, તે બાબતમાં મહાસભાવાદીઓને તે યોગ્ય સૂચનાઓ આપે અને રિપોર્ટ વિચાર્યા પછી પોતાને યોગ્ય લાગે તેવાં બીજાં પગલાં લે.

૯. નાણાચલણ — ચલણ વિષેના શાહી કમીશનના રિપોર્ટમાંથી ઊભા થતા પ્રશ્નોની ગંભીરતા આ મહાસભા પિછાને છે અને કાર્યવાહક સમિતિને સત્તા આપે છે કે, જરૂર લાગે તો નિષ્ણાતોની સલાહ લઈ તે આખા પ્રશ્નનો વિચાર કરે અને તેમાંથી જે સલાહ મળે તે મુજબ દેશના હિતનું રક્ષણ કરવા માટે જરૂરી પગલાં લેવા ધારાસભાના મહાસભાવાદી સભ્યોને સૂચનાઓ આપે.

૧૦. મહામંત્રી વગેરે — શ્રી. એ. રંગાસ્વામી આયંગર, શ્રી. વલ્લભભાઈ પટેલ, અને ડૉ૦ એમ. એ. અનસારીને મહામંત્રીઓ તરીકે નીમવામાં આવે છે અને ચાલુ વર્ષના ખજાનચી તથા અન્વેષકને નવા વરસ માટે ચાલુ રાખવામાં આવે છે.

૧૧. ખાદીનો મતાધિકાર અને બંધારણ — ૧. બંધારણની કલમ ૭માં નીચે મુજબ ફેરફાર કરવો:—

પેટા કલમ ૪ ને બદલે નીચેનું રાખવું:

'૪. (ક) જે માણસ બંધારણની પેટા કલમ (૧) મુજબ લાયક નહિ હોય અને ટેવપૂર્વક શુદ્ધ ખાદી પહેરતો નહિ હોય, તેવા કોઈ પણ માણસને પ્રતિનિધિની ચૂંટણીમાં અગર કોઈ પણ મહાસભા-સમિતિ કે પેટા-સમિતિની ચૂંટણીમાં મત આપવાનો અગર ઉમેદવારી કરવાનો અધિકાર નહિ રહે.

(ખ) આ કલમ મુજબ બરાબર અમલ કરવા માટે કાર્યવાહક સમિતિ નિયમો ઘડશે.'

૨. આ ઉપરાંત બંધારણમાં નીચે મુજબ ફેરફાર કરવા:

કલમ ૮ નો બીજો ફકરો નીચે મુજબ વાંચવો:

જે સભ્ય મહાસભાનું અધિવેશન મળે તે પહેલાંના ઑક્ટોબર માસની ૧ લી તારીખ સુધીમાં નોંધાયો નહિ હોય તેને તે અધિવેશનના પ્રતિનિધિ તરીકે ચૂંટણીમાં ઊભા રહેવાનો અધિકાર નહિ રહે.

૩ જો ફકરો નીચે મુજબ વાંચવો:

મહાસમિતિના સભ્યો એ અધિકારની રૂએ મહાસભાના પ્રતિનિધિ ગણાશે. આ પ્રતિનિધિઓ ઉપરાંત દરેક પ્રાંતિક સમિતિ ૧૯૨૧ ની વસ્તી-ગણતરી મુજબ, દેશી રાજ્યો સુધ્ધાંની તે પ્રાંતની વસ્તીમાંથી દર દસ હજારે ૧ પ્રતિનિધિ ચૂંટી મોકલશે. આ રીતે દેશી રાજ્યોને ચૂંટણીમાં અધિકાર આપવાથી દેશી રાજ્યોની આંતરિક બાબતોમાં વચ્ચે નહિ પડવાની મહાસભાની નીતિમાં ફેરફાર નહિ થાય.

ચોથો ફકરો રદ કરો.

સાતમા ફકરાની બીજી લીટીમાં 'મહાસભાની આવતી બેઠકની સ્વાગત સમિતિ' ને બદલે 'અખિલ હિંદ મહાસભા સમિતિની ઑફિસ' લખો.

તે જ ફકરામાં અંતે લખો 'આ નિયમો મહાસભાની કાર્યવાહક સમિતિએ અગાઉથી મંજૂર કરેલા હોવા જોઈશે.' આ છેલ્લા વાક્યની પહેલાં પૂર્ણવિરામ મૂકવું.

કલમ ૧૧ મી નીચે મુજબ રાખવી:

મહાસભા જે જગ્યાએ ભરાય ત્યાંની છાવણીમાં ખોલેલી મહાસમિતિની ઑફિસમાં દરેક પ્રતિનિધિ પોતાનું પ્રમાણપત્ર રજૂ કરશે અને પ્રતિનિધિ-ફી (રૂ. ૧) ભરશે એટલે તેને મહાસભાની પ્રવેશ-ટિકિટ આપવામાં આવશે.

કામચલાઉ નિયમ:—

ગોહાટીની મહાસભા માટે પ્રતિનિધિઓની પ્રવેશ-ફી રૂ. ૫) ગણવી અને તેની આખી રકમ ત્યાંની સ્વાગત સમિતિને આપવી.

કલમ ૧૭ માં (ક) વિભાગ નીચે મુજબ રાખો:

મહાસભાનું અધિવેશન પૂરું થયા પછી મહાસમિતિ ત્યાંની સ્વાગત સમિતિને એક પખવાડિયાની અંદર પ્રતિનિધિ-ફીની આવકમાંથી અડધી રકમ આપી દેશે.

૧૨. ગુરુદ્વારા-કેદીઓ — (ક) આ મહાસભાને ખેદ થાય છે કે, સરકારે ગુરુદ્વારા-ધારો પસાર કરીને ગુરુદ્વારા ચળવળ અંગેની શીખોની માગણીની

યોગ્યતા અને તેમાં રહેલો ન્યાય સ્વીકારેલાં હોવા છતાં, તેણે સરદાર કરતાર-સિંગ અને બીજા ગુરુદ્વારા કેદીઓને હજી છોડયા નથી.

(ख) મહાસભાનો મત છે કે નીચેની બાબતો સ્વીકાર્યા સિવાય શીખોના પ્રશ્નનો નિકાલ થઈ શકવાનો નથી:

(અ) ગુરુદ્વારા ચળવળ અંગેના તમામ કેદીઓને બિનશરતે છોડી મૂકવા જોઈએ;

(આ) તેમની સામે શરૂ કરેલા બધા દમનધારાઓ પાછા ખેંચી લેવા જોઈએ;

(ઇ) શીખોની હજી ઊભી રહેલી ફરિયાદો દૂર કરવી જોઈએ.

(ग) મહાસભા શીખોને ખાતરી આપે છે કે, તેમની લડતમાં મહાસભાની પૂરેપૂરી સહાનુભૂતિ છે એટલું જ નહિ, પણ તેઓના હકના રક્ષણ માટે તેઓ જે કંઈ વાજબી અને અહિંસક પગલાં લેશે તેમાં મહાસભા સંપૂર્ણ હાર્દિક ટેકો આપશે.

૧૩. બેતાળીસમું અધિવેશન — મહાસભાના આવતા અધિવેશનની જગ્યા મહાસમિતિએ નક્કી કરી લેવી.

## ૪૨

## બેતાળીસમું અધિવેશન—મદ્રાસ

(તા. ૨૬ થી ૨૮ ડિસેમ્બર, ૧૯૨૭)

૧. શ્રી. રાય — બંગાળ પ્રાન્તિક સમિતિના એક માજીમંત્રી શ્રી. પૃથ્વીશચંદ્ર રાયના અકાળ અવસાન માટે આ મહાસભા ઊંડો શોક પ્રદર્શિત કરે છે અને તેમનાં કુટુંબીઓ પ્રત્યે પોતાની હમદર્દી પાઠવે છે.

૨. કાકોરી કેદીઓ — કાકોરી કેસમાં શ્રી. રામપ્રસાદ બિશ્વાસ, રાજેન્દ્ર-નાથ લાહિરી, અસફાકુલ્લા અને રોશનસિંહને જે જંગલી સજાઓ કરી છે તે તેમને ભારે દંડ દેવાની દૃષ્ટિથી થયેલી છે અને તે સામે પ્રજાએ જોરદાર વિરોધ ઉઠાવ્યો છે, છતાં સરકારે તે માફ નહિ કરીને જે નિર્દયતા બતાવી છે તે માટે આ મહાસભાને ભારે દુઃખ થાય છે અને તે કેદીઓનાં કુટુંબીઓ પ્રત્યે હાર્દિક સહાનુભૂતિ બતાવે છે.

૩. શાહીવાદ વિરોધી મંડળ — ૧૯૨૭ના ફેબ્રુઆરીમાં મળેલી શાહીવાદ વિરોધી પરિષદમાં શાહીવાદ વિરોધી મંડળ સ્થાપવામાં આવ્યું છે તેને આ

મહાસભા આવકારે છે અને તેમાં જોડાવા માટે મહાસમિતિએ કરેલા નિર્ણયને મંજૂર રાખે છે.

૪. ચીન વગેરેમાં હિંદી લશ્કર — આ મહાસભા ચીનની પ્રજાને પોતાનાં હાર્દિક અભિનંદન આપે છે અને સ્વતંત્રતા માટેની તેમની લડતમાં પોતાની પૂરી સહાનુભૂતિ દર્શાવે છે તથા મહાસમિતિએ એક દાક્તરી મંડળને ચીન મોકલવાનું ઠરાવ્યું હતું, તેને જવાની પરવાનગી આપવાની સરકારે ના પાડી તેને સખત રીતે વખોડી કાઢે છે.

બ્રિટિશ સરકારે પોતાની શાહીનીતિની યોજનાઓ આગળ ધપાવવા માટે હિંદી લશ્કરોનો ફરી ચીનમાં ઉપયોગ કરવા માંડ્યો છે અને તે એ રીતે ચીનની પ્રજાને પોતાની સ્વતંત્રતા પ્રાપ્ત કરતાં રોકે છે તે સામે આ મહાસભા ભારે રોષ પ્રગટ કરે છે.

મહાસભાની માગણી છે કે, ચીનમાં હજી જે હિંદી પોલીસ અને લશ્કર રાખવામાં આવ્યું છે તેને તાબડતોબ પાછું બોલાવી લેવું જોઈએ, અને ભવિષ્યમાં કોઈ પણ હિંદીએ ચીની પ્રજાની સામે લડવા માટે કે તેની સામે કામ કરવા માટે બ્રિટિશ સરકારના એજન્ટ તરીકે ત્યાં નહિ જવું જોઈએ. મહાસભા માને છે કે શાહીવાદ સામેની લડતમાં ચીન આપણું બંધુરાષ્ટ્ર છે.

વિશેષમાં મહાસભાની માગણી છે કે, મેસોપોટેમિયા, ઇરાન, બ્રિટિશ સંસ્થાનો અને બીજા બહારના દેશોમાં જ્યાં જ્યાં હિંદી પોલીસ, લશ્કરના સિપાઈઓ કે એલચીના સંરક્ષક સૈનિકો હોય ત્યાં ત્યાંથી પાછા બોલાવી લેવા.

૫. પાસપોર્ટોની પદ્ધતિ — બ્રિટિશ સરકાર કેટલાક હિંદીઓને પરદેશ જવા દેવાની, કેટલાકને દેશમાં દાખલ થવા દેવાની અને કેટલાકના પાસપોર્ટને જરૂરી અનુમતિ આપવાની ના પાડે છે. સરકારની એ નીતિને આ મહાસભા વખોડી કાઢે છે અને માગણી કરે છે કે, પાસપોર્ટ અંગેની બિનજરૂરી વિધિઓ નાબૂદ કરવી જોઈએ અને દેશમાંથી બહાર આવવા જવા માટે પૂરી છૂટ આપવી જોઈએ.

ખાસ કરીને શ્રી. શાપુરજી સકલાતવાળાનો હિંદમાં દાખલ થવાનો પાસપોર્ટ રદ કર્યો અને તેમને પોતાના દેશમાં દાખલ થવાની મનાઈ કરીને તેમને ફરજિયાત દેશ બહાર રાખ્યા તેને મહાસભા વખોડી કાઢે છે. શ્રી. સકલાતવાળાએ, ત્યાંની પાર્લામેન્ટમાં, જ્યાં ઘણી વખત તેમને કોઈ ટેકો આપનાર પણ મળતું નહિ, ત્યાં વિરોધ અને મુશ્કેલીઓનો સામનો કરીને હિંદની આઝાદી માટે એકધારો ટેકો આપવામાં બતાવેલી હિંમતની આ મહાસભા કૃતજ્ઞતાપૂર્વક નોંધ લે છે.

૬. युद्ध-भय—બ્રિટિશ સરકાર હિંદમાં અને પૂર્વ સમુદ્રના વિભાગોમાં અને ખાસ કરીને વાયવ્ય પ્રાન્તમાં યુદ્ધ માટે અસાધારણ અને વિસ્તૃત તૈયારી કરી રહી છે, તેની આ મહાસભા ગંભીર ચિન્તાથી નોંધ લે છે. યુદ્ધની આ તૈયારીઓનો ઉપયોગ હિંદસ્વાતંત્ર્ય માટેના પ્રયત્નોને દાબી દેવા અને હિંદમાં બ્રિટિશ સામ્રાજ્યની પકડ મજબૂત કરવા માટે થશે એટલું જ નહિ, પણ તેને પરિણામે આફતકારી યુદ્ધ વધારે જલદીથી આવશે અને પરદેશના શાહીવાદીઓ હિંદનો સોગટા તરીકે તેમાં ઉપયોગ કરવાનો પ્રયત્ન કરશે.

મહાસભા જાહેર કરે છે કે, હિંદની પ્રજાને પોતાના પાડોશી દેશો સાથે કંઈ તકરાર નથી. હિંદ તેમની સાથે શાંતિથી રહેવા માગે છે અને યુદ્ધમાં જોડાવું કે નહિ તે નક્કી કરવાનો અધિકાર હિંદી પ્રજાનો છે.

મહાસભાની માગણી છે કે, યુદ્ધની આ તૈયારીઓ બંધ કરવી જોઈએ અને વિશેષમાં જાહેર કરે છે કે, બ્રિટિશ સરકાર કોઈ યુદ્ધ શરૂ કરશે અને પોતાના શાહી હેતુઓને આગળ ધપાવવા હિંદનો ગેરઉપયોગ કરવાનો પ્રયત્ન કરશે, તો હિંદના લોકો કોઈ પણ પ્રકારના યુદ્ધમાં ભાગ લેવાની ના પાડવાની પોતાની ફરજ સમજશે અને તેમાં ભાગ લેવાની ના પાડશે.

૭. श्री. अवारीना उपवास—નાગપુર શસ્ત્રબંધી સત્યાગ્રહના નેતા જનરલ મંચેરશા અવારી અને તેમના સાથીઓને તેમનાં મક્કમ દેશભક્તિ અને આપભોગને માટે અભિનંદન આપે છે અને શ્રી. અવારીના ૭૫ મા ઉપવાસને ટાંકણે તેમની પ્રત્યે પ્રજાની ઊંડી સહાનુભૂતિ પ્રદર્શિત કરે છે.

૮. बर्मा—બર્માને હિંદમાંથી છૂટા પાડવાના સર્વ પ્રયત્નોનો આ મહાસભા વિરોધ કરે છે અને નવો ઈશાન સરહદ પ્રાન્ત ઊભો કરવાના વિચારને વખોડી કાઢે છે.

મહાસભા હિંદીઓ અને બર્માના લોકોને વિનંતી કરે છે કે પરસ્પર હિતની દૃષ્ટિએ હરેક રીતે આપસઆપસમાં મેળ વધારે.

૯. स्वातंत्र्यनुं ध्येय—મહાસભા જાહેર કરે છે કે, સંપૂર્ણ રાષ્ટ્રીય સ્વાતંત્ર્ય એ હિંદના લોકોનું ધ્યેય છે.

૧૦. बंगाळाना राजकेदीओ—હિંદી સરકાર અને બંગાળાની સરકાર, નિર્દોષ નાગરિકો અને મહાસભાના કાર્યકરોને, ૧૮૧૮ ના બંગાળ રાજકેદી નિયમન ધારો ત્રીજો અને ૧૯૨૫ ના બંગાળ ફોજદારી કાયદાના સુધારેલા ધારા હેઠળ, કંઈ પણ કેસ ચલાવ્યા વગર અચોક્કસ મુદત માટે કેદ કરે છે, નજરકેદ રાખે છે અગર દેશપાર કરે છે, તે રાજનીતિને આ મહાસભા વખોડી

કાઢે છે અને સરકારની એ દમનનીતિને કારણે જેઓએ માતૃભૂમિની ખાતર સહન કર્યું છે અગર સહન કરે છે તેમને બંધુભાવથી અભિનંદન પાઠવે છે.

મહાસભાની માગણી છે કે, કેસ ચલાવ્યા વગર પૂરી રાખેલા અટકાયતી કેદીઓને અને ૧૯૨૫ ના બંગાળ ફોજદારી કાયદાના સુધારેલા ધારા મુજબ જેઓને ખાસ અદાલત દ્વારા સજા કરવામાં આવી છે તે સર્વેને તાબડતોબ છોડી મૂકવા જોઈએ.

૧૮૧૮ ના બંગાળ રાજકેદી નિયમન ધારા ત્રીજા હેઠળ સરદાર સંતસિંહને પકડીને કેદ કરવામાં આવ્યા છે તે કૃત્યને આ મહાસભા ભારપૂર્વક વખોડી કાઢે છે.

૧૨. સાયમન કમિશનનો બહિષ્કાર—(ક) હિંદના આત્મનિર્ણયના અધિકારની સદંતર અવગણના કરીને બ્રિટીશ સરકારે આ કમિશન નીમ્યું હોવાથી, આ મહાસભા ઠરાવ કરે છે કે, આ કમિશનનો દરેક રૂપમાં અને દરેક પગલે બહિષ્કાર કરવો એ જ હિંદને માટે એકમાત્ર સ્વમાનભર્યો રસ્તો છે. ખાસ કરીને (૧) આ મહાસભા હિંદ સમસ્તના પ્રજાજનોને તથા મહાસભાવાદી મંડળોને આદેશ આપે છે કે, આ કમિશન જે દિવસે હિંદના કિનારે ઊતરે તે દિવસે આખા દેશમાં, તેમ જ કમિશન જે જે જુદાં જુદાં શહેરોમાં જાય ત્યાં ત્યાં વિરોધદર્શક સામુદાયિક દેખાવો કરવા; (૨) તેમણે જબરદસ્ત પ્રચારકાર્ય કરી પ્રજામતને એવી રીતે સંગઠિત કરવો કે, જેથી બધા રાજદ્વારી પક્ષોને આ કમિશનનો અસરકારક બહિષ્કાર કરવાનું સમજાવી શકાય.

(ખ) આ મહાસભા હિંદી ધારાસભાઓના બધા બિનસરકારી સભ્યોને, બધા પક્ષોના આગેવાનોને તેમ જ બધી કોમોને તથા બીજાઓને આગ્રહપૂર્વક જણાવે છે કે, તેમણે કમિશન સમક્ષ કશી પણ જુબાની આપવી નહિ તથા કમિશન સાથે કોઈ પણ જાતનો જાહેર કે ખાનગી સહકાર કરવો નહિ, અને કમિશનને સારુ યોજાયેલા કોઈ પણ સામાજિક મેળાવડામાં હાજરી આપવી નહિ કે તેમાં ભાગ લેવો નહિ.

(ગ) આ મહાસભા હિંદી ધારાસભાઓના બિનસરકારી સભાસદોને આદેશ આપે છે કે, (૧) તેમણે આ કમિશનના સંબંધમાં જે કોઈ પેટા કમિટીઓ યોજાય તેમને માટે મત આપવો નહિ કે તેઓમાં ભાગ લેવો નહિ. (૨) કમિશનના સંબંધમાં નાણાંની મદદની જે કાંઈ માગણી કે સૂચના કરવામાં આવે તે તેમણે ઉડાવી દેવી.

(ઘ) આ મહાસભા હિંદી ધારાસભાઓના બિનસરકારી સભાસદોને આદેશ આપે છે કે, તેમણે ધારાસભાઓની બેઠકોમાં હાજરી આપવી નહિ;

સિવાય કે એવી હાજરી તેમની જગ્યાઓ ખાલી પડેલી જાહેર થતી અટકાવવાને સારુ હોય, અથવા તો બહિષ્કારને વધારે અસરકારક અને સફળ કરવાના હેતુથી હોય, અથવા તો પ્રધાનમંડળને ઉથલાવી મૂકવા સારુ હોય, અથવા તો કોઈ એવા અગત્યના ઠરાવનો સામનો કરવાના હેતુથી હોય, જે ઠરાવ મહાસભાની કાર્યવાહક સમિતિના અભિપ્રાય મુજબ દેશના હિતને માટે નુકસાનકારક હોય.

(ક) આ મહાસભા કાર્યવાહક સમિતિને સત્તા આપે છે કે, બહિષ્કારને અસરકારક ને સંપૂર્ણ બનાવવાના હેતુથી શક્ય હોય તેટલે દરજ્જે તે બીજી સંસ્થાઓ અને બીજાં મંડળો સાથે મસલત કરે તેમ જ તેમનો સહકાર મેળવે.

૧૨. દક્ષિણ આફ્રિકા — દક્ષિણ આફ્રિકામાં વસતા હિંદીઓ સાથે વધારે સારો વર્તાવ કરવાની ત્યાંની સરકારની ઇચ્છાના પ્રતીક તરીકે જે કરાર કરવામાં આવ્યો છે અને હિંદીઓને તેથી જે રાહત મળી છે તેની આ મહાસભા કદર કરે છે. તેમ છતાં જ્યાં સુધી ત્યાંના મતદારોના જેટલો હિંદીઓનો દરજ્જો થાય નહિ ત્યાં સુધી આ મહાસભાને સંતોષ થાય નહિ.

આ મહાસભા ત્યાંની સરકારને અપીલ કરે છે કે, રંગભેદના બધા ધારાઓ – ખાસ કરીને નીચેના કાયદાઓ – નાબૂદ કરીને તે બે દેશો વચ્ચે ઊભી થયેલી સદ્ભાવનાને મજબૂત કરે:

૧૯૨૬નો રંગભેદનો કાયદો; ૧૯૨૭ના દારૂના બિલની કલમ, જે દ્વારા ત્યાંની હોટલોમાં હિંદીઓને નોકર તરીકે રાખવાની બંધી કરવામાં આવી છે; નાતાલના મ્યુનિસિપલ જમીન-ફેરફારીના ખાસ ધારાઓ, જેમાં અમુક કોમને અલગ કરવાની કલમો હોય.

દક્ષિણ આફ્રિકા અને પૂર્વ આફ્રિકામાં વસતા હિંદીઓના દરજ્જા સંબંધમાં શ્રી. સી. એફ. એન્ડ્રૂઝે જે મહાન, માનવતાભર્યું કામ કર્યું છે તેની આ મહાસભા ભારે કૃતજ્ઞતાપૂર્વક નોંધ લે છે.

૧૩. પૂર્વ આફ્રિકા અને કૅનેડા — (ક) કોઈ પણ હિંદી પ્રતિનિધિ વિનાનું પૂર્વ આફ્રિકાનું કમિશન નિમાયું છે તેનો આ મહાસભા વિરોધ કરે છે.

ત્યાંની સરકાર, જવાબદાર રાજતંત્રના બહાના હેઠળ, ત્યાંના ગોરા વેપારીઓને તે પ્રદેશના ભોળા લોકોને ચૂસવાના વધુ અધિકારો આપવાનું વલણ બતાવે છે તેનો પણ મહાસભા વિરોધ કરે છે.

વળી કોઈ પણ યુરોપિયન ત્યાં જઈને વસ્યો તે પહેલાં હિંદીઓ ત્યાં જઈને વસ્યા હતા અને તેઓએ સદીઓ સુધી ત્યાંના રહીશો સાથે મિત્રાચારીભર્યો વેપારી સંબંધ જમાવ્યો છે. તેમની વિરુદ્ધ રંગભેદના ધારાઓ કરીને

ત્યાંની સરકાર તેમને કનડે છે અને દબાવે છે તેનો પણ મહાસભા વિરોધ કરે છે.

તે પ્રદેશની ઊંચાણની જમીનો ફક્ત ગોરા વસાહતીઓ માટે અલગ રાખવાનું નક્કી કરવાથી ત્યાંની સરકાર તરફથી 'ટાંગાનેયિકા-મેન્ડેટ'નો ભંગ થવાનો તાત્કાલિક ભય ઊભો થયો છે તે પ્રત્યે આ મહાસભા રાષ્ટ્રસંઘનું ધ્યાન ખેંચે છે.

(ખ) કેનિયાના સ્થાનિક સ્વરાજ સંબંધમાં ફેધામ રિપોર્ટ મુજબ નૈરોબી અને મોમ્બાસામાં ગોરાઓને આપેલા અન્યાયી અને વધારાપડતા પ્રતિનિધિત્વને આ મહાસભા વખોડી કાઢે છે. અને આશા રાખે છે કે, નાગરિક તરીકેનો પૂરેપૂરો દરજ્જો મેળવવા માટે ત્યાંના હિંદીઓ લડત ચાલુ રાખશે.

૧૪. કોમી એકતા :

(ક) રાજકીય હક્કો — આ મહાસભા ઠરાવે છે કે, બંધારણની કોઈપણ ભવિષ્યની યોજનામાં, જુદી જુદી ધારાસભાઓમાં પ્રતિનિધિત્વની દૃષ્ટિએ, પ્રાન્તિક તેમ જ મધ્યસ્થ ધારાસભા માટે સંયુક્ત મતાધિકાર રાખવામાં આવશે.

હિંદની બે મહાન કોમોને પૂરી ખાતરી આપવામાં આવે છે કે, ધારાસભાઓમાં તેમના વાજબી હક્કોને રક્ષણ આપવામાં આવશે, અને જો તેઓ ઇચ્છે તો દરેક પ્રાન્તમાં અને મધ્યસ્થ ધારાસભામાં વસ્તીના ધોરણે સંયુક્ત મતાધિકાર મુજબ તે કોમો માટે અનામત બેઠકો રાખવામાં આવશે.

પણ પંજાબ અને બીજા પ્રાન્તોમાં લઘુમતી કોમોને તેમની વસ્તીના હિસાબે મળી શકે તે કરતાં વધુ બેઠકો આપવાનો પરસ્પર કરાર થઈ શકશે અને તે કરાર મુજબ તે કોમોને મધ્યસ્થ ધારાસભામાં પ્રતિનિધિત્વ આપવામાં આવશે.

પંજાબ માટેની અનામત બેઠકો નક્કી કરતી વખતે ત્યાંના શીખો, જેઓ ત્યાંની અગત્યની લઘુમતી છે, તેમનો પૂરેપૂરો વિચાર કરવામાં આવશે.

મુસ્લિમ આગેવાનોની માગણી છે કે, વાયવ્ય પ્રાંત અને બલુચિસ્તાનમાં બીજા પ્રાન્તોની માફક સુધારા દાખલ કરવા જોઈએ, તે માગણીને આ મહાસભા ન્યાયી અને વાજબી માને છે અને તે મુજબ અમલ કરવા જણાવે છે. તે સંબંધમાં એટલી સંભાળ રાખવી જોઈએ કે, રાજતંત્રના સુધારાની સાથોસાથ ત્યાં ન્યાયના તંત્રની પૂરતી જોગવાઈ કરવી જોઈએ.

સિંધને જુદો પ્રાંત બનાવવો જોઈએ તે માગણી સંબંધમાં મહાસભાનો મત છે કે, મહાસભાનાં બંધારણમાં સ્વીકારાયેલા સિદ્ધાન્ત મુજબ ભાષાવાર પ્રાન્તો પાડવાનો સમય હવે આવી લાગ્યો છે.

મહાસભા માને છે કે, ભાષાવાર પ્રાન્તો કરવાનું કામ તરત જ હાથ ધરવું જોઈએ અને જે પ્રાન્ત એ રીતે ગોઠવાવા માગે તેને એ રીતે રચવો જોઈએ.

આ પ્રમાણે પ્રાંતો બનાવવાની શરૂઆત તરીકે, આંધ્ર, ઉત્કલ, સિંધ અને કર્ણાટકને જુદા પ્રાન્તો બનાવવા જોઈએ.

ભાવી બંધારણમાં ધાર્મિક સ્વતંત્રતા માટે ખાતરી આપવામાં આવશે અને કોઈ પણ પ્રાન્તિક કે મધ્યસ્થ ધારાસભાને આ સ્વતંત્રતાને બાધક ઠરાવો પસાર કરવાની સત્તા નહિ હોય.

ધાર્મિક સ્વતંત્રતા એટલે પોતપોતાની માન્યતા અને ઉપાસનાની સ્વતંત્રતા, ધાર્મિક વિધિઓ અને સભાઓ કરવાની સ્વતંત્રતા, બીજાઓની લાગણીઓને બરાબર ખ્યાલમાં રાખીને બીજાઓના તેવા હકમાં વચ્ચે આવ્યા વગર ધાર્મિક કેળવણી અને પ્રચાર માટેની સ્વતંત્રતા.

કોઈ કોમને લગતું બિલ, સુધારો કે ઠરાવ, જો તે બિલ સાથે સંબંધ ધરાવતી કોમના ૩/૪ ધારાસભ્યો તેનો વિરોધ કરે તો, તે કોઈ પણ પ્રાન્તિક અગર મધ્યસ્થ ધારાસભામાં લાવવામાં નહિ આવે, તેની ચર્ચા કરવામાં નહિ આવે કે તે પસાર કરવામાં નહિ આવે.

આવી કોમને લગતી બાબતો કઈ તે દરેક ધારાસભાની બેઠક અગાઉ હિંદુ–મુસ્લિમ બન્ને કોમોના સભ્યોની એક સંયુક્ત સમિતિ નક્કી કરશે.

(ખ) ધાર્મિક અને બીજા હકો — હિંદુઓનો એ દાવો છે કે, ફાવે ત્યાં વરઘોડા લઈ જવાનો અને વાજાં વગાડવાનો તેમનો હક છે. મુસ્લિમોનો એ દાવો છે કે, ફાવે ત્યાં ખોરાક માટે કે કુરબાની માટે ગોવધ કરવાનો તેમનો હક છે. આ હકોમાં હસ્તક્ષેપ કર્યા વગર મુસલમાનોએ તેમના ધર્મબંધુઓને અપીલ કરવી જોઈએ કે, તેઓ ગાયના સંબંધમાં હિંદુ લાગણીને બને તેટલું માન આપે અને હિંદુઓએ તેમના ધર્મબંધુઓને અપીલ કરવી જોઈએ કે, તેઓ મસ્જિદો આગળ વાજાં વગાડવા સંબંધમાં મુસ્લિમ લાગણીને બને તેટલું માન આપે.

તેથી આ મહાસભા હિન્દુ અને મુસલમાન બન્નેને અપીલ કરે છે કે, તેઓ ગોવધ અટકાવવા કે મસ્જિદો આગળ વાજાં વાગતાં અટકાવવા કાયદાનો આશ્રય ન લે કે મારામારી ન કરે.

વિશેષમાં મહાસભા ઠરાવે છે કે, દરેક વ્યક્તિ અગર મંડળને દલીલોથી અગર સમજૂતીથી બીજાનું ધર્માન્તર કરવાનો અગર શુદ્ધિ કરવાનો હક છે. પણ કોઈ પણ વ્યક્તિ અગર મંડળે બળજબરીથી કે છેતરપિંડીથી અગર પૈસાની લાલચ આપવા જેવા બીજા ઉપાયોથી તેમ કરવું ન જોઈએ અને તેમ થતું હોય તો, તેવા જ ઉપાયોથી અટકાવવાનો પ્રયત્ન કરવો ન જોઈએ.

અઢાર વરસ નીચેનાં માણસોનું ધર્માન્તર, તેમનાં માબાપ કે વાલી સાથે ન હોય તો, કરવું ન જોઈએ. જો કોઈ અઢાર વરસનો માણસ તેનાં માબાપ કે વાલી વગર પરધર્મી પાસે મળી આવે તો તેને તરત તેના ધર્મવાળાના કબજામાં સોંપવો જોઈએ. ધર્માન્તર કે શુદ્ધિ સંબંધમાં તે વ્યક્તિ, જગ્યા, સમય કે ધર્માન્તરના પ્રકાર સંબંધમાં કોઈ વાત છુપાવવી ન જોઈએ અને તે સંબંધમાં કોઈ પ્રકારનાં પ્રદર્શન કે ઉત્સવ કરવાં ન જોઈએ.

કોઈ ધર્માન્તર કે શુદ્ધિ સંબંધમાં તે કામ છૂપી રીતે કે બળજબરીથી કરવામાં આવ્યું છે, અગર છેતરપિંડીથી કે અન્યાયી રીતે કરવામાં આવ્યું છે, અથવા તો અઢાર વરસ નીચેનાનું ધર્માન્તર કરવામાં આવ્યું છે, એવી કોઈ ફરિયાદ આવે તો તેની તપાસ કરીને નિર્ણય આપવા માટે કાર્યવાહક સમિતિ લવાદ નીમશે. સમિતિ લવાદનાં નામ નક્કી કરશે અગર તો તેની નિમણૂક માટે સામાન્ય નિયમ બનાવશે, તે અનુસાર લવાદ નિમાશે.

૧૫. દેશી રાજ્યો — આ મહાસભા ભારપૂર્વક માને છે કે, દેશી રાજ્યની પ્રજા તેમ જ રાજાઓના હિતની દૃષ્ટિએ દેશી રાજ્યોમાં વહેલી તકે જવાબદાર રાજતંત્ર અને જવાબદાર સંસ્થાઓ સ્થાપવી જોઈએ.

૧૬. બ્રિટિશ માલનો બહિષ્કાર — બ્રિટિશ માલના બહિષ્કાર સંબંધમાં મહાસમિતિના ઠરાવનું આ મહાસભા સમર્થન કરે છે અને ઠરાવ કરે છે કે, તે બહિષ્કાર અસરકારક બનાવવા માટે પ્રાંતિક સમિતિઓએ પોતપોતાના પ્રાંતની પરિસ્થિતિ લક્ષમાં રાખીને અમુક નક્કી કરેલા બ્રિટિશ માલના બહિષ્કાર માટે વ્યવસ્થિત યોજના કરવી.

૧૭. સ્વરાજનું બંધારણ — દેશના સર્વે રાજકીય પક્ષોની સ્વરાજ્યનું બંધારણ ઘડવા માટે બધાએ એકત્રિત થવાની સામાન્ય ઇચ્છા લક્ષમાં લઈને, અને મહાસભાની કાર્યવાહક સમિતિના પરિપત્રના જવાબમાં તેને મળેલી અનેક યોજનાઓ અને વિવિધ સૂચનાઓ લક્ષમાં લઈને, આ મહાસભા કાર્યવાહક સમિતિને સત્તા આપે છે કે, તેને ઠીક લાગે તો તે બીજા સભ્યોને પોતાની સાથે ઉમેરે અને દેશનાં રાજકીય, વેપારી, કોમી અને મજૂરોનાં મંડળો તરફની આ કામ માટેની સમિતિઓ સાથે મસલત કરે અને અગાઉ હકોની કરેલી જાહેરાતને પાયા તરીકે લઈને સ્વરાજનું બંધારણ ઘડે. તે બંધારણને પછી દિલ્હીમાં એક ખાસ પરિષદ બોલાવીને તેની સમક્ષ વિચારણા અને મંજૂરી માટે રજૂ કરવું. પરિષદ મોડામાં મોડી માર્ચ માસમાં બોલાવવી. તેમાં મહાસમિતિના સભ્યો હોય, ઉપર દર્શાવેલાં જુદાં જુદાં મંડળોના આગેવાનો અને પ્રતિનિધિઓ હોય અને પ્રાન્તિક તથા મધ્યસ્થ ધારાસભાઓના ચૂંટાયેલા સભ્યો હોય.

૧૮. મહાસમિતિના સભ્યની ફી—અખિલ હિંદ મહાસભા સમિતિના સભ્યની વાર્ષિક ફી રૂ. ૧૦) રાખવી.

૧૯. મહામંત્રી અને ખજાનચી—૧૯૨૭માં શ્રી. એ. રંગાસ્વામી આયંગર અને શ્રી. વી. જે. પટેલે મહામંત્રીઓ તરીકે કરેલી કીમતી સેવાની કૃતજ્ઞતાપૂર્વક નોંધ લેવામાં આવે છે.

૧૯૨૮ માટે શ્રી. શ્વેબ કુરેશી, શ્રી. પં. જવાહરલાલ નેહરુ અને શ્રી. સુભાષચંદ્ર બોઝને મહામંત્રી તરીકે, અને શ્રી. જમનાલાલ બજાજ તથા શ્રી. રેવાશંકર ઝવેરીને ખજાનચી તરીકે નીમવામાં આવે છે.

૨૦. તેતાળીસમું અધિવેશન—મહાસભાની આવતી બેઠક કલકત્તા ખાતે રાખવી.

## ૪૩

## તેતાળીસમું અધિવેશન—કલકત્તા

(તા. ૨૯થી ૩૧ ડિસેમ્બર ૧૯૨૮ અને તા. ૧ લી જાન્યુઆરી ૧૯૨૯)

૧. શ્રી. લજપતરાય વગેરેને અંજલિ—આ મહાસભા મહાસભાના માજી પ્રમુખો શ્રી. હકીમ અજમલખાન, લોર્ડ સિંહા અને લાલા લજપતરાય, તથા શ્રી. મગનલાલ ગાંધી, ગોપબંધુ દાસ, આંધ્રરત્ન ગોપાલકૃષ્ણય્યા અને આનંદીપ્રસાદ સિંહાના અવસાનની અત્યંત ખેદ સાથે નોંધ લે છે અને તેમનાં કુટુંબીજનોને માનપૂર્વક દિલાસો પાઠવે છે.

૨. શ્રી. લજપતરાય પર હુમલો—સાયમન કમિશનના આગમન પ્રસંગે કમિશનના બહિષ્કાર–સરઘસના આગેવાનો તરીકે શ્રી. લાલા લજપતરાય અને બીજા આગેવાનો ઉપર લાહોરની પોલીસે કાંઈ પણ ઉશ્કેરણીના કારણ વગર જાણીબૂજીને હુમલો કર્યો તેને આ મહાસભા વખોડી કાઢે છે અને જણાવે છે કે, શ્રી. લજપતરાયને પોલીસને હાથે જે ઈજાઓ થઈ તેને લીધે તેમનું મરણ આટલું જલદીથી થયું હતું.

૩. મહાસભાની પરદેશની શાખાઓ—આ મહાસભા લંડનની મહાસભા સમિતિને અને ન્યૂયોર્કની મહાસભા સમિતિને માન્ય કરે છે અને તેમને પેટા શાખાઓ સ્થાપવાની સત્તા આપે છે. તે જ પ્રમાણે ગોવાની મહાસભા સમિતિને માન્ય કરવામાં આવે છે.

આ સમિતિઓ તરફથી મહાસભાની બેઠક વખતે મોકલવાના પ્રતિનિધિઓની સંખ્યા અને મસલત સમિતિની સભાઓમાં તેમના હકો વિષે નિર્ણય કરવાની કાર્યવાહક સમિતિને સત્તા આપવામાં આવે છે.

આ પ્રમાણે કોબે (જાપાન)ની સમિતિ તરફથી માન્યતા માટે આવેલી અરજી બાબત, યોગ્ય લાગે તો તે સંબંધમાં ઘટતી તપાસ કરીને, તેને માન્ય કરવાની કાર્યવાહક સમિતિને સત્તા આપવામાં આવે છે.

૪. परदेश खातु— આ મહાસભા માને છે કે, હિંદના લોકોની આઝાદીની લડત એ શાહીવાદ સામેની દુનિયાની સામાન્ય લડત અને તેનાં વિવિધ સ્વરૂપોનો એક ભાગ છે. મહાસભા એ જરૂરી માને છે કે, બીજા દેશના લોકો જેઓ શાહીવાદથી પીડાતા હોય અને તેનો સામનો કરવા ઇચ્છતા હોય તેમની સાથે હિંદે સંબંધ બાંધવો જોઈએ.

આથી આવા સંબંધો વધારવા માટે એક પરદેશ ખાતું મહાસભા તરફથી ચલાવવાની વ્યવસ્થા કરવા મહાસમિતિને વિનંતી કરવામાં આવે છે.

૫. अखिल एशिया परिषद— એશિયાની પ્રજાઓના આગેવાનો અને પ્રતિનિધિઓ સાથે પત્રવ્યવહાર કરીને, ૧૯૩૦માં અખિલ એશિયા પરિષદની પહેલી બેઠક હિંદમાં બોલાવવા માટે જરૂરી પગલાં લેવા કાર્યવાહક સમિતિને સૂચના કરવામાં આવે છે.

૬. चीन— ચીને પોતાના દેશમાં પરદેશી સત્તાનો અંત આણીને પૂર્ણ સ્વાતંત્ર્ય અને રાષ્ટ્રસત્તા પ્રાપ્ત કરી તે માટે તેને આ મહાસભા ભાવભર્યું હાર્દિક અભિનંદન આપે છે.

૭. ईजिप्त — ઈજિપ્ત, સીરિયા, પેલેસ્ટાઈન અને ઇરાકના લોકોને તેમની સ્વાતંત્ર્યની લડત માટે આ મહાસભા હાર્દિક અભિનંદન આપે છે.

મહાસભા માને છે કે, પશ્ચિમનો શાહીવાદ એ હિંદી સ્વાતંત્ર્યની લડત માટે ભારે આફતરૂપ છે. તે શાહીવાદની પકડમાંથી છૂટવા માટે ઉપરના દેશોમાં જે લડત ચાલે છે તેમાં તે દેશના લોકોની સાથે પૂર્ણ સહાનુભૂતિની આ મહાસભા ખાતરી આપે છે.

૮. शाहीवाद विरोधी परिषद— શાહીવાદ વિરોધી પરિષદની બીજી બેઠક આવતી સાલમાં ભરાવાની છે તેને આ મહાસભા આવકાર આપે છે અને મહાસભા તરફથી તેમાં એક પ્રતિનિધિ મોકલવા માટે કાર્યવાહક સમિતિને સત્તા આપે છે.

૯. युद्धनो भय — આ મહાસભા મદ્રાસ અધિવેશનના યુદ્ધ-ભયના ઠરાવનું ફરી સમર્થન કરે છે અને જાહેર કરે છે કે, અત્યારની હિંદી સરકાર કોઈ રીતે હિંદના લોકોની પ્રતિનિધિ નથી. તે સરકારની નીતિની પરંપરા એવી

છે કે, હિંદની સરહદનું રક્ષણ કરવાના હેતુથી તેની યુદ્ધનીતિ ગોઠવાતી નથી, પણ હિંદને પરતંત્ર રાખવાના હેતુથી ગોઠવાય છે. હિંદના લોકોને પાડોશી રાજ્યો સાથે કે દુનિયાની બીજી પ્રજાઓ સાથે કંઈ ઝઘડો નથી અને ઇંગ્લન્ડ પોતાના શાહી હેતુઓને આગળ ધપાવવા હિંદના સંબંધનો ગેરઉપયોગ કરવા માગશે તેમાં હિંદના લોકો કદી સંમત થશે નહિ.

૧૦. सरकारी दरबारो — આ મહાસભાનો અભિપ્રાય છે કે, હિંદના પરદેશી શાસકો અને અધિકારીઓને માન આપવા માટે અને પરદેશી રાજ્યને મજબૂત કરવા માટે યોજાયેલા જલસાઓમાં મહાસભાવાદીઓ કોઈ પણ રીતે ભાગ લે એ આપણા રાષ્ટ્રીય સ્વમાનને હલકું પાડનારું અને આપણી આઝાદીની લડતના ભાવથી વિરુદ્ધ છે. તેથી મહાસભા સામાન્ય જનતાને અને ખાસ કરીને મહાસભાવાદીઓને સલાહ આપે છે કે, સરકારી અમલદારોએ યોજેલા કે તેમના માનમાં યોજાયેલા તેવા સરકારી અર્ધ-સરકારી જલસાઓ અને દરબારોમાં ભાગ ન લેવો.

૧૧. ब्रिटिश मालनो बहिष्कार — આ મહાસભા ઠરાવે છે કે, મહાસભાએ સામાન્ય રીતે બધા વિદેશી કાપડનો અને ખાસ કરીને બ્રિટિશ માલનો બહિષ્કાર કરવા માટે જોરભેર પ્રચાર કરવો જોઈએ.

૧૨. बारडोली सत्याग्रह — આ મહાસભા શ્રી વલ્લભભાઈ પટેલ અને બારડોલીના લોકોને, સરકારે જમીન-મહેસૂલમાં કરેલા અન્યાયી વધારા સામે ઉપાડેલી અહિંસક લડતમાં તેમને મળેલી મહાન ફતેહ માટે અભિનંદન આપે છે.

૧૩. स्वराज बंधारण — (ક) સર્વપક્ષીય સમિતિના રિપોર્ટમાં જે બંધારણ સૂચવ્યું છે તેનો પૂરો વિચાર કર્યા પછી આ મહાસભા તે બંધારણને હિંદના રાજકીય અને કોમી પ્રશ્નોના નિવારણના એક મોટા પાય તરીકે વધાવી લે છે અને એ ભલામણો લગભગ એકમતે થઈ છે એ માટે કમિટીને મહાસભા ધન્યવાદ આપે છે; અને મદ્રાસ મહાસભાનો સ્વાતંત્ર્યનો ઠરાવ કાયમ રાખવા છતાં એ બંધારણને દેશની રાજકીય પ્રગતિમાં એક મહત્ત્વનું પગલું ગણે છે, કારણ એ ઉપર દેશના અગત્યના પક્ષોનું વધારેમાં વધારે ઐકય મેળવી શકાયું છે.

દેશમાં કોઈ અણધાર્યા સંજોગો ઉત્પન્ન ન થાય તો મહાસભા, આ બંધારણને બ્રિટિશ પાર્લામેન્ટ ૩૧મી ડિસેમ્બર ૧૯૨૯ સુધીમાં પૂરેપૂરું સ્વીકારે તો, સ્વીકારી લેશે; પણ જો તે ન સ્વીકારે તો અહિંસાત્મક અસહકાર જાહેર કરશે, અને દેશને કર ન આપવાની અને એવી જ બીજી ભલામણ કરશે.

આ ઠરાવને બાધ ન આવે એની રીતે મહાસભાને નામે સ્વાતંત્ર્યના ધ્યેયનો પ્રચાર કરવામાં કશો વાંધો નથી.

(ખ) દરમિયાન મહાસભાએ નીચે પ્રમાણે કાર્ય કરવું:

૧. ધારાસભામાં અને બીજે બધે દારૂનિષેધ અને ભાંગગાંજાનિષેધ કરવાને દરેક પ્રયત્ન કરવો; દારૂની અને ભાંગગાંજાની દુકાનોનું પિકેટિંગ થઈ શકે ત્યાં અને ઇષ્ટ હોય ત્યાં કરવું.

૨. ધારાસભામાં અને બહાર યથાસ્થળે શુદ્ધ ખાદીની ઉત્પત્તિ અને વપરાશને ઉત્તેજન આપીને પરદેશી કાપડનો બહિષ્કાર કરવાનો પ્રચાર કરવો અને ઉત્તેજન આપવું.

૩. જ્યાં જ્યાં અન્યાય થતો હોય ત્યાં ત્યાં બારડોલીમાં સત્યાગ્રહ કરવામાં આવ્યો તેવો સત્યાગ્રહ કરીને તેના ઉપાય કરવા.

૪. મહાસભાવાદી ધારાસભ્યોએ રચનાત્મક કાર્યમાં પોતાનો ઘણોખરો વખત આપવો.

(૫) મહાસભાનું તંત્ર સભ્યો નોંધીને અને સખત શિસ્ત પળાવીને શુદ્ધ કરવું.

(૬) સ્ત્રીઓને જે હકો નથી તે અપાવવાના ઉપાય લેવા; અને રાષ્ટ્રકાર્યમાં તેમને પૂરો હિસ્સો આપવાનું ઉત્તેજન આપવું.

(૭) સામાજિક બદીઓ દૂર કરવાના ઉપાય કરવા.

(૮) મહાસભાના હિંદુ સભ્યોએ અસ્પૃશ્યતાનિવારણનો ધર્મ સમજવો અને કહેવાતા અસ્પૃશ્યોને દરેક રીતે મદદ કરી તેમની સ્થિતિ સુધારવાનો દરેક પ્રયત્ન કરવો.

(૯) ખાદી ઉપરાંત ગ્રામસુધારનું કાર્ય કરવા અને શહેરોના મજૂરોમાં કામ કરવા માટે સ્વયંસેવકો નોંધવા.

(૧૦) બીજું કામ કરનારા લોકો રાષ્ટ્રકાર્યમાં મદદ આપે એ હેતુથી જે પગલાં લેવાં યોગ્ય લાગે તે લેવાં.

ઉપરના કાર્યક્રમનો પૂરેપૂરો અમલ થાય એટલા માટે રૂ. ૧૦૦ની માસિક આવકવાળા દરેક મહાસભાવાદીએ પોતાની આવકમાંથી યથાશક્તિ અમુક ટકા રકમ મહાસભાને આપવી.

૧૪. औद्योगिक तकरारो इ०—ઔદ્યોગિક તકરારોનું બિલ અને જાહેર સલામતી બિલ પ્રત્યે આ મહાસભા સખત વિરોધ દર્શાવે છે. મહાસભા તે બિલોમાં મજૂરોની વ્યવસ્થિત ચળવળને અટકાવવાનો તદ્દન પ્રત્યાઘાતી

પ્રબલ દેખે છે અને તેથી લોકોના હકો ઉપર ગેરવાજબી ફટકો પડે છે એમ માને છે.

૧૫. સાયમન કમિશનનો બહિષ્કાર—આ દેશના લોકોએ સાયમન કમિશનનો સફળતાપૂર્વક બહિષ્કાર કર્યો તે માટે આ મહાસભા તેમને અભિનંદન આપે છે. ખાસ કરીને લખનૌ અને લાહોરના લોકોએ પોલીસના જંગલી અને ઘાતકી હુમલાઓ છતાં, શિસ્ત જાળવી અને શાંતિપૂર્વક બહિષ્કારના દેખાવો કરવા ચાલુ રાખ્યા અને એ રીતે અમલદારોના ઘાતકી અને ગેરકાયદે વર્તન ઉપર જીત મેળવી તે માટે અભિનંદન આપે છે.

આમ છતાં કેટલાક લોકોએ મહાસભાના ઠરાવનો ઇરાદાપૂર્વક ભંગ કર્યો છે તેની મહાસભા નોંધ લે છે. તેમણે પ્રજાની નામરજી છતાં કમિશન સાથે સહકાર કર્યો છે અને તેના સ્વાગતમાં અગ્ર ભાગ લીધો છે. કેટલાક લોકોની આવી અરાષ્ટ્રીય વર્તણુક જોઈને અને રાષ્ટ્રીય સેવકો ઉપર પોલીસે કરેલા જંગલી હુમલાઓમાં કેટલાક હિંદી અને ગોરા અમલદારોએ ભાગ લીધો છે તે ખ્યાલમાં લઈને, આ મહાસભા લોકોને સલાહ આપે છે કે, આવી રીતે કમિશનના સ્વાગતમાં અગર રાષ્ટ્રીય સેવકો ઉપર હુમલો કરવામાં ભાગ લેતા હોય તેવાની સાથે સામાજિક સંબંધ ન રાખવો.

જે પ્રાન્તોમાં કમિશન હજુ ફરવાનું છે ત્યાં હડતાળો પાડીને કે આમજનતાના જાહેર દેખાવો ગોઠવીને બહિષ્કાર સંપૂર્ણ અને અસરકારક બનાવવા મહાસભા લોકોને વીનવે છે અને સલાહ આપે છે કે, એવી પ્રવૃત્તિ અટકાવવા સરકાર હુકમો બહાર પાડે તો તેવા હુકમોનો ભંગ કરવો.

૧૬. દેશી રાજ્યો — આ મહાસભા દેશી રાજાઓને આગ્રહ કરે છે કે, તેમણે પોતપોતાના રાજ્યમાં પ્રતિનિધિત્વવાળી સંસ્થાઓ સ્થાપવી અને જવાબદાર રાજતંત્ર દાખલ કરવું; તથા વાણી, છાપું અને મંડળ-પ્રવૃત્તિની સ્વતંત્રતા અને જાનમાલની સલામતી જેવા પ્રાથમિક અને મૂળભૂત નાગરિક હકોની ખાતરી આપવા માટે કાયદાઓ પસાર કરવા.

વિશેષમાં મહાસભા દેશી રાજ્યોની પ્રજાને ખાતરી આપે છે કે, રાજ્યોમાં પૂર્ણ જવાબદાર રાજતંત્ર મેળવવા માટે શાંતિપૂર્ણ અને વાજબી ધોરણે જે લડત લડવી પડે તેમાં આ મહાસભાની સહાનુભૂતિ અને ટેકો છે.

૧૭. બંધારણ — મહાસભાના બંધારણમાં મસલત સમિતિની ભલામણ અનુસાર નીચે મુજબ ફેરફારો કરવા:

(ક) આવતા વરસથી મહાસભાની બેઠક- બાદ વધેલાં નાણાંમાંથી અડધાં નાણાં મહાસમિતિને સોંપી દેવાં.

(ખ) ભવિષ્યમાં કોઈ પરદેશી મહાસભા–સમિતિને માન્ય કરવાની સત્તા મહાસમિતિને રહેશે.

(ગ) હવેથી વાયવ્ય સરહદ પ્રાંત મહાસભાનો જુદો પ્રાંત ગણાશે.

(ઘ) મહાસભાએ દેશી રાજ્યોના પ્રશ્નમાં માથું ન મારવા બાબતની કલમ કાઢી નાખવી.

(ઙ) મહામંત્રીઓ ત્રણને બદલે બે રાખવા.

(ચ) કાર્યવાહક સમિતિમાં ચૂંટાયેલા સભ્યોની સંખ્યામાં એકનો વધારો કરવો.

(છ) પ્રતિનિધિની ફી રૂ. ૧ને બદલે રૂ. ૫ રાખવી.

(જ) એક કાયમી પગારદાર મંત્રી રાખવા, જે મહાસમિતિનું કાર્યાલય સંભાળે.

૧૮. बंगाळना वीरो — બંગાળના વીર યુવાનો, જેમને કેસ ચલાવ્યા વગર જેલમાં પૂરી રાખીને ત્રાસ આપવામાં આવ્યો હતો, અને જેઓ જેલમાં જ અવસાન પામ્યા, તેમનાં કુટુંબીઓ પ્રત્યે આ મહાસભા પોતાની સહાનુભૂતિ દર્શાવે છે.

૧૯. नामाना महाराजा — આ મહાસભા માને છે કે, નાભાના મહારાજાને સરકારે નજરકેદ રાખ્યા છે તે પગલું અન્યાયી, ગેરબંધારણીય અને ઝેરીલું છે. મહાસભા, મહારાજા અને તેમના કુટુંબીઓ પ્રત્યે સહાનુભૂતિ દર્શાવે છે.

૨૦. श्री. केदारनाथ सहगल — શ્રી. કેદારનાથ સહગલ અને મહાસભા તથા યુવક મંડળોના કેટલાક કાર્યવાહકોને વગર કારણે પકડવામાં આવ્યા છે, તે કૃત્યને આ મહાસભા સખત રીતે વખોડી કાઢે છે અને તે કેદીઓ પર ગુજારેલા ત્રાસ પ્રત્યે પોતાનો રોષ દર્શાવે છે.

૨૧. महासमानुं कायमी फंड — મહાસભાએ એક કાયમી ફંડ ઊભું કરવું, જેના વ્યાજમાંથી મહાસભાનું કામ ચલાવવામાં આવે.

૨૨. श्री. संतसिंह वगेरे — શ્રી. સંતસિંહ, ગજ્જનસિંહ, અને દસબંધસિંહને વગર તપાસે અટકમાં રાખવામાં આવ્યા છે, અને લશ્કરી કાયદો જાહેર થયો તે વખતના કેદીઓને હજી જેલમાં પૂરી રાખવામાં આવ્યા છે, તેને આ મહાસભા વખોડી કાઢે છે; અને શ્રી. નારાયણ મેનનને શરતી છુટકારા માટે ના પાડી તેમને મુબારકબાદી આપે છે.

૨૩. श्री. जॉन्स्टननी हदपारी — સામ્રાજ્યવાદ–વિરોધી સંઘના શ્રી. ડબલ્યુ. જે. જૉન્સ્ટનને સંઘ તરફથી મહાસભાની બેઠકમાં બંધુરાષ્ટ્રોના પ્રતિનિધિ તરીકે મોકલવામાં આવ્યા હતા. તેમને એકદમ પકડીને કેસ ચલાવ્યા વગર

સરકારે દેશપાર કરી દીધા તે કૃત્યને આ મહાસભા વખોડી કાઢે છે. મહાસભા માને છે કે, આ પગલું મહાસભાનો બીજા દેશો સાથેનો સંબંધ વધતો અટકાવવાના હેતુથી જ સરકારે જાણીબૂજીને ભર્યું છે.

૨૪. ચૂંવાળીસમું અધિવેશન — મહાસભાની આવતી બેઠક લાહોર ખાતે રાખવી.

## ૪૪

# ચૂંવાળીસમું અધિવેશન–લાહોર

( તા. ૨૯ થી ૩૧ ડિસેમ્બર ૧૯૨૯ અને તા ૧–૧–૧૯૩૦ )

૧. श्री. जतीन दास वगेरेने अंजलि — (ક) શ્રી. જતીન્દ્રનાથ દાસ અને શ્રી. ફૂંગી. યુ. વિઝયાના ઉચ્ચ આપભોગની આ મહાસભા કદર કરે છે અને તેમના કુટુંબીઓને પોતાની દિલસોજી પાઠવે છે. મહાસભા માને છે કે, તેમના આત્મઘાત માટે હિંદની પરદેશી સરકાર જવાબદાર છે.

(ખ) મહાસભાના માજી મહામંત્રી પં. ગોકર્ણનાથ મિશ્ર, પ્રો. એચ. એમ. પરાંજપે, શ્રી. ભક્તવત્સલ નાયડુ, શ્રી. રોહિણીકાન્ત હાટીબરુઆ, શ્રી. આર. કે. લાહેરી, અને શ્રી. વ્યોમેશ ચક્રવર્તીના અવસાન માટે આ મહાસભા શોક દર્શાવે છે.

૨. वाइसरोय पर बोम्ब — વાઇસરૉયની ટ્રેન પર બૉમ્બ નાખવાનો અત્યાચાર આ મહાસભા વખોડી કાઢે છે, અને આવું પગલું મહાસભાના ધ્યેયની વિરુદ્ધ છે એટલું જ નહિ, પણ રાષ્ટ્રહિતને હાનિકર્તા છે, એમ જાહેર કરે છે. વાઇસરૉય અને લેડી ઇરવીન અને તેમની મંડળી, જેમાં ગરીબ નોકરોનો પણ સમાવેશ થાય છે, તેઓ સર્વ સારે નસીબે માંડ બચી ગયાં તે માટે મહાસભા તેમને મુબારકબાદી આપે છે.

૩. स्वातंत्र्यनुं ध्येय — આ મહાસભા વાઇસરૉય સાહેબના ૩૧મી ઑક્ટોબર, ૧૯૨૯ના જાહેરનામાના જવાબમાં મહાસભાવાદીઓ અને બીજા નેતાઓએ કરેલા નિવેદન વિષે કાર્યવાહક સમિતિએ લીધેલા પગલાને બહાલ રાખે છે, અને વાઇસરૉય સાહેબે સ્વરાજની રાષ્ટ્રીય હિલચાલને સંતોષવા માટે કરેલા પ્રયત્નોની કદર કરે છે.

પણ આ મહાસભા ઉપર કહેલી ઘટના બન્યા પછી બનેલા પ્રસંગો ધ્યાનમાં લઈને, અને ગાંધીજી, પં. મોતીલાલ નહેરુ અને બીજા નેતાઓને વાઇસરૉય સાહેબ સાથે થયેલી વાતચીતનું પરિણામ ધ્યાનમાં લઈને, એવા

અભિપ્રાય ઉપર આવે છે કે, હાલના સંજોગોમાં મહાસભાના પ્રતિનિધિઓ 'ગોળમેજી પરિષદ'માં જાય તેથી કશો લાભ થવાનો નથી.

એટલે આ મહાસભા, ગયે વર્ષે કલકત્તાની બેઠકમાં થયેલા ઠરાવ મુજબ જાહેર કરે છે કે, મહાસભાના ધ્યેયમાં 'સ્વરાજ' શબ્દનો અર્થ 'સંપૂર્ણ સ્વાતંત્ર્ય' કરવો; અને વિશેષમાં જાહેર કરે છે કે, નહેરુ રિપોર્ટમાં આલેખેલું બંધારણ આખું હવે રદ થયું છે. એટલે તે આશા રાખે છે કે, હવે પછી બધા મહાસભાવાદીઓ હિંદને માટે સંપૂર્ણ સ્વાતંત્ર્ય મેળવવામાં જ પોતાની બધી શક્તિ અને સમય સમર્પણ કરશે.

સ્વાતંત્ર્યની લડતનો વ્યૂહ રચનાનાં પ્રારંભિક પગલાં તરીકે અને મહાસભાની નીતિ મહાસભાના બદલાયેલા ધ્યેયને બની શકે તેટલી અનુરૂપ બનાવવાના હેતુથી આ મહાસભા ઠરાવે છે કે, વડી અને પ્રાંતિક ધારાસભાઓનો અને સરકારે નીમેલી કમિટીઓનો સંપૂર્ણ બહિષ્કાર કરવો; અને આ મહાસભા મહાસભાવાદીઓને અને બીજા જેઓ રાષ્ટ્રીય પ્રવૃત્તિમાં ભાગ લેતા હોય તેમને સીધી અથવા આડકતરી રીતે ભાવી ચૂંટણીઓમાં ભાગ લેવામાંથી અલગ રહેવાનો આદેશ કરે છે; અને આજે જે મહાસભાવાદીઓ ધારાસભામાં અને તેની કમિટીઓમાં હોય તેમને તેમની જગ્યાઓનું રાજીનામું આપવાનું ફરમાવે છે.

આ મહાસભા પ્રજાને વીનવે છે કે, તેણે મહાસભાનો રચનાત્મક કાર્યક્રમ અતિશય વેગથી ચલાવવો અને મહાસમિતિને, જ્યારે તેને યોગ્ય લાગે ત્યારે, અમુક પસંદ કરેલાં કે બીજાં ક્ષેત્રોમાં, અને અમુક શરતો રાખીને, સત્યાગ્રહ અને કર ન ભરવાની હિલચાલ શરૂ કરવાનો અધિકાર આપે છે.

૪. પૂર્વ આફ્રિકા — શ્રી. સરોજિની નાયડુ ખૂબ અગવડો વેઠીને પૂર્વ આફ્રિકા જઈ આવ્યાં અને ત્યાંના હિંદીઓએ તે પેટા-ખંડના હિંદી પ્રશ્નને અંગે સ્પષ્ટ રાષ્ટ્રીય દૃષ્ટિ અખત્યાર કરી તે માટે તે સૌને અભિનંદન આપે છે. મહાસભા માને છે કે, કોમી મતાધિકાર પર રચાયેલા કોઈ પણ સમાધાનથી અને મતાધિકારમાં ભેદભાવ રાખવાથી અથવા તો મિલકત ધરાવનારા હિંદીઓને મતાધિકારમાંથી બાકાત રાખવાથી હિંદી પ્રજાને કદી સંતોષ થવાનો નથી.

૫. દેશમાં પ્રવેશબંધી—પાર્લમેન્ટના માજી સભ્ય શ્રી. શાપુરજી જે. સકલાતવાલા, અને ઇંગ્લંડમાં અને બીજે વસતા હિંદીઓને હિંદમાં દાખલ થવા માટે સરકારે પરવાનગી આપવાની ના પાડી તે કૃત્યને આ મહાસભા વખોડી કાઢે છે.

૬. બેઠકની તારીખો—મહાસભામાં ગરીબ જનતાનું પ્રતિનિધિત્વ જળવાય તે માટે એ જરૂરી છે કે, કારોબારી સમિતિ ઠરાવે તે મુજબ ફેબ્રુઆરી

કે માર્ચ માસમાં મહાસભાનું અધિવેશન રાખવું; કારણ કે ડિસેમ્બર માસની સખત ઠંડીમાં પોતાને માટે વધારે કપડાં વગેરેનુ મોટું ખર્ચ પ્રતિનિધિઓને ભોગવવું પડે છે અને બીજી રીતે પણ ડિસેમ્બર માસ અનુકૂળ નથી.

આ માટે બંધારણમાં યોગ્ય ફેરફારો કરવાની કારોબારી સમિતિને સત્તા આપવામાં આવે છે.

૭. સરકારી દેવું—આ મહાસભાનો એવો મત છે કે, પરદેશી સત્તાએ જે પરોક્ષ કે પ્રત્યક્ષ આર્થિક બોજા હિંદ પર લાદેલા છે, તેમને સ્વતંત્ર હિંદ સહન કરી શકે એમ નથી; અને હિંદ પાસે એવી અપેક્ષા કોઈએ રાખવી પણ ન જોઈએ. ગયાની મહાસભામાં આ વિષે થયેલા ઠરાવને બહાલી આપી, સર્વેની જાણ માટે જાહેર કરવામાં આવે છે કે, હિંદના દેવા વિષેની સઘળી રકમો સ્વતંત્ર હિંદ નિષ્પક્ષપાત અદાલત મારફત તપાસાવશે અને આવી અદાલત જો એ દેવાંને વાજબી અને ન્યાયી નહિ લેખે તો તે દેવાં નાકબૂલ કરવામાં આવશે.

૮. દેશી રાજ્યો—આ મહાસભાનો મત છે કે, દેશી રાજાઓ હવે વખતસર પોતાની પ્રજાને જવાબદાર રાજતંત્ર આપે અને પ્રજાના પ્રાથમિક અને મૂળભૂત હકો જેવા કે હરવાફરવાની સ્વતંત્રતા, વાણી-સ્વાતંત્ર્ય, સભા-સ્વાતંત્ર્ય, અને જાનમાલની સહીસલામતી વિષે જાહેરાત કરે અગર તે બાબત કાયદાઓ કરે.

૯. કોમી સવાલ—નહેરુ રિપોર્ટની ભલામણો હવે રદ થયેલી હોવાથી, કોમી પ્રશ્નો વિષે મહાસભાની નીતિ હવે જાહેર કરવાની જરૂર રહેતી નથી; કારણ કે મહાસભા માને છે કે, સ્વતંત્ર હિંદમાં કોમી પ્રશ્નોનો નિકાલ અણિશુદ્ધ રાષ્ટ્રીય દૃષ્ટિએ કરવામાં આવશે.

પરંતુ શીખો અને મુસ્લિમો તથા સામાન્ય રીતે બીજી લઘુમતી કોમોએ કોમી પ્રશ્નોને અંગે તે રિપોર્ટમાં કરેલી સૂચનાઓ પ્રત્યે અસંતોષ વ્યક્ત કરેલો હોવાથી મહાસભા તેઓને ખાતરી આપે છે કે, ભવિષ્યના કોઈ બંધારણમાં કોઈ બાબત લાગતાવળગતા પક્ષને પૂરો સંતોષ નહિ આપે તો મહાસભા તેને સ્વીકારશે નહિ.

૧૦. મહામંત્રી અને ખજાનચી—ડૉ૦ સૈયદ મહમ્મદ અને શ્રી. શ્રીપ્રકાશને મહામંત્રીઓ નીમવામાં આવે છે, અને શ્રી. જમનાલાલ બજાજ તથા શ્રી. શિવપ્રસાદ ગુપ્તાને ખજાનચી નીમવામાં આવે છે.

૧૧. પિસ્તાળીસમું અધિવેશન—મહાસભાનું આવતું અધિવેશન કરાંચી ખાતે રાખવું.

# પિસ્તાળીસમું અધિવેશન—કરાંચી

(તા. ૨૯ થી ૩૧ માર્ચ, ૧૯૩૧)

૧. પં. મોતીલાલ નહેરુ વગેરેને અંજલિ — પં. મોતીલાલ નહેરુ, મૌલાના મહમદઅલી, મૌલવી મઝરુલ હક, શ્રી. રેવાશંકર જે. ઝવેરી, શાહ મહમ્મદ જુબૈર, વી. સી. ગુરુનાથ મુદાલિયર, અને છેલ્લી લડતમાં અવસાન પામેલાં વીર સ્ત્રીપુરુષોનાં અવસાન માટે આ મહાસભા ઊંડો શોક પ્રદર્શિત કરે છે; અને તેમનાં કુટુંબીઓ પ્રત્યે માનપૂર્વક દિલસોજી દર્શાવે છે અને તેમને ખાતરી આપે છે કે, સારીય પ્રજા તેમના દુઃખમાં તેમની સાથે છે.

૨. કાનપુરનું કોમી હુલ્લડ — કાનપુરમાં ચાલતું કોમી હુલ્લડ, કે જેનાથી ઘણાનાં મરણ નીપજ્યાં છે અને ઘણા ઘવાયા છે, તે હુલ્લડ માટે આ મહાસભા દુઃખ દર્શાવે છે અને મરી ગયેલા અને ઘવાયેલા પ્રત્યે પોતાની માનપૂર્વક સહાનુભૂતિ બતાવે છે.

સંયુક્ત પ્રાંતની પ્રાન્તિક મહાસભા સમિતિના પ્રમુખ, નિઃસ્વાર્થ રાષ્ટ્રસેવકો પૈકી એક, અને કોઈ પણ પ્રકારના કોમી રાગદ્વેષથી મુક્ત હોવાથી બધા પક્ષો અને બધી કોમોમાં પ્રિય થઈ પડેલા શ્રી. ગણેશશંકર વિદ્યાર્થીના હુલ્લડ દરમિયાન થયેલ મરણના સમાચાર સાંભળીને આ મહાસભા ઊંડું દુઃખ પ્રદર્શિત કરે છે. સ્વર્ગસ્થના કુટુંબને આશ્વાસન આપતાં મહાસભા અભિમાનપૂર્વક નોંધ કરે છે કે, પોતાના પ્રથમ પંક્તિના એક આગેવાન સેવકે, ભયમાંથી બીજા લોકોને બચાવવાનો, તેમ જ ચોતરફ ફેલાયેલાં તોફાન અને ગાંડપણની વચ્ચે રહીને, શાંતિ અને સમજ સ્થાપવાનો પ્રયત્ન કરતાં પોતાના અમૂલ્ય જીવનનું બલિદાન આપ્યું છે. દેશના હિતમાં રસ લેનારા બધા લોકોને આ ઉચ્ચ બલિદાનનો વેર વધારવામાં નહિ, પણ બે કોમો વચ્ચેનું સમાધાન વધારવામાં ઉપયોગ કરવાને આ મહાસભા વિનંતી કરે છે; અને આ ઝઘડાનું કારણ શોધી કાઢવાને અને બે કોમો વચ્ચે પડેલાં તડ સાંધવાને જરૂરી જણાય તે પગલાં લેવાને, તેમ જ પાસેના પ્રદેશોમાં અને જિલ્લાઓમાં કોમી વિખવાદનું ઝેર ફેલાય તે અટકાવવાને માટે જરૂરી પગલાં લેવાને નીચેની સમિતિ નીમવામાં આવે છે:

સમિતિ — શ્રી. પુરુષોત્તમદાસ ટંડન, ખ્વાજા અબ્દુલ મજીદ, શ્રી. ટી. એ. કે. શેરવાણી, શ્રી. ઝફરુલ મુલ્ક, પં. સુંદરલાલ, ડૉ૦ ભગવાનદાસ (પ્રમુખ).



સરદાર વલ્લભભાઈ પટેલ

૩. શ્રી. ભગતસિંહ વગેરેને ફાંસી — આ મહાસભા, કોઈ પણ પ્રકારની અને કોઈ પણ સ્વરૂપની રાજકીય હિંસાથી અલગ રહીને, તેમ જ તેને વિષે નાપસંદગી દર્શાવીને, સ્વ૦ સરદાર ભગતસિંહ અને તેમના સાથીઓ શ્રી. સુખદેવ અને શ્રી. રાજગુરુનાં શૌર્ય તેમજ બલિદાનને માટે પોતાની પ્રશંસા વ્યક્ત કરે છે અને તેમનાં નિરાધાર થયેલાં કુટુંબોની સાથે એ ત્રણના અવસાનથી ગયેલી ખોટને માટે શોક કરે છે. આ મહાસભા માને છે કે, આ ત્રણ જણને આપવામાં આવેલી ફાંસી એ સ્વચ્છંદ વેરનું કૃત્ય છે અને એ કૃત્યથી તેમની સજામાં ઘટાડો કરવાની સમસ્ત પ્રજાની એકમતે કરવામાં આવેલી માગણીને જાણીબૂજીને ઠોકરે મારવામાં આવી છે. વળી આ મહાસભા માને છે કે, આ ઘડીએ બન્ને પ્રજાઓ વચ્ચે શુભેચ્છાની લાગણી વધે એ આવશ્યક છે એ વાતનો ચોમેરથી સ્વીકાર કરવામાં આવેલો હોવા છતાં તે મારેની, તેમ જ હતાશ થઈને રાજકીય હિંસાનો માર્ગ ગ્રહણ કરનાર પક્ષનું હૃદય જીતીને તેને શાન્તિને માર્ગે વાળી લેવાની સોનેરી તક સરકારે ગુમાવી છે:

૪. સરકાર સાથે સંધિ — મહાસભાની કાર્યવાહક સમિતિ અને હિંદી સરકાર વચ્ચે થયેલી કામચલાઉ સમાધાની પર વિચાર ચલાવ્યા પછી આ મહાસભા તેને મંજૂર રાખે છે અને સ્પષ્ટ કરવા માગે છે કે, મહાસભાનું પૂર્ણ સ્વરાજનું ધ્યેય અખંડિત રહે છે.

બ્રિટિશ સરકારના પ્રતિનિધિઓ જોડે કોઈ પણ પરિષદમાં પ્રતિનિધિઓ મોકલવાનો માર્ગ બીજી રીતે મહાસભા માટે ખુલ્લો હશે, તો મહાસભાના પ્રતિનિધિઓ એવો પ્રયત્ન કરશે કે, જેથી આ ધ્યેયની સિદ્ધિ થાય અને પ્રજાને લશ્કર, પરદેશ સાથેનો વહેવાર, નાણાં તથા નાણાકીય અને આર્થિક નીતિ ઉપર કાબૂ મળે, હિંદમાં બ્રિટિશ સરકારે કરેલા નાણાવ્યવહારો નિષ્પક્ષ ન્યાય–મંડળ દ્વારા તપાસાય અને હિંદે કે ઇંગ્લન્ડે ઉપાડવાના બોજાની તપાસ થયે રકમ નક્કી થાય, અને બન્ને પક્ષને સ્વેચ્છાએ ભાગીદારીમાંથી નીકળી જવાનો હક મળે. પણ હિંદના હિતને અર્થે દેખીતી રીતે આવશ્યક હોય એવી બાંધછોડ કરવાની મહાસભાના પ્રતિનિધિઓને છૂટ રહેશે. એ શરતે, આ મહાસભા મહાત્મા ગાંધીને, તેમની આગેવાની નીચે કામ કરવા, કાર્યવાહક સમિતિ જેમને નીમે એવા બીજા પ્રતિનિધિઓ સાથે, એવી પરિષદમાં મહાસભાનો પક્ષ રજૂ કરવાને નીમે છે અને સત્તા આપે છે.

૫. સત્યાગ્રહીઓને અભિનંદન — સત્યાગ્રહની લડતમાં સરકારી દમનને કારણે જે લોકોએ જેલો ભોગવી કે ગોળીઓ ખાધી, બંદૂકના ઠૂંદા ખાધા કે લાઠીઓ ખાધી, ઘરબાર છોડ્યાં અગર જપ્તી, લૂંટ, આગ જેવાં કારણે મિલકતો ગુમાવી અને ખૂબ દુઃખ સહન કર્યું, તે સૌને આ મહાસભા મુબારકબાદી આપે છે.

મહાસભા ખાસ કરીને સ્ત્રીઓને મુબારકબાદી આપે છે, જેઓ હજારોની સંખ્યામાં બહાર આવી અને રાષ્ટ્રીય લડતમાં સાથ આપ્યો. મહાસભા તેમને માનપૂર્વક ખાતરી આપે છે કે, મતાધિકારની બાબતમાં જાતિભેદને કારણે ભેદ પાડનાર કોઈ પણ બંધારણ મહાસભા સ્વીકારશે નહિ.

૬. દારૂનિષેધ — છેલ્લા બાર માસમાં સંપૂર્ણ દારૂનિષેધ સંબંધમાં પ્રજાએ જે દેખીતી પ્રગતિ કરી છે તેની આ મહાસભા સંતોષપૂર્વક નોંધ લે છે અને મહાસભાની બધી સંસ્થાઓને એ કાર્યક્રમ વધુ ઉત્સાહથી ચાલુ રાખવા વિનંતી કરે છે. વિશેષમાં આશા રાખે છે કે આ દેશની સ્ત્રીઓ, તે પ્રકારની બદી, જે માણસના શરીર અને આત્માને પાડે છે અને સુખી ઘરોને વેરાન કરી મૂકે છે, તેમાં ફસાયેલાને તેમાંથી બચાવવા માટે, બમણા ઉત્સાહથી પ્રયત્નો કરશે.

૭. કોમી હુલ્લડો — બનારસ, મિરઝાપુર, આગ્રા, કાનપુર અને બીજી જગ્યાઓએ થયેલાં કોમી હુલ્લડો હિંદની આઝાદીની લડત માટે ભારે નુકસાનકારક હોવાથી, તે હુલ્લડોને અને જેઓ તે ઉશ્કેરવા માટે જવાબદાર હોય તેમને આ મહાસભા વખોડી કાઢે છે અને માને છે કે, એવા લોકોની શાંતિભંગની પ્રવૃત્તિને સખત રીતે વખોડી કાઢવી જોઈએ. વિશેષમાં આ મહાસભાને નાગરિકોનાં ખૂન માટે, ખાસ કરીને સ્ત્રીઓ અને બાળકોનાં ખૂન માટે, ઊંડું દુઃખ થાય છે અને એ જંગલીપણાના ભોગ બનેલાંમાંથી જેઓ મરી ગયાં તેમનાં કુટુંબીઓ પ્રત્યે અને જીવતાં રહેલાં પ્રત્યે મહાસભા હાર્દિક સહાનુભૂતિ દર્શાવે છે.

૮. ખાદી — છેલ્લાં દસ વરસમાં સેંકડો ગામડાંમાં કામ કરવાથી જે અનુભવ મળ્યો છે તે ઉપરથી પુષ્કળ સ્પષ્ટ થયું છે કે, નવરાશના વખતમાં મદદનીશ ધંધાને અભાવે લોકોને જે ફરજિયાત બેકારી ભોગવવી પડે છે, તે જનતાની વધતી જતી ગરીબાઈનાં કારણોમાં મહત્ત્વનું કારણ છે; અને ફક્ત રેંટિયો તે જરૂરિયાતને સાર્વત્રિક રૂપમાં પૂરી પાડે છે. વિશેષમાં જણાયું છે કે, લોકોએ રેંટિયો છોડી દેવાથી, તેઓ ખાદી પહેરતા બંધ થયા અને પરદેશી કાપડ અગર દેશી મિલનું કાપડ વાપરવા લાગ્યા. આથી તેમને કાપડની કિંમત આપવી પડે છે અને મજૂરીના પૈસા મળતા નથી. આ રીતે ગામડાંને બમણો ગેરલાભ થાય છે. આ બમણું નુકસાન, પરદેશી સૂતર–કાપડ ખરીદવાનું બંધ કરીને અને તેને બદલે ખાદી વાપરીને જ અટકાવી શકાય. દેશી મિલો જરૂર પૂરતી જ ખાદીમાં પૂર્તિ કરે. આથી આ મહાસભા, લોકોને પરદેશી કાપડ ખરીદવાનું બંધ કરવાની અપીલ કરે છે અને તે જાતનો વેપાર લાખો

ગામડાંને ગંભીર રીતે નુકસાનકર્તા હોવાથી, પરદેશી સૂતર–કાપડનો વેપાર છોડી દેવાની તેના વેપારીઓને અપીલ કરે છે.

વિશેષમાં આ મહાસભા મહાસભાની સઘળી સંસ્થાઓને આદેશ કરે છે કે, ખાદી–પ્રચાર વધારવો અને પરદેશી કાપડનો બહિષ્કાર મજબૂત કરવો.

આ મહાસભા દેશી રાજ્યોને પણ આ રચનાત્મક પ્રવૃત્તિમાં જોડાઈને તેમનાં રાજ્યોમાં પરદેશી સૂતર–કાપડની આયાત બંધ કરવાની અપીલ કરે છે.

આ મહાસભા દેશી મિલોના માલિકોને પણ અપીલ કરે છે કે, આ મહાન રચનાત્મક અને આર્થિક પ્રવૃત્તિને નીચેની રીતે અપનાવે :

(ક) તેઓ પોતે ખાદી વાપરીને હાથકાંતણના મદદનીશ ધંધાને નૈતિક ટેકો આપે;

(ખ) ખાદી સાથે હરીફાઈમાં ઊતરે તેવું કાપડ મિલમાં બનાવવાનું બંધ કરે અને એ હેતુથી અખિલ ભારત ચરખા સંઘ સાથે સહકાર કરે;

(ગ) તેમના માલની કિંમત ઓછામાં ઓછી રાખે;

(ઘ) તેમના માલની બનાવટમાં પરદેશી સૂતર, રેશમ કે બનાવટી રેશમ વાપરવાનું બંધ કરે;

(ઙ) પરદેશી કાપડના વેપારીઓનો સિલક માલ ખરીદી લઈને તેને બદલે દેશી મિલનું કાપડ આપે અને પરદેશી કાપડ પોતે બીજા દેશોમાં ચડાવે. એ રીતે પરદેશી કાપડના વેપારીઓને સ્વદેશી કાપડનો વેપાર કરવા ઉત્તેજન આપે;

(ચ) મિલ–મજૂરોની સ્થિતિ સુધારે અને તેમનામાં એવી લાગણી ઉત્પન્ન કરે કે, તેઓ માલિકની સાથે ધંધાની ચડતીપડતીમાં સહભાગીદાર છે.

આ મહાસભા પરદેશની મોટી વેપારી પેઢીઓને ભલામણ કરે છે કે, તેઓ હિંદના પરદેશી કાપડના બહિષ્કારની આર્થિક દૃષ્ટિએ યોગ્યતા અને જરૂરિયાત સ્વીકારવાનું પ્રથમ પગલું ભરે અને જે વેપારથી હિંદના કરોડોને ખચીત રીતે આર્થિક નુકસાન થયું છે તે વેપાર પોતાની મેળે છોડી દે અને બીજી પ્રજાઓની જરૂરિયાતોને વધારે અનુકૂળ ધંધાઓમાં પોતે પડે. આમ જો તેઓ કરે તો વેપારનીતિના ધોરણમાં ક્રાન્તિ થશે અને આંતરરાષ્ટ્રીય બંધુભાવ વધારવામાં તેઓ મદદરૂપ થશે.

૯. પિકેટિંગ—પરદેશી કાપડનો બહિષ્કાર અને દારૂનિષેધ સંબંધમાં અત્યાર સુધીમાં જે મહાન સફળતા મળી છે તેની આ મહાસભા સંતોષપૂર્વક નોંધ લે છે અને મહાસભાની સંસ્થાઓને વિનંતી કરે છે કે, શાંત પિકેટિંગ બાબતમાં પોતાની પ્રવૃત્તિ ઢીલી ન કરે, જોકે એ પિકેટિંગ સરકાર અને મહાસભા વચ્ચે થયેલી સમજૂતીની શરતો પ્રમાણે અહિંસાશુદ્ધ હોવું જોઈએ.

૧૦. दक्षिण अने पूर्व आफ्रिका—દક્ષિણ અને પૂર્વ આફ્રિકામાં હિંદી વસાહતીઓની સ્થિતિ વિષે જે ફેરફારો થઈ રહ્યા છે તે પ્રત્યે આ મહાસભા ભયની નજરે જુએ છે. દક્ષિણ આફ્રિકામાં જે ધારા ત્યાંની સરકાર પસાર કરવા માગે છે તેથી અત્યાર સુધીમાં આપેલાં વચનોનો ભંગ થાય છે અને કેટલીક રીતે તે ત્યાંના હિંદીઓના કાયદેસર હક ઉપર પણ તરાપ મારે છે.

આ મહાસભા ત્યાંની સરકારને અપીલ કરે છે કે, તેઓ સ્વતંત્ર હિંદમાં ત્યાંના વતનીઓ માટે જેવો ન્યાયપૂર્વક વર્તાવ ઇચ્છતા હોય તેવો વાજબી વર્તાવ ત્યાં વસતા હિંદીઓ પ્રત્યે રાખે.

આ મહાસભા, દરિયાપાર વસતા હિંદીઓ માટે શ્રી. દીનબંધુ એન્ડ્રૂઝ અને શ્રી. હૃદયનાથ કુંજરુએ જે નિઃસ્વાર્થ સેવા કરી છે તે માટે તેમનો આભાર માને છે.

૧૧. सरहद प्रांत—સરહદ પ્રાંતમાં એવો પ્રચાર ચાલે છે કે, મહાસભા તે પ્રાંતનું ભલું ઇચ્છતી નથી. આ વહેમ દૂર કરવાની જરૂર હોવાથી, આ મહાસભા પોતાનો અભિપ્રાય જાહેર કરે છે કે, કોઈ પણ બંધારણીય યોજનામાં વાયવ્ય સરહદ પ્રાંતને હિંદના બીજા પ્રાંતોના જેવું જ રાજતંત્ર મળશે.

૧૨. बंधारण—બંધારણની કલમ ૨૩ ની પહેલી અને બીજી લીટીમાં 'બે મહામંત્રીઓ અને બે ખજાનચીઓ' ને બદલે 'ત્રણ કરતાં વધુ મહામંત્રીઓ નહિ અને બે કરતાં વધુ ખજાનચીઓ નહિ' એમ લખવું.

કલમ ૨૪ નું પહેલું વાક્ય નીચે પ્રમાણે રાખવું:

'મહાસભાની કાર્યવાહક સમિતિ એ મહાસભાનો કારોબાર ચલાવશે અને તે બધી બાબતોમાં અખિલ હિંદ મહાસભા સમિતિને જવાબદાર રહેશે. તેમાં પંદર સભ્યો રહેશે. પ્રમુખ, મહામંત્રી કે મહામંત્રીઓ અને ખજાનચી કે ખજાનચીઓ અધિકારની રૂએ તેના સભ્યો ગણાશે. બાકીના સભ્યોની ચૂંટણી, મહાસભાના વાર્ષિક અધિવેશન પછી મહાસમિતિની પહેલી બેઠકમાં કરવામાં આવશે.

૧૩. बर्मा—બર્માના લોકોનો હિંદથી છૂટા પડવાનો અને સ્વતંત્ર બર્મી રાજ્ય સ્થાપવાનો અગર તો સ્વતંત્ર હિંદમાં, ચાહે ત્યારે છૂટા પડવાના અધિકાર સાથે સમાન ભાગીદાર તરીકે રહેવાનો હક આ મહાસભા સ્વીકારે છે. આમ છતાં, ત્યાંના લોકોને પોતાના અભિપ્રાયો વ્યક્ત કરવાની પૂરતી તક આપ્યા વગર, અને તેમની રાષ્ટ્રીય સંસ્થાઓના જાહેર અભિપ્રાયથી વિરુદ્ધ જઈને, બ્રિટિશ સરકાર બર્માને છૂટું થવાની ફરજ પાડવા માગે છે તેને આ મહાસભા વખોડી કાઢે છે.

બ્રિટિશ સરકારનો પ્રયત્ન ત્યાં ઇરાદાપૂર્વક પોતાની સત્તા કાયમ રાખવા માટે જણાય છે, જેથી સિંગાપોર અને બર્માને – તેલ અને લશ્કરી દૃષ્ટિએ તેની અગત્ય હોવાથી – પૂર્વ એશિયામાં શાહીવાદના અડ્ડા તરીકે તેઓ વાપરી શકે.

મહાસભા એવી કોઈ પણ રાજનીતિનો સખત વિરોધ કરે છે, કે જેથી બર્માને બ્રિટિશોના આશ્રિત તરીકે રહેવું પડે અને તેની કુદરતી સંપત્તિનો બ્રિટિશ શાહીવાદીઓ લાભ ઉઠાવે અને વિશેષમાં સ્વતંત્ર હિંદ અને પૂર્વની બીજી પ્રજાઓને તે ભયરૂપ થઈ પડે.

મહાસભા આગ્રહ કરે છે કે, બર્માની સરકારને આપેલી અસાધારણ સત્તાઓ પાછી ખેંચી લેવી જોઈએ, સરકારે ત્યાંની પ્રજા–પ્રતિનિધિત્વવાળી અગત્યની સંસ્થાઓને ગેરકાયદેસર જાહેર કરી છે તે હુકમ પણ પાછો ખેંચી લેવો જોઈએ, જેથી સામાન્ય પરિસ્થિતિ ઊભી થાય, અને શાંત વાતાવરણમાં કંઈ દખલગીરી વગર ત્યાંના લોકો પોતાના દેશનું ભવિષ્ય વિચારે, અને એ રીતે બર્માના લોકોની ઇચ્છા મુજબ જ ફેરફાર થાય.

૧૪. સરહદના લોકો—આ મહાસભા જાહેર કરે છે કે, હિંદની સરહદના લોકો કે દેશો સાથે હિંદના લોકોને કંઈ ઝઘડો નથી અને તેઓ સરહદના લોકો સાથે મિત્રાચારીભર્યો સંબંધ સ્થાપવા માગે છે અને જાળવી રાખવા માગે છે. મહાસભા, વાયવ્ય સરહદ પ્રાંતમાં બ્રિટિશ સરકારની કહેવાતી 'આગે કદમ' નીતિનો અને ત્યાંના લોકોના સ્વાતંત્ર્યને નષ્ટ કરવાના શાહીવાદી પ્રયત્નોનો વિરોધ કરે છે. મહાસભાનો દૃઢ અભિપ્રાય છે કે, આ શાહીવાદી નીતિને આગળ ધપાવવા માટે હિંદનાં લશ્કર અને નાણાંનો ઉપયોગ નહિ કરવો જોઈએ અને ત્યાંની જાતિઓના પ્રદેશ ઉપર લશ્કરી કબજો કરવામાં આવ્યો છે તે ઉઠાવી લેવો જોઈએ.

૧૫. પ્રાથમિક હકો—આ મહાસભાનો એવો અભિપ્રાય છે કે, મહાસભાની કલ્પના પ્રમાણેના સ્વરાજનો આમવર્ગને માટે શો અર્થ થશે, એનો તેમને ખ્યાલ આવી શકે એટલા માટે, તેઓ સહેલાઈથી સમજી શકે એવી રીતે મહાસભાની સ્થિતિનું નિવેદન કરવું જરૂરી છે. આમવર્ગની લૂંટનો અંત લાવવા માટે રાજકીય સ્વાતંત્ર્યમાં ભૂખે મરતાં કરોડોના સાચા આર્થિક સ્વાતંત્ર્યનો સમાવેશ થવો જ જોઈએ. તેથી મહાસભા જાહેર કરે છે કે, તેના તરફથી જે કોઈ બંધારણ કબૂલ કરવામાં આવે તેમાં આટલી બાબતોનો સમાવેશ થવો જોઈએ અથવા સ્વરાજ સરકારને તેનો અમલ કરવાની શક્તિ મળવી જોઈએ:

૧. પ્રજાના મૂળ હકો, જેમાં નીચેના તો હોવા જ જોઈએ :

(ક) સભા અને સંગઠનની સ્વતંત્રતા.

(ખ) વાણીની અને છાપાંની સ્વતંત્રતા.

(ગ) અંતરાત્માને અનુસરવાની, અને પ્રજાકીય સુલેહશાંતિ અને સદાચારની આડે ન આવે એવી રીતે ધાર્મિક માન્યતાની અને આચરણની સ્વતંત્રતા.

(ઘ) નાની કોમોની સંસ્કૃતિ, ભાષા અને લિપિઓની રક્ષા.

(ઙ) સ્ત્રી–પુરુષના ભેદભાવ વિના તમામ શહેરીઓને સમાન હકો અને ફરજો.

(ચ) કોઈ પણ શહેરીને તેના ધર્મ, નાતજાત કે માન્યતા અથવા લિંગભેદને કારણે જાહેર નોકરીમાં, સત્તા કે માનના હોદ્દામાં, અને કોઈ પણ વેપાર કે ધંધો કરવામાં કશી અડચણનો અભાવ.

(છ) જાહેર રસ્તા, કૂવા, નિશાળો અને જાહેરવાપરની બીજી તમામ જગાઓની બાબતમાં સૌ શહેરીઓના સમાન હકો.

(જ) હથિયાર રાખવાની અને વાપરવાની બાબતમાં જે નિયમો અને પ્રતિબંધો કરવામાં આવેલા હોય તે અનુસાર હથિયાર રાખવાનો અને ધારણ કરવાનો હક.

(ઝ) કાયદાની કલમો સિવાય બીજી રીતે કોઈ પણ માણસની સ્વતંત્રતા છીનવી લેવામાં નહિ આવે, તેમ જ તેના ઘર કે માલમિલકતમાં પ્રવેશ કરવામાં નહિ આવે કે તે જપ્ત કે ખાલસા કરવામાં નહિ આવે.

૨. ધર્મની બાબતમાં સરકારની નિષ્પક્ષતા.

૩. પુખ્ત વયનાં તમામ માણસોનો મતાધિકાર.

૪. મફત પ્રાથમિક કેળવણી.

૫. કારખાનાંના મજૂરોને આજીવિકા પૂરતો દરમાયો, મજૂરીના કલાકની મર્યાદા, કામ માટે આરોગ્યદાયી પરિસ્થિતિ, ઘડપણ, માંદગી અને બેકારીનાં આર્થિક પરિણામ સામે રક્ષણ.

૬. દાસત્વમાંથી અથવા લગભગ દાસત્વ જેવી સ્થિતિમાંથી મજૂરોની મુક્તિ.

૭. મજૂર સ્ત્રીઓનું રક્ષણ અને સુવાવડના સમય દરમિયાન રજાનો પૂરતો બંદોબસ્ત.

૮. નિશાળે જવા યોગ્ય ઉંમરનાં બાળકોને કારખાનાંમાં લેવાની બંધી.

૯. લવાદો મારફતે ઝઘડા પતાવવા માટેના યોગ્ય તંત્ર દ્વારા પોતાના હિતની રક્ષા માટે મહાજનો બાંધવાનો મજૂરોનો હક.

૧૦. ખેડૂતોને આપવાના ખેતીના ગણોતમાં અને મહેસૂલમાં ઠીકઠીક ઘટાડો અને આર્થિક દૃષ્ટિએ નુકસાનકારક એવી જમીનોની બાબતમાં જરૂરી જણાય એટલી મુદત માટે ગણોતમાંથી મુક્તિ; અને જ્યાં એવા ઘટાડાને કારણે જરૂરી જણાય ત્યાં નાના જમીનદારોને જરૂરી રાહત આપવી.

૧૧. ઓછામાં ઓછી અમુક ઠરાવેલી રકમ ઉપરાંતની ખેતીની આવકો પર આવકના પ્રમાણમાં આવકવેરો.

૧૨. પ્રમાણસર વારસાવેરો.

૧૩. લશ્કરી ખર્ચની આજની રકમમાં ઓછામાં ઓછો અર્ધા ભાગનો ઘટાડો.

૧૪. મુલકી ખાતાનાં ખરચ અને પગારોમાં મોટો ઘટાડો. ખાસ નીમેલા તજ્જ્ઞો અને એવા લોકો સિવાયના કોઈ પણ સરકારી નોકરને અમુક ચોક્કસ રકમ, જે સામાન્ય રીતે રૂ. ૫૦૦ થી વધારે ન હોય તે કરતાં વધારે પગાર ન અપાય.

૧૫. પરદેશી કાપડ અને પરદેશી સૂતરને દેશમાંથી કાઢીને દેશી કાપડનું રક્ષણ.

૧૬. કેફી પીણાં અને કેફી પદાર્થોની સદંતર બંધી.

૧૭. હિંદમાં પેદા થતા મીઠા પર વેરાનો અભાવ.

૧૮. હિંદી ઉદ્યોગોને મદદ મળે અને આમવર્ગને રાહત મળે, એ જાતનો સરકારના હૂંડિયામણના દર ઉપર અંકુશ.

૧૯. ચાવીરૂપ ઉદ્યોગો અને ખનિજ દ્રવ્યોની માલકી પર સરકારનો કાબૂ.

૨૦. સીધી કે આડકતરી રીતના ભારે દરના વ્યાજ પર અંકુશ.

ઉપરની બાબતોની નીતિ અને સિદ્ધાંતોને વિરોધી ન થાય એવી રીતે તેમાં ફેરફાર કે સુધારાવધારા કરવાની મહાસમિતિને છૂટ રહેશે.

## ૪૬

# છેતાળીસમું અધિવેશન—દિલ્હી

(તા. ૨૪ એપ્રિલ ૧૯૩૨)

૧. સ્વાતંત્ર્યનું ધ્યેય — આ મહાસભા 'સંપૂર્ણ સ્વરાજ'ના ધ્યેયનું ફરી સમર્થન કરે છે અને લાહોર મહાસભાના સ્વાતંત્ર્યના ઠરાવને ફરી પસાર કરે છે.

૨. સત્યાગ્રહ — આ મહાસભા, કાર્યવાહક સમિતિની છેલ્લી મુંબઈની બેઠકમાં થયેલા ઠરાવોનું સંપૂર્ણ રીતે અંતઃકરણપૂર્વક સમર્થન કરે છે અને સમિતિએ ફરી સત્યાગ્રહ શરૂ કરીને દેશને કરેલી હાકલને સંપૂર્ણ ટેકો આપે છે.

૩. મહાત્મા ગાંધીજીમાં વિશ્વાસ — મહાત્મા ગાંધીજીની હાકલને માન આપી સ્વાતંત્ર્યની લડતમાં પ્રજાએ જે સુંદર ફાળો આપ્યો છે તે માટે આ મહાસભા મુબારકબાદી આપે છે અને મહાત્માજીની આગેવાનીમાં પોતાનો સંપૂર્ણ વિશ્વાસ જાહેર કરે છે..

૪. શહીદોને અંજલિ — દેશના જુદા જુદા ભાગોમાં, ખાસ કરીને સરહદ પ્રાંતમાં અને બિહારમા તારાપુર વિભાગમાં, પોલીસ અને લશ્કર તરફથી થયેલ અાવચારી લાઠીમાર અને ગોળીબારોને પરિણામે જે ભાઈઓએ માતૃભૂમિને ખાતર પોતાના જીવનનાં મોંઘાં બલિદાન આપ્યાં તેની આ મહાસભા ભારે કદર કરે છે.

૫. અહિંસામાં વિશ્વાસ — આ મહાસભા અહિંસામાં પોતાનો ઊંડો વિશ્વાસ ફરી જાહેર કરે છે અને, દેશના લોકોએ, ખાસ કરીને સરહદના પઠાણોએ, ગંભીર ઉશ્કેરણી થવા છતાં સામાન્ય રીતે જાળવેલી અહિંસા માટે તેમને મુબારકબાદી આપે છે.

# સુડતાલીસમું અધિવેશન – કલકત્તા

(તા. ૧ એપ્રિલ ૧૯૩૩)

૧. સ્વાતંત્ર્યનું ધ્યેય — ૧૯૨૯માં લાહોર મુકામે ભરાયેલા મહાસભાના ૪૪ મા અધિવેશનમાં નક્કી કરવામાં આવેલા ‘ સંપૂર્ણ સ્વરાજ ’ ના ધ્યેયનું આ મહાસભા ફરી સમર્થન કરે છે.

૨. સત્યાગ્રહ — આ મહાસભા, લોકોના હકના રક્ષણાર્થે, રાષ્ટ્રીય સ્વમાન સાચવવા માટે અને રાષ્ટ્રીય ધ્યેયની પ્રાપ્તિ માટે સત્યાગ્રહને સંપૂર્ણ રીતે વાજબી સાધન માને છે.

૩. તા. ૧-૧-૧૯૩૨ ને રોજ કાર્યવાહક સમિતિએ કરેલા ઠરાવનું આ મહાસભા ફરી સમર્થન કરે છે.. છેલ્લા પંદર માસમાં જે બન્યું છે તેની કાળજીપૂર્વક તપાસ કર્યા પછી આ મહાસભાનો દૃઢ અભિપ્રાય છે કે, દેશની હાલની પરિસ્થિતિમાં, સત્યાગ્રહને મજબૂત બનાવવો જોઈએ અને વિસ્તારવો જોઈએ. તેથી લોકોને મહાસભા આદેશ કરે છે કે, કાર્યવાહક સમિતિએ ઉપર દર્શાવેલા ઠરાવમાં જણાવ્યા મુજબ ચળવળને વધારે જોરથી આગળ ધપાવવી.

૪. પરદેશી કાપડ — આ દેશના સર્વે લોકોને આ મહાસભાનો આદેશ છે કે, પરદેશી કાપડનો સંપૂર્ણ બહિષ્કાર કરવો, ખાદીને પસંદગી આપવી અને સર્વે બ્રિટિશ માલનો બહિષ્કાર કરવો.

૫. સરકારી સુધારાની યોજના — આ મહાસભાનો અભિપ્રાય છે કે, સરકાર જ્યારે તીવ્ર દમન ચલાવી રહી છે અને પ્રજાના પ્યારા આગેવાનોને અને તેમના હજારો અનુયાયીઓને અટકમાં પૂરે છે અગર જેલમાં ધકેલી દે છે, જ્યારે સરકાર વાણી-સ્વાતંત્ર્ય અને મંડળ-સ્વાતંત્ર્યના મૂળભૂત હકોને દબાવી દે છે, જ્યારે સરકાર છાપાંઓ ઉપર કડક પ્રતિબંધો મૂકે છે, જ્યારે સરકાર સામાન્ય કાયદાને કોરાણે મૂકીને વસ્તુતઃ લશ્કરી કાયદો ચલાવે છે, અને આ બધું મહાત્મા ગાંધી ઇંગ્લન્ડથી પાછા ફર્યા તે ટાંકણે રાષ્ટ્રીય જુસ્સાને દબાવવા માટે વિચારપૂર્વક શરૂ કરવામાં આવ્યું છે, તેવે વખતે બ્રિટિશ સરકારે ઘડેલું કોઈ પણ બંધારણ હિંદના લોકોને માટે વિચારવા લાયક કે સ્વીકારવા લાયક હોઈ શકે નહિ.

મહાસભાને વિશ્વાસ છે કે, તાજેતરમાં સરકારે પ્રસિદ્ધ કરેલી યોજનાથી હિંદના પ્રજાજનો ઊંધે રસ્તે દોરવાશે નહિ. તે યોજના હિંદના સાચા હિતને નુકસાનકારક છે અને તે હિંદમાં પરદેશી સત્તા કાયમ કરવા માટે યોજાયેલી છે.

૬. ગાંધીજીના ઉપવાસ — ૧૯૩૨ ના સપ્ટેમ્બરમાં મહાત્મા ગાંધીજીએ કરેલા ઉપવાસનો સફળ અંત આવ્યો છે તે માટે આ મહાસભા દેશને અભિનંદન આપે છે અને આશા રાખે છે કે, થોડા જ વખતમાં અસ્પૃશ્યતા નાબૂદ થશે.

૭. પ્રાયમિક હકો — આ મહાસભાનો અભિપ્રાય છે કે, મહાસભાની કલ્પના મુજબના સ્વરાજનો અર્થ શો છે તે આમજનતા સમજે તે માટે એ જરૂરી છે કે, લોકો સમજે એ રીતે મહાસભાની કલ્પના તેમની આગળ રજૂ કરવી જોઈએ. આ હેતુથી ૧૯૩૧ ની કરાંચી મહાસભાનો ૧૫ મો ઠરાવ આ મહાસભા ફરી જાહેર કરે છે.

## ૪૮

## અડતાળીસમું અધિવેશન – મુંબઈ

(તા. ૨૬ થી ૨૮ ઑક્ટોબર, ૧૯૩૪)

૧. અગાઉના ઠરાવોનું સમર્થન — મે ૧૯૩૪ પછી કાર્યવાહક સમિતિએ અને મહાસમિતિએ કરેલા નીચેના ઠરાવોને આ મહાસભા મંજૂર રાખે છે:

(ક) શ્રી. સેનગુપ્તા વગેરેને અંજલિ — શ્રી. જે. એમ. સેનગુપ્તા, માજી મહામંત્રી શ્રી. વિઠ્ઠલભાઈ પટેલ, માજી પ્રમુખ શ્રી. શંકરન નાયર, ડૉ. ઍની બેસન્ટ અને શ્રી. હસન ઇમામ, માજી મહામંત્રી શ્રી. એ. રંગાસ્વામી આયંગર, તથા મહાસમિતિના સભ્યો શ્રી. ફૂલચંદ શાહ (ગુજરાત), શ્રી. લલિતમોહન દાસ (બંગાળા), શ્રી. લક્ષ્મીધર શર્મા (આસામ), શ્રી. એ. કે. ગુલામ જિલાની (બંગાળા), શ્રી. શ્યામલાલ નહેરુ (સં. પ્રાંત), શ્રી. સૈયદ ઝહુરુલ હસન હશ્મી (ભાગલપુર), શ્રી. ગોકુલકૃષ્ણ રાય (પૂર્ણિયા) અને શ્રી. વી. આર. સાલ્પેકર (ચિંદવાડા) ના અવસાન માટે આ મહાસભા શોક પ્રગટ કરે છે અને તેમનાં કુટુંબીજનો પ્રત્યે દિલસોજી દર્શાવે છે.

(ખ) સત્યાગ્રહ મોકૂફ — તા. ૭–૩–૧૯૩૪ ને રોજ મહાત્મા ગાંધીજીએ સત્યાગ્રહ મોકૂફ રાખવા સંબંધી કરેલું નિવેદન આ સભા સ્વીકારે છે.

(ગ) ધારાસભા-પ્રવેશ — મહાસભામાં એવા ઘણા સભ્યો છે જેઓ માને છે કે, દેશના ધ્યેય તરફ પ્રયાણ કરવા માટે ધારાસભા-પ્રવેશ જરૂરી છે. આથી આ મહાસમિતિ પં. મદનમોહન માલવિયા અને ડૉ૦ એમ. એ. અનસારી (પ્રમુખ) નું એક ધારાસભા-બોર્ડ નીમે છે. તેમાં વધુમાં વધુ ૨૫ સભ્યો હશે.

આ મંડળ ધારાસભાઓની ચૂંટણીઓ ગોઠવશે અને પોતાના કામ માટે જરૂરી નાણાં ઉઘરાવીને તેની વ્યવસ્થા કરશે.

આ મંડળ મહાસમિતિના અંકુશ હેઠળ રહેશે. તે પોતાનું બંધારણ અને પોતાના કામ માટે જરૂરી ધારાધોરણો વખતોવખત ઘડશે. અને તે ઘડીને કાર્યવાહક સમિતિ આગળ મંજૂરી માટે રજૂ કરશે. તેને મંજૂરી મળે તે દરમિયાન ઘડેલા નિયમો અનુસાર કામ ચાલશે.

આ મંડળ ધારાસભા માટે એવા સભ્યો પસંદ કરશે, જેઓ મહાસભા વખતોવખત નક્કી કરે તે નીતિ અનુસાર ધારાસભાઓમાં કામ કરવા બંધાતા હોય.

(ઘ) રચનાત્મક કાર્યક્રમ — મહાસભાની સંસ્થાઓ ઉપરથી પ્રતિબંધ હવે ઉઠાવી લેવાયો હોવાથી, મહાસભાના જવાબદાર સેવકોને કાર્યવાહક સમિતિ ભલામણ કરે છે કે, તેઓ પોતપોતાના વિભાગમાં મહાસભા-સમિતિઓ ફરી જલદીથી ચાલુ કરે અને વિવિધ રચનાત્મક પ્રવૃત્તિમાં કાર્યકરોને રોકે. ખાસ કરીને નીચેની રચનાત્મક પ્રવૃત્તિ ઉપાડે :

(૧) હાથકાંતણ મારફત ખાદીની ઉત્પત્તિ અને ઉત્પત્તિના મથકમાં ખાદીપ્રચાર અને તે ઉપરાંત ચરખાસંઘને બને એટલી વિશેષ મદદ.

(૨) અસ્પૃશ્યતાનિવારણ.

(૩) કોમી એકતાનો પ્રચાર.

(૪) મદ્યનિષેધનો પ્રચાર.

(૫) રાષ્ટ્રીય શિક્ષણનો પ્રચાર.

(૬) ઉપયોગી નાના ઉદ્યોગોના વિકાસને ઉત્તેજન.

(૭) આર્થિક, શૈક્ષણિક, સામાજિક અને આરોગ્યની દૃષ્ટિએ ગામડાંની પુનર્રચના.

(૮) ગામડાંનાં પ્રૌઢોમાં જ્ઞાનપ્રચાર.

(૯) ઔદ્યોગિક મજૂરોનું સંગઠન.

(૧૦) આ ઉપરાંત મહાસભાના કાર્યકરોને અને સમિતિઓને યોગ્ય લાગે તેવી બીજી કોઈ પ્રવૃત્તિ જે મહાસભાના ધ્યેયથી અને સામાન્ય કાર્ય-

નીતિથી વિરોધી ન હોય અને જેમાં કોઈ પણ પ્રકારનો સત્યાગ્રહ કરવાપણું ન હોય.

(ᴗ) સ્વદેશી— સ્વદેશીના સંબંધમાં મહાસભાની નીતિ વિષે કેટલીક શંકાઓ ઊભી થવાથી, તે બાબતમાં મહાસભાની નીતિ સ્પષ્ટ શબ્દોમાં ફરી જાહેર કરવાની જરૂર છે.

સત્યાગ્રહની લડત દરમિયાન આ બાબતમાં ગમે તે કરવામાં આવ્યું હોય, પણ મહાસભાનાં પ્રદર્શનો અને સભાઓમાં ખાદી અને મિલ કાપડ વચ્ચે હરીફાઈ થવા દેવાય નહિ. મહાસભાવાદીઓએ તો બીજાં બધાં કાપડનો ત્યાગ કરીને ફક્ત શુદ્ધ ખાદીને જ અપનાવવી જોઈએ અને પહેરવી જોઈએ.

કાપડ સિવાયની વસ્તુઓ સંબંધમાં કાર્યવાહક સમિતિ મહાસભાની સંસ્થાઓના માર્ગદર્શન માટે નીચેનો સિદ્ધાન્ત સ્વીકારે છે:

કાર્યવાહક સમિતિનો અભિપ્રાય છે કે, સ્વદેશીની બાબતમાં મહાસભાની સંસ્થાઓએ, જે વસ્તુઓ માટે લોકમદદની જરૂર હોય અને જે ઉદ્યોગવાળાઓ મજૂરોના પગાર, માલની કિંમત અને મજૂરહિતના પ્રશ્નોમાં મહાસભાની દોરવણી સ્વીકારતા હોય, તેવા નાના ઉદ્યોગો મારફત પેદા થયેલી વસ્તુઓ અને ગ્રામ-ઉદ્યોગની ઉપયોગી વસ્તુઓ માટે જ ચળવળ કરવી જોઈએ.

આ સિદ્ધાન્તનો એવો અર્થ નહિ સમજવો જોઈએ કે, પોતાને માટે ફક્ત સ્વદેશી વસ્તુઓ વાપરવાની અને સ્વદેશીને ઉત્તેજન આપવાની મહાસભાની એકધારી નીતિ એથી બદલાય છે. ઉપરનો સિદ્ધાન્ત એ હકીકત ઉપર રચાયો છે કે, મોટા વ્યવસ્થિત ઉદ્યોગો, જેમને રાજ્યની મદદ મળે છે અગર જેઓ મેળવી શકે તેમ છે, તેમને મહાસભાની સંસ્થાઓની સેવાની કે મદદની જરૂર નથી.

(ચ) ઝાંઝીબારના હિંદીઓ— દીનબંધુ એન્ડ્રૂઝ પાસેથી ઝાંઝીબારમાં વસતા હિંદીઓની દયાજનક સ્થિતિની હકીકત સાંભળીને આ સભા તેમને પોતાની સહાનુભૂતિની ખાતરી આપે છે અને જે પ્રદેશમાં તેઓ સૈકાંઓ થયાં કુટુંબો સાથે જઈને વસેલા છે ત્યાં હવે તેમના વાજબી હકો બળજબરીથી પડાવી લેવાની વાતો ચાલે છે તે બંધ થશે એવી આશા રાખે છે. તેઓ ત્યાંના વતનીઓ સાથે નિઃશસ્ત્ર રીતે સંપૂર્ણ શાંતિથી રહ્યા છે અને દેશીઓ સાથેના વાજબી વહેવાર ઉપર અને તેમની ભલી લાગણીમાં વિશ્વાસ રાખીને જ તેઓ ત્યાં સલામતીથી રહ્યા છે.

દેશપાર વસતા હિંદીઓના ભલા માટે દીનબંધુ એન્ડ્રૂઝે જે અથાગ પરિશ્રમ ઉઠાવ્યો છે તે માટે આ સભા આભાર દર્શાવે છે અને તેમની

નિઃસ્વાર્થ પ્રવૃત્તિમાં પોતાનો પૂર્ણ વિશ્વાસ જાહેર કરે છે અને આશા રાખે છે કે તેઓ એ દિશામાં પોતાના પ્રયત્નો જારી રાખશે.

(७) सरकारी जाहेरात अने कोमी चुकादो — સરકારી સુધારાની યોજના એ કોઈ રીતે હિંદની પ્રજાનો અવાજ રજૂ કરતી નથી. તેને હિંદના લગભગ બધા રાજકીય પક્ષોએ ઓછેવત્તે અંશે વખોડી કાઢી છે. મહાસભાના ધ્યેયથી તો તે ક્યાંય દૂર છે. કદાચ તે ધ્યેય પ્રત્યેની પ્રગતિ રોકે એમ પણ બને. તે યોજનાને બદલે એકમાત્ર સંતોષકારક યોજના લોકપ્રતિનિધિસભાની છે. તે સભા પુખ્ત વયના મતાધિકાર પર અથવા લગભગ તેવા મતાધિકાર પર રચાયેલી હોય. તેમાં જરૂર લાગે તો, અગત્યની લઘુમતી કોમો અલગ પ્રતિનિધિ અલગ મતદાર-મંડળો મારફત ચૂંટી મોકલે.

સરકારી યોજના પડી ભાંગતાં કોમી ચુકાદો પણ એની મેળે પડી ભાંગશે અને બંધારણસભા અગત્યની લઘુમતી કોમોના પ્રતિનિધિત્વ બાબત અને તેમના હકોના રક્ષણ બાબતની પદ્ધતિ પણ વિચારશે.

આમ છતાં દેશની જુદી જુદી કોમોમાં આ બાબતમાં તીવ્ર મતભેદો હોવાથી, મહાસભાનો અભિપ્રાય નક્કી કરવાની જરૂર છે. મહાસભા હિંદી પ્રજાની બધી કોમોની પ્રતિનિધિ હોવાનો દાવો કરે છે, તેથી જ્યાં સુધી જુદી જુદી કોમોમાં મતભેદ પ્રવર્તે છે ત્યાં સુધી, મહાસભા તે ચુકાદાનો સ્વીકાર કરી શકે નહિ તેમ તેનો અસ્વીકાર પણ ન કરી શકે.

સાથેસાથ કોમી પ્રશ્નની બાબતમાં મહાસભાની નીતિ ફરી જાહેર કરવાની જરૂર છે કે:

જે કોઈ નિર્ણય શુદ્ધ રાષ્ટ્રીય દૃષ્ટિએ ઘડાયો ન હોય તેને મહાસભા અપનાવી શકે નહિ. પરંતુ કોઈ નિર્ણયના રાષ્ટ્રીય તત્ત્વમાં ખામી હોય, તેમ છતાં તે લાગતા વળગતા બધા પક્ષોએ સ્વીકારેલો હોય તો મહાસભા તે સ્વીકારવાને બંધાયેલી છે; અને લાગતાવળગતા પક્ષોએ સ્વીકારેલો ન હોય તો મહાસભા તે સ્વીકારશે નહિ.

રાષ્ટ્રીય દૃષ્ટિએ જોતાં તો કોમી ચુકાદો એ બિલકુલ અસંતોષકારક છે અને બીજાં કારણોસર પણ તેમાં ગંભીર દોષો રહેલા છે. આમ છતાં એ સ્પષ્ટ છે કે, કોમી ચુકાદાનાં અનિષ્ટ પરિણામો અટકાવવાનો ઉપાય, આવા ખરેખર ઘરગથ્થુ સવાલનો નિવેડો લાવવા માટે બ્રિટિશ સરકાર અથવા કોઈ બહારની સત્તાને અપીલ કરવી એ નથી, પણ તેનો એકમાત્ર ઉપાય એ છે કે, સર્વસંમત નિવેડો લાવવા માટેના ઉપાયો શોધી કાઢવા.

(ज) अहिंसामां श्रद्धा अने सत्याग्रहीओने अंजलि — હિંદના જુદા જુદા પ્રાંતોમાં, શહેરોમાં અને ગામડાંમાંથી આબાળવૃદ્ધ સૌએ, સ્ત્રીઓ અને

પુરુષોએ, હજારોની સંખ્યામાં સત્યાગ્રહ કરીને જેલો ભોગવી અને વીરતાભર્યા આપભોગો આપ્યા તે માટે આ મહાસભા તેમને મુબારકબાદી આપે છે અને પોતાનો નિશ્ચિત અભિપ્રાય જણાવે છે કે, અહિંસક અસહકાર અને સત્યાગ્રહ વગર દેશભરમાં જે અપૂર્વ લોકજાગૃતિ જણાઈ તે કદી સંભવિત થાત નહિ. હાલમાં ગાંધીજી સિવાય સૌ કોઈને માટે સત્યાગ્રહ મોકૂફ રાખવો એ ઇષ્ટ અને જરૂરી છે તેમ છતાં આ સભા, સ્વરાજ મેળવવાના સાધન તરીકે હિંસા કરતાં સત્યાગ્રહ અને અહિંસક અસહકાર ઉચ્ચતર છે એવો પોતાનો જીવંત વિશ્વાસ ફરી જાહેર કરે છે. અનુભવથી એ દીવા જેવું જણાયું છે કે, હિંસાત્મક પ્રવૃત્તિને પરિણામે સરકાર અને હિંસાવાદી બન્ને તરફથી અત્યાચારો થાય છે.

૨. શ્રી. કમલા નહેરુની માંદગી — આ મહાસભા શ્રી. કમલા નહેરુની માંદગીને કારણે નહેરુ-કુટુંબની ચિંતા પ્રત્યે દિલસોજી દર્શાવે છે અને આશા રાખે છે કે, ટેકરીઓ પરના હવાફેરથી તેમની તબિયત સુધરી જશે.

૩. ધારાસભા-બોર્ડ — ધારાસભા-બોર્ડના નીચેના ઠરાવને આ સભા સ્વીકારે છે:

'આ મંડળને ખાસ પરિસ્થિતિને માટે નીમવામાં આવ્યું હતું એટલે હવે ઇચ્છવાયોગ્ય છે કે, તેની મુદત એક વર્ષની રાખવી અને તે મુદત વીત્યા બાદ દર વરસે ઠીક લાગે તે ધોરણે તેની ચૂંટણી કરવી.'

આ સભા ઠરાવે છે કે, હાલના ધારાસભા-બોર્ડની મુદત પહેલી મે ૧૯૩૫ સુધી રાખવી અને ત્યાર બાદ કે તે પહેલાં મહાસમિતિએ ૨૫ સભ્યોના નવા બોર્ડની ચૂંટણી કરવી.

નવું બોર્ડ બીજા વધુમાં વધુ ૫ સભ્યોને પોતાની સાથે કામ કરવા નીમી શકશે.

દર વરસે આ ધોરણે મહાસભાની વાર્ષિક બેઠક વખતે ચૂંટણી કરવી.

નવા બોર્ડને હાલના બોર્ડના જેવા જ અધિકાર રહે.

૪. બંધારણ અને ખાદી — (ક) મહાસભાનો કોઈ પણ સભ્ય ટેવપૂર્વક પૂરેપૂરો શુદ્ધ ખાદીધારી નહિ હોય તો તે મહાસભાની કોઈ પણ સમિતિમાં કે કોઈ પણ અધિકારની જગ્યા માટે ચૂંટણીમાં ઊભો રહી શકશે નહિ.

(ખ) મહાસભાનો કોઈ પણ સભ્ય જો તેણે નીચે પ્રમાણે શારીરિક શ્રમ કર્યો નહિ હોય તો મહાસભાની કોઈ સમિતિની ચૂંટણીમાં ઉમેદવાર તરીકે ઊભો રહી શકશે નહિ.

ચૂંટણીમાં ઊભો રહે તે પહેલાં છ માસ અગાઉથી સતત તેણે મહાસભાને માટે કે મહાસભાની વતી કોઈ પ્રકારનો શારીરિક શ્રમ કરેલો હોવો જોઈએ. તે શ્રમ દર માસે દસ આંકના ૫૦૦ વાર સારા કાંતેલા સૂતરના

રૂપમાં હોય કે દર માસે આઠ કલાકનું બીજું કોઈ કામ હોય. કાંતણને બદલે બીજી કઈ મજૂરી સ્વીકારવી તે પ્રાંતિક સમિતિઓ અને ગ્રામોદ્યોગસંઘની સાથે મસલત કરીને કાર્યવાહક સમિતિ વખતોવખત નક્કી કરશે.

૫. ગ્રામોદ્યોગસંઘ — સ્વદેશીનું કામ આગળ વધારવાનો દાવો કરનારાં મંડળો આખા દેશમાં મહાસભાવાદીઓની મદદથી તેમ જ મદદ વિના ઊગી નીકળ્યાં છે તેથી, અને સ્વદેશીના સાચા સ્વરૂપ વિષે પ્રજાના મનમાં ઘણો ગોટાળો ઊભો થયો છે તેથી, અને મહાસભાનું ધ્યેય તેની શરૂઆતથી આમવર્ગ સાથે આત્મીયતા વધારતા રહેવાનું હોવાથી, અને ગ્રામપુનર્ઘટના અને નવરચના એ મહાસભાના રચનાત્મક કાર્યનું એક અંગ હોવાથી, અને એવી નવરચનામાં હાથકંતામણના મુખ્ય ઉદ્યોગ ઉપરાંત મરેલા કે મરતા ગ્રામ-ઉદ્યોગોને સજીવન કરવાનો ને ઉત્તેજન આપવાનો સમાવેશ થઈ જતો હોવાથી, અને આ કામ હાથકંતામણની નવરચનાની પેઠે મહાસભાની રાજદ્વારી પ્રવૃત્તિઓથી અલિપ્ત અને સ્વતંત્ર રહીને એકાગ્રતાથી અને ખાસ પ્રયત્ન કરીને જ થઈ શકે એવું હોવાથી, આ ઠરાવથી શ્રી. કુમારપ્પાને ગાંધીજીની સલાહ અને દેખરેખ નીચે રહીને મહાસભાની પ્રવૃત્તિના એક અંશ તરીકે 'અખિલ ભારત ગ્રામોદ્યોગ સંઘ' એ નામનો સંઘ સ્થાપવાની સત્તા આપવામાં આવે છે. આ સંઘ સદરહુ ઉદ્યોગોના પુનરુદ્ધાર અને ઉત્તેજન માટે તથા ગામડાંની નૈતિક તેમ જ શારીરિક પ્રગતિ માટે પ્રયાસો કરશે અને તેને પોતાનું બંધારણ ઘડવાની, નાણાં ઉઘરાવવાની, તથા તેના ઉદ્દેશની પૂર્તિને સારુ જે જે કામો કરવાં પડે તે કરવાની સત્તા રહેશે.

૬. સ્વદેશી પ્રદર્શનો — મહાસભાની વાર્ષિક બેઠકો વખતે જે પ્રદર્શનો અને એવા બીજા દેખાવો ગોઠવવામાં આવે છે તેની જવાબદારી સંભાળવામાં સ્વાગત સમિતિની ઘણી શક્તિ ખરચાય છે. તેમાંથી તેને મુક્ત કરવાની હવે જરૂર છે. અને આવી જવાબદારી સ્વાગત સમિતિને રહે છે એટલે નાનાં શહેરો કે ગામડાંઓ મહાસભાની બેઠક રાખી શકતાં નથી. આ કારણો વિચારી, હવેથી સ્વાગતસમિતિ પર પ્રદર્શનો અને દેખાવો ગોઠવવાની જવાબદારી રહેશે નહીં. પરંતુ તેવા દેખાવો મહાસભાની બેઠકોનાં અનિવાર્ય અંગો થઈ પડ્યાં છે એટલે તેમની વ્યવસ્થા અને જવાબદારી હવેથી અખિલ ભારત ચરખા સંઘ તેમ જ અખિલ ભારત ગ્રામોદ્યોગ સંઘ સંભાળશે. આ કામ બન્ને મંડળો એવી રીતે ગોઠવશે, જેથી લોકોનું તે પ્રત્યે આકર્ષણ થવા ઉપરાંત એમાં બન્ને મંડળોની પ્રવૃત્તિઓ તેમ જ ગ્રામજીવનની શક્તિઓનું મહત્ત્વ લોકોને યોગ્ય માહિતી સાથે સમજાય. આ હેતુથી આ કામને લોકપ્રિય કરવા બધા પ્રયાસો કરવામાં આવશે.

૭. ગાંધીજીમાં વિશ્વાસ — મહાત્મા ગાંધીજીના નેતૃત્વમાં પ્રજાને વિશ્વાસ સંપૂર્ણ છે એની ફરી જાહેરાત આ મહાસભા કરે છે. મહાસભાની એવી દૃઢ માન્યતા છે કે, એમણે નિવૃત્ત થવાના પોતાના નિર્ણય ઉપર ફરી વિચાર કરવો જોઈએ. પરંતુ એમનો નિર્ણય ફેરવવાના બધા પ્રયાસો નિષ્ફળ ગયા છે. આથી ખૂબ અનિચ્છાથી એમનો નિર્ણય સ્વીકારવામાં આવે છે. એમ કરતાં, મહાસભા અત્યંત આભારપૂર્વક એમણે રાષ્ટ્રની કરેલી અનન્ય સેવાની કદર કરે છે. અને જરૂર પડતાં મહાસભાને સારુ એમની સલાહ અને માર્ગદર્શન સુલભ જ રહેશે એવી ખાતરી મહાસભાને એઓ આપે છે, તેથી મહાસભાને સંતોષ થયો છે.

૮. ઓગણપચાસમું અધિવેશન — મહાસભાનું આવતું અધિવેશન સંયુક્ત પ્રાંતમાં પછીથી નક્કી થાય તે જગ્યાએ રાખવું.

## ૪૯

## ઓગણપચાસમું અધિવેશન – લખનૌ

(તા. ૨૩ થી ૨૫ એપ્રિલ, ૧૯૩૬)

૧. શ્રી. શેરવાણી વગેરેને અંજલિ — શ્રી. બી. એન. સસમલ, એમ. વી. અભ્યંકર, એ. ટી. ગિદવાણી, ટી. એ. કે. શેરવાણી, અરીફ હસવી, દીપનારાયણસિંહ, શાપુરજી સકલાતવાલા, સર દીનશા વાચ્છા, નવીનચંદ્ર બારડોલાઈ, કમલા નહેરુ, મોહનલાલ પંડ્યા, નાયમલ છોરાડિયા, ગણપતરાવ ટિકેકર, ટી. વી. વેંકટરામ આયર,, આગા મહમ્મદ સફદાર અને મહાદેવ પ્રસાદ શેઠ, એમનાં અવસાન માટે અને તેમનાં અવસાનથી દેશને પડેલી ખોટ માટે આ મહાસભા શોક દર્શાવે છે.

૨. રાજકેદીઓને અભિનંદન — હિંદની આઝાદી માટે જેઓ શાંતિ અને બહાદુરીથી ધીરજપૂર્વક દુઃખો સહન કરી રહ્યા છે અને જેમને બ્રિટિશ શહેનશાહે જેલમાં પૂરી રાખ્યા છે, અગર અટકમાં રાખ્યા છે કે દેશપાર કર્યા છે, તેવા હજારો હિંદીઓને આ મહાસભા અભિનંદન આપે છે. ખાસ કરીને મહાસભાની કાર્યવાહક સમિતિના સભ્ય ખાન અબ્દુલ ગફારખાનને મહાસભા ભાવભરી મુબારકબાદી આપે છે અને સરહદ પ્રાંતના લોકો પ્રત્યે પોતાની હાર્દિક સહાનુભૂતિ દર્શાવે છે. તે જ પ્રમાણે મહાસભા, બંગાળાના મિદનાપુર જિલ્લામાં અને ત્યાંના બીજા ભાગોમાં લશ્કરી કાયદા જેવી પરિસ્થિતિમાં

લોકોને લાંબા વખત સુધી ભયંકર દમન સહન કરવું પડયું છે, તેમની પ્રત્યે પણ હાર્દિક સહાનુભૂતિ દર્શાવે છે.

૩. શ્રી. સુભાષ બોઝ — આ મહાસભાની બેઠકમાં હાજરી આપવા શ્રી. સુભાષચંદ્ર બોઝ લાંબો વખત પરદેશમાં દેશપાર રહીને હિંદમાં પાછા આવતા હતા ત્યારે રસ્તામાંથી તેમને ૧૮૧૮ના નિયમન ધારા ત્રીજા મુજબ પકડવામાં આવ્યા છે તે ખબર મહાસભાએ રોષ સાથે જાણ્યા છે. મહાસભા માને છે કે, હિંદમાં સામાન્ય રાજકીય અને અંગત જીવન ચાલુ થતું અટકાવવા બ્રિટિશ શાહીવાદ પોતાનું દમનનું આખું તંત્ર કેવી રીતે વાપરવા માગે છે, તેનો આ સવિશેષ ધ્યાન ખેંચે તેવો પુરાવો છે. સુભાષબાબુને આ મહાસભા ભાવભર્યો આવકાર આપે છે અને તેમની પ્રત્યે પોતાની સહાનુભૂતિ દર્શાવે છે.

૪. નાગરિક સ્વાતંત્ર્ય — બ્રિટિશ સરકાર હિંદુસ્તાનમાં નાગરિક સ્વાતંત્ર્ય અને ઘણા દાખલાઓમાં અંગત સ્વાતંત્ર્યને દબાવવા માટે જે અત્યંત વ્યાપક દમન ચલાવી રહી છે, તે પ્રત્યે આ મહાસભા જાહેરપ્રજાનું ધ્યાન ખેંચે છે. ખાસ કરીને મહાસભા નીચેની બાબતો તરફ ધ્યાન ખેંચે છે :

સેંકડો મહાસભાની અને બીજી રાષ્ટ્રીય સંસ્થાઓ, મજૂર અને કિસાન સંઘો અને રાજકીય મંડળો તથા બીજાં એવાં મંડળો સામે પ્રતિબંધ મૂકવામાં આવ્યા છે; સરકારે ઘણા આશ્રમો અને કેળવણીની સંસ્થાઓને જપ્ત કરીને હજી પોતાના કબજે રાખી છે; વડી ધારાસભાએ બે વખત નામંજૂર કર્યાં છતાં ફોજદારી કાયદાની સુધારણાના ધારાને સરકારે ખાસ સત્તાથી પસાર કરીને અસાધારણ કાયદાનું રાજ્ય ચાલુ રાખ્યું છે અને એવા જ બીજા કાયદાઓ પ્રાન્તોમાં પણ પસાર કરવામાં આવ્યા છે; કેટલાંક પુસ્તકો અને સામયિકોને ગેરકાયદેસર જાહેર કરવામાં આવ્યાં છે; સંખ્યાબંધ છાપાંના કાયદાઓ પસાર કરવામાં આવ્યા છે અને છાપાંના લખાણ પર કડક અંકુશો મૂકવામાં આવ્યા છે, જેને પરિણામે તાજેતરમાં ૩૪૮ છાપાં બંધ થયાં છે; બાંયધરીની અનામત તરીકે મૂકવામાં આવેલી મોટી રકમો જપ્ત કરવામાં આવે છે; સંખ્યાબંધ લોકોને અચોક્કસ મુદત માટે તેમની સામે કેસ ચલાવ્યા વગર પૂરી રાખવામાં આવ્યા છે; સરહદ પ્રાન્તના લોકો ઉપર સંખ્યાબંધ ખાસ પ્રકારના અને વધારાના અંકુશો મૂકવામાં આવ્યા છે; બંગાળના કેટલાક ભાગોમાં અંગત સ્વાતંત્ર્ય ઉપર તરાપ મારવામાં આવી છે; દેશમાંથી લોકોને હદપાર કરીને નજરકેદમાં રાખીને અને બીજી રીતે અટકાવીને પ્રજાની છૂટથી થતી અવરજવર અટકાવી દેવામાં આવી છે; એ રીતે લોકોને સામાન્ય ધંધારોજગાર કરતાં પણ અટકાવવામાં આવે છે અને

ઘણી વખત પ્રજાના રાહત આપવાના માનવદયાના કામમાં પણ મુશ્કેલી ઊભી કરવામાં આવે છે; ગુનેગાર જાતિઓનો કાયદો અને પરદેશીઓને લગતો કાયદો રાજકીય કાર્યકર્તાઓને લાગુ કરવામાં આવે છે; વગરવિચાર્યે સંખ્યાબંધ ઘરોની જડતી કરવામાં આવે છે; હિંદીઓને પરદેશ જવામાં મુશ્કેલીઓ ઊભી કરવામાં આવે છે; અને પરદેશથી દેશમાં આવનારને માટે પણ નડતરો ઊભી કરવામાં આવે છે; આથી એવા લોકોને પોતાની માતૃભૂમિ અને દેશભાઈઓથી વિખૂટા રહેવું પડે છે.

આ રીતે હાલ હિંદ બ્રિટિશ રાજતંત્રમાં જેવી રીતે નાગરિક અને અંગત સ્વાતંત્ર્યને સામાન્ય રીતે દબાવવામાં આવે છે અને લોકો પર દમન ચલાવવામાં આવે છે તેવું મોટા પાયા પર દમન ૧૮૫૭ના બળવા પછી હિંદમાં કદી થયું નથી તેની આ મહાસભા નોંધ લે છે.

મહાસભા માને છે કે, આ અસાધારણ દમનનીતિ એ હિંદી પ્રજાની સ્વાતંત્ર્ય માટેની લડતના બળનું અને તેની સફળતાનું પરિણામ છે; એમ છતાં મહાસભા એ જણાવવા માગે છે કે, હિંદમાં બંધારણીય પ્રગતિ થઈ રહી છે એમ બ્રિટિશ સરકારના પ્રતિનિધિઓ જાહેર કરે છે. છતાં નવા બંધારણીય કાયદાની પશ્ચાદ્ભૂમિકા કેવી છે તે ઉપરની હકીકત દર્શાવે છે.

વિશેષમાં મહાસભાને અત્યંત ખેદ થાય છે કે, દેશી રાજ્યોમાં પણ એવી જ રીતે નાગરિક અને અંગત સ્વતંત્રતાને દબાવવામાં આવે છે. અને કેટલાંક રાજ્યોમાં તો હિંદના બીજા ભાગો કરતાં પણ સ્થિતિ ખરાબ છે અને ત્યાં તો લગભગ કોઈ પ્રકારનું સ્વાતંત્ર્ય અસ્તિત્વમાં નથી. કેટલાંક રાજ્યોમાં તો મહાસભા સામે પ્રતિબંધ મૂકવામાં આવ્યો છે અને મંડળોનું સામાન્ય શાંતિભર્યું કાર્ય પણ અટકાવી દેવામાં આવે છે; તથા રાષ્ટ્રીય વાવટાનું અપમાન કરવામાં આવે છે.

મહાસભા જાણે છે કે, દેશી રાજ્યોની પાછળ અસરકારક સત્તા બ્રિટિશ સરકારની હોય છે અને કેટલાંક રાજ્યો તો બ્રિટિશ અમલદારોના સીધા અંકુશ હેઠળ હોય છે. આમ છતાં આ ખેદજનક સ્થિતિની જવાબદારી બ્રિટિશ સરકાર અને દેશી રાજાઓ બન્ને ઉપર છે. મહાસભા જાહેર કરે છે કે અંગત, નાગરિક અને પ્રજાકીય સ્વાતંત્ર્યની બાબતમાં દેશી રાજ્યો અને હિંદના બીજા ભાગોની વચ્ચે મહાસભા કોઈ ભેદ સ્વીકારતી નથી.

આ રીતે રાષ્ટ્રીય વિકાસ અને પ્રવૃત્તિને થંભાવી દેવાનો સરકારનો પ્રયત્ન છતાં, મહાસભા પોતાનો મક્કમ નિશ્ચય દર્શાવે છે કે હિંદના લોકો સંપૂર્ણ સ્વરાજ મળતાં સુધી આ પરિસ્થિતિનો ધીરજ અને હિંમતપૂર્વક સામનો કરશે અને સ્વાતંત્ર્ય માટેની પોતાની લડત ચાલુ રાખશે.

૫. પરદેશખાતું — આ મહાસભા કાર્યવાહક સમિતિને સત્તા આપે છે કે, તે મહાસમિતિ તરફથી એક પરદેશખાતું ખોલવાની વ્યવસ્થા કરે. તે ખાતું મહામંત્રીની દેખરેખ હેઠળ અને જરૂર પ્રમાણે બીજા માણસોને રોકીને ચલાવવામાં આવે. તેનો હેતુ એ હોય કે, પરદેશ વસતા હિંદીઓ સાથે સંબંધમાં રહેવું અને હિંદ સ્વાતંત્ર્યના કામમાં મદદ કરી શકે તેવાં અને જેમની સાથે સહકાર કરવો શક્ય હોય તેવાં આંતરરાષ્ટ્રીય અને બીજાં પરદેશી મંડળો સાથે સંબંધ બાંધવો.

૬. શ્રી. રોમા રોલાંનું આમંત્રણ — યુદ્ધ અને ફાસિઝમ વિરુદ્ધ લડત ચલાવનારી વિશ્વસમિતિના પ્રમુખ શ્રી. રોમા રોલાંએ આવતા સપ્ટેમ્બર માસમાં જીનિવા મુકામે ભરાનારી વિશ્વશાંતિ-પરિષદમાં ભાગ લેવાનું આમંત્રણ મોકલ્યું છે, તે પર વિચાર કરીને આ મહાસભા તે પરિષદના વ્યવસ્થાપકોને અભિનંદન આપે છે અને તેમને ખાતરી આપે છે કે, રાષ્ટ્રીય અને સામાજિક સ્વાતંત્ર્ય પર રચાયેલી વિશ્વશાંતિ સિદ્ધ કરવાના મહાન્ કાર્યમાં આ મહાસભાની પૂરી સહાનુભૂતિ અને સહકાર છે. મહાસભાનો મક્કમ અભિપ્રાય છે કે, જ્યારે યુદ્ધનાં કારણો દૂર થશે અને એક પ્રજા બીજી પ્રજા પર સત્તા ચલાવવાનું અને તેનું શોષણ કરવાનું બંધ કરશે ત્યારે જ દુનિયામાં કાયમી શાંતિ થશે.

૭. યુદ્ધભય — ૧૯૨૭ માં મહાસભાની મદ્રાસની બેઠકમાં, શાહીવાદી યુદ્ધના ભય પ્રત્યે અને તેમાં હિંદને હાથો બનાવવાની શક્યતા તરફ દેશનું ધ્યાન ખેંચવામાં આવ્યું હતું અને એમ જાહેર કરવામાં આવ્યું હતું કે, પોતાની સંમતિ વગર તેવા યુદ્ધમાં ભાગ લેવાની ના પાડવાનો હિંદી પ્રજાને હક છે.

ત્યાર બાદ ફાસિસ્ટ સરમુખત્યારી વધી; ઇટાલીએ એબિસિનિયા પર ચડાઈ કરી; ઉત્તર ચીન અને મંગોલિયામાં જાપાને ચડાઈ કરી; મહાન શાહીવાદી સત્તાઓમાં અંદરોઅંદર ઝઘડાઓ થયા અને રસાકસી ચાલી; અને લડાઈનાં સાધનો વધાર્યે જવાનો હડકવા ચાલ્યો; આથી યુદ્ધભય વધારે ચોખ્ખો દેખાવા લાગ્યો છે અને મોટા પાયા પર ભયંકર લડાઈ દુનિયાને ઘેરી લેશે એવો ભય લાગે છે. આવા યુદ્ધમાં હિંદને સ્પષ્ટ ગેરલાભ થાય અને બ્રિટિશ શાહીવાદને લાભ થાય એ રીતે હિંદને ખેંચવાનો અને તેનું શોષણ કરવાનો અનિવાર્યપણે પ્રયત્ન કરવામાં આવશે. આથી મહાસભા પોતાના અગાઉના ઠરાવનું ફરી સમર્થન કરે છે અને યુદ્ધભય બાબત લોકોને ચેતવણી આપે છે અને કોઈ શાહીવાદી યુદ્ધમાં ભાગ લેવાનો પોતાનો વિરોધ ફરી જાહેર કરે છે.

૮. એબિસિનિયા — ઇથેઓપિયાના લોકો શાહીવાદી આક્રમણ સામે પોતાના દેશનું બહાદુરીપૂર્વક રક્ષણ કરી રહ્યા છે તેમની પ્રત્યે આ મહાસભા હિંદી પ્રજાની સહાનુભૂતિ વ્યક્ત કરે છે અને માને છે કે, તેમનું યુદ્ધ એ શોષિત પ્રજાઓની સ્વાતંત્ર્ય માટેની લડતનો એક ભાગ છે.

આ મહાસભા ઇટાલી—એબિસિનિયાના યુદ્ધ સંબંધમાં રાષ્ટ્રસંઘ અને મહાન સત્તાઓની રાજનીતિને વખોડી કાઢે છે.

૯. ૧૯૩૫ના સુધારાનો કાયદો — ૧૯૩૫ નો હિંદી સરકારનો કાયદો એ સરકારી યોજના અને સંયુક્ત પાર્લામેન્ટરી રિપોર્ટ ઉપર રચાયેલો હોવા છતાં, કેટલીક રીતે મૂળ રિપોર્ટની ભલામણો કરતાં પણ ખરાબ છે. આથી તેમાં કોઈ રીતે હિંદી પ્રજાની સંમતિ નથી અને તેનો હેતુ હિંદી પ્રજાની ગુલામી અને તેનું શોષણ સરળ બનાવવાનો અને કાયમ કરવાનો જણાય છે. તે કાયદાની સાથે હિંદમાં વ્યાપક દમનનીતિ શરૂ કરવામાં આવી છે અને નાગરિકોના હક દબાવી દેવામાં આવ્યા છે. આથી મહાસભા નવા બંધારણને પૂરેપૂરું ફેંકી દેવાનો પોતાનો ઠરાવ ફરી જાહેર કરે છે.

રાષ્ટ્રીય સ્વાતંત્ર્ય અને પ્રજાકીય સરકાર માટેની હિંદી પ્રજાની ઇચ્છાને પ્રજાના પ્રતિનિધિ તરીકે રજૂ કરીને, આ મહાસભા જાહેર કરે છે કે, બહારની કોઈ સત્તાએ બળજબરીથી લાદેલું કોઈ બંધારણ હિંદની પ્રજા સ્વીકારશે નહિ. તે જ રીતે જે કોઈ બંધારણથી હિંદી પ્રજાની સર્વસત્તા ઉપર કાપ મુકાય અને જે બંધારણથી પોતાનું આર્થિક અને રાજકીય ભાવી પોતાની મેળે પૂરેપૂરું નક્કી કરીને ચલાવવાનો અધિકાર ન મળે તેવું બંધારણ સ્વીકારશે નહિ.

મહાસભાનો મત છે કે, આવું બંધારણ હિંદી પ્રજાના સ્વાતંત્ર્યના ધોરણ પર રચાવું જોઈએ અને પુખ્ત વયના લોકોના મતાધિકારના ધોરણે અથવા લગભગ તેવા મતાધિકારના ધોરણે ચૂંટાયેલી લોકપ્રતિનિધિ સભા જ એવું બંધારણ ઘડી શકે. આથી મહાસભા હિંદી પ્રજાને નામે લોકપ્રતિનિધિ સભા માટેની માગણી ફરી ભારપૂર્વક કરે છે. અને ધારાસભાઓની અંદર અને બહાર મહાસભાના સભ્યો અને પ્રતિનિધિઓને આદેશ કરે છે કે તે માગણી સ્વીકારાવવા માટે દબાણ કરે.

સરકારી જાહેરાતો મુજબ, નવા કાયદા અનુસાર પ્રાન્તિક ધારાસભાઓની ચૂંટણીઓ આવતી મહાસભાની બેઠક મળે તે પહેલાં થશે એ હકીકત ધ્યાનમાં લઈને, મહાસભા ઠરાવે છે કે, એમ ચૂંટણીઓ થાય તો, મહાસભાની જાહેર કરેલી નીતિ અને આદેશ અનુસાર મહાસભા તરફથી ઉમેદવારો ઊભા કરવા. ઉમેદવારો એવા પસંદ કરવા કે જેઓ, હિંદની આઝાદીના

ધ્યેયને પૂરી રીતે ટેકો આપતા હોય અને. જેઓ ધારાસભાઓ અંગેની મહાસભાની નીતિ અનુસાર કામ કરવા બંધાતા હોય.

ચૂંટણી થાય તે પહેલાં, મહાસમિતિ લોકોની સમક્ષ ચૂંટણીનું જાહેરનામું રજૂ કરશે. તેમાં મહાસભાએ વખતોવખત પસાર કરેલા ઠરાવો અનુસાર મહાસભાની રાજકીય અને આર્થિક નીતિ અને કાર્યક્રમ સમજાવવામાં આવશે. તે જાહેરનામામાં પ્રાંતોને લગતી કોઈ ખાસ બાબતો ઉમેરવા જેવી લાગે તો તે પ્રાંતની મહાસભા સમિતિ તેમાં પૂર્તિ કરી શકશે. પણ એવાં પ્રાંતિક જાહેરનામાંઓ કાર્યવાહક સમિતિ પાસે અગાઉથી મંજૂર કરાવવાં જોઈએ.

વિશેષમાં ઠરાવવામાં આવે છે કે, ધારાસભા બોર્ડનું કામ હવેથી કાર્યવાહક સમિતિ સંભાળશે. કાર્યવાહક સમિતિને જરૂર લાગે તે પ્રમાણે પ્રાન્તિક ધારાસભાઓની ચૂંટણીની વ્યવસ્થા કરવા માટે અને ચૂંટાયેલા સભ્યોની પ્રવૃત્તિને સંગઠિત કરવા, તેના ઉપર અંકુશ રાખવા અને તેને માર્ગદર્શન કરવા માટે, બોર્ડ કે કમિટી નીમવાની સત્તા આપવામાં આવે છે. આથી હવે ધારાસભા બોર્ડ ફરી નીમવાની જરૂર નથી.

પ્રાન્તોમાં મહાસભાએ પ્રધાનમંડળો રચવાં કે નહિ તે બાબત દેશમાં ખૂબ ચર્ચા ઊઠી છે. ચૂંટણી પછી કેવી પરિસ્થિતિ હશે તે હાલ અચોક્કસ હોવાથી, મહાસભાનો એવો મત છે કે, આ પ્રશ્ન સંબંધમાં આ તબક્કે કોઈ નિર્ણય બાંધી દેવો ઇષ્ટ નથી. તે બાબત યોગ્ય સમયે પ્રાન્તિક સમિતિઓની સલાહ લીધા પછી મહાસમિતિ નિર્ણય કરે એમ ઠરાવવામાં આવે છે.

૧૦. પરદેશના હિંદીઓ — દક્ષિણ આફ્રિકા, પૂર્વ આફ્રિકા, ઝાંઝીબાર અને ફીજીના ટાપુમાં વસતા હિંદીઓ પ્રત્યે આ મહાસભા ફરી પોતાની સહાનુભૂતિ દર્શાવે છે અને ત્યાંની સરકારો અને બ્રિટિશ સરકારે અગાઉ કરેલા કરારો અને જાહેરાતોથી વિરુદ્ધ જઈને, ત્યાંના હિંદીઓના અંગત અને માલકી હક પડાવી લેવામાં આવે છે અને તેમનો દરજ્જો બગડતો જાય છે એ જોઈને મહાસભાને ખેદ થાય છે. મહાસભા તે ભાઈઓને ખાતરી આપે છે કે, તેમની સ્થિતિ સુધારવા માટે પોતાનાથી બનશે તેટલું મહાસભા કરી છૂટશે.

૧૧. આમજનતાનો સંપર્ક — આમજનતા મહાસભાના કાર્યમાં, અને તેની નીતિ ઘડવામાં વિશેષ ભાગ લે અને મહાસભા તેમની જરૂરિયાતો અને ઇચ્છાઓને વધારે અનુકૂળ બને એટલા માટે, મહાસભાની સંસ્થાઓ અને આમજનતા વચ્ચે વિશેષ ગાઢ સંબંધ બાંધવો જોઈએ એમ આ મહાસભા માને છે. આ હેતુથી અને હિંદની આઝાદી માટે કામ કરનારાં કિસાનો,

મજૂરો વગેરેનાં મંડળો અને તેવાં બીજાં મંડળો સાથે વિશેષ સંબંધ બાંધવાના હેતુથી, અને દેશનાં સર્વે શાહીવાદ-વિરોધી મંડળોનો સંયુક્ત મોરચો ઊભો કરવા માટે વિચાર કરીને ભલામણો કરવા નીચેના સભ્યોની સમિતિ નીમવામાં આવે છે:

### આમસંપર્ક સમિતિ

શ્રી. રાજેન્દ્રપ્રસાદ, જયરામદાસ દોલતરામ, જયપ્રકાશ નારાયણ.

આ સમિતિ પોતાની ભલામણોને અંગે મહાસભાના બંધારણમાં તેમને જરૂરી લાગે તેવા સુધારા પણ સૂચવે.

સમિતિ જુલાઈ ૧૯૩૬ ના અંત પહેલાં પોતાનો રિપોર્ટ કાર્યવાહક સમિતિ મારફત મહાસમિતિ સમક્ષ રજૂ કરે. તે રિપોર્ટને પછી જિલ્લા અને અને પ્રાન્તિક સમિતિઓમાં અભિપ્રાય માટે ફેરવવામાં આવે અને તે ઉપર મહાસમિતિની છેવટની ભલામણો આવતી બેઠક આગળ રજૂ કરવામાં આવે.

૧૨. ખેડૂતો માટે કાર્યક્રમ — આ મહાસભા માને છે કે, દેશનો ભારે અગત્યનો અને તરત ધ્યાનમાં લેવા જેવો પ્રશ્ન દેશની ભયંકર, ગરીબાઈ, બેકારી અને ખેડૂતોની દેવાદારીનો છે. દેવાદારીનું મૂળ એ જૂની થઈ ગયેલી અને બોજારૂપ જમીનની માલકીની અને મહેસૂલની પદ્ધતિઓ છે અને તાજેતરમાં પાકના ભાવ બેસી જવાથી દેવાદારી વધારે તીવ્ર બની છે. આ પ્રશ્નનું છેવટનું નિરાકરણ અનિવાર્ય રીતે બ્રિટિશ શાહીવાદી શોષણ બંધ થાય, જમીનની માલિકીની અને મહેસૂલની પદ્ધતિઓમાં ધરમૂળથી ફેરફાર થાય અને ગામડાંના બેકારોને કામ આપવાની પોતાની ફરજ રાજ્ય સમજે તો જ આવી શકે એમ છે.

પણ જુદા જુદા પ્રાંતોમાં જમીનની માલિકી અને મહેસૂલની પદ્ધતિઓમાં અને ખેડૂતોની સ્થિતિમાં તફાવત હોય છે તે ખ્યાલમાં લઈને, અખિલ હિંદ માટે અને દરેક પ્રાન્ત માટે કિસાન કાર્યક્રમ ઘડી કાઢવા માટે, એ ઇચ્છવા-યોગ્ય છે કે, કાર્યવાહક સમિતિ તેને યોગ્ય લાગે તે પ્રમાણે પ્રાન્તિક સમિતિઓ અને બીજાં કિસાન મંડળોની સાથે મસલત કરે.

આથી આ મહાસભા દરેક પ્રાન્તિક સમિતિને વિનંતી કરે છે કે, તેણે ૩૧ ઑગસ્ટ ૧૯૩૬ પહેલાં નીચેની બાબતોનો ખાસ ખ્યાલ કરીને, પોતાની વિગતવાર ભલામણો કાર્યવાહક સમિતિને મોકલી આપવી. તે ઉપર સમિતિ વિચાર કરીને પછી તે મહાસમિતિ આગળ રજૂ કરશે.

## કિસાન કાર્યક્રમના મુદ્દાઓ

૧. ખેતીના મજૂરો અને કિસાનોનાં મંડળો રચવાની સ્વતંત્રતા.

૨. સરકાર અને ખેડૂતોની વચ્ચે બીજાની દરમિયાનગીરી હોય તેવી સ્થિતિમાં ખેડૂતોના હિતનું રક્ષણ.

૩. ચઢી ગયેલી સાંથ અને મહેસૂલ બાબતમાં અને દેવા સંબંધમાં ખેડૂતોને યોગ્ય અને ન્યાય્ય રાહત.

૪. ઠકરાતી, અર્ધ-ઠકરાતી લાગામાંથી ખેડૂતોને મુક્તિ.

૫. જમીનની સાંથ અને મહેસૂલના માગણામાં સારી પેઠે ઘટાડો.

૬. સરકારી ખર્ચમાંથી, ગામડાંમાં સામાજિક, આર્થિક અને સાંસ્કૃતિક સંભવડો વધારવા માટે યોગ્ય રકમની ફાળવણી.

૭. ઘરગથુ અને ખેતીના ઉપયોગ માટે સ્થાનિક કુદરતી સગવડોનો ખેડૂતો ઉપયોગ કરી શકે તે માટે, તે સંબંધમાં મૂકવામાં આવેલા હેરાનકારી અંકુશો સામે ખેડૂતોને રક્ષણ.

૮. સરકારી અધિકારીઓ અને જમીનદારો તરફથી થતું દમન અને હેરાનગતિમાંથી ખેડૂતોની મુક્તિ.

૯. ગામડાંની બેકારીને દૂર કરવા માટે ઉદ્યોગોને ઉત્તેજન.

**૧૩. દેશી રાજ્યો**— ૧૯૨૮માં કલકત્તાની મહાસભામાં દેશી રાજ્યો સંબંધમાં થયેલા ઠરાવનું આ મહાસભા ફરી સમર્થન કરે છે અને ૧૯૩૫ ના ઑક્ટોબરમાં મદ્રાસમાં મળેલી મહાસમિતિએ તે સંબંધમાં કરેલા નિવેદનમાં દર્શાવેલી નીતિ સાથે પોતાની સંમતિ દર્શાવે છે. તોપણ, મહાસભા પોતાનો મત સ્પષ્ટ કરવા માગે છે કે, દેશી રાજ્યોની પ્રજાને હિંદના બીજા ભાગોની માફક જ આત્મનિર્ણયનો અધિકાર હોવો જોઈએ અને મહાસભાનો આગ્રહ છે કે, હિંદના પ્રત્યેક ભાગને માટે રાજકીય સ્વતંત્રતા, નાગરિક તરીકેના હકો અને પ્રજાકીય અધિકારો સરખાં જ હોવાં જોઈએ. આમ છતાં મહાસભા એમ પણ સ્પષ્ટ કરવા માગે છે કે, રાજ્યોની અંદરની સ્વતંત્રતાની લડત, સ્વાભાવિક રીતે, રાજ્યોના લોકોએ પોતે ચલાવવી જોઈએ.

**૧૪ બંધારણ**— (મહાસભાના સભ્ય થવા માટે શરીરશ્રમનું નક્કી કરેલું ધોરણ રદ કરતું અને બીજા નાના સુધારા સૂચવતું મસલતસમિતિએ પસાર કરેલું બંધારણ મંજૂર કરવામાં આવ્યું.)

**૧૫. પચાસમું અધિવેશન**— મહાસભાનું આવતું અધિવેશન મહારાષ્ટ્રમાં રાખવું.

## ૫૦

# પચાસમું અધિવેશન – ફૈઝપુર

(તા. ૨૭–૨૮ ડિસેમ્બર, ૧૯૩૬)

૧. ડૉ૦ અનસારી વગેરેને અંજલિ — ડૉ૦ એમ. એ. અનસારી, શ્રી. અબ્બાસ તૈયબજી, ડૉ૦ એમ. કે. આંબશિવમ્, શ્રી. વી. ઓ. ચિદંબરમ્ પિલાઈ, શ્રી. કૃષ્ણકુમાર મિત્ર, ડૉ૦ બી સુબ્રહ્મણ્યમ્, પં. પ્યારેમોહન દત્તાત્રેય અને શ્રી. વામનરાવ નાયકના અવસાનથી પડેલી ખોટ માટે આ મહાસભા શોક પ્રદર્શિત કરે છે.

૨. વિશ્વશાંતિ-પરિષદ — વિશ્વશાંતિ-પરિષદ વિષે શ્રી: વી. કે. કૃષ્ણ મેનને કરેલો રિપોર્ટ જોઈને, આ મહાસભા, તેમણે તે પરિષદમાં મહાસભાના પ્રતિનિધિ તરીકે આપેલા ફાળાની કદર કરે છે, અને યુદ્ધનાં કારણો દૂર કરીને વિશ્વશાંતિ સ્થાપવાની તે પરિષદની નેમને પૂરો હાર્દિક ટેકો આપે છે, તથા તે અતિ જરૂરી અને તાકીદના કામમાં પોતાનો પૂરો સહકાર આપવાનું જાહેર કરે છે. તે હેતુથી પરિષદે સ્થાપેલા મંડળમાં આ મહાસભા ખુશીથી જોડાશે. આમ છતાં મહાસભા એ બાબત ઉપર ભાર મૂકવા માગે છે કે, સામ્રાજ્યવાદ પોતે લડાઈનું એક જીવતું જાગતું કારણ છે. એટલે દુનિયાની શાંતિ માટે સામ્રાજ્યવાદને નાબૂદ કરવાની જરૂર છે. આ સંબંધમાં યોગ્ય કરવા પ્રમુખશ્રીને અધિકાર આપવામાં આવે છે.

૩. બર્મા — બર્માને હવે રાજકીય દૃષ્ટિએ હિંદથી અલગ કરેલું હોવાથી, આ મહાસભા મહાસમિતિને સૂચવે છે કે, તે અંગે મહાસભાના બંધારણમાં કેવી જાતના ફેરફાર કરવાની જરૂર છે તેનો તે વિચાર કરે. સૈકાંઓથી આ બન્ને દેશો મજબૂત સાંસ્કૃતિક ગાંઠથી બંધાયેલા છે અને કેટલાંય વરસોથી બન્ને બ્રિટિશ સામ્રાજ્યવાદમાંથી મુક્તિ મેળવવા સાથે મળીને ઝૂઝે છે. હવે બર્માના લોકોની બહુમતિની ઇચ્છાની વિરુદ્ધ જઈને બ્રિટિશ સામ્રાજ્યના લાભની ખાતર, તેને બળજબરીથી છૂટો પાડવામાં આવે છે. પણ તેથી જૂના સાંસ્કૃતિક સંબંધો તૂટશે નહિ અને અલગ થવાથી સંયુક્ત લડત ચલાવવામાં વાંધો આવશે નહિ. આથી બંધારણમાં બર્માના સ્થાન બાબત ત્યાંના લોકોની સાથે ચર્ચા કરીને નક્કી કરવું. આ કામ માટે કાર્યવાહક સમિતિએ પોતાના એક પ્રતિનિધિને બર્મા મોકલવા માટે વ્યવસ્થા

કરવી. બંધારણમાં આ બાબત કંઈ ફેરફારો કરવાની જરૂર લાગે તો મહાસમિતિને તે કરી લેવાની અને તે મુજબ અમલ કરવાની સત્તા આપવામાં આવે છે.

૪. સ્પેન — સ્પેનના લોકો અને ત્યાંના લશ્કરી જૂથની વચ્ચે જે લડત ચાલી રહી છે તે પ્રત્યે આ મહાસભા ઊંડી સહાનુભૂતિથી ચિંતાની નજરે જુએ છે. ત્યાંના લશ્કરી જૂથને પરદેશી ભાડૂતી લશ્કરો અને યુરોપની ફૅસિસ્ટ સત્તાઓનો ટેકો છે. મહાસભા માને છે કે, પ્રજાકીય પ્રગતિ અને ફૅસિસ્ટ પ્રતિક્રિયા વચ્ચેની આ લડત દુનિયાના ભાવી માટે ભારે અગત્યની છે અને તેની અસર સામ્રાજ્યવાદના ભાવી ઉપર અને હિંદના ભવિષ્ય ઉપર થશે.

આ લડતમાં, બ્રિટિશ સરકારે તટસ્થ રહેવાનું વલણ અખત્યાર કર્યું છે તેથી મહાસભાને આશ્ચર્ય થયું નથી. એમ તટસ્થ રહેવાથી ત્યાંના લોકોની ફૅસિસ્ટ બળવાખોરો સામેની લડતને ઘણી રીતે ધોકો પહોંચ્યો છે અને એથી, ફૅસિસ્ટ સત્તાઓના ખુલ્લેખુલ્લા પીઠબળ અને ટેકાથી કામ કરતા બળવાખોરોને ખરેખર મદદ મળી છે.

હિંદના લોકોની વતી, આ મહાસભા, સ્પેનના લોકોને મુબારકબાદી આપે છે અને તેમની સ્વાતંત્ર્યની લડતમાં આ દેશ તેમની સાથે છે એવી ખાતરી આપે છે.

૫. બાકાત પ્રદેશો — બ્રિટિશ સરકારે તા. ૧લી જાન્યુઆરી ૧૯૩૭ થી ૨,૦૭,૯૦૦ ચો. મા. વિસ્તારવાળા અને ૧૩૦ લાખની વસ્તીવાળા બ્રિટિશ બલુચિસ્તાન સાથેના વિભાગોને બાકાત પ્રદેશો, અર્ધ-બાકાત પ્રદેશો અને ચીફ કમિશ્નરના પ્રાન્તો તરીકે જુદા પાડ્યા છે તે અંગે આ મહાસભા માને છે કે, હિંદને જુદા જુદા ભાગોમાં વહેંચી નાખવાનો સરકારનો આ નવો પ્રયત્ન છે. તે વહેંચણી અયોગ્ય અને મનસ્વી છે અને તેનો હેતુ દેશમાં પ્રજાકીય સંસ્થાઓનો એકધારો વિકાસ અટકાવવાનો જણાય છે.

વધુમાં મહાસભા માને છે કે, તે વિભાગોને એ રીતે જુદા પાડવાનો હેતુ એ છે કે, તે પ્રદેશોની ખાણો અને જંગલોની સંપત્તિ ઉપર સરકારનો વધુ અંકુશ રહે, તેઓ ઇચ્છે તેમ તેનો ઉપયોગ-ગેરઉપયોગ કરી શકે, અને ત્યાંના લોકોને હિંદના બીજા ભાગો કરતાં વધારે સહેલાઈથી દબાવી શકે અને તેમની સંપત્તિનું શોષણ કરી શકે.

મહાસભાનો મત છે કે, હિંદના બધા ભાગો માટે, કંઈ પણ ભેદભાવ વગર, એકસરખી પ્રજાકીય અને સ્વશાસનવાળી સંસ્થાઓ હોવી જોઈએ.

૬. કુદરતી આફતો — ગયા વરસમાં સંખ્યાબંધ કુદરતી આફતોએ દેશને અપૂર્વ રીતે પાયમાલ કર્યો છે તે મહાસભાએ ઊંડા દર્દ સાથે જોયું છે. રેલ, અનાવૃષ્ટિ, દુકાળ અને વાવાઝોડાથી સંખ્યાબંધ લોકોને ખૂબ હેરાનગતિ થઈ છે. લોકો ગરીબાઈ અને બેકારીથી ઘસાઈને બેઠા છે તેમાં આ આફતથી ઉમેરો થયો છે. આ આફતોના ભોગ બનેલા પ્રત્યે મહાસભા અત્યંત સહાનુભૂતિ દર્શાવે છે અને આફતોનો સામનો કરવામાં લોકોએ બતાવેલી હિંમતની કદર કરે છે.

જે વ્યક્તિઓ અને બિન-અમલદારી મંડળોએ લોકોની પ્રેમપૂર્વક સેવા કરી છે અને તેમને મદદ આપીને તેમનું દુઃખ મિટાવવામાં મદદ કરી છે, તેમને આ મહાસભા મુબારકબાદી આપે છે.

મહાસભાને લાગે છે કે, વખતોવખત આવતી અને વ્યાપક થતી રેલોનાં વૈજ્ઞાનિક કારણો શોધી કાઢવા માટે સરકારે અત્યાર સુધી પૂરતો પ્રયત્ન કર્યો નથી. તેને માટે પગલાં લેવામાં આવે તો, પાણી ભેગું થતું અટકાવવાનું અને રેલોને મોટે ભાગે ખાળવાનું જરૂર શકય થવું જોઈએ. ખાસ કરીને, પાણીને છૂટું વહેવા માટે સંખ્યાબંધ ગળનાળાં ન હોય તેવી સ્થિતિમાં, સંખ્યાબંધ બંધો બાંધવાથી શી શી અસર થાય છે તે તપાસ કરીને જોવું જોઈએ.

મહાસભા માને છે કે, પુષ્કળ આફતોને લીધે વ્યાપક ગરીબાઈ ફેલાઈ છે તેને દૂર કરવા માટે રાજ્યે પૂરતા પ્રમાણમાં પગલાં લેવાં જોઈએ. ખાસ કરીને ખૂબ દુઃખી થયેલા પ્રદેશમાં ચાલુ સાલનાં મહેસૂલ, સાંથ, પાણીવેરો અને બીજા વેરા પૂરેપૂરા માફ કરવા જોઈએ; થોડા દુઃખી થયેલ પ્રદેશમાં સંગીન માફી આપવી જોઈએ અને અગાઉનાં ચઢેલાં મહેસૂલ, સાંથ, અને દેવાં માફ કરવાં જોઈએ. જેઓ ઘરબાર વિનાના થઈ ગયા હોય તેમને ફરી ઘર માંડવા માટે, વગર-વ્યાજુ અને ઓછા વ્યાજથી લોનો આપવી જોઈએ અને એવી બીજી મદદ કરવી જોઈએ.

૭. યુદ્ધભય — શાહીવાદી યુદ્ધના ભય વિષે મહાસભાએ અગાઉ વારંવાર ધ્યાન ખેંચેલું છે કે, હિંદ તેવા યુદ્ધમાં જોડાઈ શકે નહિ. મહાસભાની છેલ્લી બેઠક પછી, યુદ્ધની સંભવિતતા વધારે તીવ્ર બની છે અને ફૅસિસ્ટ આક્રમણ વધ્યું છે. ફૅસિસ્ટ રાજ્યો, રાજકીય અને સામાજિક સ્વાતંત્ર્યને કચડી નાખવા અને યુરોપ તથા દુનિયા ઉપર પોતાનું પ્રભુત્વ જમાવવાના હેતુથી યુદ્ધ ખેલવા માટે અંદરોઅંદર જોડાણો અને સંધિઓ કરી રહ્યાં છે. મહાસભા સ્વીકારે છે કે, સારા વિશ્વની આ આફત સામે થવા માટે, દુનિયાના પ્રગતિમાન દેશો અને પ્રજાઓ સાથે અને ખાસ કરીને,

સામ્રાજ્યવાદ અને ફૅસિઝમની બેડી તળે કચડાતી અને શોષાતી પ્રજાઓ સાથે સહકાર કરવાની જરૂર છે. આવું કોઈ યુદ્ધ આવી પડે તો તેમાં હિંદનાં માનવશક્તિ અને સાધન-સરંજામનો બ્રિટિશ શાહીવાદના લાભ માટે ઉપયોગ થવાનો ગંભીર ભય છે. આથી મહાસભા, તેની સામે ફરીથી લોકોને ચેતવે છે અને જરૂરી માને છે કે, એવા યુદ્ધ માટે હિંદનું શોષણ થાય તો તેનો સામનો કરવાની તૈયારી કરવી. એવા યુદ્ધ માટે પ્રજાએ કંઈ સગવડો આપવી નહિ, ફાળો કે લોનો ભરવી નહિ અને દરેક પ્રકારની યુદ્ધની તૈયારીનો વિરોધ કરવો.

૮. સરહદ-પ્રાંત — આ મહાસભાનો મત છે કે, હિંદી સરકારની વાયવ્ય સરહદ-પ્રાંતની નીતિ તદ્દન નિષ્ફળ નીવડી છે અને તેથી હિંદના હિતને અને સરહદ પરની કોમોના હિતને ભારે નુકસાન થયું છે. એ નીતિ શાહી દૃષ્ટિએ ચલાવવામાં આવે છે. મોટે ભાગે તેનો હેતુ હિંદના ભારે લશ્કરી ખર્ચનો બચાવ કરવાનો છે. ઉપરાંત તેનો હેતુ, શાહી દૃષ્ટિએ રોકેલા. પણ હાલ નવરા સૈનિકોને, યુદ્ધ જેવી પરિસ્થિતી ઊભી થઈ છે એવા બહાના હેઠળ, તાલીમ આપવાનો છે. જે નીતિને કારણે આકાશમાંથી ગોળીબાર કરવા પડે, વારંવાર લશ્કરી હુમલા કરવા પડે, અને એવાં અમાનુષી અને જંગલી પગલાં લેવાં પડે એવી નીતિને વખોડી કાઢવી જોઈએ. એને કારણે, ઉપરનું પરિણામ આવે છે તે ઉપરાંત, સરહદ પરની મિત્ર કોમો આપણી દુશ્મન અને વિરોધી બની જાય છે.

હિંદના આંતરિક અને બાહ્ય હિતની દૃષ્ટિએ આપણા સરહદના પડોશીઓ સાથે મિત્રાચારી રાખવી જોઈએ અને સરહદ પર શાંતિ હોવી જોઈએ. જો ત્યાંની કોમની સાથે ભલા પડોશીઓ અને મિત્રોની જેમ વર્તાવ કરવામાં આવે તો, અને સંસ્કૃતિ ફેલાવવાના બહાના હેઠળ તેમના કામમાં દખલ કરવામાં ન આવે અથવા તો આર્થિક સહાય આપવાના ઓઠા હેઠળ લશ્કરી રસ્તા બાંધવામાં ન આવે કે એવાં બીજાં કામ કરવામાં ન આવે તો, ત્યાં ઝાઝી મુશ્કેલી વગર મિત્રાચારીભર્યો સંબંધ જાળવી શકાય અને શાંતિ રાખી શકાય, એમ આ મહાસભા માને છે. જો આવી નીતિ અખત્યાર કરવામાં આવે તો એ લોકોની દોસ્તીથી આપણને કીમતી મદદ મળશે અને હિંદના લશ્કરી ખર્ચનો બોજો ઓછો થશે.

મહાસભા માને છે કે, સરહદનો પઠાણ જંગલી, ભયંકર, ઘાતકી અને હુમલાખોર છે એવો આક્ષેપ બિન-પાયાદાર છે અને તે પ્રદેશમાં વગર કારણની દખલગીરી કરવા માટે, અને કાયમનું ભારે લશ્કરી ખર્ચ બરોબર છે એમ બતાવવા માટે તે આક્ષેપ કરવામાં આવે છે.

મહાસભા જાહેર કરે છે કે, હિંદના લોકો તેના પડોશી સર્વે દેશો સાથે મિત્રાચારી ચાહે છે અને જેથી માનવીનું ભલું થાય અને શાંતિ સ્થપાય તેવા કોઈ પણ મહાન કાર્યમાં તેમની સાથે સહકાર કરવા તૈયાર છે.

તે પ્રદેશમાં સરકારે છેવટમાં કેટલાંક શિક્ષાત્મક પગલાં લીધાં છે તેને મહાસભા વખોડી કાઢે છે. સરકારની નિષ્ફળ અને જોખમકારક સરહદનીતિનો એ છેલ્લો નમૂનો છે. તેથી પરિણામે લોકોને હેરાનગતિ જ થાય છે અને લોકોમાં કડવાશ ફેલાય છે.

આ પરિસ્થિતિનો તાગ લાવવાનો સાચો રસ્તો એ છે કે, ત્યાંની કોમના સહકારથી ત્યાંના પ્રશ્નનું છેવટનું અને શાંતિપૂર્વક સામાધાન કરવાના હેતુથી, ત્યાંની આર્થિક, રાજકીય અને લશ્કરી પરિસ્થિતિની તપાસ કરાવવી.

૯. અટકાયતી કેદીઓ:— બ્રિટિશ સરકારની, હજારો હિંદીઓને, તેમની સામેના આક્ષેપો પુરવાર કર્યા વગર, અચોક્કસ મુદત સુધી જેલમાં અટકમાં રાખી મૂકવાની અન્યાયી અને અમાનુષી નીતિનો આ મહાસભા સખત વિરોધ કરે છે અને માને છે કે, આઝાદીની રાષ્ટ્રીય લડતને અટકાવી દેવા માટે આ નીતિ અખત્યાર કરવામાં આવી છે. આવા લોકોને તરત જ છોડી મૂકવા જોઈએ અને તેમની સામેના સંખ્યાબંધ અંકુશો પાછા ખેંચી લેવા જોઈએ એવી હિંદી પ્રજાની માગણી આ મહાસભા રજૂ કરે છે.

જે અટકાયતીઓ દેશની આઝાદી માટે શાંતિપૂર્વક અને હિંમતપૂર્વક દુ:ખ સહન કરી રહ્યા છે તેમને મહાસભા હાર્દિક અભિનંદન આપે છે અને તેમની પ્રત્યે સહાનુભૂતિ દર્શાવે છે.

છેલ્લાં ચાર અઠવાડિયાંમાં, બંગાળામાં ત્રણ અટકાયતી કેદીઓએ આપઘાત કર્યો છે એ સમાચાર મહાસભાએ ભય અને ચિંતાપૂર્વક સાંભળ્યા છે. આવા આપઘાતો એમ સૂચવે છે કે, તેમને જે પરિસ્થિતિમાં રાખવામાં આવે છે તે અસહ્ય અને નિંદ્ય છે. મહાસભાની માગણી છે કે, આ આપઘાતો કેવા સંજોગોમાં થયા અને અટકાયતીઓને કેવી રીતે રાખવામાં આવે છે તેની જાહેર તપાસ થવી જોઈએ. તે ત્રણે અટકાયતીઓનાં દુ:ખી કુટુંબોને મહાસભા પોતાની દિલસોજી પાઠવે છે.

વડી ધારાસભાના મહાસભા પક્ષે એ અટકાયતીઓની પરિસ્થિતિની તપાસ કરવા માટે એક કમિટી નીમી હતી. એવી બિન-સરકારી અને સ્વતંત્ર તપાસ કરવા દેવાની સરકારે ના પાડી તે પ્રત્યે આ મહાસભા સખત વિરોધ દર્શાવે છે.

સરકારે આંદામાનની જેલ, તે માટે નીમેલી એક કમિટીની ભલામણ ઉપરથી બંધ કરી હતી. તે જેલ સરકારે ફરી ચાલુ કરી છે તેનો મહાસભા સખત વિરોધ કરે છે.

મહાસભા માને છે કે, ત્યાંની પરિસ્થિતિમાં ખાસ કરીને કેદીઓની મુલાકાત લેવાની મુશ્કેલી, એકાંતવાસ અને શિક્ષિત રાજદ્વારી કેદીઓને માટે બૌદ્ધિક ખોરાકનો અભાવ વગેરે હોય છે, તે ધ્યાનમાં લઈને ત્યાં કેદીઓને મોકલવાનું બંધ કરવું જોઈએ અને જેમને મોકલ્યા હોય તેમને તરત જ હિંદ પાછા લાવવા જોઈએ.

૧૦. પરદેશવાસી હિંદીઓ:— પરદેશવાસી હિંદીઓને આ મહાસભા મુબારકબાદી આપે છે અને તેમને જણાવે છે કે, તેઓ જે પ્રદેશમાં વસેલા છે ત્યાં તેમનો દરજ્જો બગડતો જાય છે અને તેમને અડચણો પડે છે, તેમાં મહાસભાની સહાનુભૂતિ છે અને તેમાં તેમને મદદ આપવાની ખાતરી આપે છે. તેમની સ્થિતિ સુધારવા મહાસભા પોતાનાથી બનતું બધું કરી છૂટવા તૈયાર છે. પણ એટલું જાણવું જોઈએ કે, હિંદને સંપૂર્ણ સ્વતંત્રતા પ્રાપ્ત થાય અને તેનામાં પોતાના પરદેશવાસી ભાઈઓનું અસરકારક રક્ષણ કરવાની તાકાત આવે, તે સિવાય તેમના દરજ્જામાં મોટો સુધારો થઈ શકવાનો નથી.

૧૧. ખાણોની હોનારત:— બંગાળા અને બિહારની ખાણોમાં વારંવાર થતા અકસ્માતોની આ મહાસભા ભય અને દિલગીરી સાથે નોંધ લે છે. એવા અકસ્માતોમાં દરેક વખતે સંખ્યાબંધ માણસો મરી જાય છે, પાછળ-નાંઓને ભારે દુ:ખ પડે છે અને ખાણોનું ઘણું ધન નકામું જાય છે.

મહાસભા માને છે કે, આવા અકસ્માતો અટકાવી શકાય તેમ છે. તેમ નથી થતું એમાં રાજ્યતંત્રની ખામી છે; તેમાં તે ખાણોના માલિકો અને વ્યવસ્થાપકોની માનવ દુ:ખ પ્રત્યેની બેદરકારી છે અને તેમાં તેમની સંપૂર્ણ નાલાયકી છે. એ જરૂરી છે કે, આવા અકસ્માતો અટકાવવા માટે, નવા કાયદા કરીને અને ચાલુ ધારાધોરણોનું વધારે સંભાળપૂર્વક અને સખતાઈથી પાલન કરાવીને, તે બાબતમાં તાબડતોબ અસરકારક પગલાં લેવાં જોઈએ, અને માલિકો પાસેથી, અકસ્માતોના ભોગ બનેલાંઓને અને તેમનાં વારસોને દાખલો બેસાડી શકાય તેવી નુકસાની અપાવવી જોઈએ.

૧૨. રેલવે હડતાલ:— સરકારી રેલવેના મજૂરો અને તેમનાં મંડળોની માગણી છે કે, રેલવેના ખર્ચમાં કાપકૂપ કરવા સંબંધમાં અને ખાસ કરીને નાના નોકરોના પગાર ઘટાડવાની બાબતમાં એક તપાસપંચ નીમવું જોઈએ. પ્રજામતનો આ માગણીને ટેકો છે. સરકારે અને રેલવે બોર્ડે આ ન્યાયી અને વાજબી માગણીની સતત અવગણના કરી છે. મહાસભા માને છે કે,

હજુ પણ આવું તપાસપંચ નીમવામાં આવે તો, બંગાળ-નાગપુર રેલવેની ચાલુ હડતાળનું સમાધાન થઈ શકે એમ છે.

તે રેલવેના મજૂરોએ પોતાના હક ઉપર વારંવાર તરાપો પડવા સામે સંગઠનપૂર્વક અને બહાદુરીથી સામનો કર્યો છે તે માટે મહાસભા તેમને મુબારકબાદી આપે છે અને આશા રાખે છે કે, લોકો તેમને પૂરી મદદ આપશે અને પોતાની સહાનુભૂતિ દર્શાવશે.

૧૩. ઘંધારણ અને આમસંપર્ક:— મહાસભા ફરીથી એમ ભારપૂર્વક જણાવવા માગે છે કે, આમપ્રજાનો મહાસભાની સાથે સંપર્ક વધે અને પ્રાથમિક સભ્યો મહાસભાની નીતિરીતિ અને કાર્યક્રમ વિચારતા થાય એ ઇચ્છવાયોગ્ય છે. એમ કરવા માટે મહાસભાના બંધારણમાં કેવા ફેરફાર કરવાની જરૂર છે તે વિચારવા નીચેની સમિતિ નીમવામાં આવે છે:–

પ્રમુખશ્રી, શ્રી. રાજેન્દ્રપ્રસાદ, જયરામદાસ દોલતરામ, જયપ્રકાશ નારાયણ, અને મહામંત્રી (આમંત્રક).

આ સમિતિ ૩૦મી એપ્રિલ ૧૯૩૭ સુધીમાં મહાસમિતિને પોતાનો રિપોર્ટ કરે. સાથોસાથ લખનૌ મહાસભામાં નીમેલી આમસંપર્ક સમિતિનો રિપોર્ટ પણ વિચારે.

મહાસભાનો અભિપ્રાય છે કે, આવી નવી વ્યવસ્થા અમલમાં આવે તે દરમિયાન પણ પ્રાંતિક સમિતિઓએ નીચેના ધોરણે પોતાના પ્રાંતોમાં વ્યવસ્થા કરવી:—

(૧) શક્યતા અનુસાર પ્રાથમિક સમિતિઓ ગામડાંમાં અને શહેરોના મહોલ્લા અને લત્તાઓમાં પણ સ્થાપવી.

(૨) પ્રાથમિક સમિતિઓના સભ્યોએ ઓછામાં ઓછા વરસમાં બે વાર મળવું જોઈએ અને પોતે કરેલા કામનો, સ્થાનિક પ્રશ્નોનો અને મુશ્કેલીઓનો વિચાર કરવો જોઈએ. અને મહાસભા મળે તે પહેલાં, તેની નીતિરીતિ અને કાર્યક્રમનો વિચાર કરીને પોતાની ઉપરી સમિતિ પર તેનો રિપોર્ટ મોકલવો જોઈએ. કોઈ ખાસ પ્રશ્નની વિચારણા માટે અમુક સંખ્યામાં સભ્યો સભા બોલાવવાની માગણી કરી શકે એવો પ્રબંધ પણ હોવો જોઈએ.

(૩) સભ્ય તરીકેના લવાજમના ચાર આના કોઈ ચીજમાં પણ વસૂલ કરવાની સ્થાનિક વ્યવસ્થા થઈ શકે.

ઉપરની સૂચનાઓનો અમલ કરવા સારુ અને મહાસભાને વધારે કાર્યક્ષમ બનાવવા માટે, તથા આમજનતાની જરૂરિયાતો અને ઇચ્છાઓને મહાસભા વધારે અનુકૂળ થાય તે માટે, કાર્યવાહક સમિતિને સૂચના કરવામાં

આવે છે કે, તે કામ માટે એક સંયોજક મંત્રી નીમે અને પ્રાંતિક સમિતિઓ પણ પોતપોતાના પ્રાંતો માટે એવા મંત્રી નીમે.

મહાસભા આશા રાખે છે કે, આપણી રાષ્ટ્રીય સંસ્થાને લોકોના દૈનિક જીવન અને જીવન-કલહની વધારે નજીક લાવવાના આ કાર્યમાં મહાસભાવાદીઓ પૂરો સહકાર આપશે.

૧૪. અધિવેશનનો સમય:— મહાસભાનું અધિવેશન ડિસેમ્બર સિવાય બીજા કોઈ માસમાં ભરવા માટે મહાસભાના બંધારણમાં જે ફેરફાર કરવા યોગ્ય લાગે તે કરી લેવા મહાસમિતિને સત્તા આપવામાં આવે છે.

૧૫. નાગરિક હક્કો:— હિંદમાં નાગરિકોના હકો હજુ જોરશેર પડાવી લેવામાં આવે છે એ બાબત મહાસભા ફરી ધ્યાન પર લાવે છે અને તે કાર્યને વખોડી કાઢે છે. સરકારના એ કૃત્યથી સામાન્ય જાહેર પ્રવૃત્તિ અટકી ગઈ છે; તેનાથી અંગત સ્વતંત્રતા જોખમાય છે અને ઊગતી પ્રજા કચડાય છે.

સેંકડો મહાસભા-સમિતિઓ તેમ જ મજૂર અને કિસાન મંડળો ઉપરના પ્રતિબંધો હજુ રદ થયા નથી; જાહેર પ્રવૃત્તિ અટકાવી દેવા માટે અને પ્રજામત જાહેર થતો અટકાવવા માટે, ફોજદારી કાયદો અને ફોજદારી કાયદાની રીતરસમનો કાયદો, એ બન્નેનો વ્યાપક અને શિક્ષાત્મક ઉપયોગ થાય છે. તે ઉપરાંત વધારામાં અસાધારણ ધારાઓ ચાલુ છે; છાપાંના કાયદા અને દેવદર્શનની પદ્ધતિથી છાપાંઓને મોઢે ડૂચો મરાયો છે; દરિયાઈ જકાતના કાયદા હેઠળ પુસ્તકો અને સામયિકો પર પ્રતિબંધો મુકાયા છે અગર તેમને આવતાં અટકાવવામાં આવે છે; કોઈને હદપાર કરીને તો કોઈને નજરકેદ કરીને વ્યક્તિઓને છૂટથી હરવાફરવા દેવામાં આવતી નથી; કેસ ચલાવ્યા વગર અટકાયતીઓને છાવણીઓમાં પૂરી રાખવામાં આવે છે; ગુનેગાર જાતિઓનો કાયદો શાંત નાગરિકો માટે ભયરૂપ છે; અને છતાં તે કાયદો તથા પરદેશીઓ માટેનો કાયદો, રાજકીય કાર્યકરોને લાગુ કરવામાં આવે છે; પરદેશ જવા ઇચ્છતા હિંદીઓને પાસપોર્ટ આપવામાં આવતા નથી; પરદેશ વસતા ઘણા હિંદીઓને દેશમાં પાછા ફરવાની રજા મળતી નથી અને તેમને દેશનિકાલ રહેવું પડે છે. બંગાળા અને વાયવ્ય સરહદ પ્રાંતમાં તો આ ઉપરાંત વધારાના અંકુશો મૂકવામાં આવ્યા છે, જેથી જાહેર અને ખાનગી પ્રવૃત્તિ ઉપર કાયદાઓનો બોજો અસહ્ય થઈ પડે છે. વિશેષમાં મહાસભા અત્યંત દિલગીરી સાથે નોંધ લે છે કે, દેશી રાજ્યોમાં તો ઉપરના ઘણાખરા કાયદા અને કોઈ કોઈ ઠેકાણે નાગરિક હકોને દબાવનારી વિશેષ આફતો મોજૂદ હોય છે.

મહાસભાનો આગ્રહ છે કે, દેશી રાજ્યો સમેત અખિલ હિંદમાં પૂરેપૂરી અંગત, નાગરિક તરીકેની અને પ્રજાકીય સ્વતંત્રતા હોવી જોઈએ. અને તે મેળવવા માટે મહાસભા સતત લડશે. પણ સાથેસાથ મહાસભા એ પણ સ્વીકારે છે કે, તેને માટે રાજકીય સ્વાતંત્ર્યની આવશ્યકતા છે અને તેથી રાષ્ટ્રની સર્વશક્તિ સ્વતંત્રતાની પ્રાપ્તિ માટેના કામમાં વાળવી જોઈએ.

૧૬. બંધારણસભા અને ચૂંટણી:— ૧૯૩૫નો હિંદી સરકારનો ધારો અને પ્રજામતની વિરુદ્ધ હિંદ પર જે બંધારણ લાદવામાં આવ્યું છે તેનો પૂરેપૂરો અસ્વીકાર કરવાનું આ મહાસભા ફરીથી જાહેર કરે છે. મહાસભા માને છે કે, તે બંધારણની સાથે સહકાર કરવો એ હિંદની આઝાદીની લડતને દગો દેવા બરાબર છે; તેથી બ્રિટિશ શાહીવાદનો કાબૂ વધારે મજબૂત થાય છે અને હિંદી પ્રજા, કે જે શાહી શાસન હેઠળ ખરાબમાં ખરાબ ગરીબાઈને આરે આવી ઊભી છે, તેનું વિશેષ શોષણ થાય છે. આથી, આ મહાસભા તે બંધારણ નહિ સ્વીકારવાનો અને તેનો અંત લાવવા માટે ધારાસભાઓની અંદર અને બહાર તેની સાથે સહકાર નહિ કરવાનો પોતાનો નિશ્ચય ફરી જાહેર કરે છે.

કોઈ બહારની સત્તા હિંદને માટે રાજકીય કે આર્થિક યોજના ઘડવા માગે તો તેવો કોઈનો હક મહાસભા સ્વીકારતી નથી અને કદી સ્વીકારશે નહિ. અને એવો પ્રયત્ન કરવામાં આવશે તો હિંદી પ્રજા તેનો વ્યવસ્થિત અને સતત સામનો કરશે. હિંદી પ્રજા એવું જ બંધારણ કબૂલ કરી શકે, જે હિંદીઓએ બનાવેલું હોય, જે હિંદી પ્રજાના સ્વાતંત્ર્યના પાયા પર રચાયું હોય અને જેમાં હિંદી પ્રજાને તેની આશાઓ અને ઇચ્છાઓ મુજબ વિકાસ કરવા માટે પૂરો અવકાશ હોય.

મહાસભાનો આગ્રહ છે કે, હિંદમાં સાચું પ્રજાકીય રાજ્ય સ્થપાવું જોઈએ, તેમાં રાજકીય સત્તા સમસ્ત પ્રજાના હાથમાં હોવી જોઈએ અને રાજતંત્ર પ્રજાના અસરકારક કાબૂ હેઠળ આવવું જોઈએ. આવું રાજ્ય પુખ્ત વયના મતાધિકારથી ચૂંટાયેલી અને દેશનું બંધારણ ઘડવાની છેવટની સત્તાવાળી લોકપ્રતિનિધિ સભા દ્વારા જ અસ્તિત્વમાં આવી શકે. આ હેતુથી મહાસભા દેશમાં કામ કરે છે અને લોકોને તૈયાર કરે છે. ધારાસભામાંના મહાસભાના પ્રતિનિધિઓએ આ હેતુને હંમેશાં પોતાની નજર સમક્ષ રાખવો જોઈએ.

મહાસમિતિએ ચૂંટણી અંગે ઘડેલું જાહેરનામું મહાસભા મંજૂર રાખે છે અને મહાસભા તરફથી ઊભા રહેલા ઉમેદવારોને આદેશ આપે છે કે, તે જાહેરનામાને ચુસ્ત રીતે વળગી રહીને ચૂંટણીનો પ્રચાર કરવો

અને ચૂંટાયા પછી એ જ ધોરણે ધારાસભામાં કામ કરવું. ચૂંટાયેલા સભ્યોએ નવી ધારાસભાઓમાં વહેલી તકે પુખ્ત મતાધિકારવાળી લોકપ્રતિનિધિ સભાની માગણી મોકલી આપવી. અને તે માગણીને ટેકો આપવા માટે અને હિંદી પ્રજાના આત્મનિર્ણયના હકને માટે દબાણ કરવા સારુ દેશમાં ચળવળ કરવી.

નવા બંધારણ અનુસાર ચૂંટાયેલા સભ્યોએ હોદ્દા સ્વીકારવા કે નહિ તે બાબત ચૂંટણીઓ પૂરી થયા પછી બનતી તાકીદે મહાસભા-સમિતિ નિર્ણય કરશે. ચૂંટણી થયા પછી તરત જ પ્રાંતિક સમિતિઓ પોતાની જિલ્લા અને સ્થાનિક સમિતિઓની સલાહ લઈને તે બાબત પોતાની ભલામણો મહાસમિતિ ઉપર મોકલી આપે, જેથી સમસ્ત મહાસભાવાદીઓના અભિપ્રાયની મદદથી એ પ્રશ્નનો નિર્ણય થઈ શકે.

૬૭. ધારાસભ્યોની પરિષદ — આ મહાસભા ઠરાવે છે કે, પ્રાન્તિક ધારાસભાઓની ચૂંટણીઓ પૂરી થયા પછી એક પરિષદ બોલાવવી. તેમાં પ્રાન્તિક અને મધ્યસ્થ ધારાસભાઓના મહાસભાવાદી સભ્યો, મહાસમિતિના સભ્યો અને કાર્યવાહક સમિતિ નક્કી કરે તેવા બીજાઓને બોલાવવા.

પરિષદમાં લોકપ્રતિનિધિ સભાની માગણી મોખરે રહેશે. તેમાં પ્રાંતોના બંધારણને રદ કરવા માટે અને નવા બંધારણ અનુસાર, સમવાયી બંધારણની રચના થતી અટકાવવા માટે શક્ય ઉપાયો કયા લેવા તે નક્કી કરવામાં આવશે; અને મહાસભાના જાહેરનામાની નીતિ અને મહાસભા તથા મહાસમિતિના ઠરાવોનો ધારાસભાઓમાં અમલ કરવા માટે બીજાં શાં પગલાં લેવાં તે વિચારવામાં આવશે.

આ પરિષદ બોલાવવા માટે કાર્યવાહક સમિતિ જરૂરી બધી વ્યવસ્થા કરશે અને તેને માટેની કાર્યરીતિ નક્કી કરશે.

૬૮. મતદારોને વિનંતી — બધા પ્રાન્તોમાં થોડા વખતમાં થનાર સામાન્ય ચૂંટણી પ્રત્યે આ મહાસભા પ્રજાનું ધ્યાન ખેંચે છે. તે ચૂંટણીમાં, ચૂંટણીના જાહેરનામામાં રજૂ કરેલી નીતિ અનુસાર મહાસભાના સિદ્ધાન્તો અને કાર્યક્રમને માન્ય રાખીને હજાર ઉપરાંત ઉમેદવારો ઊભા થયા છે. આ હરીફાઈમાં મહાસભાને પ્રત્યાઘાતી અને શાહીવાદી બળોનો સામનો કરવાનો છે. તે ઉપરાંત સત્તાધારી મંડળો અને ખૂબ પૈસા અને સાધનોની શક્તિ ધરાવનારાં મંડળોનો સામનો કરવાનો છે. મહાસભા લાખો સ્ત્રીપુરુષ મતદારોને વિનંતી કરે છે કે, તેઓ હિંદની આઝાદીને માટે ખડા થયેલા ઉમેદવારોને પોતાનો મત આપે. મહાસભા આશા રાખે છે કે, લોકો ચૂંટણીના આ મહાન હેતુને અને ભવિષ્યમાં થનારી વિશેષ મોટી લડતના હેતુને પોતાનો ટેકો આપશે.

૧૯. किसान–कार्यक्रम — મહાસભાને પૂરો ખ્યાલ છે કે, દેશનો સૌથી અગત્યનો અને તાત્કાલિક પ્રશ્ન એ આપણી ભયંકર ગરીબાઈ, બેકારી અને ખેડૂતોની દેવાદારીનો છે. આથી મહાસભાની છેલ્લી બેઠકમાં પ્રાંતિક સમિતિઓને તે બાબત પોતાની ભલામણો મહાસમિતિને મોકલી આપવા વિનંતી કરવામાં આવી હતી, જેથી આખા દેશ માટે તેનો કાર્યક્રમ નક્કી થઈ શકે. ઘણી પ્રાંતિક સમિતિઓએ હજુ સુધી તે સંબંધમાં પોતાની ભલામણો મોકલી નથી. મહાસભાને આ વિલંબથી દિલગીરી થાય છે. આ વિષય વિશાળ અને અટપટો છે. તેને માટે ઊંડા અધ્યયનની અને તપાસની જરૂર છે. મહાસભા આશા રાખે છે કે, જે સમિતિઓએ પોતાની ભલામણો ન મોકલી હોય તે જલદી મોકલવાની વ્યવસ્થા કરે.

મહાસભાને ખાતરી છે કે, આ પ્રશ્નનું છેવટનું નિરાકરણ કરવા માટે બ્રિટિશ શાહીવાદનું શોષણ દૂર થવું જોઈએ અને જરીપુરાણી, બોજારૂપ નીવડેલી જમીનની માલિકીની અને મહેસૂલની પદ્ધતિઓમાં ધરમૂળના ફેરફાર થવા જોઈએ. આમ છતાં મહાસભાને એમ લાગે છે કે, બજારોની વધતી જતી કટોકટીને લીધે ખેડૂતો ઉપરનો બોજો અસહ્ય થઈ ગયો છે અને તેમને તાત્કાલિક રાહત આપવાની અત્યંત જરૂર છે. આથી અખિલ હિંદ માટે કિસાનકાર્યક્રમ ઘડાય તે દરમિયાન નીચેનાં પગલાં લેવાની જરૂર છે:

(૧) સાંથ અને મહેસૂલની રકમમાં અત્યારની પરિસ્થિતિને અનુકૂળ ફેરફાર કરવો જોઈએ અને બન્નેમાં સંગીન ઘટાડો કરવો જોઈએ

(૨) ખાતલ ખેતરોને સાંથ અગર જમીન-વેરામાંથી મુક્તિ આપવી જોઈએ.

(૩) બીજી આવકોની માફક ખેતીની આવક પર આવકવેરાની માફક પ્રાગતિક દરથી વેરો લેવો જોઈએ અને અમુક હદ સુધીની આવકને કરમાફી ગણવી જોઈએ.

(૪) નહેર અને પાણીવેરામાં ઠીક ઠીક ઘટાડો કરવો જોઈએ.

(૫) બધા પ્રકારના ઠકરાતી વેરાઓ, લાગાઓ અને વેઠને નાબૂદ કરવાં જોઈએ અને સાંથ સિવાયના કોઈ પણ માંગણાને ગેરકાયદેસર ઠરાવવું જોઈએ.

(૬) ખેડૂતો માટે વારસા-હક સાથેનું કાયમી ભોગવટાનું ધોરણ દાખલ કરવું જોઈએ. ખેડૂતોને પોતાની જમીન ઉપર ઘર બાંધવાનો અને ઝાડ ઉછેરવાનો હક પણ હોવો જોઈએ.

(૭) સહકારી ખેતી દાખલ કરવાનો પ્રયત્ન કરવો જોઈએ.

(૮) કચડી નાખતો દેવાનો બોજો દૂર કરવો જોઈએ. દેવાની તપાસ માટે ખાસ અદાલતો નીમવી જોઈએ અને જે દેવું અયોગ્ય અથવા

ખેડૂતોની શક્તિ બહારનું લાગે તે રદ કરવું જોઈએ. દરમિયાનમાં દેવું નહિ ભરવાની કાયદેસર જાહેરાત કરવી જોઈએ અને સસ્તા વ્યાજે નાણાં પૂરાં પાડવાની સગવડ કરવી જોઈએ.

(૯) અગાઉનાં વરસોની ચડેલી સાંથ સામાન્ય રીતે માંડી વાળવી જોઈએ.

(૧૦) ગૌચર માટે સાર્વજનિક જમીન રાખવી જોઈએ અને કૂવા, તળાવ, સરોવરો, જંગલો તથા એવી જગ્યાઓ પરના લોકોના હક સ્વીકારવા જોઈએ અને તે હકો પડાવી લેવા ન જોઈએ.

(૧૧) ચડેલી સાંથ ખેડૂત પાસેથી જમીન પડાવી લઈને વસૂલ નહિ કરવી જોઈએ, પણ બીજા સામાન્ય દેવાની માફક વસૂલ કરવી જોઈએ.

(૧૨) ખેતીના મજૂરોને નિર્વાહ પૂરતી રોજી મળે અને યોગ્ય પરિસ્થિતિમાં કામ કરવાનું હોય એવી કાયદાથી વ્યવસ્થા કરવી જોઈએ.

(૧૩) કિસાનમંડળોને માન્ય કરવાં જોઈએ.

૨૦. सरकारी मेळावडानो असहकार — મહાસભા હિંદની આઝાદીને માટે અને સર્વ પ્રકારના શાહીવાદી કાબૂમાંથી મુક્તિ મેળવવા માટે તથા હિંદી પ્રજાનું શોષણ બંધ કરાવવા માટે કામ કરવાનું વ્રત લઈને બેઠી છે. તેથી કેટલાંય વરસોથી તેની એકધારી નીતિ એવી છે કે, બ્રિટિશ શાહીવાદની પકડને મજબૂત કરે અગર તેની પ્રતિષ્ઠાને વધારે તેવા કે તેવી દૃષ્ટિવાળા કોઈ પણ સમારંભમાં ભાગ ન લેવો. આ નીતિને બધાય મહાસભાવાદીઓએ વળગી રહેવું જોઈએ. ખાસ કરીને મહાસભા એ જાહેર કરવા માગે છે કે, નવા રાજાના દરબારને લગતા હિંદમાં જે સમારંભો યોજાય કે ઊજવણીઓ થાય તેમાં મહાસભાવાદી કોઈ રીતે ભાગ લઈ શકે નહિ. મહાસભાને વિશ્વાસ છે કે પ્રજા આવા સમારંભોથી અલગ રહેશે. આમ છતાં મહાસભા એટલું સ્પષ્ટ કરવા માગે છે કે, આનો હેતુ ખુદ રાજા પ્રત્યે બૂરી લાગણી કે અવિવેક દર્શાવવાનો નથી.

૨૧. हडताल — પ્રજાને નહિ જોઈતું બંધારણ હિંદ ઉપર લાદવા સામે વિરોધ કરવા માટે અને તે બંધારણ નાબૂદ કરવા માટે મજબૂત આમચળવળ ઉપાડવાનો હિંદી પ્રજાનો મક્કમ નિરધાર છે; તે અસરકારક રીતે બતાવવા માટે આ મહાસભા આદેશ કરે છે કે, જે દિવસે નવું બંધારણ અમલમાં આવે તે દિવસે એટલે કે, તા. ૧લી એપ્રિલ ૧૯૩૭ને રોજ આખા દેશમાં સામાન્ય વ્યાપક હડતાળ પાડવી.

૨૨. एकावनमुं अधिवेशन — મહાસભાની આવતી બેઠક ગુજરાતમાં રાખવી.

## ૫૧

# એકાવનમું અધિવેશન – હરિપુરા

(તા. ૧૯ થી ૨૧ ફેબ્રુઆરી, ૧૯૩૮)

૧. श्री स्वरूपराणी नहेरु वगैरेने अंजलि — શ્રી. સ્વરૂપરાણી નહેરુ, સર જગદીશચંદ્ર બોઝ, શ્રી. શરચ્ચંદ્ર ચેટરજી, શ્રી. મણિલાલ કોઠારી, શ્રીમતી પાર્વતી દેવી, શ્રી. જોગેન્દ્રનાથ બરુઆ, શ્રી. હરેન્દ્રનાથ મુન્શી, શ્રી. બુચ્ચી સુંદરરાવ, શ્રી. આર્યદત્ત જગદાન, શ્રી. આર્યનારાયણ ચેટ્ટિયાર, શ્રી. ક્ષીરોદચંદ્ર દેવ, શ્રી. ગુલઝારસિંહ, શ્રી. સદાશિવ રાવ, પં. નારાયણરાવ ખરે, શ્રી. હિમાંશુ બોઝ, શ્રી. રામદાસ ગૌડ, શ્રી. જયશંકરપ્રસાદ, શ્રીમતી શર્મદા ત્યાગી, અને શ્રી. હેરંબચંદ્ર મૈત્રના અવસાનથી પડેલી ખોટ માટે આ મહાસભા શોક પ્રદર્શિત કરે છે.

૨. आसामनी बाई गिडालो — આ મહાસભાની માગણી છે કે, આસામની નાગા જાતિની વીર સ્ત્રી ગિડાલોને જેલમાંથી તાત્કાલિક મુક્તિ આપવી જોઈએ. એ બાઈએ ૧૯૩૨ની સાલમાં આસામમાં દૂરના જંગલ-પ્રદેશમાં આઝાદીનો વાવટો ફરકાવ્યો હતો અને તે છ વરસ થયાં હજુ સુધી જેલ ભોગવી રહી છે.

૩. ब्रिटिश गियाना — દક્ષિણ અમેરિકાના સંસ્થાન બ્રિટિશ ગિયાનામાં હિંદી વસાહતીઓએ પહેલો પગ મૂક્યો તે દિવસને સો વરસ પૂરાં થયાં છે તેનો ઉત્સવ ત્યાંના હિંદીઓ ઊજવે છે, તે પ્રસંગે ત્યાંના હિંદીઓને આ મહાસભા મુબારકબાદી આપે છે અને તેમની ઉન્નતિ અને પ્રગતિને માટે પોતાની શુભેચ્છા પાઠવે છે.

૪. परदेश वसता हिंदीओ — કેનિયા, યુગાન્ડા, ટાંગાનિકા, ઝાંઝીબાર, અને મોરીશિયસ તથા ફીજીના ટાપુ સુધ્ધાં દક્ષિણ અને પૂર્વ આફ્રિકામાં હિંદીઓનો દરજ્જો, મોભો અને હક્કો ઝપાટાબેર બગડતાં જાય છે તે પ્રત્યે આ મહાસભા ભય સેવે છે.

બ્રિટિશ શાહીવાદે હમણાં પોતાનાં સંસ્થાનો અને આશ્રિત રાજ્યોનું વધારે પ્રમાણમાં શોષણ કરવાની જે નવી આર્થિક નીતિ અખત્યાર કરી છે તેને મહાસભા વખોડી કાઢે છે. ઝાંઝીબારમાં હમણાં લવિંગના ઉત્પાદકોનું મંડળ સ્થાપ્યું, જેને તેની પેદાશનો લગભગ ઇજારો પ્રાપ્ત થયો છે — તે આ નવી નીતિનો નમૂનો છે. તે ઉપરાંત, ટાંગાનિકાનું દેશી માલનું બિલ, પૂર્વ આફ્રિકાના વાહનવ્યવહારની યોજનાઓ, કેનિયાનો ઉચ્ચ પ્રદેશ

ગોરાઓને માટે અનામત રાખવો અને મોરીશિયસ અને ફીજીમાં હિંદીઓની સાથે હલકો વર્તાવ — એ બધું નવી નીતિના નમૂનારૂપે છે.

પ્રવાસી હિંદીઓ જે પ્રદેશમાં વસ્યા હોય ત્યાં પોતાનો દરજ્જો અને મોભો ટકાવી રાખવાની લડત ચલાવે તે પ્રત્યે આ મહાસભા હાર્દિક સહાનુભૂતિ દર્શાવે છે અને તેમની સ્થિતિ સુધારવા માટે, પોતાનાથી બનતું બધું કરી છૂટવાની તથા તેમને મદદ કરવાની ખાતરી આપે છે.

પૂર્વ અને દક્ષિણ આફ્રિકાના આદિવાસીઓને મહાસભા ખાતરી આપવા માગે છે કે, હિંદી વસાહતીઓની માગણી તેમનો વિરોધ કરવા માટે નથી, પણ બ્રિટિશ શાહીવાદ મારફત તેમનું અને હિંદીઓનું બન્નેનું શોષણ થતું અટકાવવા માટે છે.

૫. ઝાંઝીબાર—લવિંગનો વાપર બંધ કરવાની જે વિનંતી મહાસભા તરફથી કરવામાં આવી હતી તેનો હિંદી પ્રજાએ જે જવાબ વાળ્યો છે તેની, અને હિંદી વેપારીઓએ કરેલો ઝાંઝીબારના લવિંગના વેપારનો બહિષ્કાર સંપૂર્ણપણે સંતોષકારક નીવડ્યો છે, તેની આ મહાસભા કદર કરે છે.

ઝાંઝીબારના હિંદીઓએ અને હિંદના લવિંગના વેપારીઓએ જે રીતે આ બહિષ્કાર ટકાવી રાખ્યો છે, તેને સારુ આ મહાસભા તેમને મુબારકબાદી આપે છે. પણ મહાસભાનો અફસોસ છે કે, ઝાંઝીબારના આંતરિક અને બાહ્ય વેપારના હિંદીઓના હકના સવાલનો હજી સંતોષકારક નિકાલ આવ્યો નથી.

મહાસભા હિંદી પ્રજાને લવિંગનો વાપર ચાલુ ન રાખવાની ફરી વાર વિનંતી કરે છે. તેના વેપારનો બહિષ્કાર ચાલુ રાખવાની જરૂર તરફ વેપારીઓનું ધ્યાન ખેંચે છે અને વિશ્વાસ રાખે છે કે, આ પગલાંને લીધે ઝાંઝીબારની સરકારને તેના વાંધાભરેલા હુકમો રદ કરીને ત્યાંના હિંદી વેપારીઓને ન્યાય કરવાની ફરજ પડશે.

૬. સિલોન— સિલોનના સ્થાનિક કારભારની બાબતમાં થયેલા અમુક કાયદાને લીધે, ને હવે પછી હિંદીઓ સાથે ભેદભાવ પ્રગટ કરનારા બીજા કાયદા થવાના છે એવા ભયને લીધે, ત્યાંની પ્રજા અને ત્યાં વસતા હિંદીઓ વચ્ચે વૈમનસ્ય પેદા થવાનો ભય ઊભો થયો છે તેને વિષે આ મહાસભાને ભારે ચિંતા થાય છે.

મહાસભા ત્યાંની સરકારને અને ત્યાંની પ્રજાના આગેવાનોને વિનંતી કરે છે કે, ત્યાં રહેતા અને ત્યાં ધંધો ચલાવતા હિંદીઓની સામે સીધી કે આડકતરી રીતે ભેદભાવ પેદા થાય એવી કંઈ પણ નીતિ તેઓ અખત્યાર ન કરે.

મહાસભાને ખાસ કરીને એથી ખેદ થયો છે કે, તાજેતરમાં ત્યાં એવો કાયદો કરવામાં આવ્યો છે, જેથી હિંદી મજૂરો, જેમણે ત્યાંની સંપત્તિ ખીલવવાના કામમાં મદદ કરી છે અને હજુ મદદ કરે છે તેમનો મતાધિકાર પડાવી લેવામાં આવ્યો છે. તેને લીધે તે હિંદીઓને એવો ભય લાગે છે કે, તેમના નાગરિક તરીકેના હકો પર હજુ વધુ કાપ પડશે અને તેમનો રાજકીય દરજ્જો ઉતારી નાખવામાં આવશે. મહાસભા આશા રાખે છે કે, એવા કાયદા નહિ કરવામાં આવે, અને જે કાયદાથી આવી લાગણી પેદા થઈ હોય તેમાં એવા ફેરફાર કરવામાં આવશે. જેથી હિંદુસ્તાનના લોકોને એમ લાગે કે, સિલોન અને હિંદમાં સરકારો જુદી હોવા છતાં, તેની પ્રજાઓ તો એક અને અવિભાજ્ય જ છે.

૭. ચીન — ચીનમાં નિર્દય સામ્રાજ્યવાદે કરેલી ચડાઈ અને તેની સાથેના ભયાનક સંહારો આ મહાસભા અતિ ચિંતાપૂર્વક નિહાળે છે. મહાસભા માને છે કે, આ સામ્રાજ્યવાદી ચડાઈને લીધે વિશ્વશાંતિનું અને એશિયાની સ્વાતંત્ર્યતાનું ભાવી ભારે જોખમમાં આવી પડવાનું છે. મહાસભા ચીનની પ્રજાને તેની આ અગ્નિ-પરીક્ષાને સમયે હાર્દિક સહાનુભૂતિ મોકલે છે, અને તે પોતાની સ્વતંત્રતા અને રાષ્ટ્રની અખંડતાની રક્ષા કરવાને જે વીરતાપૂર્વક લડત ચલાવી રહી છે તેની પ્રશંસા કરે છે. આવા જોખમની સામે રાષ્ટ્રીય એકતા ને સહકાર સાધવાને માટે આ મહાસભા ત્યાંની પ્રજાને મુબારકબાદી આપે છે અને શાહીવાદ સામે લડવાના અને સ્વતંત્રતા પ્રાપ્ત કરવાના સર્વસામાન્ય કાર્યમાં હિંદી પ્રજા તેમની સાથે છે એની ખાતરી આપે છે.

ચીનની પ્રજા પ્રત્યેની હિંદી પ્રજાની સહાનુભૂતિની નિશાની તરીકે આ મહાસભા હિંદી પ્રજાને જાપાની માલ ખરીદવાનું બંધ કરવાની વિનંતી કરે છે.

૮. પેલેસ્ટાઈન — આરબ પ્રજાનો સખત વિરોધ હોવા છતાં, પેલેસ્ટાઈનના ભાગલા પાડવાનો શાસન-અધિકારી સત્તા તરીકે ગ્રેટબ્રિટને નિર્ણય કર્યો છે અને તે હેતુથી એક કમિશન નીમ્યું છે તેને આ મહાસભા વખોડી કાઢે છે.

વિરોધી આરબો ઉપર આ ભાગલાની નીતિ લાદવા માટે ત્યાં જે જુલમનું રાજ્ય ચાલી રહ્યું છે તેની સામે મહાસભા સખત વિરોધ જાહેર કરે છે.

આ મહાસભા, આરબોની આઝાદી માટેની લડત અને બ્રિટિશ શાહીવાદ સામેના સંગ્રામ પ્રત્યે સંપૂર્ણ સહાનુભૂતિ દર્શાવે છે.

મહાસભા માને છે કે, આરબો અને યહૂદીઓ વચ્ચેના પ્રશ્નનું યોગ્ય નિરાકરણ કરવાની સાચી રીત, અંદરોઅંદર મિત્રભાવે સમજૂતી કરવી એ છે. મહાસભા યહૂદીઓને વિનંતી કરે છે કે, તેમણે બ્રિટિશ સત્તાનું રક્ષણ નહિ લેવું જોઈએ અને તેમણે બ્રિટિશ શાહીવાદના હિત માટે હાથા નહિ બનવું જોઈએ.

૯. युद्धभय—જગતને માથે વિશાળ અને સંહારકારક યુદ્ધનાં ઘેરાં વાદળ ઝઝૂમી રહ્યાં છે એ જોતાં, આ મહાસભા બ્રિટનની પરદેશ પ્રત્યેની રાજનીતિ અને યુદ્ધ વિષેની હિંદી પ્રજાની નીતિ ફરી વાર રજૂ કરવા ઇચ્છે છે.

હિંદની પ્રજા તેના પડોશીઓ સાથે અને બીજા બધા દેશો સાથે શાંતિ અને મિત્રાચારીથી રહેવા ઇચ્છે છે, અને એટલા માટે તેમની સાથે કલહ થવાનાં સર્વ કારણો દૂર કરવા ઇચ્છે છે. તેઓ રાષ્ટ્ર તરીકેની પોતાની સ્વતંત્રતા ને આઝાદી મેળવવાનો પ્રયત્ન કરતા હોઈ, બીજાઓની સ્વતંત્રતાને માન આપવા અને આંતરરાષ્ટ્રીય સહકાર અને સદ્ભાવ ઉપર પોતાનું બળ જમાવવા ઇચ્છે છે. એવો સહકાર જગદ્વ્યાપી તંત્રના પાયા ઉપર રચાવો જોઈએ, અને સ્વતંત્ર હિંદ એવા તંત્રમાં ખુશીથી જોડાશે, અને શસ્ત્ર-સંન્યાસ અને સંયુક્ત સુરક્ષિતતાના સિદ્ધાન્તો કબૂલ રાખશે. પણ જ્યાં લગી આંતરરાષ્ટ્રીય કલહનાં મૂળ કાયમ હોય અને એક રાષ્ટ્ર બીજા રાષ્ટ્ર પર જોહુકમી ચલાવતું હોય, ને સામ્રાજ્યવાદની સત્તા ચાલતી હોય, ત્યાં લગી જગદ્વ્યાપી સહકાર સાધવો અશક્ય છે. તેથી કાયમના પાયા પર વિશ્વશાંતિ સ્થાપવાને માટે, શાહીવાદનો અને એક પ્રજાને હાથે થતા બીજી પ્રજાના શોષણનો અંત આવવો જ જોઈએ.

ગયાં થોડાંક વરસોમાં, આંતરરાષ્ટ્રીય સંબંધોમાં, દુઃખદ વિખવાદ ઝપાટાભેર વધતો ગયો છે, ફાસિસ્ટોના હુમલા વધ્યા છે, અને આંતરરાષ્ટ્રીય કરારોનો નિર્લજ્જપણે ભંગ કરવો એ ફૅસિસ્ટ રાજ્યોની સ્વીકારેલી નીતિ થઈ પડેલી છે. બ્રિટનની પરદેશો સાથેની નીતિ સંદિગ્ધ ને ઢચુપચુ હોવા છતાં, તેણે જર્મની, સ્પેન અને પૂર્વ એશિયાની ફાસિસ્ટ સત્તાઓને અચૂક મદદ કરેલી છે, અને તેથી જગતની સ્થિતિ ઉત્તરોત્તર બગડતી જાય છે એની જવાબદારી મોટે ભાગે બ્રિટને લેવી જોઈએ. એ રાજનીતિ હજુ પણ નાઝી જર્મનીની સાથે કરાર કરવા મથે છે ને તેણે સ્પેનના બંડખોરો સાથે વધારે નિકટનો સંબંધ બાંધ્યો છે. શાહીવાદી વિશ્વયુદ્ધ પ્રત્યે જે ધસારો ચાલી રહ્યો છે તેને બ્રિટન મદદ કરી રહ્યું છે.

હિંદ એવા શાહીવાદી યુદ્ધમાં ભાગ લઈ શકે નહિ અને તે બ્રિટિશ શાહીવાદના હિતને અર્થે પોતાનાં મનુષ્યબળનો અને સાધનસામગ્રીનો ગેરઉપયોગ થવા દેશે નહિ. તેમ જ હિંદ તેની પ્રજાની સંમતિ વિના કોઈ પણ યુદ્ધમાં જોડાઈ શકે નહિ. આથી હિંદમાં લડાઈની જે તૈયારીઓ ચાલી રહી છે ને લશ્કરની કવાયતો અને હવાઈ હુમલા સામેની સાવચેતીઓ વડે હિંદમાં આગામી યુદ્ધનું વાતાવરણ ફેલાવવાનો પ્રયત્ન ચાલી રહ્યો છે, તેનો આ મહાસભા પૂરેપૂરો વિરોધ કરે છે, અને જણાવે છે કે, હિંદને જો કોઈ યુદ્ધમાં સંડોવવાનો પ્રયત્ન કરવામાં આવશે તો તેનો સખત પ્રતિકાર કરવામાં આવશે.

૧૦. કમિશ્નરના પ્રાંતો:— (ક) આ મહાસભા ફરી પોતાનો અભિપ્રાય જાહેર કરે છે કે, ૧૯૩૫ના હિંદી સરકારના કાયદા હેઠળ, બ્રિટિશ બલુચિસ્તાન અને કુર્ગ સુધ્ધાંના કેટલાક વિભાગોને બાકાત પ્રદેશો, અર્ધબાકાત પ્રદેશો અને કમિશ્નરના પ્રાંતો તરીકે ગણવામાં આવ્યા છે તેથી હિંદના અંગભૂત એવા ૨,૦૭,૯૦૦ ચો. મા. ના વિસ્તારવાળા અને ૧૩૦ લાખની વસ્તીવાળા પ્રદેશોમાં એકધારી પ્રજાકીય સંસ્થાઓનો વિકાસ થઈ શકતો નથી.

સરકારનું આ પગલું એ પ્રજાની સ્વતંત્રતા દબાવવા માટે અને તેમની પ્રગતિ રૂંધવા માટે છે. મહાસભા આ પગલાને, પ્રજાની સાથે અયોગ્ય અને મનસ્વી વર્તાવ કરવા માટે હિંદને જુદા જુદા વિભાગોમાં વહેંચી નાખવાના સરકારના એક પ્રયત્ન તરીકે વખોડી કાઢે છે.

મહાસભા ફરીથી એ પણ જાહેર કરે છે કે, એ રીતે તે વિભાગોને જુદા પાડવાનો હેતુ એવો જણાય છે કે, તે પ્રદેશોની ખાણો અને જંગલોની સંપત્તિ ઉપર બ્રિટિશ સરકારનો ઘણો અંકુશ રહે અને તેઓ ઇચ્છે તેમ તેનો ઉપયોગ-ગેરઉપયોગ કરી શકે. મહાસભા જાહેર કરે છે કે, હિંદના બધા ભાગો માટે, કંઈ પણ ભેદભાવ વગર, એકસરખી પ્રજાકીય અને સ્વશાસનવાળી સંસ્થાઓ હોવી જોઈએ.

(ખ) અજમેર–મેરવાડા અને કુર્ગના લોકોની માંગણી છે કે, તેમાંથી પહેલાને સંયુક્ત પ્રાંતની સાથે અને બીજાને મુંબઈ પ્રાંતમાં કર્ણાટક સાથે જોડી દેવો જોઈએ. મહાસભા આ માગણીને ટેકો આપે છે.

(ગ) દિલ્હી પ્રાંતમાં પ્રત્યાઘાતી અને બેજવાબદાર રાજતંત્ર ચાલે છે, ત્યાંના નાગરિક હકો પડાવી લેવામાં આવ્યા છે, લોકો પર ભારે કરનો અને આકરી જમીન મહેસૂલનો બોજો પડેલો છે, અને એવાં બીજાં આકરાં પગલાં ત્યાંના અધિકારીઓએ લીધાં છે, તેનો આ મહાસભા વિરોધ કરે છે.

૧૧. અજમેર-મેરવાડા :— અજમેર-મેરવાડા પ્રાંતમાંથી સરકારે ૧૧૫ ગામડાં જુદાં પાડીને, તેમને જુદા કામચલાઉ વહીવટ હેઠળ મૂકયાં છે, જેથી તે ગામડાંમાંથી થોડાં જોધપુર રાજ્યને આપવા માટે તથા થોડાં ઉદેપુર રાજ્યને આપવા માટે તૈયારી થઈ શકે, એ સમાચાર મહાસભાએ ભારે રોષપૂર્વક જાણ્યા છે.

આ પ્રદેશના લોકોના સખત વિરોધ છતાં બ્રિટિશ સરકારે આ પગલું ભર્યું છે તેને મહાસભા વખોડી કાઢે છે.

૧૨. સમવાયતંત્ર :— મહાસભાએ નવા રાજ્યબંધારણનો અસ્વીકાર કરેલો છે, અને જાહેર કર્યું છે કે, પ્રજા સ્વીકારી શકે એવું હિંદનું રાજ્યબંધારણ પૂર્ણ સ્વરાજ્યના પાયા પર રચાયેલું હોવું જોઈએ, અને એવું બંધારણ પ્રજા પોતે જ લોકપ્રતિનિધિ સભા દ્વારા, કોઈ પણ પરદેશી સત્તાની દખલ વિના ઘડી શકે. રાજ્યબંધારણના અસ્વીકારની આ નીતિ પર મક્કમ રહેવા છતાં મહાસભાએ, પ્રજાને તેની પૂર્ણ સ્વરાજ માટેની લડતમાં બળ મળે એ હેતુથી, સાત પ્રાંતોમાં મહાસભાનાં પ્રધાનમંડળો રચવાની પરવાનગી આપેલી છે. સમવાયતંત્રની જે યોજના ઘડવામાં આવી છે તેને વિષે ઉપર જણાવ્યો તેવો વિચાર, કામચલાઉ કે થોડા વખત માટે પણ, બિલકુલ લાગુ પડતો નથી; અને આ સમવાયતંત્ર પરાણે લાદવાથી હિંદને ગંભીર નુકસાન થશે, અને જે બંધનો તેને શાહીવાદી સત્તાની તાબેદારીમાં જકડી રહ્યાં છે તે બંધનો એથી વધારે મજબૂત થશે. કોઈ પણ સરકારનાં જે અતિ મહત્ત્વનાં કર્તવ્યો હોય તે, આ સમવાયતંત્રની યોજનામાં,-પ્રધાનોની જવાબદારીમાંથી બાકાત રાખવામાં આવ્યાં છે.

મહાસભાનો વિરોધ સમવાયતંત્રની કલ્પનાની સામે નથી. પણ પ્રધાનોની જવાબદારીનો સવાલ બાજુએ રાખીએ તોય, સાચું સમવાયતંત્ર તો એવું હોય કે એમાં જોડાનાર ઘટકો સ્વતંત્ર હોય, ઓછાવત્તા પણ સરખા પ્રમાણમાં સ્વતંત્રતા અને નાગરિક હકો ભોગવતા હોય, અને એમાં ચૂંટણીની લોકશાસનવાળી પદ્ધતિથી પ્રજાના પ્રતિનિધિએ ચૂંટાતા હોય. સમવાયતંત્રમાં ભાગ લેનારાં દેશી રાજ્યોમાં પ્રજાના પ્રતિનિધિત્વવાળી સંસ્થાએ, જવાબદાર રાજ્યતંત્ર, નાગરિક સ્વાતંત્ર્ય, અને સમવાયતંત્રની ધારાસભાઓની ચૂંટણીની પદ્ધતિ એ બાબતમાં લગભગ બ્રિટિશ હિંદના પ્રાન્તોના જેવી સ્થિતિ હોવી જોઈએ. નહીં તો અત્યારે સ્થાપવા ધારેલા સમવાયતંત્રને લીધે તો હિંદુસ્તાનની એકતા સધાવાને બદલે એકબીજાથી છૂટા પડવાની વૃત્તિને ઉત્તેજન મળશે, અને રાજ્ય આંતરિક અને બાહ્ય કલહોમાં સંડોવાઈ જશે.

તેથી મહાસભા સમવાયતંત્રની સરકારે ઘડેલી યોજનાનો ફરી વાર નિષેધ કરે છે. અને પ્રાંતિક તેમ જ સ્થાનિક મહાસભાસમિતિઓને, સામાન્ય પ્રજાજનોને, તેમ જ પ્રાંતિક સરકારો તથા પ્રધાનમંડળોને વિનંતી કરે છે કે, તેઓ આ સમવાયતંત્રની સ્થાપના થતી અટકાવે. એ યોજના પ્રજાની જાહેર કરેલી અનિચ્છા છતાં દેશને માથે પરાણે લાદવાનો પ્રયાસ થાય તો એવા પ્રયત્નનો સામનો દરેક રીતે કરવો જોઈએ; અને પ્રાંતિક સરકારો તથા પ્રધાનમંડળોએ તેની સાથે સહકાર કરવાનો ઇનકાર કરવો જોઈએ. એવી પરિસ્થિતિ પેદા થાય તો આ બાબતમાં કઈ ઢબે કામ લેવું એ નક્કી કરવાનાં અધિકાર અને ફરમાન મહાસમિતિને આપવામાં આવે છે.

૧૩. केनिया — કેનિયા સંસ્થાનના ઉચ્ચ પ્રદેશમાં કારોબારી વહીવટ એવો છે કે, બ્રિટિશ હિંદીઓ જમીનના માલિક થઈ શકે નહિ. ત્યારે કોઈ પણ યુરોપિયન જમીનનો માલિક થઈ શકે છે. ત્યાંના હિંદીઓ માટે તે અપમાનજનક છે અને એ રીતે હિંદી પ્રજાનું જાણીબૂજીને અપમાન કરવામાં આવે છે, એમ આ મહાસભાને લાગે છે.

હવે એવી દરખાસ્ત કરવામાં આવી છે કે, ગોરાઓ માટેના ઉચ્ચ પ્રદેશની હદ ત્યાંની સરકારની કારોબારીના હુકમથી નક્કી કરવી. મહાસભા આ દરખાસ્તને વખોડી કાઢે છે, કારણ કે તેમાં એ અન્યાયી પદ્ધતિને કાયદાથી કાયમી કરવાનો હેતુ રહેલો છે. ૧૯૨૩ના સરકારી ખરીતામાં હિંદી સરકારે કરેલી જાહેરાત મુજબ તો એ પદ્ધતિ ક્યારનીય નાબૂદ થવી જોઈતી હતી.

જો ઉપરની રીતે કારોબારીનો હુકમ પસાર કરવામાં આવશે તો એ પ્રશ્નની ફરી ચર્ચા ઉપાડવાનું હિંદી સરકારે આપેલું વચન પાળવાનું અશક્ય થઈ પડશે.

૧૪. मिदनापुरनी महासभा-समितिओ — મિદનાપુર જિલ્લાની ૧૧૦ મહાસભાની સંસ્થાઓ ઉપર બંગાળાની સરકારે મૂકેલો પ્રતિબંધ ચાલુ રાખવામાં આવ્યો છે તેને આ મહાસભા સખત રીતે વખોડી કાઢે છે. સરકારની દલીલ છે કે એ સંસ્થાઓ ત્રાસદાયી સંસ્થાઓનાં અંગ છે. મહાસભા માને છે કે, સરકારની આ દલીલ બિલકુલ પાયા વગરની છે.

૧૫. राष्ट्रीय केळवणी — રાષ્ટ્રીય કેળવણીના મહત્ત્વ વિષે મહાસભા ૧૯૦૬ની સાલથી ભાર દઈને કહેતી આવી છે, અને અસહકારના યુગમાં મહાસભાના છત્ર નીચે ઘણી રાષ્ટ્રીય શિક્ષણ સંસ્થાઓ શરૂ કરવામાં આવી હતી. જનસમૂહની કેળવણીની યોગ્ય વ્યવસ્થાને મહાસભા ખૂબ અગત્યની ગણે છે અને માને છે કે, પ્રજાને માટે જે કેળવણી પૂરી પાડવામાં આવે

તેની પદ્ધતિ, તેનો વિષય, અને તેના ધ્યેય ઉપર, રાષ્ટ્રની સમગ્ર પ્રગતિનો છેવટનો આધાર રહેલો છે. હિંદમાં અત્યારની શિક્ષણપદ્ધતિ નિષ્ફળ નીવડી છે એ સૌએ સ્વીકારેલી વાત છે. એનું ધ્યેય રાષ્ટ્ર અને સમાજનું વિરોધી છે. તેની પદ્ધતિ જરીપુરાણી છે, અને એ કેળવણી ખોબા જેટલા લોકોને જ અપાય છે ને પ્રજાના બહુ જ મોટા ભાગને તો નિરક્ષર જ રાખવામાં આવ્યો છે. તેથી રાષ્ટ્રીય કેળવણીની ઇમારત નવા પાયા પર ને રાષ્ટ્રવ્યાપી પ્રમાણમાં રચવી એ આવશ્યક છે. મહાસભાને સેવા કરવાની અને સરકારી કેળવણી પર પ્રભાવ પાડવાની ને અંકુશ રાખવાની નવી તક મળેલી છે, એટલે એની કેળવણી કયા પાયારૂપ સિદ્ધાન્તોને અનુસરીને ચાલે એ નક્કી કરવાની અને એ સિદ્ધાન્તોને અમલમાં ઉતારવા માટે બીજાં આવશ્યક પગલાં લેવાની જરૂર છે. આ મહાસભાનો એવો અભિપ્રાય છે કે, પ્રાથમિક અને માધ્યમિક ધોરણોમાં પાયારૂપ કેળવણી નીચેના સિદ્ધાન્તોને અનુસરીને આપવી જોઈએ.

૧. મફત અને ફરજિયાત કેળવણી સાત વરસ સુધી દેશભરમાં આપવી જોઈએ.

૨. કેળવણીનું વાહન માતૃભાષા હોવી જોઈએ.

૩. કેળવણીના આ આખા સમય દરમિયાન કેળવણી કોઈક પ્રકારના હાથઉદ્યોગના ને ઉત્પાદક કામની આસપાસ ગૂંથાવી જોઈએ, અને બીજી બધી વિકસાવવાની પ્રવૃત્તિઓ કે આપવાની તાલીમનો મેળ, બની શકે ત્યાં સુધી, બાળકના વાતાવરણનો પૂરતો વિચાર કરીને પસંદ કરેલા કેન્દ્રવર્તી હાથઉદ્યોગની સાથે પૂરેપૂરો સાધવો જોઈએ. એટલે આ મહાસભાનો એવો અભિપ્રાય છે કે, કેળવણીના આ પાયારૂપ ભાગને લગતું કામકાજ કરવાને સારુ એક અખિલ ભારત કેળવણી મંડળ સ્થાપવું; અને તેને સારુ મહાસભા ડૉ. ઝાકિરહુસેન અને શ્રી. આર્યનાયકમને, ગાંધીજીની સલાહ અને દોરવણી તળે રહીને, એવું મંડળ સ્થાપવાને તાત્કાલિક પગલાં લેવાની વિનંતી કરે છે. પાયારૂપ રાષ્ટ્રીય કેળવણીનો કાર્યક્રમ સંકલિત રૂપમાં યોજવો, અને જેઓ સરકારી કે ખાનગી કેળવણી ઉપર કાબૂ ધરાવતા હોય તેમને તે સ્વીકારવાની ભલામણ કરવી એ આ મંડળનું કામ રહેશે.

આ મંડળને તેનું પોતાનું બંધારણ ઘડવાની, નાણાં ઉઘરાવવાની, અને તેના હેતુઓની સિદ્ધિને સારુ આવશ્યક જણાય એવાં સર્વ કામો કરવાની સત્તા રહેશે.

૧૬. લઘુમતી કોમોના હક્ક — હિંદુસ્તાનમાં મુસલમાનો અને બીજી નાની કોમોમાં શાહીવાદ સામેની ભાવના ફેલાઈ રહી છે અને હિંદની

સ્વરાજ્યપ્રાપ્તિની લડતમાં સર્વે વર્ગો અને કોમોમાં એકતા વધતી જાય છે એને આ મહાસભા વધાવી લે છે. એ લડત એક અને અખંડ છે, અને રાષ્ટ્રવ્યાપી એકતા હોય તો જ સંગીન રીતે ચલાવી શકાય તેમ છે. ખાસ કરીને, ગયે વરસે લઘુમતી કોમોના જે ઘણા માણસોએ મહાસભામાં જોડાઈને સ્વરાજ્યપ્રાપ્તિની તથા હિંદુસ્તાનના જનસમૂહનું શોષણ અટકાવવાની લડતને પોતાનો સામુદાયિક ટેકો આપ્યો છે તેમને આ મહાસભા આવકાર આપે છે. ૧૯૩૭ના ઑકટોબરમાં મહાસભાની કાર્યવાહક સમિતિએ કલકત્તામાં મળેલી બેઠકમાં, લઘુમતીઓના હકની બાબતમાં જે ઠરાવ કર્યો છે તેને આ મહાસભા બહાલ રાખે છે, અને ફરીથી જાહેર કરે છે કે, મહાસભાને સ્વીકાર્ય હશે એવી રાજ્યતંત્રની કોઈ પણ યોજનામાં લઘુમતી કોમોને પોતાના વિકાસને માટે, તેમ જ રાષ્ટ્રના રાજકીય, આર્થિક અને સંસ્કારિક જીવનમાં પૂરેપૂરો ભાગ લેવા માટે બહોળામાં બહોળો અવકાશ અચૂક મળી શકે એવી વ્યવસ્થા રાખવામાં આવશે. મહાસભા, હિંદમાં વસતી નાની કોમનાં ધર્મ, ભાષા, સંસ્કાર તથા બીજી બાબતોને લગતા હકની રક્ષા કરવી એને પોતાનું પ્રથમ કર્તવ્ય અને પોતાની ધરમૂળની નીતિ ગણે છે.

૧૭. દેશી રાજ્યો — દેશી રાજ્યોમાં જાહેરજીવનના વિકાસને લીધે અને આઝાદીની માગણીને લીધે, નવા સવાલો ઊભા થઈ રહ્યા છે ને નવા ઝઘડા પેદા થઈ રહ્યા છે તે જોતાં, આ મહાસભા દેશી રાજ્યોની બાબતમાં પોતાની નીતિ નવેસર નક્કી કરે છે.

મહાસભા માને છે કે, દેશી રાજ્યોમાં પણ બાકીના હિંદના જેટલી જ રાજકીય, સામાજિક અને આર્થિક સ્વતંત્રતા હોવી જોઈએ. તે માને છે કે, દેશી રાજ્યો એ હિંદનાં અવિભાજ્ય અંગ છે ને તેમને વિખૂટાં પાડી ન શકાય. મહાસભાનું જે પૂર્ણ સ્વરાજનું ધ્યેય છે તે દેશી રાજ્યો સહિત સમસ્ત ભારતવર્ષને માટે છે; કેમકે ભારતવર્ષની અખંડતા અને એકતા જેમ પારતંત્ર્યમાં જળવાઈ છે તેમ સ્વાતંત્ર્યમાં પણ જળવાઈ રહેવી જોઈએ. મહાસભાને તો એવી જ જાતનું સમવાયતંત્ર સ્વીકાર્ય હોઈ શકે, જેમાં દેશી રાજ્યો સ્વતંત્ર ઘટકો તરીકે જોડાતાં હોય અને હિંદના બાકીના ભાગો જેટલી જ લોકશાસનની સ્વતંત્રતા ભોગવતાં હોય. તેથી મહાસભા માને છે કે, દેશી રાજ્યોમાં પૂર્ણ જવાબદાર રાજતંત્ર અને નાગરિક સ્વાતંત્ર્યની ખોળાધરી હોવી જોઈએ; અને આમાંનાં ઘણાં રાજ્યોમાં આજે પછાત દશા છે, સ્વાતંત્ર્યનું નામ નથી અને નાગરિક

સ્વાતંત્ર્યનું દમન કરવામાં આવે છે, તેને માટે આ મહાસભા અફસોસ પ્રગટ કરે છે.

દેશી રાજ્યોમાં આ ધ્યેયની સિદ્ધિને માટે કામ કરવું એને મહાસભા પોતાનો હક અને અધિકાર માને છે. પણ અત્યારના સંજોગોમાં, મહાસભા દેશી રાજ્યોમાં આ ધ્યેયની સિદ્ધિને માટે કામ કરી શકે એવી સ્થિતિમાં નથી; અને રાજાઓએ, અથવા તો તેમની મારફત કામ લેતી બ્રિટિશ સત્તાએ, ઊભા કરેલા અનેક અંતરાયો અને પ્રતિબંધો મહાસભાની પ્રવૃત્તિઓને રોકે છે. મહાસભાના નામને લીધે ને તેની મોટી પ્રતિભાને લીધે દેશી રાજ્યોની પ્રજાના મનમાં જે આશા અને હૈયાધારણ પેદા થાય છે તે તરત જ ફળીભૂત થતી નથી, અને પરિણામે નિરાશા થાય છે. અસરકારક કામ ન કરી શકે એવી સ્થાનિક સમિતિઓ રાખવી, અથવા તો રાષ્ટ્રધ્વજનાં અપમાનો સહી લેવાં, એ મહાસભાના ગૌરવને શોભારૂપ નથી. આશાઓ પેદા થયા પછી મહાસભા રક્ષણ કે અસરકારક મદદ ન આપી શકે, તેથી દેશી રાજ્યોની પ્રજાના મનમાં નિરાધારપણાની લાગણી પેદા થાય છે ને તે એમની આઝાદીની ચળવળનો વિકાસ અટકે છે.

દેશી રાજ્યોમાં અને હિંદના બાકીના ભાગમાં જુદી જુદી સ્થિતિ પ્રવર્તતી હોવાથી, મહાસભાની નીતિનો ઘણીવાર દેશી રાજ્યોની સ્થિતિ જોડે મેળ બેસતો નથી. અને તેથી દેશી રાજ્યમાં આઝાદીની ચળવળનો સ્વાભાવિક વિકાસ થવામાં રોકાણ કે અંતરાય આવવાનો સંભવ છે. એવી હિલચાલો જો દેશી રાજ્યની પ્રજા પાસેથી બળ મેળવે, તેમનામાં સ્વાશ્રય પેદા કરે, દેશી રાજ્યોમાં પ્રવર્તતી સ્થિતિને અનુરૂપ હોય, અને બહારની સહાયતા યા મદદ ઉપર અથવા મહાસભાના નામની પ્રતિષ્ઠા ઉપર આધાર ન રાખે તો તેઓ જલદી આગળ વધે અને તેમની ચળવળનો પાયો વિશાળ બને એવો સંભવ છે.

મહાસભા એવી હિલચાલોને આવકાર આપે છે, પણ સ્વાભાવિક રીતે, અને અત્યારના સંજોગોમાં, તેમની આઝાદીની લડત ચલાવવાનો બોજો દેશી રાજ્યોની પ્રજા પર પડવો જોઈએ. શાંતિમય અને વાજબી સાધનો વડે ચલાવેલી એવી લડતોને મહાસભા પોતાનો સદ્‌ભાવ અને ટેકો હંમેશાં આપશે. પણ એવી સંસ્થા તરીકે આપેલી મદદ અત્યારની પરિસ્થિતિમાં નૈતિક ટેકો અને સહાનુભૂતિ જેટલાં જ હોય એ અનિવાર્ય છે. પણ મહાસભાવાદીઓને વ્યક્તિગત રીતે પોતાની જવાબદારી ઉપર વધારે મદદ આપવાની છૂટ રહેશે. આ રીતે, એ લડત મહાસભાના તંત્રને

સંડોવ્યા વિના, અને બહારના વિચારોથી અલિપ્ત રહીને, નિર્વિઘ્નપણે વિકસી શકશે.

તેથી આ મહાસભા આદેશ આપે છે કે, અત્યારે, દેશી રાજ્યોમાંની મહાસમાસમિતિઓ મહાસભાની કાર્યવાહક સમિતિનાં દેખરેખ અને અંકુશ હેઠળ કામ કરે અને ધારાસભાને લગતી પ્રવૃત્તિમાં ન પડે, અથવા તો મહાસભાને નામે કે તેના આશ્રય નીચે, સત્યાગ્રહ કે કાયદાનો સવિનય ભંગ ન આદરે. દેશી રાજ્યોની અંદરની લડતો મહાસભાને નામે ઉપાડવામાં ન આવે. એ કામને સારુ દેશી રાજ્યોની અંદર જ સ્વતંત્ર સંસ્થાઓ શરૂ કરવી જોઈએ, અથવા જ્યાં અત્યારે પણ હસ્તીમાં હોય ત્યાં ચાલુ રખાવી જોઈએ.

મહાસભા દેશી રાજ્યની પ્રજાને ખાતરી આપવા ઇચ્છે છે કે, મહાસભા તેમના પક્ષમાં જ છે અને તેમની સ્વતંત્રતાની હિલચાલમાં સક્રિય અને સતત રસ લેશે અને સહાનુભૂતિ રાખશે. તેને વિશ્વાસ છે કે, દેશી રાજ્યોની પ્રજાની મુક્તિનો દિવસ બહુ દૂર નથી.

૧૮. युक्त प्रांत और बिहारके प्रधानोंका राजीनामा — ફૈજપુરની મહાસભાના ફરમાન અનુસાર મહાસમિતિએ ૧૯૩૭ના માર્ચમાં પ્રાંતોમાં હોદ્દા સ્વીકારના પ્રશ્નનો નિર્ણય કર્યો અને જો બ્રિટિશ સરકાર તરફથી કે તેની વતી અમુક ખોળાધરી અપાય તો, મહાસભાવાદીઓને પ્રધાનમંડળો રચવાની પરવાનગી આપી. એ ખોળાધરીઓ ન અપાઈ એટલે પ્રાંતિક ધારાસભાઓમાંના-મહાસભાપક્ષના નેતાઓએ પહેલાં તો પ્રધાનમંડળો રચવાની ના પાડી. ત્યાર પછી એ ખોળાધરીઓની બાબતમાં સારી પેઠે વાદવિવાદ ચાલ્યો, અને હિંદી વજીરે, વાઇસરૉયે, અને પ્રાંતોના ગવર્નરોએ અનેક જાહેરાતો કરી. એ જાહેરાતોમાં એમ ચોક્કસ કહેવામાં આવ્યું કે, જવાબદાર પ્રધાનો પ્રાંતોનું કામકાજ ચલાવે તેમાં રોજ-બ-રોજના કારભારમાં કશી દખલ કરવામાં નહીં આવે.

પ્રાંતોમાં મહાસભાનાં પ્રધાનમંડળોના કારભારના અનુભવ ઉપરથી જણાયું છે કે, કંઈ નહિ તો યુક્ત પ્રાંત અને બિહાર એ પ્રાંતોમાં તો રોજ-બ-રોજના વ્યવહારમાં નીચે જણાવ્યા મુજબ ચોક્કસ દખલ થઈ જ છે. ગવર્નરોએ જ્યારે મહાસભાના પ્રધાનોને પ્રધાનમંડળો રચવાનું નોતરું આપ્યું ત્યારે તેમને ખબર હતી કે રાજદ્વારી કેદીઓની મુક્તિ એ મહાસભાની નીતિનું એક મુખ્ય અંગ છે. એવું મહાસભાના ચૂંટણીના જાહેરનામામાં કહેવામાં આવ્યું હતું. એ પ્રમાણે પ્રધાનોએ કેદીઓને છોડવા માંડ્યા અને એમના એ મુક્તિના હુકમો

ઉપર ગવર્નરોની સહી થવામાં વિલંબ — કેટલીક વાર તો અકળાવે એવો — થનો એ અનુભવ તેમને થયો. આ મુક્તિઓમાં જે રીતે ફરી-ફરીને વિલંબ કરવામાં આવ્યો છે તે પ્રધાનોની નમૂનેદાર ધીરજનો પુરાવો છે. આ મહાસભાના અભિપ્રાય પ્રમાણે કેદીઓને છોડવા એ વસ્તુ રોજ-બ-રોજના કારભારની જ ગણાય ને એમાં ગવર્નરની સાથે લાંબી ચર્ચાઓ કરવાનું હોઈ જ નહિ શકે. ગવર્નરનું કર્તવ્ય પ્રધાનોને રસ્તો બતાવવાનું ને સલાહ આપવાનું છે; તેઓ તેમનું રોજ-બ-રોજનું કર્તવ્ય કરવામાં પોતાની નિર્ણયશક્તિ અબાધિતપણે વાપરે તેમાં દખલ કરવાનું ગવર્નરનું કામ નથી. જ્યારે કાર્યવાહક સમિતિને મહાસભાના પ્રતિનિધિઓ આગળ અને તેમને ટેકો આપનાર જનસમૂહની આગળ વાર્ષિક હિસાબ આપવાનો વખત આવ્યો ત્યારે જ એ સમિતિને, જે પ્રધાનોની પોતાની ખાતરી થઈ ચૂકેલી હોય તેમને પોતાની હકૂમતમાંના રાજદ્વારી કેદીઓને છોડવાના હુકમ કરવાની અને તેમના હુકમો રદ કરવામાં આવે તો રાજીનામાં આપવાની સૂચના આપવી પડી. યુક્ત પ્રાંત અને બિહારના પ્રધાનોએ લીધેલા પગલાને આ મહાસભા બહાલ રાખે છે અને એને ટેકો આપે છે, અને એને સારુ એ પ્રધાનોને મુબારકબાદી આપે છે.

આ મહાસભાના મત પ્રમાણે, તે તે મુખ્ય પ્રધાનોએ વિચારપૂર્વક ભરેલા પગલામાં ગવર્નર જનરલે દખલ કરી એમાં ઉપર જણાવેલી ખોળાધરીનો ભંગ છે, એટલું જ નહિ પણ હિંદી સરકારના ધારાની કલમ-૧૨૬ (૫)નો દુરુપયોગ પણ છે. આમાં સુલેહશાંતિ ગંભીર જોખમમાં આવી પડવાનો બિલકુલ સવાલ જ નહોતો. વળી એ બંને જગાએ મુખ્ય પ્રધાનોએ, એ કેદીઓની ખોળાધરી વડે અને બીજી રીતે પોતાના મનની એટલી ખાતરી કરી લીધેલી હતી કે, એ કેદીઓનું માનસ બદલાયું છે ને તેમણે મહાસભાની અહિંસાની નીતિ સ્વીકારેલી છે. વસ્તુતઃ ગવર્નર જનરલે આ પ્રમાણે દખલગીરી કરીને ખરે જ એવી સ્થિતિ ઉત્પન્ન કરી છે કે, જેમાંથી શાંતિને ગંભીર રીતે જોખમાવે એવી પરિસ્થિતિ ઊભી થાય અને તેને અટકાવવાના મહાસભાના પ્રયત્નો નિષ્ફળ જાય.

મહાસભાવાદીઓએ અધિકાર ભોગવ્યો છે એટલા ટૂંકા સમયમાં મહાસભાએ એમના ત્યાગનો, કારભાર ચલાવવાની શક્તિનો, અને આર્થિક તથા સામાજિક અનિષ્ટો દૂર કરવા માટેના કાયદા કરવાની બાબતમાં રચનાત્મક શક્તિનો પૂરતો પુરાવો આપ્યો છે. ગવર્નરોએ પ્રધાનોને અમુક પ્રમાણમાં સહકાર આપેલો એ વાત મહાસભા ખુશીની સાથે કબૂલ રાખે

છે. પ્રજાના હિતને સારુ અને પ્રજાને તેના પૂર્ણ સ્વરાજના ધ્યેયની પ્રાપ્તિમાં બળવાન બનાવવા સારુ, તથા હિંદના જનસમૂહના શાહીવાદે ચલાવેલા શોષણનો અંત લાવવા માટે, રાજ્યબંધારણના કાયદામાંથી જેટલો સાર ખેંચી શકાય તેટલો કાઢવાનો હાર્દિક પ્રયત્ન મહાસભાએ કરેલો છે.

મહાસભાની સત્ય અને અહિંસાની નીતિને અનુકૂળ એવી રીતે અહિંસાત્મક અસહકાર અને સત્યાગ્રહ કરવાનો વખત આવે એવો વિષમ પ્રસંગ તત્કાળ ઊભો કરવાની મહાસભાની ઇચ્છા નથી. એટલે બીજા પ્રાંતોના પ્રધાનોને ગવર્નર જનરલના પગલા સામેના વિરોધ તરીકે રાજીનામાં મોકલી આપવાની સૂચના કરવા મહાસભા રાજી નથી; અને તે નામદાર ગવર્નર જનરલને કહેણ મોકલે છે કે, તેઓ પોતાના નિર્ણયનો ફરી વિચાર કરે, જેથી ગવર્નરો બંધારણ અનુસાર વર્તી શકે અને રાજદ્વારી કેદીઓને છોડવાની બાબતમાં પ્રધાનોની સલાહ સ્વીકારી શકે.

બેજવાબદાર પ્રધાનમંડળો રચવાં એ તલવારના નાગા અમલને ઢાંકવાનો એક રસ્તો છે એમ આ મહાસભા માને છે. એવાં પ્રધાનમંડળોની રચનાથી પાર વિનાની કડવાશ અને અંદરોઅંદરના કલહો ઊભાં થશે, અને બ્રિટિશ સરકાર સામેનો રોષ વધુ તીવ્ર બનશે. મહાસભાએ જ્યારે બહુ અનિચ્છાએ અને ઘણા સંકોચપૂર્વક અધિકારગ્રહણની નીતિ મંજૂર રાખી ત્યારે તેને હિંદી સરકારના ધારાના સાચા સ્વરૂપ વિષે પોતે બાંધેલા આંક વિષે કશી શંકા નહોતી. ગવર્નર જનરલના આ છેલ્લા પગલાએ એ આંક સાચો હતો એમ સિદ્ધ કર્યું છે; અને એ પગલાથી એટલું તો પુરવાર થઈ જ ગયું છે કે, પ્રજાને સાચી સ્વતંત્રતા આપવાને આ કાયદો બિલકુલ અસમર્થ છે; એટલું જ નહિ પણ એમ પણ દેખાઈ ચૂક્યું છે કે, બ્રિટિશ સરકારનો ઇરાદો એનો ઉપયોગ સ્વાતંત્ર્યના વિસ્તાર માટે નહિ પણ સંકોચ માટે કરવાનો છે. એટલે અત્યારના વિષમ પ્રસંગનું આખરી પરિણામ ગમે તે આવે તોયે, હિંદની પ્રજાએ સમજવું જોઈએ કે, જ્યાં સુધી આ કાયદો નાબૂદ થાય નહિ, અને તેની જગાએ પુખ્ત વયના મતાધિકારના ધોરણે સ્થપાયેલી લોકપ્રતિનિધિ સભાએ ઘડેલા રાજ્યબંધારણની સ્થાપના થાય નહિ, ત્યાં સુધી દેશને માટે સાચી સ્વતંત્રતા સંભવી શકતી જ નથી. અધિકાર ભોગવતા હોય કે બહાર હોય, ધારાસભામાં હોય કે, ધારાસભાઓની બહાર હોય, મહાસભાવાદીઓની નેમ એ ધ્યેયને પહોંચવાની જ હોઈ શકે; પછી ભલે એને અંગે, તરતને માટે ગમે તેટલા લાભદાયક ને સુયોગ્ય હોય એવા ઘણા તાત્કાલિક લાભો કદાચ જતા કરવા પડે, અને ઘણી વાર જતા કરવા જ પડશે.

યુક્ત પ્રાંતના ગવર્નર તરફથી એમ કહેવામાં આવ્યું છે કે, કાકોરી કેદીઓનું સ્વાગત કરવાની જે ધામધૂમ કરવામાં આવી અને એમાંના કેટલાકે જે ભાષણો કર્યાં તેને લીધે રાજદ્વારી કેદીઓને ધીમે ધીમે છોડવાની નીતિમાં વિઘ્ન આવી પડ્યું. મહાસભાએ હંમેશાં બેહૂદી ધામધૂમ અને વાંધા ભરેલી પ્રવૃત્તિઓને રોકવાના પ્રયત્નો કર્યા છે. જે ધામધૂમ ને ભાષણોની વાત યુક્ત પ્રાંતના ગવર્નરે કરી છે તેની મહાત્મા ગાંધીજીએ સખત ઝાટકણી કાઢી હતી. તે જ પ્રમાણે રાષ્ટ્રપતિ પંડિત જવાહરલાલ નહેરુએ એ દેખાવો ને ધામધૂમમાં જે શિસ્તભંગ હતો, તેની તરત જ ખબર લીધી હતી. તેમ જ પ્રધાનોએ પણ એની તરફ આંખ આડા કાન કર્યાં નહોતા. આ પગલાંને પરિણામે લોકમત ઝપાટાબંધ બદલાયો, અને જે માણસોનો એમાં હાથ હતો તેમને પણ એમની ભૂલ સમજાઈ. અને પાછળથી, કાકોરી કેદીઓની મુક્તિ પછી બેએક મહિને, જ્યારે છ કેદીઓ—જેમાંનો એક તો કાકોરી મંડળનો એક આગેવાન હતો,—ને છોડવામાં આવ્યા ત્યારે એમના માનમાં કશી ધામધૂમ નહોતી થઈ, તેમ તેમનું કંઈ સ્વાગત પણ નહોતું કરવામાં આવ્યું. ત્યાર પછી તો ચાર મહિના વીતી ગયા છે, અને ઑગસ્ટમાં છૂટેલા કેદીઓને અંગે થયેલાં ધામધૂમ ને ભાષણોને જ કારણે બાકીના ૧૫ કેદીઓને છોડવામાં વિલંબ કરવો એ છેક જ ગેરવાજબી વાત છે. ન્યાય અને વ્યવસ્થા જાળવવાની જવાબદારી પ્રધાનોની છે, અને તેમને પોતાનું કામ પોતાને યોગ્ય લાગે તે રીતે કરવાનો અધિકાર છે. સંજોગો સંપૂર્ણ રીતે ધ્યાનમાં લઈને બધી પરિસ્થિતિ તપાસી જોવાનું તેમનું કામ છે. પણ તેઓ કોઈ ઠરાવ ઉપર આવે પછી તે સ્વીકારવાનું અને તેનો અમલ કરવાનું કામ ગવર્નરોનું છે. તેમના રોજ-બ-રોજના વહીવટનો તેઓ પોતાની સત્તાની રૂએ અમલ કરતા જાય તેમાં દખલગીરી કરવાથી તેમની સ્થિતિ નબળી થાય અને તેને ધક્કો પહોંચે. હિંસક ગુનાઓ વિષે યોગ્ય પગલાં લેવાનો પોતાનો નિશ્ચય મહાસભાના પ્રધાનોએ અનેક વાર જાહેર કર્યો છે અને જ્યારે કેદીઓએ પોતે હિંસાની નીતિનો ત્યાગ કર્યો છે ત્યારે તેમને છોડવાનું જોખમ તો કેવળ કાલ્પનિક જ રહે છે.

મહાસભાએ ગયા થોડા મહિનામાં શિસ્તભંગની અને મહાસભાએ સ્વીકારેલા અહિંસાના નિયમની અવજ્ઞાની સખત ખબર લેવાની પોતાની ઇચ્છાનો પુષ્કળ પુરાવો આપ્યો છે. છતાં આ મહાસભા મહાસભાવાદીઓનું ધ્યાન એ હકીકત તરફ ખેંચવા ઇચ્છે છે કે, વાણી કે વર્તનનો જે સ્વેચ્છાચાર હિંસા પેદા કરે એવો કે તેને ઉત્તેજન આપે એવો હોય તે દેશની તેના ધ્યેય પ્રત્યેની પ્રગતિમાં અંતરાય ઊભો કરે છે.

રાજદ્વારી કેદીઓને છોડવાના પોતાના કાર્યક્રમને અનુસરતાં મહાસભા પ્રધાનપદનો અને લોકહિતકારક કાયદાઓ પસાર કરવાની તકનો ભોગ આપતાં અચકાઈ નથી. પણ મહાસભા સાફ સાફ કહેવા ઇચ્છે છે કે, કેદમાંથી મુક્તિ મેળવવાને સારુ અનશન આદરવા સામે મહાસભાનો સખત અણગમો છે. રાજદ્વારી કેદીઓને છોડવાની નીતિને અનુસરવામાં મહાસભાને એવાં અનશનોથી મૂંઝવણ પેદા થાય છે. તેથી જેઓ પંજાબમાં હજુ અનશન લંબાવી રહ્યા છે તેમને મહાસભા અનશન છોડી દેવાની વિનંતિ કરે છે, અને તેમને ખાતરી આપે છે કે, જે પ્રાંતોમાં મહાસભાવાદી પ્રધાનમંડળો ચાલે છે તેમાં કે બીજા પ્રાંતમાં, સર્વ વાજબી અને શાંતિમય ઇલાજો વાપરીને, અટકાયતી કેદીઓ અને બીજા રાજદ્વારી કેદીઓને છોડાવવાના પ્રયત્નો મહાસભાવાદીઓ ચાલુ રાખશે.

દેશમાં જે પરિસ્થિતિ ઊભી થઈ છે તે જોતાં, મહાસભા કાર્યવાહક સમિતિને તેને આવશ્યક લાગે એવાં પગલાં ભરવાની, અને આ વિષમ પ્રસંગને પહોંચી વળવા જ્યારે જરૂર પડે ત્યારે મહાસમિતિનું ફરમાન લેવાની સત્તા આપે છે.

૧૯. किसान सभा — હિંદુસ્તાનના કેટલાક ભાગમાં કિસાન સભાઓ અને બીજી સંસ્થાઓની બાબતમાં કેટલીક મુશ્કેલીઓ ઊભી થઈ છે એ જોતાં, આ મહાસભા એને વિષે ખુલાસો કરવા ને પોતાનું વલણ સ્પષ્ટ કરવા ઇચ્છે છે.

કિસાનોને કિસાનમંડળો દ્વારા પોતાનું સંગઠન કરવાનો હક છે એવો સ્પષ્ટ સ્વીકાર મહાસભાએ ક્યારનો કરેલો છે, છતાં એટલું યાદ રાખવાની જરૂર છે કે, મહાસભા પોતે જ મુખ્યત્વે કિસાનોની સંસ્થા છે, અને જનતા સાથેનો તેનો સંપર્ક જેમ જેમ વધતો ગયો છે, તેમ તેમ હજારો કિસાનો મહાસભામાં જોડાયા છે ને તેની નીતિ પર એમણે અસર પાડી છે. મહાસભાએ આ કિસાન જનસમૂહના હિતની રક્ષા કરવી જોઈએ, અને વસ્તુતઃ કરી છે જ, તેમના હકોને માટે લડત ચલાવેલી છે; અને મહાસભા દેશની જે આઝાદી માટે કામ કરતી આવી છે તે આઝાદીનો પાયો જ આપણી આખી પ્રજાને શોષણમાંથી છોડાવવા ઉપર રચાવાનો છે. આ આઝાદી મેળવવા માટે અને કિસાનોને બળવાન બનાવવા તથા તેમની માગણીઓ કબૂલ રખાવવા માટે એટલું આવશ્યક છે કે, મહાસભાને બળવાન બનાવવી જોઈએ, કિસાનોને હજુ વધારે ને વધારે મોટી સંખ્યામાં જોડાવાને નોતરવા જોઈએ, અને તેઓ મહાસભાના ધ્વજ તળે પોતાની લડત ચલાવે એવી રીતે તેમને સંગઠિત કરવા જોઈએ. તેથી મહાસભાના

દરેક સભ્યનું એ કર્તવ્ય છે કે, હિંદના એકેએક ગામડામાં મહાસભાની સમિતિ સ્થાપવાનો પ્રયત્ન કરે, અને મહાસભાનું બળ ક્ષીણ થાય એવું કંઈ પણ કામ ન કરે.

કિસાનોને કિસાનસભાઓ કાઢવાનો પૂરો હક છે એનો સ્વીકાર કરવા છતાં, મહાસભાના પાયારૂપ સિદ્ધાંતોથી વિસંગત હોય એવી કોઈ પણ પ્રવૃત્તિઓની સાથે મહાસભા સંબંધ રાખી શકશે નહિ, અને જે મહાસભાવાદીઓ કિસાનસભાના સભ્ય તરીકે મહાસભાના સિદ્ધાન્તો ને નીતિનું વિઘાતક એવું વાતાવરણ પેદા કરવામાં મદદ કરતા હશે તેમની કોઈ પણ પ્રવૃત્તિ સાંખી રહેશે નહિ. તેથી આ મહાસભા પ્રાંતિક સમિતિઓને ફરમાન કરે છે કે, તેઓ ઉપલી વાત ધ્યાનમાં રાખે અને તે અનુસાર જરૂર જણાય ત્યાં યોગ્ય પગલાં ભરે.

૨૦. બંધારણસમિતિ — શ્રી. સુભાષચંદ્ર બોઝ, પં. જવાહરલાલ નહેરુ, શ્રી. જયરામદાસ દોલતરામ, શ્રી. ભુલાભાઈ જે. દેસાઈ, ડૉ. પટ્ટાભી સીતારામૈયા, શ્રી. અચ્યુત પટવર્ધન, શ્રી. એસ. એ. બ્રેલ્વી, શ્રી. કિરણશંકર રૉય, શ્રી. આનંદશિવમ્ આયંગર અને શ્રી. જે. બી. કૃપાલાની (આમંત્રક), એટલા સભ્યોની એક સમિતિ નીચેની બાબતો ઉપર વિચાર કરી જરૂર લાગે તે પ્રમાણે નિયમો ઘડવા માટે નીમવામાં આવે છે. આ સમિતિની ભલામણો મહાસમિતિ મંજૂર કરે ત્યાર પછી તેનો અમલ કરવામાં આવે.

### સમિતિએ વિચારવાની બાબતો

(ક) પ્રતિનિધિઓની ચૂંટણી માટે પરોક્ષ ચૂંટણીનું ધોરણ સાચવી રાખવું ઇષ્ટ છે?

(ખ) સાચા સભ્યો કેવી રીતે નોંધવા અને ચૂંટણીઓનું યોગ્ય ધોરણ કેવું હોય?

(ગ) મહાસમિતિ માટે પ્રાદેશિક ધોરણે પ્રતિનિધિત્વ રાખવું અનુકૂળ થશે? જો પ્રાંતો માટે એ અનુકૂળ હોય તેને માટે પ્રતિનિધિત્વની પદ્ધતિ કઈ રાખવી?

(ઘ) મહાસમિતિની ચૂંટણી માટે એકેક મતબદલીની પદ્ધતિથી પ્રમાણસર પ્રતિનિધિત્વનું ધોરણ રાખવું ઇષ્ટ છે?

(ઙ) બંધારણની કલમ ૬ (ઘ) અનુસાર મતદારમંડળો રાખવાથી બંધારણમાં કેવી જાતના ફેરફારો કરવાની જરૂર છે?

## પર

# બાવનમું અધિવેશન – ત્રિપુરી

(તા. ૧૦ થી ૧૨ માર્ચ, ૧૯૩૯)

૧. મૌ. શૌકતઅલી વગેરેને અંજલિ — મૌ. શૌકતઅલી, સર મહમ્મદ ઇકબાલ, એમ. અનસારી, શ્રીશ કે. રમણ મેનન, જી. એસ. ખાપરડે, બી. રાજારાઉ, નાથુજી જગતપ, ઠાકુર ગુલઝાર સિંહા, રાજારામ શુકલ, દેવીપ્રસાદ શુકલ, કે. કે. ભાર, ઢુન્ઢીરાજ મહાદેવ નાયક, અબ્દુલ વહીદ, બળવંતરાય પી. ઠાકોર, મહેશપ્રસાદ નિગમ, પં. મહાવીરપ્રસાદ દ્વિવેદી, ઉપેન્દ્રનાથ મુકરજી, જ્વાલાસિંહ, કે નાગેશ્વર રાઉ, રજબઅલી પટેલ, ધલ્લુ વેંકટ, ચતુરાનન દાસ, બંછનિધિ મહંતી, ગિરિજાભૂષણ દત્ત, શ્રીનાથ દાસ, અને પ્રતાપસિંહ એમનાં અવસાનથી પડેલી ખોટ માટે આ મહાસભા શોક પ્રદર્શિત કરે છે.

૨. ઈજિપ્તનું પ્રતિનિધિમંડળ — ઈજિપ્તના વફદપક્ષ તરફથી હિંદમાં આવેલા બંધુભાવી પ્રતિનિધિમંડળને મહાસભા હાર્દિક આવકાર આપે છે; અને માને છે કે, આ મુલાકાત એ હિંદ અને ઈજિપ્તમાં ચાલતી આઝાદીની ચળવળની એકતાની સૂચક છે.

મહાસભા ઈજિપ્તની પ્રજાને પોતાનાં અભિનંદન મોકલે છે અને તેઓને પોતાની પૂર્ણ આઝાદી પ્રાપ્ત કરવામાં પૂરી સફળતા મળે એવી હાર્દિક અભિલાષા વ્યક્ત કરે છે.

મહાસભાને વિશ્વાસ છે કે, આ બે દેશોનો સંબંધ વધારે ગાઢો બનતો જશે અને દુનિયામાં શાંતિ અને સ્વતંત્રતા વધારવાના કામમાં વધારે ફળદાયી નીવડશે.

૩. ચીન — ચીનના લોકો નિર્દય અને અમાનુષી શાહીવાદ સામે લડી રહ્યા છે તેમાં તેમની જે કસોટી થઈ રહી છે અને તેમને જે કષ્ટ ભોગવવું પડે છે તેની પ્રત્યે આ મહાસભા હાર્દિક સહાનુભૂતિ દર્શાવે છે અને ચીનના લોકોને મુબારકબાદી આપે છે. તેઓ જે વીરતાભર્યો સામનો કરી રહ્યા છે તે માટે તેમને અભિનંદન આપે છે.

મહાસભા તરફથી ચીનમાં એક દાક્તરી મિશન મોકલવાની વ્યવસ્થા કરવામાં આવી છે તેને આ મહાસભા સંમતિ આપે છે અને વિશ્વાસ રાખે છે કે, આ મિશનને પૂરતી મદદ મળ્યા કરશે, જેથી તે પોતાનું

સેવાકામ અસરકારક રીતે કરી શકે અને ચીન સાથે હિંદના સંબંધનું તે યોગ્ય પ્રતીક બની રહે.

૪. રાષ્ટ્રીય માગણી — મહાસભા અડધા સૈકાથી વધારે વખત થયાં હિંદુસ્તાનની પ્રજાની પ્રગતિ માટે પ્રયત્ન કરતી આવી છે, અને તેણે સ્વતંત્રતા અને અસ્મિતા વિષેની હિંદી પ્રજાની ભાવના અને ઝંખનાને વ્યક્ત કરવાનું કામ કર્યું છે. ગયાં વીસ વરસ દરમ્યાન તેણે દેશની જનતાની વતી બ્રિટિશ શાહીવાદ સાથે સંગ્રામ ચલાવ્યો છે, અને પ્રજાનાં કષ્ટસહન, નિયમપાલન, અને બલિદાનો દ્વારા તેણે રાષ્ટ્રને પૂર્ણ સ્વરાજના તેના ધ્યેય તરફ ઘણું આગળ ધપાવ્યું છે. પ્રજાની શક્તિ જેમ જેમ વધતી ગઈ છે તેમ તેમ મહાસભા બદલાતી ને ખીલતી જતી પરિસ્થિતિને અનુકૂળ થઈ છે; અને જુદા જુદા કાર્યક્રમોનો અમલ કરવા છતાં તેણે હંમેશાં હિંદુસ્તાનના સ્વાતંત્ર્ય માટે અને દેશમાં લોકશાસનવાળા રાજ્યની સ્થાપના માટે જ પ્રયત્નો કર્યા છે. નવા રાજ્યબંધારણના કાયદાનો તેણે અસ્વીકાર કર્યો છે, ને તેનો અંત આણવાનો નિરધાર કર્યો છે, તોપણ એ કાયદામાં જેટલી પ્રાંતિક સ્વાયત્તતા છે તે સંકુચિત અને મર્યાદિત હોવા છતાં, તેનો લાભ લેવાનો તેણે નિશ્ચય કર્યો છે. તેમાં ઇરાદો એ છે કે, રાષ્ટ્રીય હિલચાલને સબળ બનાવવી, અને અત્યારના સંજોગોમાં જનતાને જેટલી રાહત આપી શકાય એમ હોય તેટલી આપવી. રાજ્યબંધારણના કાયદામાં સમૂહતંત્રને લગતો જે ભાગ છે તેની સામે મહાસભાએ પોતાનો અડગ વિરોધ અને તે પરાણે લાદવામાં આવે તો તેની સામે ઝૂઝવાનો નિરધાર જાહેર કરેલો છે.

રાષ્ટ્રને માટે પૂર્ણ સ્વરાજ મેળવવાનો અને પ્રજાની ચૂંટેલી લોકપ્રતિનિધિસભા મારફતે અને વિદેશી સત્તાની કશી દખલ વિના સ્વતંત્ર હિંદને માટે રાજ્યબંધારણ ઘડવાનો, પોતાનો દૃઢ નિશ્ચય મહાસભા ફરી જાહેર કરે છે. બીજા કોઈ પણ રાજ્યબંધારણનો કે દેશના પ્રશ્નનો ઉકેલ આણવાના પ્રયત્નોને હિંદી પ્રજા સ્વીકારી શકે તેમ નથી. આ મહાસભાનો એવો અભિપ્રાય છે કે, હિંદની અત્યારની પરિસ્થિતિ, રાષ્ટ્રીય હિલચાલનું સંગઠિત બળ, જનતાની અસ્મિતાનો અજબ વિકાસ, દેશી રાજ્યોની પ્રજામાં આવેલી નવી જાગૃતિ, અને જગતની ઝપાટાભેર બદલાતી જતી પરિસ્થિતિ, એ બધું જોતાં, એવો સમય આવી લાગ્યો છે, જ્યારે હિંદને આત્મનિર્ણયનો સિદ્ધાન્ત પૂરેપૂરા પ્રમાણમાં લાગુ પાડવો જોઈએ; જેથી હિંદુસ્તાનની પ્રજા લોકપ્રતિનિધિ સભા વડે સ્વતંત્ર લોકશાસનવાળા રાજતંત્રની સ્થાપના કરી શકે. પ્રજાનાં જન્મસિદ્ધ હક અને ગૌરવ આ પૂર્ણ આઝાદી માગે છે,

એટલું જ નહિ પણ જ્યાંસુધી પ્રજાને આત્મવિશ્વાસ અને પ્રગતિને માટે પૂરેપૂરી તક—જે કેવળ પૂર્ણ સ્વરાજથી જ મળી શકે એમ છે—ન મળે ત્યાં સુધી જનતાને પીડી રહેલા આર્થિક તેમ જ બીજા પ્રશ્નોનો ઉકેલ આવી શકે તેમ નથી, તેમ જ હિંદુસ્તાન પોતાની નિર્ધનતાને નાબૂદ કરીને જગતની આધુનિક પ્રગતિની સાથે સાથે કૂચ કરી શકે તેમ નથી. પ્રાંતિક સ્વાયત્તતામાં વિકાસને માટે એવો કશો અવકાશ રહેલો નથી; અને તેમાં સારું કરવાની જેટલી શક્તિ હતી તે ઝપાટાભેર ખૂટતી જાય છે; જે સમવાયતંત્રની યોજના કરવામાં આવી છે તે તો હિંદને ગળે એથી પણ મોટો ફાંસો નાખે છે. તેનો સ્વીકાર પ્રજા નહિ જ કરે.

તેથી આ મહાસભાનો એવો દૃઢ અભિપ્રાય છે કે, આવો હિંદી સરકારનો નવો રાજ્યબંધારણનો કાયદો રદ કરી તેની જગાએ પ્રજાએ પોતે ઘડેલું સ્વતંત્ર હિંદનું રાજ્યબંધારણ અમલમાં આવવું જોઈએ. સ્વતંત્ર અને લોકશાસનવાળું હિંદુસ્તાન આપણા મહાન પ્રશ્નોનો ઉકેલ ઝપાટાભેર અને અસરકારક રીતે લાવશે, અને જગતની પ્રગતિમાન પ્રજાઓની હારમાં ભળશે, અને એ રીતે લોકશાસન અને સ્વતંત્રતાના કાર્યને મદદ કરશે.

મહાસભાના ધ્યેયની સિદ્ધિ ત્વરાથી થાય અને દેશમાં તેમ જ જગતમાં જે વિકટ પ્રસંગો ઝઝૂમી રહેલા છે તેનો સંગીન સામનો કરી શકાય એટલા માટે, આ મહાસભા પોતાની સર્વ સંસ્થાઓ અને પ્રાંતિક સરકારોને તથા સામાન્ય પ્રજાવર્ગને આદેશ કરે છે કે, તેઓ એ ધ્યેય નજર આગળ રાખીને તૈયારી કરે, એકતાની વૃદ્ધિ કરે, અને ખાસ કરીને મહાસભાના તંત્રમાં બળ, શુદ્ધિ ને નિયમપાલન વધારે, અને એમાંની નબળાઈઓ અને મેલ કાઢી નાખે, જેથી તે પ્રજાની સંકલ્પસિદ્ધિ માટેનું સબળ સાધન બની શકે.

૫. મહાસભાનું તંત્ર— અનુભવથી એમ જણાયું છે કે, સભ્યોની ભરતી, ચૂંટણી અને બીજી બાબતોમાં સડો દાખલ થવાથી મહાસભાનું કામકાજ ચલાવવામાં ઘણી વખત મુશ્કેલી ઊભી થાય છે. આવી ખામીઓ તાત્કાલિક દૂર કરવાની જરૂર છે. આથી આ મહાસભા, આ હેતુથી જરૂરી લાગે તે પગલાં ભરવાની અને બંધારણમાં ઠીક લાગે તેવા ફેરફાર કરવાની મહાસમિતિને સત્તા આપે છે. મહાસમિતિ બંધારણમાં જે કંઈ સુધારા કરવાનું નક્કી કરે તેનો તરત જ અમલ કરવાની તેને સત્તા રહેશે. અત્યારનાં સભાસદોનાં પત્રકો તપાસવાને ને તેમાંની ભૂલો સુધારવાને અને મહાસભાના તંત્રને સબળ બનાવવા સારુ તેમ જ તેને મહાસભાના બંધારણ પ્રમાણે ચાલતું કરવાને બીજાં તમામ જરૂરી પગલાં લેવાને આ મહાસભા કાર્યવાહક સમિતિને ફરમાન કરે છે.

૬. મહાસભાની નીતિ— પ્રમુખશ્રીની ચૂંટણી દરમિયાન અને ત્યાર પછી ઊભી થયેલી ચર્ચાઓને અંગે મહાસભાનાં મંડળોમાં અને દેશમાં અનેક જાતની ગેરસમજૂતીઓ ફેલાવા પામી છે તે ધ્યાનમાં લઈને, મહાસભાની સ્થિતિની ચોખવટ કરવાની અને સામાન્ય નીતિની જાહેરાત કરવાની જરૂર જણાય છે.

મહાસભા જાહેર કરે છે કે મહાત્મા ગાંધીની દોરવણી હેઠળ, છેલ્લાં થોડાં વરસોમાં જે મૂળભૂત સિદ્ધાન્તો અનુસાર મહાસભાનો કાર્યક્રમ ગોઠવાયો છે તેને મહાસભા મક્કમપણે વળગી રહે છે. અને એવો દૃઢ અભિપ્રાય દર્શાવે છે કે, એ નીતિમાં કંઈ ભંગ થવો જોઈએ નહિ. તથા ભવિષ્યમાં મહાસભાનો કાર્યક્રમ એ જ નીતિને અનુસરીને ઘડાવો જોઈએ.

મહાસભાની કાર્યવાહક સમિતિએ ગયા વરસમાં જે કામ કર્યું હતું તેમાં આ મહાસભા પોતાનો વિશ્વાસ જાહેર કરે છે અને કેટલાક સભ્યોની સામે જે ટીકાઓ કરવામાં આવી છે તે માટે મહાસભાને ખેદ થાય છે.

આવતા વરસમાં દેશમાં કટોકટીભરી સ્થિતિ ઊભી થાય તેવો સંભવ છે તે ધ્યાનમાં લઈને, અને એવી કટોકટીને વખતે એકલા મહાત્મા ગાંધી જ મહાસભાને અને દેશને સફળતાપૂર્વક પાર ઉતારી શકે તેમ છે તે ધ્યાનમાં લઈને, મહાસભાને એ જરૂરી લાગે છે કે, તેની કાર્યવાહક સમિતિમાં ગાંધીજીનો પૂરો વિશ્વાસ હોવો જોઈએ. આથી પ્રમુખશ્રીને વિનંતિ કરવામાં આવે છે કે, તેઓ પોતાની કાર્યવાહક સમિતિ ગાંધીજીની ઇચ્છા અનુસાર નીમે.

૭. પૅલેસ્ટાઈન— પૅલેસ્ટાઈનના આરબ લોકો પોતાના સ્વાતંત્ર્ય માટે બ્રિટિશ શાહીવાદ સામે લડી રહ્યા છે, તેમની પ્રત્યે પૂર્ણ સહાનુભૂતિ મહાસભાએ અગાઉ દર્શાવેલી છે, અને પૅલેસ્ટાઈનમાં શાસન-અધિકારી સત્તાની રાજનીતિ વખોડી કાઢેલી છે. ત્યાર પછીના બનાવો ઉપરથી જણાય છે કે, કાયદો અને વ્યવસ્થાને નામે ચાલતી નીતિ ત્યાં ચાલુ છે અને બ્રિટિશ લશ્કર તરફથી ચાલતું ત્રાસનું રાજ્ય પણ ચાલુ છે. આ લડતમાં આરબોએ બતાવેલાં હિંમત, નિશ્ચયબળ અને બલિદાનોની હિંદવાસીઓ પ્રશંસા કરે છે. હિંદીઓ ફરી તેમને અભિનંદન મોકલે છે અને તેમના ધ્યેયની પૂર્ણ સિદ્ધિ પ્રાપ્ત થાય એવી અભિલાષા વ્યક્ત કરે છે.

યુરોપમાં અને બીજે યહૂદીઓની જે સ્થિતિ છે તે પ્રત્યે મહાસભા સહાનુભૂતિ દર્શાવે છે. છતાં મહાસભાને ખેદ થાય છે કે, યહૂદીઓએ પૅલેસ્ટાઈનમાં પોતાના ખાસ હકો મેળવવા માટે બ્રિટિશ લશ્કરનો સહારો લીધો છે અને બ્રિટિશ શાહીવાદ સાથે જોડાણ કર્યું છે. મહાસભાને વિશ્વાસ છે કે, પૅલેસ્ટાઈનમાં યહૂદીઓના હકોને પૂરતું રક્ષણ મળે એવું સ્વતંત્ર પ્રજાકીય

રાજ્ય સ્થાપવા માટે, આરબો અને યહૂદીઓ અંદર અંદર સહકાર કરી શકે તે માટે બન્ને કોઈ ધોરણ શોધી કાઢવાનો પ્રયત્ન કરશે.

૮. બલુચિસ્તાન — બ્રિટિશ બલુચિસ્તાનમાં હજુ જૂનીપુરાણી બેજવાબદાર રીતે અને અધિકારશાહીની રીતે તંત્ર ચાલે છે તે ખ્યાલમાં લઈને, મહાસભા માગણી કરે છે કે, ત્યાં વગર વિલંબે પ્રજાકીય અને જવાબદાર રાજતંત્રની સ્થાપના કરવી જોઈએ અને તે પ્રાંતને હિંદના બીજા ભાગોની પેઠે બંધારણીય દરજ્જો આપવો જોઈએ.

૯. પરદેશનીતિ — બ્રિટનની પરદેશી રાજનીતિ, જેને અંતિમ પરિણામે મ્યુનિચનો કરાર, ઇંગ્લંડ અને ઇટલી વચ્ચેનો કરાર, અને બંડખોર સ્પેનની માન્યતા થવા પામ્યાં છે, તેને વિષે મહાસભા પોતાની સંપૂર્ણ નાપસંદગી જાહેર કરે છે. એ રાજનીતિમાં લોકશાહીનો ઇરાદાપૂર્વક દ્રોહ કરવામાં આવ્યો છે, આપેલાં વચનો વારંવાર તોડવામાં આવ્યાં છે, સંયુક્ત સલામતીની પદ્ધતિનો અંત આણવામાં આવ્યો છે, અને જે સરકારો લોકશાહી ને સ્વતંત્રતા સામે છડેચોક શત્રુતા જાહેર કરે છે તેમની સાથે સહકાર કરવામાં આવ્યો છે.

આ રાજનીતિને પરિણામે, દુનિયામાં આંતરરાષ્ટ્રીય અંધાધૂંધી જામી છે; પશુતાભરી હિંસા જીતે છે, નિરંકુશપણે વિચરે છે, અને રાષ્ટ્રોનાં ભાવિનો નિર્ણય કરે છે; અને સૌથી ભીષણ એવા યુદ્ધને માટે પ્રચંડ તૈયારીઓ શાંતિને નામે ચાલી રહી છે. યુરોપના મધ્ય અને નૈઋત્ય ભાગમાં આંતરરાષ્ટ્રીય નીતિધર્મની ભાવના એટલી ક્ષીણ થઈ ગઈ છે કે, નાઝી સરકારે યહૂદી કોમના માણસો સામે અપાર જુલમો કર્યાં, અને સ્પેનમાં બળવાખોરોની સેનાએ દેશનાં શહેરો અને તેમનાં નિઃશસ્ત્ર રહેવાસીઓ અને નાસભાગ કરતાં નિરાધાર લોકો ઉપર હવામાંથી બોંબનો સતત વરસાદ વરસાવ્યો, એ દશ્યો જગતે જોયાં છે ને તે જોઈને જગત કંપી ગયું છે.

બ્રિટનની પરદેશનીતિએ સર્વ પ્રસંગે ફેસિસ્ટ રાજ્યોને સહાયતા કરી છે ને લોકશાસનવાળા દેશોના વિનાશમાં મદદ આપી છે. તે નીતિમાં પોતાનો બિલકુલ સાથ નથી એમ આ મહાસભા જાહેર કરે છે. મહાસભાને શાહીવાદ અને ફેસિઝમ બન્નેની સામે સરખો વિરોધ છે, અને તેની પાકી ખાતરી છે કે, બંનેનો અંત આવે એ જગતની શાંતિ અને પ્રગતિ માટે આવશ્યક છે.

આ મહાસભાનો એવો અભિપ્રાય છે કે, હિંદુસ્તાન સ્વતંત્ર પ્રજા તરીકે પોતાની પરદેશનીતિ ચલાવે, અને એ રીતે શાહીવાદ અને

ફેસિઝમ બંનેથી અળગું રહીને પોતાનો શાંતિ અને સ્વતંત્રતાનો પંથ ખેડે, એ તત્કાળ આવશ્યક છે.

૧૦. દેશી રાજ્યો — દેશના ઘણા ભાગોમાં દેશી રાજ્યોની પ્રજામાં આવેલી જાગૃતિને આ મહાસભા વધાવી લે છે; અને મહાસભા અખિલ હિંદ માટેની વિશાળ સ્વતંત્રતાને માટે મહેનત કરતી આવી છે તેને માટે આ એક આશાજનક પૂર્વતૈયારી છે એમ તે માને છે. દેશી રાજ્યોમાં જવાબદાર રાજતંત્ર અને નાગરિક સ્વાતંત્ર્યની માગણીને મહાસભા ટેકો આપે છે, અને સ્વાતંત્ર્ય અને આત્મવિકાસ માટેના આ હિલચાલો, કે જે આખા દેશના સ્વાતંત્ર્ય માટેની વિશાળ લડતનાં અવિભાજ્ય અંગો છે, તેમના પ્રત્યે મહાસભા પોતાની સહાનુભૂતિ પ્રગટ કરે છે.

કેટલાંક રાજ્યોના રાજકર્તાઓએ આ જાગૃતિને વિકાસનું શુભ ચિહ્ન ગણ્યું છે, અને પોતાની પ્રજાની સાથે સહકાર સાધીને તેને અનુકૂળ થવાનો પ્રયત્ન તેઓ કરી રહ્યા છે, એની આ મહાસભા કદર કરે છે; પણ બીજા કેટલાક રાજાઓએ શાંતિમય અને વાજબી એવી સંસ્થાઓ સામે અને તમામ રાજદ્વારી પ્રવૃત્તિ સામે મનાઈહુકમો કાઢીને, અને કેટલીક જગાએ ક્રૂર અને અમાનુષી દમનનીતિ ચલાવીને આ હિલચાલોને કચડી નાખવાનો પ્રયત્ન કર્યો છે તેને સારુ આ મહાસભા ખેદ પ્રગટ કરે છે.

એક બાજુ રાજકોટના ઠાકોર સાહેબ અને તેમના મંત્રીઓ અને બીજી બાજુ પ્રજાના પ્રતિનિધિ તરીકે સરદાર પટેલ, એમની વચ્ચે જે સમાધાન થયેલું તેનો ઠાકોર સાહેબે જે ભંગ કર્યો તેનો ઇલાજ કરવાને સારુ, ગાંધીજીએ અનિશ્ચિત સમયનો ઉપવાસ કરવાનો જાહેર કર્યો એથી આખું ભારતવર્ષ ખળભળી ઊઠયું હતું. હમણાં જ જે સમાધાન થયું છે ને જેને પરિણામે ગાંધીજીનો ઉપવાસ છૂટ્યો છે તેને વિષે આ મહાસભા સંતોષ વ્યક્ત કરે છે, અને વિશ્વાસ રાખે છે કે, રાજકોટની પ્રજાની અભિલાષાઓ તૃપ્ત થશે અને વળી વિશ્વાસ રાખે છે કે, કાઠિયાવાડના અને હિંદના બીજા ભાગોના રાજાઓ યુગબળને ઓળખીને તેની સાથે કૂચ કરશે, અને પોતાની પ્રજા સાથે સહકાર સાધીને લોકશાસનવાળું રાજતંત્ર દાખલ કરશે.

મહાસભાને ખેદ થાય છે કે, રાજકોટ ઉપરાંત બીજાં ઘણાં રાજ્યોની સરકારોએ લોકોને પોતે આપેલી ખાતરીઓ અને વચનનો ભંગ કર્યો છે. મહાસભા વિશ્વાસ રાખે છે કે, આ વચનભંગ સુધારી લેવામાં આવશે અને આપેલી ખાતરીઓનું પાલન કરવામાં આવશે.

આ મહાસભાનો એવો અભિપ્રાય છે કે, મહાસભાની હરિપુરાની બેઠકે કરેલા ઠરાવે જે અપેક્ષાઓ ઉત્પન્ન કરી હતી તે તેણે ફળીભૂત કરી

છે; અને દેશી રાજ્યોની પ્રજાઓને પોતાનું સંગઠન કરવાને તેમ જ પોતાની સ્વાતંત્ર્યની હિલચાલો ચલાવવાને ઉત્તેજન આપીને એ ઠરાવે પોતાની યોગ્યતા પુરવાર કરી છે. હરિપુરાની એ નીતિ પ્રજાના હિતનો વિચાર કરીને ને તેનામાં સ્વાશ્રય અને શક્તિ ખીલી શકે એ હેતુથી ઘડેલી હતી. એ નીતિ ઘડવામાં સંજોગો ઓળખીને અને એ સંજોગોમાં જે મર્યાદાઓ સ્વાભાવિક રીતે રહેલી હતી તેનો સ્વીકાર કરીને કામ લેવામાં આવ્યું હતું. પણ એ નીતિ ધર્મરૂપ છે એવી કલ્પના કદી રાખવામાં આવી નહોતી. દેશી રાજ્યોની પ્રજાને માર્ગ બતાવવો અને પોતાની પ્રતિષ્ઠા વડે તેમની આગેવાની કરવી એ હક હંમેશાં મહાસભાએ રાખ્યો છે ને એ એનું કર્તવ્ય પણ છે. દેશી રાજ્યોની પ્રજામાં જે મહાજાગૃતિ આવી રહેલી છે તેને પરિણામે, મહાસભાએ પોતાના પર સ્વેચ્છાએ મૂકેલી મર્યાદા પૂરેપૂરી દૂર કરવાનો પ્રસંગ આવે અને પરિણામે મહાસભા દેશી રાજ્યોની પ્રજા સાથે સતત વધતું જતું તાદાત્મ્ય સાધે, એ સંભવિત છે.

મહાસભા ફરી વાર જાહેર કરવા ઇચ્છે છે કે, તેનું ધ્યેય—એટલે કે પૂર્ણસ્વરાજ—સમસ્ત ભારતવર્ષને માટે છે, અને તેમાં દેશી રાજ્યોનો પણ સમાવેશ થઈ જાય છે. એ રાજ્યો હિંદુસ્તાનનાં અવિભાજ્ય અને અલગ ન પાડી શકાય એવાં અંગો છે અને હિંદુસ્તાનના બાકીના ભાગ જેટલી જ રાજકીય, સામાજિક અને આર્થિક સ્વતંત્રતા તેમને પણ મળવી જોઈએ.

**૧૧. પરદેશ વસતા હિંદીઓ** — પરદેશ વસતા હિંદીઓ—ખાસ કરીને કહેવાતા બ્રિટિશ રાષ્ટ્રસંઘમાં આવેલા દેશોમાં વસતા હિંદીઓ—ની સ્થિતિ ઉત્તરોત્તર જલદી બગડતી જાય છે, એ પ્રત્યે મહાસભા ગંભીર ચિંતાની નજરે જુએ છે, અને પોતાના વાજબી સમાજિક, આર્થિક અને રાજકીય હકો મેળવવા માટેની ત્યાંના હિંદીઓની સંયુક્ત લડતમાં પોતાની સહાનુભૂતિ દર્શાવે છે અને ટેકો આપે છે. મહાસભાને ખાસ કરીને બર્માના હિંદીઓના જાનમાલને રહેલો ભય, સીલોનના હિંદીઓ પ્રત્યેનું વિરોધી વર્તન, હિંદીઓને બાકાત રાખીને કેનિયાનો ઉચ્ચ પ્રદેશ ગોરાઓને માટે અનામત રાખવાની પ્રવૃત્તિ, અને દક્ષિણ આફ્રિકામાં હિંદીઓને અલગ પાડવાની અને તેમની સામે અન્યાયી કાયદા પસાર કરવાની પ્રવૃત્તિ ચિંતા કરાવે છે. મહાસભા માને છે કે, ફક્ત સ્વતંત્ર અને આઝાદ હિંદ જ પરદેશવાસી હિંદીઓને અસરકારક રીતે મદદ કરી શકે. દરમિયાન મહાસભા આ દેશની પ્રજાને વિનંતી કરે છે કે પરદેશવાસી હિંદીઓને તેમનાથી બને તેટલી સર્વ પ્રકારની મદદ કરે.

**૧૨. ત્રેપનમું અધિવેશન** — મહાસભાની આવતી બેઠક આ સાલના ડિસેમ્બરના છેલ્લા અઠવાડિયામાં બિહાર ખાતે રાખવી.

## ૫૩

# તેપનમું અધિવેશન–રામગઢ

(તા. ૧૯–૨૦ માર્ચ, ૧૯૪૦)

૧. યુદ્ધની કટોકટી — યુરોપના યુદ્ધને લીધે ઊભી થયેલી ગંભીર અને કટોકટીભરી સ્થિતિ વિષે અને તેને અંગે બ્રિટિશ સરકારની નીતિ બાબત વિચાર કરીને, આ મહાસભા, કાર્યવાહક સમિતિ અને મહાસમિતિએ યુદ્ધ-પરિસ્થિતિ વિષે જે ઠરાવો પસાર કર્યા છે અને પગલાં ભર્યાં છે તેમને મંજૂર રાખે છે. બ્રિટિશ સરકારે હિંદના લોકોને પૂછ્યા વિના, હિંદને લડાઈમાં ભળેલા દેશ તરીકે જાહેર કરી દીધો છે અને યુદ્ધને માટે હિંદની સાધન–સામગ્રીનું શોષણ કરવા માંડ્યું છે તે હિંદનું અપમાન કરવા બરાબર છે એમ આ મહાસભા માને છે. કોઈ પણ સ્વમાની અને આઝાદીપ્રિય પ્રજા આવું અપમાન સહન કરી શકે નહિ. બ્રિટિશ સરકાર તરફથી હિંદના સંબંધમાં તાજેતરમાં જે નિવેદનો બહાર પાડવામાં આવ્યાં છે તે ઉપરથી જણાય છે કે, ગ્રેટબ્રિટન આ લડાઈ મુખ્યત્વે કરીને પોતાના સામ્રાજ્યને જાળવી રાખવા માટે અને મજબૂત કરવા માટે લડી રહ્યું છે અને સામ્રાજ્ય એ હિંદ તેમ જ એશિયા–આફ્રિકાના બીજા દેશોના શોષણ ઉપર રચાયેલું છે. આ સંજોગોમાં, એટલું સ્પષ્ટ છે કે, યુદ્ધનો હેતુ આ શોષણને ચાલુ રાખવા અને કાયમ કરવાનો છે, તેમાં મહાસભા સીધી કે આડકતરી કોઈ પણ રીતે સાથ આપી શકે નહિ. આથી હિંદી લશ્કરને ગ્રેટબ્રિટન માટે લડવા મોકલવામાં આવે છે અને યુદ્ધ માટે હિંદમાંથી સાધનસામગ્રી ઘસડી જવામાં આવે છે તેનો આ મહાસભા સખત વિરોધ કરે છે. યુદ્ધ માટે જે ભરતી કરવામાં આવે છે અને જે નાણું ઉઘરાવવામાં આવે છે તેમાંનું કશું મરજિયાત છે એમ ગણાય નહિ. મહાસભાવાદીઓ અને મહાસભાની અસર તળેના કોઈ પણ લોકો યુદ્ધ ચલાવવા માટે માણસો, પૈસા કે સાધનોની મદદ આપી શકે નહિ.

મહાસભા ફરીથી જાહેર કરે છે કે, હિંદના લોકો સંપૂર્ણ સ્વરાજથી ઓછું કંઈ પણ સ્વીકારશે નહિ. શાહીવાદના ચક્રમાં હિંદનું સ્વાતંત્ર્ય સંભવી શકે નહિ. અને શાહી માળખામાં સાંસ્થાનિક કે બીજો કોઈ દરજ્જો હિંદને બિલકુલ લાગુ થઈ શકે તેમ નથી. એવો દરજ્જો આ દેશની પ્રજાના ગૌરવને બંધબેસતો નથી. તેથી તો હિંદને બ્રિટિશ રાજનીતિ અને આર્થિક વ્યવસ્થા સાથે અનેક રીતે બાંધી દેવા જેવું થાય. ફક્ત હિંદના લોકો પોતે

જ, પુખ્ત મતાધિકારના ધોરણે ચૂંટાયેલી લોકપ્રતિનિધિ સભા મારફતે પોતાનું બંધારણ ઘડી શકે અને દુનિયાના બીજા દેશો સાથેનો સંબંધ નક્કી કરી શકે.

વિશેષમાં મહાસભા માને છે કે, કોમી એકતા મેળવવા માટે તે હંમેશ તૈયાર રહી છે અને રહેશે. પણ લોકપ્રતિનિધિસભા થયા સિવાય તે પ્રશ્નનું કોઈ કાયમી નિરાકરણ થઈ શકવાનું નથી. તે સભામાં, જુદી જુદી લઘુમતી અને વધુમતી કોમોના ચૂંટાયેલા પ્રતિનિધિઓ વચ્ચે બને ત્યાં સુધી કરાર કરીને સર્વમાન્ય લઘુમતી કોમોના હકોનું સંપૂર્ણ રક્ષણ કરવામાં આવશે અને કોઈ મુદ્દા ઉપર પરસ્પર સમજૂતી નહિ થાય તો તેનો નિકાલ લવાદ મારફત કરવામાં આવશે. આ સિવાયની કોઈ પણ યોજના અધૂરી જ રહેશે.

હિંદનું બંધારણ સ્વતંત્રતા, પ્રજાતંત્ર અને રાષ્ટ્રીય એકતા ઉપર રચાવું જોઈએ. રાષ્ટ્રના ભાગલા પાડવાના કોઈ પણ પ્રયત્નોનો આ મહાસભા વિરોધ કરે છે. મહાસભાએ હંમેશાં એવું જ બંધારણ કરવાની દૃષ્ટિ રાખી છે, જેમાં વ્યક્તિને અને સમૂહને વિકાસ માટે પૂરેપૂરી છૂટ અને તકો મળી રહે અને જેમાં સામાજિક અન્યાય નાબૂદ થઈ ને ન્યાયી સમાજરચના સ્થપાય.

દેશી રાજાઓ અગર તો પરદેશી સ્થાપિત હિતોને હિંદની આઝાદીના માર્ગમાં વચ્ચે આવવાનો હક છે એમ મહાસભા સ્વીકારતી નથી. હિંદનાં દેશી રાજ્યોમાં અને પ્રાન્તોમાં બધેય સર્વસત્તા પ્રજાની જ હોવી જોઈએ અને બીજાં બધાં હિતોને પ્રજાના અગત્યના હિત આગળ ગૌણ સ્થાન મળવું જોઈએ.

મહાસભા માને છે કે, દેશી રાજ્યો સંબંધમાં જે મુશ્કેલી ઊભી કરવામાં આવી છે તે બ્રિટિશ સરકારે ઊભી કરેલી છે. અને જ્યાં સુધી પરદેશી સત્તામાંથી હિંદની મુક્તિ સ્પષ્ટપણે જાહેર કરવામાં નહિં આવે ત્યાં સુધી તે પ્રશ્નનો સંતોષકારક નિકાલ આવવાનો નથી. પરદેશી હિતો જો હિંદી પ્રજાનાં હિતનાં વિરોધી નહિ હોય તો તેમનું રક્ષણ કરવામાં આવશે.

જે પ્રાન્તોમાં મહાસભાની બહુમતી હતી તે પ્રાન્તોમાંથી મહાસભાના પ્રધાનોને પાછા બોલાવી લેવામાં આવ્યા છે. તેનું કારણ એ છે કે, યુદ્ધ સાથે હિંદને સંબંધ રાખવો નથી અને પરદેશી સત્તામાંથી હિંદને છૂટું કરવાના મહાસભાના નિશ્ચયનો અમલ કરવો છે. આ પ્રાથમિક પગલું લીધા પછી સ્વાભાવિક રીતે સત્યાગ્રહ કરવો જોઈએ. તે કામ માટે મહાસભાની વ્યવસ્થા બરાબર જણાશે કે તરત જ વિના સંકોચે સત્યાગ્રહ શરૂ કરવામાં આવશે; અગર તો પરિસ્થિતિ એવી પલટાઈ જાય કે કટોકટીભરી સ્થિતિ આવી પડે તો શરૂ કરવામાં આવશે. ગાંધીજીએ જાહેર કરેલું છે કે, જ્યારે

તેમને સંતોષ થાય કે, મહાસભાવાદીઓ બરાબર શિસ્ત પાળે છે અને સ્વાતંત્ર્યની પ્રતિજ્ઞામાં દર્શાવેલા રચનાત્મક કાર્યક્રમનો અમલ કરે છે ત્યારે જ તેઓ સત્યાગ્રહ શરૂ કરવાની જવાબદારી ઉપાડી શકે. આ જાહેરાત મહાસભાવાદીઓ ધ્યાનમાં લે એમ મહાસભા ઇચ્છે છે.

કોઈ પણ જાતના ધર્મ કે જાતના ભેદભાવ વગર સર્વ વર્ગો અને કોમોની સેવા કરવા અને તેમનું પ્રતિનિધિત્વ ધરાવવા મહાસભા માગે છે. અને હિંદની આઝાદીની લડત એ સમસ્ત પ્રજાની આઝાદી માટે છે. આથી મહાસભા આશા રાખે છે કે, સર્વ વર્ગો અને કોમોના લોકો આ લડતમાં ભાગ લેશે. સત્યાગ્રહનો હેતુ આખી પ્રજામાં આપભોગનો જુસ્સો જગાડવાનો છે.

મહાસભા આથી અખિલ હિંદ મહાસભા સમિતિને અને જરૂર પડે તો કાર્યવાહક સમિતિને સત્તા આપે છે કે, તેણે પોતાને યોગ્ય લાગે તે રીતે ઉપરના ઠરાવનો અમલ કરવા માટે વ્યવસ્થા કરવી.

## ૫૪

## ચોપનમું અધિવેશન–મેરઠ

(તા. ૨૩–૨૪ નવેમ્બર, ૧૯૪૬)

૧. सिंहावलोकन — (સ્વાતંત્ર્યના ધ્યેયની પુનરુક્તિ) યુદ્ધનાં મોટી મોટી ઊથલપાથલોનાં અને મુલકી વસ્તી પરના લશ્કરના બેહદ દોર તેમ જ ત્રાસનાં સાડા ૭ વર્ષો બાદ મળતાં વેંત સૌથી પ્રથમ આ મહાસભા હિંદની સ્વતંત્રતાના કાર્યમાં પોતાનાં જીવન આપી દેનાર સૌની સ્મૃતિને તેમ જ આઝાદીની તથા હિન્દુસ્તાનના કરોડોની મુક્તિની લડતમાં જેણે જેણે કષ્ટો વેઠ્યાં છે, તે સૌને પોતાની આદરની અંજલિ અર્પણ કરે છે.

આ વરસો દરમિયાન વિશ્વયુદ્ધ પોતાની બધી ભયાનકતા સાથે ઉગ્રપણે ચાલ્યું અને હિંદમાં હકૂમત ચલાવતી પરદેશી સામ્રાજ્યશાહી સત્તાએ પોતાની બધી હથિયારબંધ તાકાત વડે હિંદની પ્રજાની સ્વતંત્રતાની ભાવનાને તેમ જ હિંદના લોકોની પોતાનું પૂર્ણ સ્વરાજ સ્થાપવાની ઊંડી અંતરની અભિલાષાને છૂંદી નાખવાની કોશિશ કરી. હિંદના લોકોએ આ નિષ્ઠુર આક્રમણનો પ્રતિકાર કરી પોતે વેઠેલી યાતના અને અનુભવેલી વેદના દ્વારા પોતાના સ્વતંત્ર થવાના સંકલ્પનો પ્રત્યક્ષ પુરાવો આપ્યો. હિંદના રાજકીય તેમ જ રાજવહીવટના તદ્દન જરીપુરાણા થઈ ગયેલા તંત્રની સંપૂર્ણ નિષ્ફળતા

અને પોતાનું કામ કરવાની તેવી જ અણઆવડતને લીધે હિંદને માથે ઊતરેલા દુકાળે લાખો લોકોનો ભોગ લીધો.

વિશ્વયુદ્ધ પૂરું થયું હોવા છતાં દુનિયાને સુલેહ કે શાંતિ મળી નથી; અને તે યુદ્ધ દરમિયાન પ્રગટ થયેલા કારમા તેમ જ ભયાનક વિનાશની શક્તિવાળા અણુબોમ્બના શસ્ત્રે આજની દુનિયાની રાજકીય, આર્થિક અને આધ્યાત્મિક રચનામાં રહેલાં અનીતિભર્યાં તેમ જ ખુદ દુનિયાનો વિનાશ કરનારાં તત્ત્વોને કટોકટીની સ્થિતિએ લાવી મૂક્યાં છે. હવે સંસ્કૃતિ પોતાનું સામ્રાજ્યશાહી અને પારકાનું હજમ કરી જવાની લોભી વૃત્તિનો ત્યાગ નહીં કરે, અને રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચેના સુલેહભર્યા સહકારના તેમ જ માણસોનો મોભો જાળવી રાખવાના સિદ્ધાન્તના પાયા પર પોતાની નવી રચના નહિ કરે, તો તેનું લગભગ આવી બન્યું લાગે છે.

અહીં હિન્દુસ્તાનમાં તેમ જ બીજાં સ્થળોએ જૂની દુનિયામાંથી નીકળવાના સંક્રમણકાળે જૂની દુનિયાની નિષ્ફળતા નવી દુનિયાને પ્રત્યક્ષ દર્શાવી આપી છે. તે નવી દુનિયા તરફ કરોડો આશાની મીટ માંડી બેઠાં છે અને તેના નિર્માણમાં પૂરેપૂરા જોખમમાં રહીને મથે છે. સુલેહ તેમ જ મુક્તિની નૂતન વ્યવસ્થાની સ્થાપનાને રૂંધવાને પ્રગતિવિરોધી બળો બધાં સ્થળોએ કોશિશ કરે છે. આ રાષ્ટ્રીય મહાસભા સ્વતંત્ર રાષ્ટ્રોના સંપૂર્ણ સહકારના તેમ જ રાષ્ટ્ર રાષ્ટ્ર તથા પ્રજા પ્રજા વચ્ચે રાજકીય તેમ જ આર્થિક સમાનતા સ્થાપવાના ધ્યેયને વરેલી છે, ને તે ધ્યેય સિદ્ધ કરવાને તેણે હંમેશ કાર્ય કર્યું છે. પરાધીન પ્રજાઓની મુક્તિના સવાલનો આજે હિંદુસ્તાન સૌથી વધારે અટપટો મુદ્દો બન્યું છે. હિન્દના લોકોની સંપૂર્ણ મુક્તિ પર એશિયા, આફ્રિકા અને બીજાં સ્થળોના અસંખ્ય લોકોની મુક્તિ અવલંબે છે. હિન્દના સવાલના ઉકેલ પર દુનિયાની સુલેહશાંતિ અને પ્રગતિનો આધાર છે. તેથી, હિંદુસ્તાન સર્વ સ્થળે સુલેહશાંતિ, આઝાદી અને પ્રગતિની સ્થાપનાને ખાતર બીજી પ્રજાઓ સાથે સમાનતાને ધોરણે સહકાર કરનારું સ્વતંત્ર રાષ્ટ્ર બને ત્યાં સુધી હિન્દની પૂર્ણ સ્વરાજની લડત ચાલુ રાખવાનો પોતાનો દૃઢ નિશ્ચય આ રાષ્ટ્રીય મહાસભા ફરી વાર જાહેર કરે છે. પોતાના ભૂતકાળના અને આજના દરજ્જાને કારણે તથા પોતાની અપ્રગટ શક્તિ તેમ જ સામર્થ્યને કારણે દુનિયાના અન્ય રાષ્ટ્રોના સમાજમાં હિન્દુસ્તાન કદી ઊતરતા દરજ્જાનું સ્થાન સ્વીકારી શકે તેમ નથી.

સાઠથીય વધારે વર્ષોથી હિન્દી રાષ્ટ્રીય મહાસભાએ હિન્દુસ્તાનની પ્રજાને આ આદર્શની દિશામાં લડતો તેમ જ રચનાત્મક કાર્યના પ્રયાસો વડે દોરવણી

આપી છે. અને હિન્દુસ્તાનના લોકોનું સામર્થ્ય કેળવ્યું છે. આ મહાસભાની પ્રતીતિ છે કે, કોઈ પણ રાષ્ટ્રની સામે ઉચ્ચ આદર્શો રાખવાથી અને એક મહાન પ્રજાને છાજે તેવી રીતરસમો અખત્યાર કરવાથી જ તેને ઉચ્ચ પ્રકારની સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે; અને તેથી, તેણે ઉચ્ચ આદર્શોના પાયા પર પોતાની રચના કરી છે અને પ્રજાની આગળ વ્યક્તિના તેમ જ રાજકીય વર્તનના નીતિમય આદર્શો રજૂ કર્યા છે. રાષ્ટ્રની અંદરના માંહોમાંહેના કરુણ તેમ જ કડવાશભર્યા ઝઘડાના અને એ આદર્શોને મોળા કરી નાખવાના પ્રયાસોના આજના દિવસોમાં આ રાષ્ટ્રીય મહાસભા હિંદના ભાવિ વિષેની તેમ જ હિંદની પ્રજાના દિલને હલાવનારા એ આદર્શો વિષેની શ્રદ્ધા ફરી વાર જાહેર કરે છે. કોઈ પણ પ્રકારની નબળાઈથી, આજ સુધી કર્યું તેનાથી સમાધાન માની લેવાની વૃત્તિથી, અથવા મુક્તિના સીધા તેમ જ સોંસરા રસ્તા પરથી ચલિત થવાથી, જે પૂર્ણ સ્વરાજની સિદ્ધિને અર્થે હિંદની પ્રજાએ પુરુષાર્થ કર્યો છે અને જે હવે તેના લગભગ હાથમાં આવીને ઊભું છે, તેને જોખમ આવે એવો સંભવ છે.

તેથી, આજ સુધી જે ભાવનાથી ભૂતકાળમાં હિંદની સંપૂર્ણ સ્વતંત્રતાને અર્થે લડતો કરી છે, તે જ ભાવનાથી અંદર અંદરના. ઝઘડાનો અંત લાવવાની, અને એક સુશ્લિષ્ટ પ્રજા તરીકે અંદરથી ઊભાં થનારાં તેમ જ બહારથી આવી પડનારાં તમામ જોખમોનો સામનો કરવાની આ રાષ્ટ્રીય મહાસભા હિન્દની પ્રજાને હાકલ કરે છે.

૨. दक्षिण आफ्रिका — દક્ષિણ આફ્રિકાના હિન્દીઓને અલગ વાડાઓમાં વસાવવાની નીતિ સામે પ્રતિકારની લડત ઉપાડવાને માટે તે હિંદીઓને અભિનંદન આપવાને અખિલ હિંદ મહાસભા સમિતિએ કરેલા જુલાઈ માસની તારીખ ૬ ના ઠરાવને આ મહાસભા મંજૂર રાખે છે. અને દક્ષિણ આફ્રિકાની સરકારના સંકુચિત જાતિવાદને દુનિયાભરના જાહેર અભિપ્રાયના ખુલ્લા પ્રકાશમાં લાવી ખુલ્લો પાડવામાં, સંયુક્ત રાષ્ટ્રોની સંસ્થાની સામાન્ય સભામાં હિંદી પ્રતિનિધિમંડળે બજાવેલી ઉત્તમ કામગીરીની સંતોષપૂર્વક નોંધ લે છે. નફટપણે દક્ષિણ આફ્રિકાની સરકાર જે જાતનો હડહડતો જાતિવાદ ચલાવે છે, તેવો જ જાતિવાદનો ગુનો હિન્દી પ્રજાનો પણ છે, એવા આ બાબતને અંગે ફિલ્ડ માર્શલ સ્મટ્સે કરેલા સૂચનનો આ મહાસભા ભારપૂર્વક ઇન્કાર કરે છે. આ વિશાળ તેમ જ મહાન દેશમાં વસતા સર્વ નાગરિકોને જીવનનાં રાજકીય, સામાજિક અને આર્થિક ક્ષેત્રોમાં પૂરેપૂરી સમાનતા પ્રાપ્ત થાય, તેટલા ખાતર હિન્દની પ્રજા અને તેના બધાય આગેવાનો પૂર્ણ ઉત્સાહથી કામ કરવામાં રોકાયેલા છે.

અને આ દેશના કાનૂનો કોઈ પણ જાતના ભેદભાવને સ્વીકારતા નથી; એથી ઊલટું, દક્ષિણ આફ્રિકાની સરકારની અને તે દેશની ગોરી લઘુમતી કોમની નીતિ જાતિજાતિ વચ્ચે હડહડતો ભેદ કરે છે, અને તેથી, દુનિયાની સુલેહશાન્તિ અને સંસ્કૃતિની હસ્તીને જોખમરૂપ થઈ પડી છે.

૩. પૂર્વ આફ્રિકા — તા. ૬ ઑગસ્ટ, ૧૯૪૬ ને દિવસે કાર્યવાહક સમિતિએ પૂર્વ આફ્રિકાની પરિસ્થિતિ વિષે કરેલા ઠરાવને આ મહાસભા મંજૂર રાખે છે. લડાઈના ગાળામાં મૂકવામાં આવેલાં નિયંત્રણોને કાયમનાં બનાવી તેમને કાયમને માટે હિંદી વિરોધી કાયદામાં પલટી નાખવાના તે દેશમાં થતા પ્રયાસોથી આ મહાસભા ખૂબ ચિંતાતુર થઈ છે. ખુદ હિંદની પ્રગતિના રીઢા દુશ્મનોએ કરેલા અને નોંધાયેલા એકરારો પરથી સાબિત થાય છે કે, કોઈ પણ યુરોપિયને પૂર્વ આફ્રિકાની ધરતી પર પગ મૂક્યો, તે પહેલાં હિંદીઓ ત્યાં જઈને વસ્યા હતા, અને ઉચ્ચ પ્રદેશોને ગોરાઓને માટે અનામત રાખવાના અને હિંદીઓના હકોને મર્યાદિત કરનારા કાયદાઓ તદ્દન અનીતિભરેલા અને જરાયે સમર્થન વગરના છે, એવા હિંદીઓના દાવાને તે જ એકરારોથી ટેકો મળે છે.

૪. કોમી તોફાનો — કલકત્તાની, પૂર્વ બંગાળમાં અને બિહારમાં બનેલી, અને મેરઠ જિલ્લાના કેટલાક ભાગમાં બની ગયેલી કરુણ ઘટનાઓથી આ મહાસભાને કષ્ટ થયું છે, ત્રાસ થયો છે, તેમ જ ચિંતા થઈ છે. પુરુષો, સ્ત્રીઓ, અને બાળકો પર જે હેવાનિયત ભરેલા અત્યાચારો થયા છે, તેમનાથી કોઈ પણ સજ્જન માણસને શરમ અને નાનમ લાગે તેવું છે. કોમી ઘર્ષણોમાં આવેલો આ નવો પલટો ભૂતકાળમાં થઈ ગયેલાં કોઈ પણ હુલ્લડથી જુદી જાતનો છે, અને તેમાં સામુદાયિક કતલો થઈ છે, તલવારની અણી બતાવીને સામુદાયિક રીતે લોકોને જબરજસ્તીથી વટલાવવામાં આવ્યા છે, સ્ત્રીઓનાં અપહરણો થયાં છે, તેમના પર અત્યાચારો થયા છે અને તેમને પરાણે પરણાવી દેવામાં આવી છે. દેખીતી રીતે જ રાજકીય હેતુઓ પાર પાડવાના આશયથી કરવામાં આવેલા આ ગુનાઓને લીધે સલામતીની બધી લાગણી નાબૂદ થાય છે, અને તે બધા હિંદની સુલેહ, શાન્તિ અને પ્રગતિને માટે ભારે અપશુકનરૂપ છે.

મોટા પાયાપર ફેલાવલી આ હેવાનિયતની જવાબદારી અલબત્ત રાજકીય હેતુઓ સર કરી લેવાની દાનતથી કરવામાં આવતા વેરઝેરના અને હિંસાના પ્રચાર પર અને ધર્મને હલકે દરજ્જે ઉતારી પાડી રાજકીય આશયો પાર પાડવાને થતા તેના ગેરઉપયોગ ઉપર મૂકવી જોઈશે. ઉપરાંત, ખાસ જવાબદારી ધરાવવાનો દાવો રાખનારા, ચેતવવામાં આવ્યા

છતાં તે જવાબદારી અદા કરવામાં નિષ્ફળ નીવડનારા, એટલું જ નહીં, પણ હેવાનિયતને સહન ન થઈ શકે તેટલી હદે વીફરવા દેનારા લોકો પણ તેને માટે જુમ્મેવાર છે.

આ મહાસભા દેશને હિંસાના અને વેરઝેરના બધા પ્રચારની સામે સાવધ કરવા ઇચ્છે છે. હિન્દની જુદી જુદી કોમો વચ્ચેના મતભેદોનું નિરાકરણ આ રીતરસમોથી થવાનું નથી. તેમનું નિરાકરણ કેવળ શાંતિનાં સાધનોથી જ થઈ શકશે. કોમી સવાલનો શાન્તિમય તેમ જ ન્યાયી ઉકેલ કાઢવાના રાષ્ટ્રીય મહાસભાના બધા પ્રયાસોને મુસ્લિમ લીગે વારંવાર નિષ્ફળ કર્યા છે. હિંસાનો ઉપયોગ કરવાની હિમાયતથી આખા દેશના હિતને તથા તેવું જ કોમી હિતને પણ ખસૂસ નુકસાન થવાનું છે. વળી, આ રાષ્ટ્રીય મહાસભા દેશની સર્વ કોમોને બદલો કે વેર લેવાની વૃત્તિ રાખવાની સામે પણ સાવધ કરવા ઇચ્છે છે. પરસ્પર બદલો લેવાની વાતના ઝેરી કૂંડાળામાં આપણે ફર્યા કરીશું, તો તેમાંથી લાભ માત્ર દેશના અંદરના અને બહારના દુશ્મનોને જ થવાનો છે.

આજનો તાત્કાલિક સવાલ સલામતીની લાગણી પાછી ઊભી કરવાનો અને જે કુટુંબો તેમ જ ગામો ભાંગી ગયાં છે, ને જેમનો નાશ થઈ ગયો છે, તેમને ફરી બેઠાં કરવાનો છે. સામુદાયિક ધોરણે. જબરજસ્તીથી જે ધર્માંતરો થયાં છે, તેમનો કશો અર્થ નથી અને તે સાચાં નથી, અને તેમનો ભોગ બનેલાં સૌ કોઈને પોતપોતાને ઘેર પાછા ફરી, તેમ જ પોતપોતાને ફાવે તેવી જિંદગી ગાળવાની એકેએક તક આપવી જોઈએ.

પરદેશી સત્તાના નિયંત્રણમાંથી સંપૂર્ણ મુક્તિ એ જ કોમી સવાલનો એકમાત્ર ઉકેલ છે, એવી પોતાની શ્રદ્ધા આ મહાસભા ફરી વાર જાહેર કરે છે અને પ્રજાને અપીલ કરે છે કે, આપણી આઝાદી તરફની કૂચની આ છેવટની મજલે કોમી રાગદ્વેષથી પ્રેરાઈને રાષ્ટ્રની આઝાદીની લડતને કોઈ ઊંધે રસ્તે ન ચડાવે.

૫. મંત્રીમિશન અને બંધારણસભા — બ્રિટિશ મંત્રીમિશનનું હિંદમાં આગમન થવાથી ઉદ્ભવેલા વિવિધ રાજકીય પ્રસંગો, સ્વતંત્ર હિંદનું બંધારણ ઘડવા માટે બંધારણસભા બોલાવવાનો નિર્ણય અને વચગાળાની રાષ્ટ્રીય સરકારની સ્થાપના વગેરે બાબતોનો વિચાર કરીને, આ મહાસભા, તે ઉપર મહાસભાની કારોબારી સમિતિ અને મહાસભા સમિતિએ વખતોવખત કરેલા નિર્ણયોને બહાલી આપે છે.

૬. હિંદનું બંધારણ ઘડવા માટે હવે બંધારણસભા બોલાવવામાં આવી છે તે ટાંકણે આ મહાસભા જાહેર કરે છે કે, મહાસભા હિંદને એક

સ્વતંત્ર અને સર્વાધીશ પ્રજાસત્તાક રાજ્ય કરવા માગે છે. તેમાં બધી સત્તા અને અધિકારો પ્રજા પાસેથી મળેલા હશે અને તેના બંધારણનો હેતુ હિંદના સર્વ લોકો માટે સ્વતંત્રતા, ઉન્નતિ અને સરખી તકો સાધવાનો હશે, જેથી આ પ્રાચીન ભૂમિ દુનિયાના દેશોમાં પોતાનું યોગ્ય અને માનવંતું સ્થાન પ્રાપ્ત કરે, અને દુનિયામાં શાંતિ સ્થાપવાના કામમાં અને માનવજાતિની ઉન્નતિ તથા સુખની પ્રાપ્તિ માટે પોતાનો પૂરો ફાળો આપે.

આ મહાસભાનો સર્વે મહાસભાવાદીઓને આદેશ છે કે, તેઓ ઉપરના હેતુની સિદ્ધિ માટે કામ કરે.

૭. ઈન્ડોનેશિયા — ઇન્ડોનેશિયાના લોકોને પોતાની આઝાદી માટેની વીરતાભરી લડતમાં જે ફતેહ પ્રાપ્ત થઈ છે તે માટે તેમને આ મહાસભા અભિનંદન આપે છે અને તેમના પ્રજાસત્તાક રાજ્યને આવકાર આપે છે. મહાસભા તેમના પ્રત્યેની હિંદના લોકોની સદ્‌ભાવનાની ખાતરી આપે છે. તથા એશિયાના દેશો અને લોકોની સ્વતંત્રતા અને ઉન્નતિ પ્રાપ્ત કરવા માટેના કામમાં તેમની સાથે પૂરો સહકાર કરવાની ઇચ્છા વ્યક્ત કરે છે.

૮. દેશી રાજ્યો — મહાસભા હંમેશાં એમ માનતી આવી છે કે, હિંદનાં દેશી રાજ્યોનો પ્રશ્ન હિંદની સ્વતંત્રતા સાથે સંકળાયેલો છે. દેશને સ્વતંત્રતા મળવાના ટાંકણે આ પ્રશ્ન નવીન અગત્ય ધારણ કરે છે અને આઝાદીનો ખ્યાલ રાખીને તેનો નિકાલ માગે છે. દેશી રાજ્યોના કેટલાક રાજાઓએ દેશમાં થતા ઝડપી ફેરફારોની કદર કરી છે અને તે ફેરફારોને અનુકૂળ થવા માટે કંઈક અંશે પ્રયત્ન કર્યો છે.

પણ મહાસભાને દિલગીરી સાથે એટલી નોંધ લેવી પડે છે કે, હજુ પણ દેશી રાજ્યોના ઘણા રાજાઓ અને પ્રધાનો તેમનાં રાજ્યોમાં પ્રજાપ્રતિનિધિત્વવાળી સંસ્થાઓ સ્થાપવામાં અને રાજતંત્ર ઉપર પ્રજાનો અસરકારક કાબૂ રહે એ રીતે પ્રાંતોના રાજતંત્રને ધોરણે પોતાનો વહીવટ સુધારવામાં મચક આપતા નથી એટલું જ નહિ પણ, પોતાની પ્રજાની રાજકીય આકાંક્ષાઓને કચડી નાખવાનો પ્રયત્ન કરે છે અને એ રીતે પ્રજાની આઝાદી માટેની તીવ્ર ભાવનાની સાથે અથડામણમાં આવે છે. આ ભાવના બ્રિટિશ હિંદી અને દેશી રાજ્યોની પ્રજામાં બધે વ્યાપેલી છે. કેટલાંક મોટાં રાજ્યો જેમણે બીજાઓને દાખલો બેસાડવો જોઈતો હતો, તેઓ તો દમનકારી અને પ્રત્યાઘાતી પગલાં લેવા માટે ખાસ ગુનેગાર છે.

સરકારનું રાજકીય ખાતું, જે હજી પણ શહેનશાહના પ્રતિનિધિની સીધી દેખરેખ હેઠળ છે, અને હિંદી સરકારના કાબૂથી બિલકુલ બહાર છે, તે દેશી રાજ્યોના લોકોની ઇચ્છાની વિરુદ્ધ પ્રત્યાઘાતી રીતે વર્તે છે.

આ રીતે હિંદી સરકારના કાબૂમાંથી રાજકીય ખાતાને જુદું પાડવામાં આવ્યું છે તે પ્રત્યે મહાસભા સખત નાપસંદગી દર્શાવે છે. હિંદી સરકાર ખરી રીતે તે ખાતાની બધી પ્રવૃત્તિઓમાં રસ ધરાવે છે. આથી મહાસભા આશા રાખે છે કે તંત્રની આ વિસંગતતા બનતી તાકીદે દૂર કરવામાં આવશે.

મહાસભા માને છે કે, બ્રિટિશ સરકાર તેના વાઇસરૉય અને શહેનશાહના પ્રતિનિધિ મારફત, હિંદી સરકારથી અલગ પડીને અગર જુદા પ્રકારનો દેશી રાજ્યોમાં રસ ધરાવે એ બિલકુલ અસંગત છે.

દેશી રાજ્યો પોતાની પ્રજાને પૂછયા વગર અગર તેમની સંમતિ વગર અંદરઅંદર સંગઠન કરે કે રાજ્યસંઘ ઊભો કરે તેવી કોઈ યોજના આ મહાસભા નાપસંદ કરે છે. આવી પ્રવૃત્તિઓ ઘણી વખત લોકોને ખબર પણ ન હોય તેવી રીતે રાજકીય ખાતું છૂપી રીતે ચલાવે છે. આ ધોરણ આત્મનિર્ણયના સિદ્ધાન્તથી વિરુદ્ધ છે અને હિંદના લોકોનો પોતાનું ભવિષ્ય પોતે નક્કી કરવાના અધિકારનો તેમાં ઇન્કાર છે.

આ મહાસભાનો મક્કમ અભિપ્રાય છે કે, દેશી રાજ્યો સંબંધમાં કોઈ પણ નિર્ણય તે રાજ્યોના લોકપ્રતિનિધિઓએ જ કરવો જોઈએ: એટલે તેની અવગણના કરીને કરેલો કોઈ પણ ઠરાવ તેમને માટે બંધનકર્તા હોઈ શકે નહિ તેમ સપ્રમાણ ગણાય નહિ. ખાસ કરીને, બંધારણસભા માટે દેશી રાજ્યોના પ્રતિનિધિઓ ત્યાંના લોકોએ જ પસંદ કરેલા હોવા જોઈએ.

દેશી રાજ્યોમાં વધતી જતી રાજકીય કટોકટી લક્ષમાં લઈને, આ મહાસભા જાહેર કરે છે કે, દેશી રાજ્યોની પ્રજાની આઝાદી માટેની લડત એ હિંદની આઝાદી માટેની મોટી લડતનો એક અગત્યનો ભાગ છે. ત્યાંના લોકો મુક્ત અને આઝાદ હિંદના અગત્યના અંગ તરીકે પોતાને ત્યાં નાગરિક સ્વતંત્રતા અને જવાબદાર રાજતંત્ર સ્થાપવા મથે છે તે પ્રત્યે આ મહાસભા સહાનુભૂતિ દર્શાવે છે.

૯. ચૂંટણીનું જાહેરનામું — મહાસભાના ઑગસ્ટ માસના ઠરાવમાં અને ચૂંટણી અંગેના મહાસભાના જાહેરનામામાં સ્વરાજના અર્થ સંબંધી જે સિદ્ધાંતો રજૂ કરવામાં આવ્યા છે અને જે કાર્યક્રમ જાહેર કરવામાં આવ્યો છે તેને આ મહાસભા મંજૂર રાખે છે.

મહાસભા માને છે કે, લોકતંત્રના સિદ્ધાંતો કેવળ રાજકીય ક્ષેત્રમાં નહિ, પણ સામાજિક અને આર્થિક ક્ષેત્રમાં પણ વ્યાપે નહિ ત્યાં સુધી, જનતાને માટે સાચું સ્વરાજ સંભવી શકે નહિ. એવા સમાજમાં હકધારી

વર્ગોને પ્રજાના મોટા ભાગને ચૂસવાનો અધિકાર હોઈ શકે નહિ, અને આજે અસ્તિત્વમાં છે તેવી ઘોર અસમાનતા પણ ચાલી શકે નહિ. એવા સમાજમાં દરેકને વ્યક્તિગત સ્વતંત્રતાની ખાતરી હશે, દરેકને સરખી તકો મળશે અને દરેક નાગરિકને પોતાનો પૂર્ણ વિકાસ સાધવા માટે પૂરેપૂરો અવકાશ રહેશે.

૧૦. બંધારણ — દેશમાં ઊભી થયેલી નવી પરિસ્થિતિ અને મહાસભાના તંત્રમાં થયેલ ભારે વિકાસ લક્ષમાં લઈને, આ મહાસભા અખિલ હિંદ મહાસભા સમિતિને સત્તા આપે છે કે, તે મહાસભાના બંધારણ પર પુનર્વિચારણા કરીને તેમાં સુધારાવધારા કરે, જેથી મહાસભા હિંદના મોટા ભાગના લોકોની બને તેટલી વધારે પ્રતિનિધિત્વવાળી થાય અને સાથે સાથે રાષ્ટ્રના ધ્યેયનો અસરકારક રીતે અમલ કરવાને માટે વધારે શક્તિશાળી થાય.

નવું બંધારણ અખિલ હિંદ મહાસભા સમિતિ છેવટનું મંજૂર કરે ત્યારથી અમલમાં આવશે.

## ૧૯૪૦ના માર્ચમાં મળેલા રામગઢના તેપનમા અધિવેશન પછી અખિલ હિંદ મહાસભા સમિતિના અગત્યના ઠરાવો

### પૂના (તા. ૨૭–૨૮ જુલાઈ, ૧૯૪૦)

અહિંસાની સ્વીકારેલી મર્યાદા — કાર્યવાહક સમિતિએ વર્ધાની બેઠકમાં તા. ૨૧–૬–૧૯૪૦ ને રોજ ઠરાવ કર્યો છે તેને આ સભા મંજૂર રાખે છે. મહાસમિતિ માને છે કે, તે ઠરાવમાં સમજાવ્યા મુજબ, જો કે, સ્વતંત્રતાની લડત માટે મહાસભાએ અહિંસાના સિદ્ધાન્તને ચુસ્તપણે વળગી રહેવું જોઈએ, પણ સ્વતંત્ર હિંદના રક્ષણની બાબતમાં પણ તે સિદ્ધાન્ત લાગુ કરવો જોઈએ એમ જાહેરાત કરવાની આ સભા અશક્તિ દર્શાવે છે.

મહાસમિતિ એમ ભારપૂર્વક જણાવવા માગે છે કે, મહાસભાની સંસ્થાઓ અહિંસાના સિદ્ધાન્ત મુજબ જ ચાલુ રહેવી જોઈએ અને મહાસભાના સર્વે સ્વયંસેવકો તેમણે કરેલી પ્રતિજ્ઞા મુજબ પોતાના કામમાં અહિંસક રહેવા બંધાયેલા છે. અને કોઈ પણ મહાસભાનું

સ્વયંસેવક મંડળ આ સિવાય બીજા કોઈ ધોરણે થઈ શકે નહિ અગર તો તેને ચાલુ રાખી શકાય નહિ. આત્મરક્ષણ માટે રચાયેલું કોઈ પણ બીજું સ્વયંસેવક મંડળ, જેની સાથે મહાસભાવાદીઓને સંબંધ હોય તેણે પણ અહિંસાનું પાલન કરવું જોઈએ.

આ સભા કાર્યવાહક સમિતિની તા. ૭–૭–૧૯૪૦ ને રોજ દિલ્હીમાં મળેલી બેઠકમાં પસાર થયેલ ઠરાવને પણ મંજૂર રાખે છે.

## કાર્યવાહક સમિતિના ઠરાવો

### વર્ધા તા. ૨૧–૬–૧૯૪૦

યુરોપમાં અજબ રીતે ઉપરાઉપરી જે કરુણ બનાવો બન્યા છે અને ખાસ કરીને ફ્રાન્સના લોકો ઉપર જે આફત આવી પડી છે તેની આ સમિતિ પર ઊંડી અસર થઈ છે. આ બનાવોની ભારે અસર થઈ ચૂકી છે અને હવે પછી એવા બનાવો બનવા સંભવ છે કે જેથી નવી પરિસ્થિતિ અને અટપટા પ્રશ્નો ઊભા થશે.

યુરોપીય યુદ્ધની શરૂઆતથી મહાસભાએ પોતાની નીતિ હિંદને આઝાદ કરવાની હિંદની પ્રજાની માગણી પ્રત્યેના બ્રિટિશ સરકારના વલણને આધારે તેના સિદ્ધાન્તો અનુસાર રાખેલી છે. આ નીતિને રામગઢની બેઠકમાં મંજૂર રાખવામાં આવી હતી. આ નીતિનો અમલ કરવાની રીતનો આધાર ખચિત વખતોવખત બદલાતી પરિસ્થતિ ઉપર રહે છે. જે પ્રશ્નો પહેલાં દૂર જણાતા હતા તે હવે નજીક જણાય છે અને તેનો તરત જ ઉકેલ કરવો પણ પડે. હવે આઝાદી પ્રાપ્ત કરવાના પ્રશ્નની સાથે સંભવિત પરદેશી આક્રમણ અને આંતરિક અવ્યવસ્થાની સામે દેશનું રક્ષણ કરવાનો પ્રશ્ન પણ વિચારવો જોઈએ.

બીજા દેશો અને પ્રજાઓ પર શાહી સત્તા જમાવવાની ઇચ્છામાંથી અને શસ્ત્રાસ્ત્રો વધારવાની ઘાતક હરીફાઈમાંથી યુરોપનું યુદ્ધ ઊભું થયું છે અને તેમાંથી અત્યાર સુધીમાં કદી સાંભળ્યાં ન હોય તેટલાં દુઃખ અને શોક ઊભાં થયાં છે. તેણે બતાવી આપ્યું છે કે, રાષ્ટ્રીય બચાવ અને આઝાદી માટે વ્યવસ્થિત હિંસા ગમે તેટલા મોટા પાયા પર હોય તોપણ કેવી બિનઅસરકારક નીવડે છે. વળી તેણે બતાવ્યું છે કે, દુનિયાએ બે વસ્તુ વચ્ચે પસંદગી કરવાની છેઃ યુદ્ધ મારફત અધઃપતન અને વિનાશ અથવા તો શાંતિ અને અહિંસાને માર્ગે સર્વ લોકોની આઝાદી.

મહાત્મા ગાંધીએ, યુદ્ધના બોજાથી કચડાતી અને રાહત ઝંખતી દુનિયાને વ્યવસ્થિત અહિંસાના રૂપમાં એક હથિયાર બતાવ્યું છે. તેનો હેતુ

સશસ્ત્ર હુમલામાંથી મુક્ત રહેવા અને પ્રજાના હકોનું રક્ષણ કરવા, યુદ્ધને બદલે તે સાધનનો ઉપયોગ કરવાનો છે. તેમને લાગે છે કે, માનવ ઇતિહાસની આ કટોકટીને પળે, મહાસભાએ પોતે આ આદર્શનો અમલ કરવો જોઈએ અને એમ જાહેર કરવું જોઈએ કે, બાહ્ય આક્રમણ કે આંતરિક અવ્યવસ્થા સામે પોતાનું રક્ષણ કરવા માટે હિંદે સશસ્ત્ર ફોજો રાખવાની જરૂર નથી.

કાર્યવાહક સમિતિ એમ માને છે કે, આઝાદીની લડત માટે મહાસભાએ અહિંસાના સિદ્ધાન્તને બરાબર વળગી રહેવું જોઈએ, એમ છતાં, જ્યાં સુધી મહાસભા પૂરતા પ્રમાણમાં લોકો ઉપર અહિંસક કાબૂ ન મેળવે અને લોકો વ્યવસ્થિત અહિંસાનો પાઠ બરાબર ન પચાવે ત્યાં સુધી, જે માણસો દ્વારા કામ કરવાનું છે તેમની અત્યારની ઊણપો અને નબળાઈઓની, તેમ જ આ ઊથલપાથલના જમાનામાં અને સંક્રાન્તિ કાળમાં રહેલાં સંભવિત જોખમોની, સમિતિ અવગણના કરી શકતી નથી. આ રીતે ઊભા થયેલા પ્રશ્ન ઉપર સમિતિએ વિચાર કરી જોયો છે અને તે એવા નિર્ણય ઉપર આવી છે કે, તેઓ ગાંધીજી ઇચ્છે છે એટલી હદ સુધી જઈ શકે તેમ નથી. પણ સમિતિ સ્વીકારે છે કે, તેઓ પોતાની રીતે પોતાના મહાન આદર્શને અનુસારવા માટે મુક્ત રહેવા જોઈએ. તેથી, બાહ્ય આક્રમણ અને આંતરિક અવ્યવસ્થાના સંબંધમાં હિંદ અને દુનિયાની અત્યારની પરિસ્થિતિમાં, મહાસભાને જે કાર્યક્રમ અને પ્રવૃત્તિ કરવાનાં છે તેની જવાબદારીમાંથી તેમને મુક્ત કરવામાં આવે છે.

આ સંબંધમાં કાર્યવાહક સમિતિએ જે જે પ્રશ્નો વિચાર્યા છે તેમાંના ઘણા અત્યારની પરિસ્થિતિને લાગુ પડતા નથી, પણ તેઓ નજીકના ભવિષ્યમાં ઊભા થાય ખરા. સમિતિ એટલું સ્પષ્ટ કરવા માગે છે કે, રાષ્ટ્રની આઝાદીની લડત માટે અહિંસાની નીતિરીતિ પૂરેપૂરી ચાલુ રહે છે અને રાષ્ટ્રીય રક્ષણ માટે અહિંસાને પૂરેપૂરી સ્વીકારવાની અશક્તિ દર્શાવવાથી, સ્વીકારેલી નીતિરીતિમાં જરાય ફરક પડતો નથી.

હાલમાં જે યુદ્ધસમિતિઓ રચાય છે તેનો હેતુ ચોક્કસ રીતે યુદ્ધમાં મદદ કરવાનો છે. મહાસભાની નીતિ અનુસાર, મહાસભા તેને ટેકો આપી શકે નહિ અને મહાસભાવાદીઓએ તેમાં ભાગ લેવો નહિ કે યુદ્ધફંડમાં નાણાં ભરવાં નહિ. તેમ જ મહાસભાવાદીઓએ સરકારે ઊભી કરેલી નાગરિક દળની પ્રવૃત્તિમાં ભાગ લેવો નહિ.

કાર્યવાહક સમિતિ મહાસભાની સંસ્થાઓને સલાહ આપે છે કે, રાષ્ટ્રસેવા માટે શાંતિદળો ઊભાં કરવાં અને તેમને તાલીમ આપવી.

ગામડાંમાં અને બીજે લોકોને આત્મ–રક્ષણને માટે અને પોતપોતાના વિભાગમાં જાહેર સલામતીનું વાતાવરણ જાળવવા માટે તૈયાર કરવા. આ કામ બિન–કોમી ધોરણે કરવું અને એ કામમાં રસ ધરાવનાર સૌ કોઈ મંડળોનો તેમાં પૂરેપૂરો સહકાર મેળવવો.

હવે મુશ્કેલ સમય માથે ઝઝૂમે છે તે ધ્યાનમાં લઈ ને, મહાસભાએ સક્રિય અને વ્યવસ્થિત સંસ્થા તરીકે કામ કરવું જોઈએ. આથી પ્રાંતિક સમિતિઓને તે બાબતમાં યોગ્ય વ્યવસ્થા કરવા સૂચવવામાં આવે છે. તેમણે જાણવું જોઈએ કે, એ તાત્કાલિક અને અતિ અગત્યનું છે કે, આ કટોકટીના સમયમાં મહાસભાએ નિષ્ક્રિય સભ્યોના મોટા સમૂહને નોંધીને બેસી રહેવું નહિ જોઈએ પણ સભ્યોએ સક્રિય કામ કરવું જોઈએ. ખાસ કરીને મહાસભાની સમિતિઓના કાર્યવાહક સભ્યોએ મહાસભાના કામમાં સતત અને સક્રિય ભાગ લેવો જોઈએ અને જેઓ તેમ કરવા ઇચ્છતા ન હોય અગર તેમ કરવા અશક્ત હોય તેઓ દેશ પ્રત્યેની પોતાની ફરજ ચૂકે છે અને સંસ્થાને તેઓ કશા કામના નથી.

દુનિયામાં આજે જે કટોકટીભરી સ્થિતિ ઊભી થઈ છે તેને લીધે જરૂરિયાત પ્રમાણે તાત્કાલિક ધ્યાન આપવાની અને પગલાં લેવાની આવશ્યકતા છે. એટલા માટે, કાર્યવાહક સમિતિ વખતોવખત મળશે. બધા સભ્યોએ તાકીદની ખબર મળ્યેથી તરત જ સભામાં આવવા માટે તૈયારી રાખવી જોઈએ.

### દિલ્હી ( તા. ૭-૭-૧૯૪૦ )

દુનિયામાં બનેલા ગંભીર બનાવોને લીધે, હિંદની રાજકીય મડાગાંઠનો ઉકેલ લાવવા માટે ફરી વિનંતીઓ કરવામાં આવી છે તેની કાર્યવાહક સમિતિએ નોંધ લીધી છે, અને મહાસભાની નીતિને ફરી સ્પષ્ટ કરવા માટે દુનિયામાં બનેલા તાજેતરના બનાવોની દૃષ્ટિએ, આખીય પરિસ્થિતિ ફરી સંભાળપૂર્વક તપાસી જોઈ છે.

કાર્યવાહક સમિતિને કદીય ન થઈ હોય તેવી દૃઢ પ્રતીતિ થઈ છે કે, હિંદ અને બ્રિટન સમક્ષ પડેલા પ્રશ્નો માટે હિંદના સંપૂર્ણ સ્વાતંત્ર્યનો સ્વીકાર એ જ એકમાત્ર ઉપાય છે. અને તેથી મહાસભાનો મત છે કે, બ્રિટને એવી સ્પષ્ટ જાહેરાત તાબડતોબ કરવી જોઈએ. તેનો અમલ કરવાના તાત્કાલિક પગલા તરીકે મધ્યમાં રાષ્ટ્રીય સરકાર સ્થાપવી જોઈએ. આવી સરકાર, જો કે કામચલાઉ સ્વરૂપની હોય છતાં, તેમાં મધ્યસ્થ ધારાસભાના બધાય ચૂંટાયેલા સભ્યોનો વિશ્વાસ હોવો જોઈએ અને તેને પ્રાન્તોની જવાબદાર સરકારોનો ગાઢ સહકાર મળવો જોઈએ.

કાર્યવાહક સમિતિ માને છે કે, ઉપર જણાવ્યા મુજબ જાહેરાત કર્યા સિવાય અને વિના વિલંબે મધ્યમાં રાષ્ટ્રીય સરકાર સ્થાપ્યા સિવાય, દેશના રક્ષણ માટે આર્થિક અને નૈતિક બળો એકત્રિત કરવાના સર્વ પ્રયત્નો કોઈ અર્થમાં મરજિયાત અથવા તો સ્વતંત્ર દેશ તરફના પ્રયત્નો થઈ શકે નહિ અને તેથી તે અસરકારક નીવડે નહિ.

કાર્યવાહક સમિતિ જાહેર કરે છે કે, જો આ પ્રમાણે પગલાં ભરવામાં આવશે તો દેશના અસરકારક રક્ષણની વ્યવસ્થા કરવા માટે સરકાર જે પ્રયત્નો કરશે તેમાં મહાસભા પોતાનો પૂરો સહકાર આપશે.

## અખિલ હિંદ મહાસભા સમિતિ

### મુંબઈ (૧૫-૧૬ સપ્ટેમ્બર, ૧૯૪૦)

સત્યાગ્રહ — તા. ૨૭ જુલાઈ, ૧૯૪૦ ને રોજ પૂનામાં મહાસમિતિની બેઠક મળી ત્યાર પછી જે બનાવો બની ગયા અને તા. ૧ ઑગસ્ટ ૧૯૪૦ ને રોજ વર્ધાની બેઠકમાં કાર્યવાહક સમિતિએ જે ઠરાવો પસાર કર્યા તે પર મહાસમિતિની આ સભાએ સંભાળપૂર્વક વિચાર કર્યો છે. આ સભા તે ઠરાવોને પોતાની સંમતિ આપે છે અને મંજૂર રાખે છે.

બ્રિટિશ પ્રજાના સહકારથી રાષ્ટ્રીય હેતુ સાધવા માટે અને હિંદની મડાગાંઠનો અંત લાવવા માટે, કાર્યવાહક સમિતિએ તા. ૭ જુલાઈ ૧૯૪૦ની દિલ્હીની સભામાં અને પછી મહાસમિતિએ આપેલી મંજૂરી અનુસાર, મહાત્મા ગાંધીજીના સહકારના ભોગે પણ બ્રિટિશ સરકારને એક દરખાસ્ત કરી હતી. એનો બ્રિટિશ સરકારે એવી રીતે અસ્વીકાર કર્યો છે કે, તેઓ હિંદની આઝાદીનો સ્વીકાર કરવા માગતા નથી તે બાબત કંઈ શંકા રહેતી નથી. તેમનાથી બને તો તેઓ હિંદને બ્રિટિશ શોષણ માટે કાયમને માટે ગુલામીમાં જકડી રાખવા માગે છે.

બ્રિટિશ સરકારનો આ નિર્ણય બતાવે છે કે, તેઓ પોતાની ઇચ્છા હિંદ ઉપર જબરાઈથી લાદવા માગે છે. તેમની તાજેતરની નીતિથી એ પણ જણાયું છે કે, હિંદને તેમણે લોકોના મોટા ભાગની ઇચ્છાની વિરુદ્ધ જર્મની સાથેના યુદ્ધમાં જોતર્યું છે અને તેની માનવ–શક્તિ તથા સાધન–સામગ્રીને ઘસડી જાય છે. તે બાબત જાહેર અભિપ્રાય ખુલ્લી રીતે વ્યક્ત થાય તે પણ તેઓ સાંખવા તૈયાર નથી.

જે રાજનીતિથી આઝાદી માટેનો હિંદનો સ્વાભાવિક હક નકારવામાં આવે, જેનાથી જાહેર પ્રજામતને મુક્ત રીતે રજૂ કરવા દેવામાં ન આવે, જેથી લોકોનું અધઃપતન થાય અને જેથી તેમને ગુલામીમાં ચાલુ રહેવું

પડે, એવી કોઈ નીતિને મહાસમિતિ સ્વીકારી શકે નહિ. આવી નીતિ અખત્યાર કરવાથી, બ્રિટિશ સરકારે અસલ પરિસ્થિતિ ઊભી કરી છે. અને તેઓ એ રીતે લોકોના પ્રાથમિક હકો અને સ્વમાનના રક્ષણ માટે મહાસભાને લડવું પડે એવી સ્થિતિ ઊભી કરે છે. હિંદની આઝાદીની પ્રાપ્તિ માટે ગાંધીજીની આગેવાની હેઠળ મહાસભા અહિંસાને વરેલી છે. તે ચળવળની આ ગંભીર કટોકટીની પળે, શું કરવું તે બાબતમાં મહાસભાને દોરવણી આપવા ગાંધીજીને આ સભા વિનંતી કરે છે. દિલ્હીના ઠરાવથી અને પૂનાના ઠરાવથી તેઓ દોરવણી આપી શકતા નહોતા તે ઠરાવો હવે રદબાતલ થયા છે.

યુદ્ધમાં સંડોવાયેલા દેશો અને બ્રિટિશ પ્રજા સાથે આ સભા સહાનુભૂતિ દર્શાવે છે. જોખમ અને ભયની સામે બ્રિટિશ પ્રજાએ જે બહાદુરી અને ધીરજ બતાવી છે તેની મહાસભાવાદીઓ પ્રશંસા કર્યા વગર રહી શકતા નથી. તેમની સાથે મહાસભાને કંઈ વેરઝેર નથી. સત્યાગ્રહ પણ એમ શીખવે છે કે, તેમને મૂંઝવણ ઊભી થાય એવું કંઈ પણ કરવું નહિ. પણ આ આપમેળે સ્વીકારેલા સંયમને તેમાંથી આત્મ–વિનાશ થાય એટલી હદ સુધી ન લઈ જવો જોઈએ. મહાસભાએ આગ્રહ રાખવો જોઈએ કે, અહિંસક રીતે તે પોતાની નીતિને પૂર્ણ સ્વતંત્રતાથી ચાલુ રાખી શકે. પણ અત્યારે મહાસભા અહિંસક લડતને, જરૂર ઊભી થાય તોપણ, પ્રજાના નાગરિક હકોનું રક્ષણ કરવા ઉપરાંત વિશેષ આગળ વધારવા માગતી નથી.

મહાસભાની અહિંસાની નીતિને અંગે કેટલીક શંકાઓ ઊભી થઈ છે તે ધ્યાનમાં લઈને, આ સભા ફરીથી જાહેર કરવા માગે છે અને સ્પષ્ટ કરવા માગે છે કે, પહેલાંના ઠરાવોથી કંઈ પણ શંકાઓ ઊભી થઈ હોય, તે ઠરાવોમાં ગમે તે પણ હોય, પણ મહાસભાની અહિંસાની નીતિ ચાલુ રહે છે. આ સમિતિ સ્વરાજની લડત માટે અહિંસાની નીતિમાં અને તેના અમલમાં દૃઢ રીતે માને છે, એટલું જ નહિ પણ સ્વતંત્ર હિંદમાં બની શકે તેટલો તેનો અમલ કરવા માગે છે. સમિતિને ખાતરી થઈ છે અને તાજેતરના જગતના બનાવોએ બતાવી આપ્યું છે કે, દુનિયાનો નાશ કરવો ન હોય અને દુનિયાને ફરી જંગલીપણામાં ધકેલી દેવી ન હોય તો, જગતના બધા દેશોનું નિઃશસ્ત્રીકરણ કરવાની અને ન્યાયી ધોરણે નૂતન રાજકીય અને આર્થિક વ્યવસ્થા કરવાની જરૂર છે. તેથી સ્વતંત્ર હિંદ દુનિયાના નિઃશસ્ત્રીકરણ માટે પોતાની બધી લાગવગ વાપરશે અને તેને માટે પોતે પહેલ કરી બતાવીને દુનિયાને દોરવણી આપશે. આવી દોરવણીનો આધાર અચૂક રીતે આંતરિક અને બાહ્ય પરિસ્થિતિ ઉપર રહેશે. પણ રાજ્ય પોતે તે

નીતિનો અમલ કરવા બનતું બધું કરી છૂટશે. દેશો વચ્ચેની લડાઈઓ બંધ કરીને જગતમાં શાંતિ સ્થાપવી અને અસરકારક નિઃશસ્ત્રીકરણ કરવું એનો આધાર દેશો વચ્ચેના ઝઘડા બંધ થવા ઉપર અને યુદ્ધનાં કારણો દૂર થાય તે ઉપર રહેલો છે. તે કારણોને એક દેશ પર બીજા દેશોનો અધિકાર અને એક પ્રજાનું બીજી પ્રજા દ્વારા શોષણ બંધ કરીને, જડમૂળથી ઉખેડી નાખવાં જોઈએ. એ હેતુની સિદ્ધિ માટે હિંદ શાંતિને રસ્તે મથ્યા કરશે અને એ જ હેતુથી હિંદના લોકો સ્વતંત્ર થવા ઇચ્છે છે. એવું સ્વાતંત્ર્ય પ્રાપ્ત થશે એટલે દુનિયાની સુખશાંતિ માટે આઝાદ પ્રજાઓના સૌજન્યમાં, બીજા દેશોની સાથે હિંદ ગાઢ સંબંધ બાંધશે.

## વર્ધા (૧૫-૧૬ જાન્યુઆરી ૧૯૪૨)

તા. ૨૩ થી ૩૦ ડિસેમ્બર ૧૯૪૧ ના દિવસોમાં બારડોલી મુકામે મળેલી કાર્યવાહક સમિતિએ પસાર કરેલા નીચેના ઠરાવો મહાસમિતિએ તા. ૧૫-૧૬ જાન્યુઆરી ૧૯૪૨ ના રોજ વર્ધામાં મળેલી બેઠકમાં મંજૂર રાખ્યા:

राजकीय परिस्थिति — કાર્યવાહક સમિતિની છેલ્લી બેઠક મળ્યા પછી ચૌદ માસ વીતી ગયા છે, અને એ સમય દરમિયાન જગત યુદ્ધની ખાઈમાં વધારે ને વધારે ઊંડું ઊતરતું ગયું છે તથા તેણે આંધળિયાં કરીને આત્મનાશની દિશામાં ઝંપલાવ્યું છે. કારાવાસમાંથી છૂટ્યા પછી કાર્યવાહક સમિતિના સભ્યો ફરી એકઠા મળ્યા છે. અને માનવ ઇતિહાસના આ વિષમ કાળ દરમિયાન બનેલી સર્વ રાષ્ટ્રીય તેમ જ આંતરરાષ્ટ્રીય ઘટનાઓ ઉપર તેમણે ગંભીરતાપૂર્વક વિચારણા ચલાવી છે. જ્યારે જૂના પ્રશ્નો નવીન મહત્ત્વ ધારણ કરી રહ્યા છે તથા યુદ્ધ હિંદની સરહદની નજીક આવતું જાય છે અને નવા નવા પ્રશ્નો ઉપસ્થિત કરે છે એવી વિકટ પરિસ્થિતિમાં મહાસભાને તેમ જ રાષ્ટ્રને દોરવણી આપવાનો બોજો ભારે છે અને એમાં હિંદી પ્રજાનો તેને પૂરેપૂરો સહકાર મળે તો જ કાર્યવાહક સમિતિ એ બોજાનું યોગ્ય રીતે વહન કરી શકે એમ છે. છેલ્લાં અનેક વરસોથી મહાસભાએ જે સિદ્ધાન્તો અને આદર્શો અપનાવ્યા છે તેમને સમિતિએ પોતાની નજર સમક્ષ રાખવાનો પ્રયત્ન કર્યો છે અને અખિલ જગતની પરિસ્થિતિ તથા સ્વતંત્રતાને લક્ષમાં રાખીને તેમના ઉપર વ્યાપક દૃષ્ટિથી વિચારણા ચલાવી છે. સમિતિ ખાતરીપૂર્વક માને છે કે, આજે જ્યારે આખું જગત ચગડોળે ચડ્યું છે તેવે વખતે પણ, એટલું જ નહિ પણ એ સ્થિતિમાં તો વિશેષપણે, કેવળ હિંદની ખાતર જ નહિ પણ સમગ્ર

જગતની ખાતર પણ હિંદી પ્રજાની સંપૂર્ણ સ્વતંત્રતા અતિ આવશ્યક છે. સમિતિ એમ પણ માને છે કે, સાચી અને કાયમને માટે ટકી શકે એવી સુલેહશાંતિ તથા સ્વતંત્રતા કેવળ સ્વતંત્ર રાષ્ટ્રોના જગદ્વ્યાપી સહકારના પાયા ઉપર જ સ્થાપી શકાય.

૧૯૩૯ના સપ્ટેમ્બરની ૧૪મી તારીખે બહાર પાડેલા પોતાના નિવેદનમાં કાર્યવાહક સમિતિએ યુદ્ધ પરત્વેનો પોતાનો અભિપ્રાય સંપૂર્ણ-પણે વ્યક્ત કર્યો છે. એમાં તેણે નાઝી તથા ફૅસિસ્ટ આક્રમણને વખોડી કાઢ્યું છે અને યુદ્ધના હેતુઓ સ્પષ્ટપણે જાહેર કરવામાં આવે તથા આજના સંજોગોમાં બની શકે તેટલા પ્રમાણમાં તેનો અમલ કરવામાં આવે તો સ્વતંત્રતા અને લોકશાસનની લડતને સહાયતા કરવાની પોતાની ઇચ્છા દર્શાવી છે. જો સ્વતંત્રતા અને લોકશાસનના હેતુ યુદ્ધની પાછળ હોય, તો શાહીવાદનો અંત અને હિંદની આઝાદીના સ્વીકારનો એમાં સ્વીકાર થવો જ જોઈએ. બ્રિટિશ સરકારની વતી ત્યાર બાદ કરવામાં આવેલાં નિવેદનો તથા તેની પ્રગતિવિરોધી અને દમનકારી નીતિ ઉપરથી એ સ્પષ્ટપણે જણાયું હતું કે, હિંદી પ્રજા ઉપરનો પોતાનો શાહીવાદી કાબૂ ટકાવી રાખવા ને વધારે મજબૂત કરવા તથા હિંદી પ્રજાનું શોષણ કરવાનો આ સરકારનો નિશ્ચય હતો. બ્રિટનની નીતિ હિંદી રાષ્ટ્રીયતાનું જાણીબૂજીને અપમાન કરવાની, નિરંકુશ આપખુદી સદૈવ ટકાવી રાખવાની અને રાષ્ટ્રીય ઐકતા ને પ્રગતિના વિરોધી સમૂહોને ઉત્તેજન આપવાની હતી. માનભર્યા સમાધાન માટેની મહાસભાની હરેક દરખાસ્ત તરછોડવામાં આવી હતી, એટલું જ નહિ પણ, વિનીત ગણાતી સંસ્થાઓ દ્વારા પ્રદર્શિત કરવામાં આવેલા લોકમતની પણ અવગણના કરવામાં આવી હતી.

તેથી હિંદી પ્રજાની પ્રતિષ્ઠા તથા તેના પ્રાથમિક હકોના રક્ષણાર્થે તેમ જ રાષ્ટ્રીય હિલચાલનું ઐક્ય જાળવવા ખાતર જે કાંઈ પગલું ભરવું ઉચિત હોય તેમાં દોરવણી આપવા મહાત્મા ગાંધીને વિનંતી કરવાની મહાસભાને ફરજ પડી. ખાસ કરીને યુદ્ધના સંકટ અને જોખમભર્યા કાળ દરમ્યાન, પોતાના વિરોધીને બની શકે તેટલા પ્રમાણમાં મૂંઝવણ થતી ટાળવાની ઇચ્છાથી મહાત્મા ગાંધીએ પોતે આરંભેલી સત્યાગ્રહની લડત તેમણે નક્કી કરેલી શરતો પાળે એવી પસંદ કરેલી વ્યક્તિઓ પૂરતી જ મર્યાદિત રાખી. એ સત્યાગ્રહ આજે ચૌદ માસ કરતાં વધુ સમય ચાલ્યો છે, અને તેમાં લગભગ ૨૫,૦૦૦ જેટલા મહાસભાવાદીઓએ કારાવાસ વેઠ્યો છે, તેમ જ સરહદ પ્રાંત તથા બીજાં કેટલાંક સ્થળોએ હજારો લોકોએ સત્યાગ્રહ કરવા છતાં તેમની ધરપકડ કરવામાં આવી નથી.

કાર્યવાહક સમિતિ મહાત્મા ગાંધીની આગેવાની તથા પ્રજાએ તેને આપેલા જવાબની આદરપૂર્વક કદર કરે છે અને તેનો એવો અભિપ્રાય છે કે, એથી કરીને પ્રજાની તાકાત વધવા પામી છે.

આ આખા સમય દરમ્યાન બ્રિટિશ સરકારનું વલણુ હિંદની સ્વતંત્રતાનું વિરોધી રહ્યું છે તથા હિંદમાં તેણે સત્તા ઉપર મુસ્તાક રહેલી સરકારની પેઠે કામ ચલાવ્યું છે, અને પ્રજાના હૃદયની ઊંડામાં ઊંડી માન્યતાઓ અને ભાવનાઓનું અપમાન કર્યું છે. સ્વતંત્રતા અને લોકશાસનને માટે પોતે લડે છે એવા તેમણે કરેલા દાવાએ કે યુદ્ધને પરિણામે આવી પડેલાં જોખમો અને આપત્તિઓએ તેના આ વલણુ અને રાજનીતિ ઉપર કશી અસર કરી નથી, અને જે ફેરફારો કરવામાં આવ્યા છે તેથી સુધારો થવાને બદલે બગાડો જ થયો છે.

તાજેતરમાં સંખ્યાબંધ રાજદ્વારી કેદીઓને મુક્તિ આપવામાં આવી છે તેનો કંઈ અર્થ કે મહત્ત્વ નથી. અને આજે જે સંજોગોમાં એમ કરવામાં આવ્યું છે તે તથા સત્તાવાળાઓની જાહેરાત ઉપરથી સ્પષ્ટ થાય છે કે, રાજનીતિના ફેરફાર સાથે એને કંઈ સંબંધ નથી. સંખ્યાબંધ નજરકેદીઓ, જેમને હિંદ સંરક્ષણ ધારા અનુસાર તેમના પર કામ ચલાવ્યા વિના કેદમાં પૂરવામાં આવ્યા છે, ને જેઓ પરરાજ્યથી અધીરા બનેલા, ધગશવાળા ને દેશ માટે આઝાદી પ્રાપ્ત કરવાના નિશ્ચયવાળા દેશભક્તો છે એ જ જેમનો એકમાત્ર ગુનો જણાય છે, તેઓ હજુ પણુ જેલમાં જ પડેલા છે. તાજેતરમાં કરવામાં આવેલી કેટલાક આગેવાન પુરુષોની ધરપકડ તથા જેલમાં તેમના પ્રત્યે ચલાવવામાં આવેલું વર્તન પણુ દર્શાવે છે કે, હજી પણુ પહેલાંની જેમ જૂની નીતિનો અમલ જ ચાલુ છે.

આમ બ્રિટનની હિંદ પ્રત્યેની નીતિમાં જોકે કશો ફેરફાર થયો નથી, છતાંયે યુદ્ધ જગદ્વ્યાપી સંગ્રામ બની ગયું છે અને તે હિંદ સમીપ આવી પહોંચ્યું છે. એ સંજોગોમાંથી ઉદ્ભવતી જગદ્વ્યાપી નવી પરિસ્થિતિ ઉપર કાર્યવાહક સમિતિએ સંપૂર્ણ વિચારણા ચલાવવી જોઈએ. કોઈ પણુ તરફના આક્રમણનો ભોગ થઈ પડેલી અને પોતાની આઝાદી પ્રાપ્ત કરવા માટે ઝૂઝતી પ્રજાઓ પ્રત્યે મહાસભાની સહાનુભૂતિ હોવી અનિવાર્ય છે. પરંતુ સ્વતંત્ર અને આઝાદ હિંદ જ રાષ્ટ્રીય ધોરણે દેશનો બચાવ કરવાની જવાબદારી ઉઠાવી શકે તેમ જ વિગ્રહના ઉત્પાતમાંથી ઉદ્ભવતાં વ્યાપક ધ્યેયોને આગળ ધપાવવામાં સહાયભૂત થઈ શકે. હિંદની સમગ્ર ભૂમિકા આજે બ્રિટિશ સરકાર પ્રત્યેના વિરોધ અને અવિશ્વાસની છે, અને ગમે તેટલાં ભારે વચનો પણુ એ ભૂમિકા બદલી શકે એમ નથી; તેમ જ

પરાધીન હિંદ, ફેસિસ્ટ સત્તાવાદથી નિરાળો પાડી ન શકાય એવા અહંકારી શાહીવાદને સ્વેચ્છાએ કે રાજીખુશીથી સહાયતા આપી શકે નહિ.

તેથી સમિતિનો એવો અભિપ્રાય છે કે, ૧૯૪૦ ના સપ્ટેમ્બરની ૧૬ મી તારીખે મહાસમિતિએ મુંબઈમાં પસાર કરેલો ઠરાવ આજે પણ કાયમ રહે છે તથા હજી પણ મહાસભાની નીતિને વ્યક્ત કરે છે.

ગાંધીજીની મુક્તિ — કાર્યવાહક સમિતિને ગાંધીજી તરફથી મળેલા પત્રમાં તેમણે જે મુદ્દો ઉઠાવ્યો છે તેની યથાર્થતા સમિતિ સમજે છે, અને તેથી મુંબઈના ઠરાવે તેમના ઉપર મૂકેલી જે જવાબદારીનો ગાંધીજીએ ઉલ્લેખ કર્યો છે તે જવાબદારીમાંથી તેમને મુક્ત કરે છે. પણ સમિતિ તેમને ખાતરી આપે છે કે, અહિંસાની જે નીતિ તેમની દોરવણીથી સ્વીકારવામાં આવી છે અને જે જનતાની જાગૃતિ સાધવામાં ને બીજી રીતે આટલી સફળ થઈ છે તેને મહાસભા વળગી રહેશે. સમિતિ તેમને એ પણ ખાતરી આપે છે કે, એ નીતિના અમલનું ક્ષેત્ર આઝાદ હિંદમાં પણ બની શકે એટલું વિસ્તારવાની સમિતિની ઇચ્છા છે. સમિતિ આશા રાખે છે કે, મહાસભાવાદીઓ ગાંધીજીને તેમનું જીવનકાર્ય સાધવામાં, તેમ જ સત્યાગ્રહ ચલાવવામાં પણ, પૂરેપૂરી મદદ આપશે.

**અલ્હાબાદ (૨૯ એપ્રીલથી ૨ મે ૧૯૪૨)**

પરદેશી આક્રમણ અને અસહકાર — હિંદ પર તાત્કાલિક પરદેશી આક્રમણનો ભય ઝઝૂમે છે તે ખ્યાલમાં લઈને અને તાજેતરમાં સર સ્ટેફર્ડ ક્રિપ્સે રજૂ કરેલી દરખાસ્તોમાં બ્રિટિશ સરકારે બતાવેલું વલણ લક્ષમાં લઈને, મહાસમિતિને હિંદની નીતિ ફરી જાહેર કરવાની અને નજીકના ભવિષ્યમાં અસાધારણ પરિસ્થિતિ ઊભી થાય તેમાં શું કરવું તેની લોકોને સલાહ આપવાની જરૂર લાગે છે.

બ્રિટિશ સરકારની દરખાસ્તો અને સર સ્ટેફર્ડ ક્રિપ્સે પાછળથી કરેલી તેની ચોખવટને લીધે બ્રિટિશ સરકાર પ્રત્યેનો અવિશ્વાસ અને કડવાશ વધવા પામ્યાં છે અને તેની સાથે અસહકાર કરવાની લાગણી વધી છે. બ્રિટિશ સરકારે બતાવ્યું છે કે, કેવળ હિંદને માટે નહિ પણ સંયુક્ત પ્રજાઓના હિતની દૃષ્ટિએ, આવી પડેલી આ કટોકટીની પળે પણ બ્રિટિશ સરકાર શાહી સરકારની રીતે કામ કરે છે અને હિંદસ્વાતંત્ર્યનો સ્વીકાર કરવાની કે સાચી સત્તા આપવાની ના પાડે છે.

હિંદ યુદ્ધમાં જોડાયાની જે જાહેરાત કરવામાં આવી છે તે તો બ્રિટિશ સરકારે પ્રજાના પ્રતિનિધિઓને પૂછ્યા વગર સરકારની સત્તાની

રૂએ કરેલી જાહેરાત છે. હિંદને કોઈ પણ દેશના લોકો સાથે ઝઘડો નથી અને તેણે વારંવાર જાહેર કરેલું છે કે, હિંદ જેમ શાહીવાદનું વિરોધી છે તે જ પ્રમાણે નાઝીવાદ અને ફેસીવાદનું પણ વિરોધી છે. જો હિંદ સ્વતંત્ર હોત તો તેણે પોતાની નીતિ પોતાની મેળે નક્કી કરી હોત અને કદાચ લડાઈમાંથી બહાર રહ્યું હોત, જો કે તેની સહાનુભૂતિ તો, કોઈ પણ સંજોગોમાં, હુમલાના ભોગ બનેલા દેશો પ્રત્યે રહી હોત. તેમ છતાં સંજોગો અનુસાર જો તે લડાઈમાં જોડાયું હોત, તો તે સ્વતંત્રતાની ખાતર લડવા માટે સ્વતંત્ર દેશ તરીકે જોડાયું હોત અને રાષ્ટ્રીય આગેવાની હેઠળ, રાષ્ટ્રીય અંકુશ હેઠળ અને રાષ્ટ્રીય લશ્કર વડે, પ્રજાકીય ધોરણે દેશના રક્ષણની વ્યવસ્થા કરી હોત. કોઈ હુમલાખોર, દેશ પર ચઢી આવે તો પોતાનું રક્ષણ કેવી રીતે કરવું તેની સ્વતંત્ર હિંદને ખબર પડત. હાલનું હિંદી લશ્કર તો બ્રિટિશ લશ્કરનો એક ફણગો છે અને હિંદને ગુલામીમાં જકડી રાખવા માટે અત્યાર સુધી મુખ્યત્વે તે નિભાવી રાખવામાં આવ્યું છે. સામાન્ય પ્રજાથી તેને તદ્દન વિખૂટું રાખવામાં આવ્યું છે એટલે પ્રજા તેને કોઈ રીતે પોતાનું માની શકે નહિ.

શાહીવાદી અને પ્રજાકીય રક્ષણની કલ્પનાનો અગત્યનો તફાવત એ રીતે સ્પષ્ટ જણાય છે કે, હિંદના બચાવ માટે પરદેશી લશ્કરો હિંદમાં લાવવામાં આવે છે ત્યારે હિંદની વિશાળ માનવ-શક્તિનો તે માટે કંઈ ઉપયોગ કરવામાં નથી આવતો. હિંદનો ભૂતકાળનો અનુભવ બતાવે છે કે, હિંદમાં પરદેશી લશ્કરો લાવવાં એ તેની આઝાદીના ધ્યેયને માટે ભયજનક છે અને તેના હિતને માટે નુકસાનકારક છે. એ ધ્યાન ખેંચે એવી અસાધારણ બીના છે કે, જ્યારે હિંદના સીમાડે કે હિંદની ભૂમિ ઉપર પરદેશી લશ્કરો વચ્ચે લડાઈ થવાની શરૂઆત થઈ છે ત્યારે પણ હિંદની અખૂટ માનવ-શક્તિનો રક્ષણને માટે ઉપયોગ કરવાનો વિચાર થતો નથી અને હજી પણ તેના રક્ષણનો વિષય પ્રજાને સોંપવાલાયક ગણવામાં આવતો નથી. આ રીતે પરદેશી સરકાર હિંદના લોકોને સરસામાનની માફક ગમે તેને સોંપી દે એવા વર્તાવનો હિંદ વિરોધ કરે છે.

મહાસમિતિને ખાતરી છે કે, હિંદ પોતાની આઝાદી પોતાની શક્તિના જોરે જ મેળવશે અને પોતાની શક્તિ વડે જ ટકાવી રાખશે. હાલની કટોકટીની પરિસ્થિતિ અને સર સ્ટેફર્ડ ક્રિપ્સ સાથે થયેલી મસલતોના અનુભવ ઉપરથી, હિંદમાં થોડેઘણે અંશે પણ બ્રિટિશ સરકારનો કાબૂ અને સત્તા ચાલુ રહે એવી કોઈ પણ દરખાસ્ત કે સૂચના પર વિચાર કરવાનું મહાસભા માટે અશક્ય થઈ પડ્યું છે. ફક્ત હિંદના

હિતની દૃષ્ટિએ નહિ, પણ બ્રિટિશ સલામતી અને દુનિયાની આઝાદી તથા શાંતિની દૃષ્ટિએ પણ એ જરૂરી છે કે, બ્રિટિશોએ હિંદ પરનો પોતાનો કાબૂ છોડવો જોઈએ. હિંદ, ફક્ત સ્વાતંત્ર્યના ધોરણે જ બ્રિટન અગર બીજા દેશો સાથે સંબંધ રાખી શકે.

કોઈ પરદેશી પ્રજા હિંદ પર ચડી આવવાથી અથવા કોઈ પરદેશી પ્રજાની દરમિયાનગીરીથી — તે પ્રજા ગમે તેવા ઇરાદાઓ જાહેર કરે તોપણ — હિંદને આઝાદી મળી શકે એ વિચારને આ સભા ત્યાજ્ય ગણે છે. જો ખરેખર દેશ પર આક્રમણ થાય તો તેનો સામનો કરવો જોઈએ. તેવો સામનો, બ્રિટિશ સરકારે બીજી કોઈ રીતે રાષ્ટ્રીય રક્ષણની વ્યવસ્થા પ્રજાને કરવા દીધી નથી એટલે અહિંસક અસહકારના રૂપમાં જ હોઈ શકે. આથી આ સભા અપેક્ષા રાખે છે કે, લોકો હુમલાખોરો સામે સંપૂર્ણ અહિંસક અસહકાર કરશે અને તેમને કોઈ પણ જાતની મદદ આપશે નહિ. આપણે હુમલાખોરને નમી પડીએ નહિ તેમ તેના હુકમોને માનીએ નહિ. આપણે તેની મહેરબાનીની આશા રાખીએ નહિ. તેમ તેની લાલચોમાં ફસાઈએ નહિ. જો તેઓ આપણાં ઘેનરો અને ઘરોનો કબજો લેવા માગે તો તેમનો સામનો કરતાં મરવું પડે તોપણ આપણે તે તેમને આપીશું નહિ. જે જગ્યાએ બ્રિટિશ સૈન્ય અને હુમલાખોરો વચ્ચે યુદ્ધ ચાલતું હોય ત્યાં આપણો અસહકાર નિષ્ફળ જશે અને ત્યાં તે બિનજરૂરી છે. હુમલાખોર સામે આપણો અસહકાર દર્શાવવાનો એકમાત્ર ઉપાય એ છે કે, બ્રિટિશ લશ્કરના માર્ગમાં કંઈ મુશ્કેલીઓ ઊભી ન કરવી. બ્રિટિશ સરકારનું વલણ જોતાં તેને આપણે દખલ ન કરીએ તે સિવાય આપણી પાસેથી કંઈ વિશેષ મદદની જરૂર નથી. તેઓ આપણી પાસેથી ગુલામો તરીકે જ મદદ લેવા માગે છે. તે આપણે આપી શકીએ તેમ નથી.

હિંદમાં તેમ જ પરદેશમાં થયેલાં વિવેચનો અને ટીકાઓ વગેરે, અને ત્યાર પછી બનેલા સર્વ બનાવોની પણ તેટલી જ કાળજીભરી વિચારણા સમિતિએ કરી છે. મહાસમિતિ કાર્યવાહક સમિતિના ઠરાવને અનુમતિ આપીને સ્વીકારે છે. સમિતિનો એવો અભિપ્રાય છે કે, પાછળથી બનેલા બનાવોથી એ ઠરાવને વિશેષ સમર્થન મળ્યું છે, અને મિત્રરાજ્યોના ધ્યેયની સિદ્ધિને અર્થે તેમ જ હિંદને ખાતર તેના પરના બ્રિટિશ અમલનો તત્કાળ અંત તાકીદે લાવવાની જરૂર છે, એ વાત દીવા જેવી સ્પષ્ટ થઈ છે. એ અમલ ચાલુ રહેવાથી હિન્દની ઉત્તરોત્તર અવનતિ થાય છે, તે વધારે ને વધારે નબળું પડતું જાય છે, અને તેથી પોતાના રક્ષણની તેમ જ જગતની મુક્તિના કાર્યમાં ફાળો આપવાની તેની તાકાત્ ઘટતી જાય છે.

યુદ્ધના રશિયાના અને ચીની મોરચાઓ ઉપર બગડતી જતી પરિસ્થિતિ જોઈને સમિતિને ચિંતા થઈ છે અને પોતાની મુક્તિની રક્ષાને અર્થે રશિયન અને ચીની લોકોએ દાખવેલી ઉચ્ચ પ્રકારની વીરતાની તે કદર બૂઝે છે. આ વધતા જતા ભયને લીધે સ્વતંત્રતાને માટે જે લોકો મથે છે અને આક્રમણના ભોગ બનેલા લોકો પ્રત્યે જે લોકો સહાનુભૂતિ ધરાવે છે તે સર્વે મિત્રરાષ્ટ્રોએ આજ સુધી જે નીતિથી કાર્ય કર્યું છે તેના પાયામાં રહેલા સિદ્ધાન્તોની પરીક્ષા કરવાની ફરજ છે. એ જ નીતિ અને તેના સિદ્ધાન્તોને પરિણામે વારંવાર આપત્તિકારક નિષ્ફળતા સહેવી પડી છે. આવા આશયો, નીતિઓ અને પદ્ધતિઓને વળગી રહેવાથી નિષ્ફળતાનું પરિવર્તન સફળતામાં નહિ થાય, કેમકે આજ સુધીનો અનુભવ દર્શાવે છે કે, નિષ્ફળતા એ નીતિમાં સ્વભાવગત છે — તેના મૂળમાં રહેલી છે. એ નીતિઓ, સ્વતંત્રતાના પાયા કરતાં પરાધીન અને સાંસ્થાનિક પ્રજાઓ પરનો કાબૂ સાચવી રાખવાની શાહીવાદી પરંપરા અને પદ્ધતિ ચાલુ રાખવાના આશયના પાયા પર વિશેષ રચાયેલી છે. સામ્રાજ્યની માલકીથી શાસક સત્તાનું બળ વધવાને બદલે સામ્રાજ્ય ઊલટું તેને ભારરૂપ અને શાપરૂપ થઈ પડ્યું છે. આધુનિક શાહીવાદના ઉત્તમ ઉદાહરણરૂપ બનેલું હિંદ આ આખા પ્રશ્નની આકરામાં આકરી કસોટી છે. કારણ કે હિન્દની મુક્તિ પરથી જ બ્રિટન અને સંયુક્ત રાજ્યોની ભાવનાનો ન્યાય તોળાશે અને તે ઉપરથી જ એશિયા અને આફ્રિકાની પ્રજાઓમાં આશા અને ઉત્સાહ પ્રેરાશે.

આ રીતે આ દેશમાંથી બ્રિટિશ હકૂમતનો અંત થાય એ એક અસંત અગત્યનો અને તેટલી જ તાકીદનો મુદ્દો છે. અને તેના ઉપર યુદ્ધના ભાવીનો તેમ જ સ્વતંત્રતા અને લોકસત્તાવાદની સફળતાનો આધાર

રહેલો છે. સ્વતંત્રતા માટેના યુદ્ધમાં તેમ જ નાઝીવાદ, ફેસીવાદ અને શાહીવાદના આક્રમણ સામેની લડાઈમાં પોતાના સર્વ મહાન સાધનો વાપરીને સ્વતંત્ર હિંદ એ સફળતાને નિશ્ચિત કરશે. હિન્દની મુક્તિની અસર માત્ર યુદ્ધના ભાવી ઉપર મોટા પ્રમાણમાં જણાશે એટલું જ નહિ, પણ તેનાથી સર્વ પરાધીન અને દબાયેલી માનવતા સંયુક્ત પ્રજાઓને પક્ષે આવશે, હિંદ તેમનું મિત્ર બનશે અને તેમને દુનિયાની નૈતિક અને આધ્યાત્મિક આગેવાની પ્રાપ્ત થશે. બંધનમાં રહેલું હિન્દ બ્રિટિશ શાહીવાદના પ્રતીક તરીકે રહેશે અને એ શાહીવાદના ડાઘની અસર બધાં મિત્રરાજ્યોને પહોંચશે.

તેથી આજના ભયમાંથી હિંદની સ્વતંત્રતાની અને તેના પરની બ્રિટિશ હકૂમતના અંતની જરૂર ઊભી થાય છે. ભવિષ્યમાં પાળવાનાં કોઈ વચનો કે તેને માટેની બાંયધરીઓથી આજની પરિસ્થિતિ પર કશી અસર થવાની નથી કે એ ભયનો ઉપાય થઈ શકવાનો નથી. આમજનતાના હૃદય ઉપર તેની જેવી જોઈએ તેવી ધારેલી અસર નહિ થાય. યુદ્ધની પ્રકૃતિનું તત્કાળ રૂપાંતર થઈ જાય તેવાં કરોડો લોકોનાં તાકાત અને ઉત્સાહ સ્વાતંત્ર્યની ઉષ્માથી જ જન્મી શકે.

તેથી મહાસમિતિ બ્રિટિશ સત્તા હિંદમાંથી ખસી જાય એ માગણીનો પૂરેપૂરા ભારપૂર્વક પુનરુચ્ચાર કરે છે. હિંદની આઝાદીની જાહેરાત થતાં જ એક કામચલાઉ સરકાર રચાશે, અને સ્વતંત્ર હિંદ મુક્તિ માટેની લડતના સંયુક્ત સાહસમાં જે હાડમારી અને કષ્ટ પડે તે સહેવામાં મિત્રરાજ્યોનું સાથી બનશે.

આ કામચલાઉ સરકાર દેશમાં હસ્તી ધરાવતા મુખ્ય મુખ્ય પક્ષો અને સમૂહોના સહકારથી જ રચાઈ શકે. એ રીતે એ હિંદની પ્રજાના મુખ્ય મુખ્ય સર્વ વિભાગોનું પ્રતિનિધિત્વ ધરાવતી મિશ્ર સરકાર હશે. હિંદનો બચાવ કરવાનું, તેની પાસે હશે તે બધા અહિંસક સામર્થ્યથી તેમ જ સશસ્ત્ર સૈન્યથી મિત્રરાજ્યોની સાથે રહીને આક્રમણનો સામનો કરવાનું, અને ખેતરોમાં, કારખાનાઓમાં અને અન્ય સ્થળે કામ કરતા મજૂરો કે જે સર્વ સત્તા અને અધિકારના સાચી રીતે સ્વામી છે તેમનાં કલ્યાણ અને પ્રગતિને ઉત્તેજન આપવાનું, એ બધાં આ સરકારનાં પ્રારંભનાં કાર્યો હશે.

હિંદના રાજવહીવટ માટેનું પ્રજાના સર્વે વિભાગોને સ્વીકાર્ય થાય એવું બંધારણ ઘડવાને માટે, એક લોકપ્રતિનિધિસભાની યોજના આ કામચલાઉ સરકાર તૈયાર કરશે. મહાસભાના મત પ્રમાણે આ બંધારણ સમવાયતંત્રના રૂપનું હોવું જોઈએ. તેમાં સમવાયતંત્રમાં દાખલ થનારા

પ્રાંતો વગેરેને બને તેટલા વધારે સ્વશાસનના અધિકાર હોવા જોઈએ, અને સર્વ શેષ સત્તા સમવાયતંત્રમાં એકત્ર થનારા ઘટકો પાસે રહેવી જોઈએ. પરસ્પરના લાભને અર્થે અને આક્રમણનો સામનો કરવાના સર્વને સ્પર્શતા કાર્યમાં સહકાર કરવાને અર્થે સંયુક્ત પ્રજાઓના જે પ્રતિનિધિઓ મસલતને માટે ભેગા થશે તે હિંદ અને મિત્રરાજ્યો વચ્ચેના ભવિષ્યના સંબંધો ગોઠવી આપશે. મુક્તિ મળશે એટલે પ્રજાના સંયુક્ત સંકલ્પબળથી અને સામર્થ્યથી હિન્દ આક્રમણનો પ્રતિકાર કરી શકશે.

હિન્દની મુક્તિ પરદેશી હકૂમત નીચે દબાયેલી એશિયા અને આફ્રિકાની પ્રજાઓની મુક્તિનું પ્રતીક તેમ જ પુરોગામી બનવી જોઈએ. બ્રહ્મદેશ, મલાયા, હિંદી ચીન, ડચ ઇન્ડીઝ, ઈરાન અને ઈરાક એ સર્વને પણ સંપૂર્ણ સ્વાતંત્ર્ય મળવું જોઈએ. એ વાત બરાબર સમજવી જોઈએ કે, આ દેશો પૈકી જે અત્યારે જાપાની હકૂમત હેઠળ આવી ગયા છે તે પૈકી કોઈ પણ દેશ સંસ્થાનો ધરાવનારી કોઈ બીજી સત્તાના શાસનતળે મુકાવા ન જોઈએ.

મહાસમિતિને પ્રધાનપણે તો આ ભયની ઘડીએ હિંદની સ્વતંત્રતા અને તેના બચાવની સાથે જ સંબંધ હોવો જોઈએ, તોય સમિતિનો અભિપ્રાય છે કે, દુનિયાની ભાવી શાંતિ, સુરક્ષિતતા અને સુવ્યવસ્થિત પ્રગતિને માટે આખી દુનિયાનાં સ્વતંત્ર રાષ્ટ્રોનું સમવાયતંત્ર સ્થપાય એ જરૂરનું છે. આવા તંત્રની સ્થાપના વિના બીજા કોઈ પણ પાયા ઉપર આધુનિક જગતના એકે પ્રશ્નનો ઉકેલ નહિ આવી શકે. આ સમવાયતંત્ર તેના બંધારણમાં દાખલ થયેલી સર્વ પ્રજાઓની સ્વતંત્રતાની રક્ષા કરશે, એક પ્રજાના બીજી પ્રજા પરના આક્રમણ અને શોષણને અટકાવશે, રાષ્ટ્રીય લઘુમતીઓનું રક્ષણ કરશે, પછાત પ્રદેશ અને પ્રજાઓની સુધારણા કરશે. અને જગતનાં સર્વ સાધનોને સર્વના સામાન્ય હિતને માટે એકત્ર કરશે. આવા અખિલ જગતના સમવાયતંત્રની સ્થાપનાથી બધા દેશોમાં શસ્ત્રસંન્યાસ વહેવારુ રીતે પાર પાડી શકાશે; રાષ્ટ્રોનાં પોતપોતાનાં જુદાં જુદાં લશ્કરો, લડાયક દરિયાઈ કાફલાઓ અને હવાઈ દળોની જરૂર નહિ રહે, અને સમવાયતંત્રની હકૂમત નીચેનું એક સંરક્ષક સૈન્ય દુનિયાની સુલેહ જાળવશે તથા આક્રમણને અટકાવશે.

સ્વતંત્ર હિંદ અખિલ જગતના આવા સમવાયતંત્રમાં ખુશીથી જોડાશે અને આંતરરાષ્ટ્રીય પ્રશ્નોના ઉકેલના કાર્યમાં બીજા દેશો સાથે સમાનતાને ધોરણે સહકાર કરશે.

સમવાયતંત્રના મૂળભૂત સિદ્ધાન્તો જેમને માન્ય હોય તે બધાં રાષ્ટ્રો તેમાં જોડાઈ શકશે. પણ હાલ યુદ્ધનો કાળ છે એ જોતાં, શરૂઆતમાં એ સમવાયતંત્ર અનિવાર્ય રીતે મિત્રરાજ્યો પૂરતું જ મર્યાદિત રહેશે. એ

પગલું આજે ભરવામાં આવે તો તેની યુદ્ધ ઉપર, ધરી સત્તાની પ્રજાઓ ઉપર, તેમ જ ભવિષ્યમાં થનારી સુલેહ ઉપર ભારે અસર થવા પામશે.

આ સામતિ એ વસ્તુની સખેદ નોંધ લે છે કે, યુદ્ધના કરુણ અને ચિત્તને ક્ષુબ્ધ કરનારા અનુભવો થવા છતાં અને દુનિયા ઉપર જોખમો ઝઝૂમી રહ્યાં છે તોપણ ભાગ્યે જ ગણ્યાગાંઠ્યા દેશની સરકારો અખિલ જગતના સમવાયતંત્રની દિશામાં ભરવાનું આ અનિવાર્ય પગલું ભરવા તૈયાર છે. બ્રિટિશ સરકાર પર થયેલા પ્રત્યાઘાતો તથા વિદેશી પત્રોની ગેરરસ્તે દોરવાયેલી ટીકાઓ ઉપરથી એ સ્પષ્ટ થાય છે કે, હિંદની સ્વતંત્રતાની સ્વતઃસિદ્ધ માગણીનો પણ વિરોધ કરવામાં આવે છે. જોકે, ખાસ કરીને આજના જોખમને પહોંચી વળવા તથા હિંદ પોતાનું રક્ષણ કરી શકે અને તેમની વસમી ઘડીએ રશિયા તથા ચીનને સહાય કરી શકે એટલા માટે એ માગણી કરવામાં આવી છે. રશિયા અને ચીનની સ્વતંત્રતા અમૂલ્ય છે અને તે સાચવી રાખવી જ જોઈએ. એટલે તેના રક્ષણની બાબતમાં કોઈ પણ પ્રકારની મૂંઝવણ ઊભી ન કરવાને તેમ જ મિત્રરાજ્યોની સંરક્ષણ-શક્તિને ફરી પણ હાનિ નહિ પહોંચાડવાને સમિતિ આતુર છે. પરંતુ હિંદ અને મિત્રરાજ્યો પરનો ભય વધતો જાય છે. આ સ્થિતિમાં નિષ્ક્રિયતા યા તો પરદેશી હકૂમતની તાબેદારી એ હિંદને માટે અવનતિકારક અને પોતાનું રક્ષણ કરવાની તથા આક્રમણનો સામનો કરવાની શક્તિનો હ્રાસ કરનારાં છે, એટલું જ નહિ, પણ એ વસ્તુ વધતા જતા જોખમને ટાળવામાં ઉપકારક નથી, તેમ જ મિત્રરાજ્યોની પ્રજાઓને સહાયરૂપ પણ નથી. ઇંગ્લંડ તેમ જ મિત્રરાજ્યોને કાર્યવાહક સમિતિએ કરેલી સચ્ચાઈભરી અપીલનો હજી સુધી જવાબ મળ્યો નથી. તથા પરદેશોમાં અને અનેક સ્થળોએ કરવામાં આવેલી ટીકાઓએ હિંદ તેમ જ દુનિયાની જરૂરિયાતની બાબતમાં અજ્ઞાન પ્રદર્શિત કર્યું છે. વળી કેટલીક વાર તો હિંદની સ્વતંત્રતા સામે વિરોધ પણ દર્શાવ્યો છે. આ વસ્તુ એની પાછળ રહેલી પ્રભુત્વ ભોગવવાની અને જાતિની શ્રેષ્ઠતાની મનોદશાની દ્યોતક છે. જે પ્રજાને પોતાના સામર્થ્યની તથા પોતાના ધ્યેયના ન્યાયીપણાની પ્રતીતિ થઈ છે તે આ વસ્તુ બરદાસ્ત નહિ કરે.

આ છેવટની ઘડીએ દુનિયાની મુક્તિના હિતને ખાતર મહાસભા સમિતિ બ્રિટનને અને સંયુક્ત-રાજ્યોને ફરી એક વાર આ અપીલ કરે છે. પરંતુ પોતાના પર અમલ બજાવતી અને પોતાના તથા માનવતાના હિતને માટે કાર્ય કરવામાં અટકાવ નાખતી શાહીવાદી અને આપખુદ સરકારની સામે પોતાના સંકલ્પને પાર પાડવાને ઉત્સાહિત થયેલી પ્રજાને હવે વધારે

વખત રોકી રાખવાનું સમિતિને વાસ્તવિક કારણ દેખાતું નથી. તેથી મુક્તિ અને સ્વતંત્રતાના પોતાના બીજાને સુપરત ન કરી શકાય તેવા હકની સિદ્ધિને માટે, મોટામાં મોટા પાયા પર અહિંસાથી ચાલતી લડતને મંજૂરી આપવાનું સમિતિ ઠરાવે છે. એ રીતે શાંતિભરી લડતનાં છેલ્લાં પચીસ વરસ દરમિયાન મેળવેલી સર્વ અહિંસક તાકાત દેશ કામે લગાડી શકશે. આ પ્રકારની લડતનું સુકાન ગાંધીજી લે એ અનિવાર્ય છે. તેથી લડતની આગેવાની લઈને તેને અંગે જે પગલાં લેવાનાં હોય તેમાં પ્રજાને દોરવાને સમિતિ તેમને વિનંતી કરે છે.

સમિતિ હિંદના લોકોને તેમને માથે આવી પડે તે કષ્ટો અને હાડમારીઓનો હિંમત અને સહનશીલતાથી સામનો કરવાની, ગાંધીજીની આગેવાની હેઠળ એકસંપથી કાર્ય કરવાની અને હિંદની આઝાદીના શિસ્તબદ્ધ સૈનિકોની માફક તેમની સૂચનાઓને અનુસરવાની અપીલ કરે છે. તેમણે એ વાત યાદ રાખવાની છે કે, અહિંસા આ લડતનો પાયો છે. ગાંધીજીની સૂચનાઓ બહાર પાડવાનું ન પણ બને, સૂચનાઓ બહાર પડે તોપણ લોકોને પહોંચે નહિ અને મહાસભાની સ્થાનિક સમિતિઓનું કામ ચાલી ન શકે એવો વખત પણ આવે. એ સમયે લડતમાં ભાગ લેતાં સર્વે સ્ત્રીપુરુષોએ જે સામાન્ય સૂચનાઓ મળી હોય, તેની મર્યાદામાં રહીને પોતાની બુદ્ધિથી કાર્ય કરતાં રહેવું. જે હિંદી મુક્તિને માટે ઝંખે છે અને તેને માટે મથે છે તેણે પોતાના જ માર્ગદર્શક બનવાનું છે અને જે કઠણ રસ્તા પર આશ્રયનું સ્થાન નથી, અને જેનો અંત માત્ર હિંદની મુક્તિની પ્રાપ્તિ વિના આવવાનો નથી, તે રસ્તે તેણે આપબુદ્ધિથી ચાલવાનું છે.

છેવટે, અખિલ હિંદ મહાસમિતિએ જોકે, સ્વતંત્ર હિંદની હકૂમત નીચેના રાજવહીવટ વિષેનો પોતાનો અભિપ્રાય દર્શાવ્યો છે તોપણ સમિતિ જેને જેને એ વાતની સાથે સંબંધ છે તે સર્વેની આગળ ચોખવટ કરવા ઇચ્છે છે કે, આમ જનતાની લડત ઉપાડીને સમિતિનો મહાસભાને માટે સત્તા મેળવવાનો આશય નથી. સત્તા જ્યારે આવશે ત્યારે તેની માલિક હિંદની સમસ્ત પ્રજા હશે.

### મુંબઈ (તા. ૨૧–૨૨ સપ્ટેમ્બર ૧૯૪૫)

૧. પ્રજાને અભિનંદન :— બ્રિટિશ સરકાર તરફથી ત્રણ વરસ કરતાં વધારે સમય સુધી આપખુદ રીતે દબાવી દેવામાં આવ્યા પછી મહાસમિતિ પોતાની પહેલી બેઠકમાં બ્રિટિશ સત્તાના ભયંકર અને ઝનૂની હુમલા પ્રજાએ જે હિંમત અને સહનશીલતાપૂર્વક જીરવ્યા છે તે બદલ તેને અભિનંદન આપે છે. તેમ જ આ ત્રણ વર્ષના લશ્કરી, પોલીસ અને

વટહુકમોના રાજ્ય દરમિયાન જેમને સહન કરવું પડયું છે તેઓ પ્રત્યે પોતાની ઊંડી હમદર્દી દર્શાવે છે. સમિતિને ખેદ થાય છે કે, કેટલાંય સ્થળોમાં લોકો મહાસભાની કામ કરવાની શાંતિમય અને અહિંસક પદ્ધતિને ચૂકી ગયા હતા અને આડે રસ્તે ગયા હતા, છતાં સમિતિ એ સમજે છે કે, તમામ જાણીના આગેવાનોની એકાએક ધરપકડોરૂપી સરકારના ઉશ્કેરનારા પગલાથી અને શાંતિમય દેખાવો સામેના ઘાતકી અને નિર્દય દમનથી, તેઓ એક પરદેશી શાહીવાદી સત્તા કે જે આઝાદીના જુસ્સાને અને આઝાદી પ્રાપ્ત કરવાની હિંદીઓની તીવ્ર ઝંખનાને કચડી નાખવાનો પ્રયત્ન કરતી હતી, તેની સશસ્ત્ર તાકાતનો સામનો કરવાને એકી સાથે ખડા થવાને ઉત્તેજિત બન્યા હતા.

મહાસમિતિએ ૧૯૪૨ ના ઓગસ્ટની ૮ મી તારીખે ભરેલી પોતાની બેઠકમાં જગતની આઝાદીના ધ્યેયને અર્થે સંયુક્ત રાષ્ટ્રો સાથે સંપૂર્ણ સહકાર કરવા માટે જરૂરી પરિસ્થિતિ ઊભી કરવા જે અરજ કરવામાં આવી હતી તેના પ્રત્યે દુર્લક્ષ કરવામાં આવ્યું હતું અને હિંદની મડાગાંઠનો ઉકેલ વાટાઘાટોથી લાવવા, કરવામાં આવેલી સૂચનાનો જવાબ સરકાર તરફથી હિંદના લોકો ઉપર સર્વાંગી હુમલાના રૂપમાં અને નિઃશસ્ત્ર હિંદ ઉપર યુદ્ધની સંખ્યાબંધ યાતનાઓ લાદવાના રૂપમાં આપવામાં આવ્યો હતો. ભયભીત બનાવી મૂકનારાં ત્રણ વર્ષોએ પોતાની પાછળ, મોટી વેદના અને યાતનાઓની, લાખો માણસોનો જેણે ભોગ લીધો હતો એવા માણસ-કૃત અને નિવારી શકાય તેવા દુકાળની, અને હિંદના પ્રશ્નોને હાથ ધરવાને અથવા તેનો ઉકેલ લાવવાને બિલકુલ અશક્ત એવી લાંચરુશવત અને અનાવડતથી ભરેલી વહીવટી પદ્ધતિની લાંબી કથા મૂકી છે. આમ છતાં, આ વર્ષોએ સરકારી દમનને જીરવવાની હિંદી લોકોની હિંમત પણ દેખાડી આપી છે, અને લોકોને પરદેશી અમલમાંથી મુક્તિ અને છુટકારો મેળવવાના તેમના નિરધારમાં વધારે મજબૂત બનાવ્યા છે.

યુદ્ધ હવે પૂરું થયું છે, એ ખુશ થવા જેવી વાત છે, છતાં તેનો લાંબો પડછાયો હજી જગત ઉપર અંધકાર પાથરી રહ્યો છે અને ભવિષ્યનાં યુદ્ધોની સંભવિતતાઓ વિચારાઈ રહી છે. યુદ્ધના શસ્ત્ર તરીકે અણુબોંબના આગમને તેની ભયજનક અને કમકમાટી ઉપજાવે તેવી વિનાશકારી શક્તિઓથી જગતની ચાલુ જમાનાની રાજકીય, આર્થિક અને આધ્યાત્મિક ઇમારતમાંનાં અનૈતિક અને આત્મવિનાશક તત્ત્વોને તેની કસોટીએ લાવી મૂક્યાં છે. જો સંસ્કૃતિ તેનો શાહીવાદ અને તેની

લાલચવૃત્તિ છોડીને સ્વતંત્ર રાષ્ટ્રોના શાંતિભર્યા સહકાર અને માણસાઈ ઉપર આધાર રાખતી થશે નહિ તો તેનો પોતાનો નાશ થવા સંભવ છે.

યુદ્ધનો અંત સાંસ્થાનિક અને તાબાના દેશો માટે આઝાદી લાવ્યો નથી, અને શાહીવાદી સત્તાઓ ફરી એક વાર બીજાઓ પર પોતાનું પ્રભુત્વ જમાવવાની જૂની રસાકસીમાં પડી ગઈ છે.

મહાસમિતિ તેના ૧૯૪૨ ના ઑગસ્ટની ૯ મીના ઠરાવમાં દર્શાવેલાં રાષ્ટ્રીય અને આંતરરાષ્ટ્રીય ધ્યેયો, તેમ જ હિંદની આઝાદી વિશ્વશાંતિ માટે મહત્ત્વની છે અને એશિયાનાં તથા બીજાં તાબાનાં રાષ્ટ્રોની આઝાદી માટે તે પ્રતીકરૂપ બનવી જોઈએ એવી પોતાની માન્યતા ફરી જાહેર કરે છે. હિંદની આઝાદી સ્પષ્ટ રીતે સ્વીકારવી જોઈએ અને સંયુક્ત રાષ્ટ્રોમાં તેનો દરજ્જો વિશ્વશાંતિ અને આઝાદીની સ્થાપના માટે બીજાઓની સાથે સમાન ધોરણે સહકાર કરતા એક સ્વતંત્ર રાષ્ટ્ર તરીકેનો હોવો જોઈએ.

૨. મહાસભાની નીતિની ચોખવટ — મહાસભાએ, સાઠ વરસ અગાઉ તેની શરૂઆત થઈ ત્યારથી, દેશના સર્વે લોકો માટે સ્વરાજ હાંસલ કરવાનો પ્રયત્ન કર્યો છે. પણ 'સ્વરાજ' શબ્દના અર્થમાં અને તેની પાછળ રહેલા ભાવમાં સમયની પ્રગતિની સાથે ઉત્તરોત્તર ફેરફાર થયો છે. તે જ પ્રમાણે સ્વરાજ હાંસલ કરવાનાં સાધનોમાં પણ ફેરફાર થયા છે. એક વખત 'સ્વરાજ' નો અર્થ 'સ્વ-શાસન' થતો હતો. તે મેળવવાનાં સાધનો પૂરેપૂરાં કાયદેસર અને બંધારણપૂર્વકનાં હતાં. એ મર્યાદામાં કરવાના પ્રયત્નો અધૂરા લાગ્યા એટલે વખતોવખત હિંસાનો આશરો લેવામાં આવતો. પણ તે હિંસા જેમ તેમ કરવામાં આવતી હતી; અવ્યવસ્થિત અને છૂપી હતી. દરેક વખતે હિંદી સરકાર અનિચ્છાએ અને કચવાતા મનથી નમતું આપતી અને દમનનીતિની સાથે કંઈક સુધારા દાખલ કરતી. આથી દરેક બંધારણીય સુધારાના પ્રવેશ પછી અસંતોષમાં વધારો થતો હતો.

૧૯૨૦માં મહાસભા આમજનતાની સંસ્થા બની અને તેણે પોતાની કાર્યરીતિનો પાયો શાંતિભર્યાં અને વાજબી સાધનો ઉપર રચ્યો તથા પ્રગતિશીલ અસહકારવાળા ક્રાંતિકારી કાર્યક્રમને અપનાવી લીધો. તે કાર્યક્રમમાં અમુક સંજોગોમાં વ્યક્તિગત કે સમૂહગત સત્યાગ્રહનો તથા અમુક પ્રદેશોમાં સત્યાગ્રહનો અને અમુક ફરિયાદો સંબંધમાં ન્યાય મેળવવાના સત્યાગ્રહનો સમાવેશ થતો હતો. દરેક વખતે, વધુ ને વધુ લોકો આઝાદીની લડતમાં જોડાતા હતા. ૧૯૨૯–૩૦માં મહાસભાએ સ્વરાજની વ્યાખ્યા હિંદ માટે સંપૂર્ણ આઝાદી એવી કરી. ત્યારથી જાન્યુઆરીની

૨૬મી તારીખ સ્વાતંત્ર્ય દિન તરીકે પાળવામાં આવે છે અને તે દિવસે સ્વાતંત્ર્યની પ્રતિજ્ઞા ફરી ફરી લેવામાં આવે છે.

૧૯૪૨ના ઑગસ્ટમાં પરિસ્થિતિની અગત્ય જોઈને અને હિંદ સમક્ષ જે ભય ખડો થયો હતો તેથી હિંદને બ્રિટિશ સંબંધો તત્કાળ છોડીને મુક્ત થવાનો કાર્યક્રમ યોજવો પડ્યો. જો વાટાઘાટો દ્વારા સમાધાન ન થાય તો જ એ કાર્યક્રમનો અમલ કરવાનો હતો. પણ તેને લગતો ઠરાવ મહાસમિતિમાં મોડી રાતે પસાર થતાં વેંતજ, બીજે દિવસે વહેલી સવારે કારોબારી સમિતિ અને મહાસમિતિના સભ્યો ને બીજાં આગેવાન મહાસભાવાદી સ્ત્રીપુરુષોની મુંબઈમાં અને દેશભરમાં ગિરફતારી કરવામાં આવી. અને સરકાર તરફથી બીજાં દમનનાં પગલાં લેવામાં આવ્યાં. લોકો સ્તબ્ધ થઈ ગયા, ઉશ્કેરાઈ ગયા, તેમની પાસે આગેવાન નહોતો. તેથી તેમને ઠીક લાગે તેમ હિંસાત્મક અને અહિંસાત્મક રીતે તેમણે પોતાનો વાજબી ગુસ્સો ઠાલવ્યો. લોકોનાં હિંસાત્મક કાર્યોના પ્રમાણમાં સરકારે જે હિંસા કરી તે હરેક રીતે ક્યાંય ટપી જાય તેવી હતી. પરિણામે હિંદમાં કદી નહિ જોવામાં આવેલો એવો લશ્કરી અમલ મોટા પાયા પર દાખલ થયો અને પ્રજાની સ્વાતંત્ર્યની ભાવના અને અવાજને રૂંધવાનો પ્રયત્ન કરવામાં આવ્યો.

૧૯૪૫માં હિંદની બ્રિટિશ સરકારે રાષ્ટ્રીય મહાસભાની કારોબારી સમિતિના સભ્યોને છોડી મૂક્યા અને એક નાની પણ સર્વ પક્ષોના પ્રતિનિધિત્વવાળી પરિષદ બોલાવી. તેનો હેતુ વચગાળાની મધ્યસ્થ સરકાર સ્થાપવાનો હતો. તે અંગે સમજણ એવી હતી કે પરિષદ જે કંઈ નિર્ણય કરશે તેનો સરકાર અમલ કરશે. પણ અચાનક પરિષદના પ્રમુખ તરીકે વાઇસરૉયે પરિષદનું કામકાજ બંધ કર્યું. તેનું કારણ એ નહોતું કે, પરિષદના સભ્યોમાં સામાન્ય એકમત નહોતો. પણ કારણ એ હતું કે, તેમાં ભાગ લેનાર એક પક્ષે વચગાળાની સરકાર રચવાના કામમાં સહકાર આપવાની ના પાડી. તે પરિષદમાં પડેલા ભંગાણ માટે ખુલ્લો કે છૂપો કોઈ આરોપ મહાસભા પર કરવામાં આવ્યો નથી. તેમ થઈ શકે તેમ નથી.

નોંધવા જેવું એ છે કે, આ બધા પ્રસંગોમાં લોકોની સ્વરાજની લગની વધી છે. પરદેશી રાજ્યની ધૂંસરીમાંથી છૂટવા માટે તેઓ વધુ ને વધુ જાગ્રત થતા ગયા છે. અને સરકાર તરફથી ગમે તેટલાં વિરુદ્ધ નિવેદનો કરવામાં આવે તોપણ પરદેશી સરકાર પ્રત્યેનો અવિશ્વાસ વધતો ગયો છે.

પરિષદ ભાંગી પડવા છતાં એમ આશા રાખવામાં આવતી હતી — હવે જણાય છે કે એ નકામી આશા હતી — કે વાઇસરૉયની જાહેરાતોમાં જણાવ્યા પ્રમાણે, લોકોના અવાજને રજૂ કરવા માટે રાષ્ટ્રીય સરકાર

સ્થાપવાનું વચન સરકાર પાળશે અને સરકારે નીમેલી અંધાધૂંધીવાળી સરકારને જલદીથી બદલી નાખશે. જો તે આશા પાયાદાર હોત તો સરકારે, કેસ ચલાવ્યા વગર અટકાયતમાં રાખેલા અથવા તો હાસ્યજનક વિધિ કરીને સજા કરેલા બધા રાજકીય કેદીઓને, કંઈ પણ માનસિક કે બીજા અંતરાયો રાખ્યા વગર છોડી મૂક્યા હોત. બેશક કેટલાકને છોડી દેવામાં આવ્યા છે પણ તે પ્રજાકીય માગણી કે અપેક્ષાના જવાબરૂપે નહિ. ઘણા હજી જેલના સળિયા પાછળ પુરાયેલા છે. કેટલીક સંસ્થાઓ પર પ્રતિબંધો ઊભા છે. વ્યક્તિઓ પર મૂકેલા અંકુશો અને ગેરલાયકાતના હુકમો હજી પાછા ખેંચાયા નથી અને નાગરિક તરીકેના હકો પરના અંકુશો ચાલુ છે. પ્રાંતોમાં ૯૩મી કલમનો અમલ પણ ચાલુ છે અને હમણાં જ કેટલાય પ્રાંતોમાં ધારાસભાઓ બરખાસ્ત કરવામાં આવી છે. સરકારની નીતિ કેવી જાતની છે તેના આ સૂચક અને દીવા જેવા દાખલા છે. સરકાર પોતાની સત્તાને ચીટકી રહેવા માગે છે અને પોતાના અધિકારનો મનસ્વીપણે અને આપખુદીથી ઉપયોગ કરવા માગે છે. પ્રજાએ લાંબા વખતથી પોષેલી અને હવે પાકી ગયેલી આઝાદી અને મુક્તિની લાગણી સંતોષવામાં સરકાર તરફથી નિખાલસપણે સહકાર આપવામાં આવશે તેવી હવે-આશા રાખી શકાય તેમ નથી.

મહાસભા પૂરેપૂરા અસહકારમાં કે સુધારાવધારા સાથેના અસહકારનો ત્યાગ કરશે નહિ. તે જ પ્રમાણે ઉશ્કેરણી ગમે તેવી હોવા છતાં, વાટાઘાટો અને સમાધાનની પ્રથાનો કદી ત્યાગ કરશે નહિ. એટલે મહાસભાનું સૂત્ર આવું રહેવું જ જોઈએ કે, 'શક્ય હોય ત્યારે વાટાઘાટો અને સમાધાનની નીતિ રાખવી, અને જરૂરી થઈ પડે ત્યારે અસહકાર અને સીધાં પગલાંની નીતિ અખત્યાર કરવી.'

૩. વેવલ યોજનાનો અસ્વીકાર—હિંદમાંની બ્રિટિશ સત્તા જે પગલાં લેવાનો ઇરાદો રાખે છે તે વિષેના લૉર્ડ વેવલ અને બ્રિટિશ વડા પ્રધાન શ્રી. એટલીનાં વાયુપ્રવચનો ઉપર અખિલ હિંદ મહાસભા સમિતિએ કાળજીપૂર્વક વિચારણા કરી છે. આ દરખાસ્તો ૧૯૪૨ના માર્ચ માસમાં બ્રિટિશ સરકાર વતી સર સ્ટેફર્ડ ક્રિપ્સે જે દરખાસ્તો કરી હતી અને મહાસભાએ જેમનો અસ્વીકાર કર્યો હતો તે દરખાસ્તોમાં, બિનઅગત્યના થોડા ફેરફારો સાથે તેમનું જ પુનરાવર્તન કરે છે. યુદ્ધના અંતથી અગર ગ્રેટ બ્રિટનની સરકારમાં જે પલટો આવ્યો છે તેથી હિંદ પ્રત્યેની બ્રિટિશ નીતિમાં કોઈ

ઉલ્લેખ સરખો નથી એ હકીકત ખૂબ નોંધપાત્ર છે. મહાસભા અને દેશને સંપૂર્ણ આઝાદીથી કશું ઓછું સ્વીકાર્ય નથી જ. મહાસમિતિને મત છે કે, અત્યારે કરાયેલી દરખાસ્તો સંદિગ્ધ, અયોગ્ય અને અસંતોષકારક છે.

૪. નવી ચૂંટણીઓ — મધ્યસ્થ અને પ્રાંતિક ધારાસભાઓ માટે સામાન્ય ચૂંટણીઓ કરવામાં આવશે એવી જે જાહેરાત થઈ છે તે એવી ઢબે અને એવા સંજોગોમાં કરવામાં આવી છે કે તે શંકા ઊભી કરે છે. પ્રાંતોમાં ધારાસભાઓને એકાએક વિખેરી નાખવાના લીધેલા પગલાથી, ચૂંટણી થાય તે દરમ્યાનમાં પણ પ્રજાકીય સરકારો સત્તા પર આવે એ શકયતા અત્યારની સરકાર ભારપૂર્વક ઉડાવી દે છે અને તે કોઈ પણ રીતે બચાવ ન જ કરી શકાય તેવું છે. મધ્યસ્થ ધારાસભા તો હજી ૧૯૧૯ ના કાયદાથી જ ઘડાયેલી છે. દેશની કુલ વસ્તીના માત્ર ૧ ટકાથી પણ ઓછા લોકોના મતાધિકાર ઉપર રચાયેલી આવી નિર્વીર્ય અને બિન–લોકશાહી ધારાસભા હજી ચાલુ રાખવી એ હિંદી સ્વાતંત્ર્યની દૃષ્ટિએ કોઈ રીતે યોગ્ય નથી. આમ છતાં, જો વડી ધારાસભાની ચૂંટણી કરવાની જ હોય તો ઓછામાં ઓછું તે યોગ્ય રીતે સુધારેલાં મતદારપત્રકોને આધારે જ થવી જોઈએ. પછી ભલે તેમાં થોડી અનિવાર્ય ઢીલ થાય. વળી ખાતરીઓ અપાયા છતાં મધ્યસ્થ અને પ્રાંતિક ધારાસભાઓનાં મતદારપત્રકો પણ યોગ્ય રીતે સુધારવામાં આવ્યાં નથી.

વિશેષમાં, ચૂંટણીઓ જો મુક્ત અને ન્યાયી ધોરણે કરવી હોય તોપણ, અત્યારે જ્યારે મહાસભા સમાજવાદી પક્ષ, ફોરવર્ડ બ્લોક, કિસાન સંસ્થાઓ વગેરે સામે હજી સુધી પ્રતિબંધો ઊભા છે, જ્યારે રાજકીય પ્રવૃત્તિઓને અંગે હજી સુધી હજારો માણસો કશું કામ ચલાવ્યા વિના જ અટકાયતમાં છે અથવા તો કેદની સજા ભોગવી રહ્યા છે, જ્યારે સત્તાવાળાઓની પહેલી પરવાનગી મેળવ્યા વિના જાહેર સભાઓ કરવાની બંધી છે, અને જ્યારે તેમના રાજકીય ગુનાઓ અંગે તેમને થયેલી સજાઓને કારણે કેટલીય ગેરલાયકાતો હેઠળ કેટલાય હિંદીઓ હેરાન થાય છે, ત્યારે મુક્ત અને ન્યાયી ચૂંટણી ભાગ્યે જ સંભવી શકે છે.

દેશમાં ફેલાયેલી વ્યાપક રુશવતખોરી, અનાજ અને કાપડના પ્રશ્નમાં ગંભીર ગેરવહીવટ અને બંગાળાના દુકાળની સૌથી ચઢિયાતી કરુણ કથા એ બધા માટે હાલની હિંદી સરકાર જ જવાબદાર છે એ તો હવે જગજાહેર થયું છે. આમ છતાં ચૂંટણીઓ પૂરી થાય ત્યાં સુધી અને ખરેખર તો કેટલાય મહિનાઓ સુધી હાલનું ચાલુ નાલાયક અને સડેલું વહીવટી તંત્ર જ એનો ગેરવહીવટ કર્યા કરશે એવું જાહેર થયું છે. આ રીતે તપાસતાં

બ્રિટિશ સરકારની નવી દરખાસ્તો, તેમના હાથમાં રહેલાં સર્વ સાધનો સાથે અને સર્વ પ્રકારે જ્યાં સુધી હિંદમાં સત્તાસ્થાને ચીટકી બેસી શકાય ત્યાં સુધી ચીટકી બેસવાની તેમની ઇચ્છાનું ખૂબ નોંધપાત્ર સૂચન આપે છે.

ઉપર જણાવેલી બધી જ મુસીબતો મહાસભાએ વેઠવી પડશે તેમ છતાં, અને ખાસ કરીને સત્તાની તાત્કાલિક ફેરબદલીના પ્રશ્ન પર જાહેર પ્રજાની ઇચ્છા પ્રગટ રીતે બતાવવાના હેતુથી, અખિલ હિંદ મહાસભા સમિતિ એવો ઠરાવ કરે છે કે, આગામી ચૂંટણીઓમાં મહાસભા તરફથી ભાગ લેવા માટે જરૂરી બધાં જ પગલાં કાર્યવાહક સમિતિએ લેવાં.

આ ભારે મહત્ત્વના અને તાકીદના પ્રશ્ન ઉપર મહાસભાની હાકલનો પ્રજા ઉત્સાહથી જવાબ વાળશે જ એ વિષે મહાસમિતિને વિશ્વાસ છે જ. એટલું જ નહિ, પણ ગત વર્ષોમાં જે વધુ તાકાત અને વિશ્વાસ પ્રજામાં આવ્યાં છે, તેના બળે નજીકના ભવિષ્યમાં પ્રજા હિંદસ્વાતંત્ર્યની લડતને તેના સફળ અન્ત સુધી લઈ જશે એવો પણ વિશ્વાસ ધરાવે છે.

## મુંબઈ (તા. ૬–૭ જુલાઈ, ૧૯૪૬)

બ્રિટિશ મિશનની યોજના—તા. ૨૬મી જૂન ૧૯૪૬ ના રોજ દિલ્હી ખાતે મળેલી કાર્યવાહક સમિતિએ બ્રિટિશ મિશનની યોજનાના સંબંધમાં પસાર કરેલા નીચેના ઠરાવને મહાસમિતિ બહાલ રાખે છે. બ્રિટિશ મિશન અને વાઇસરૉયે તા. ૧૬મી મેના રોજ બહાર પાડેલા નિવેદન પરત્વે મહાસભાની કાર્યવાહક સમિતિએ મે માસની ૨૪ મીએ એક ઠરાવ પસાર કર્યો હતો. એ ઠરાવમાં કાર્યવાહક સમિતિએ ઉપર જણાવેલા નિવેદનમાંની કેટલીક ખામીઓ પ્રત્યે ધ્યાન દોર્યું હતું. અને તેના કેટલાક ભાગોનો પોતે જે અર્થ કરતી હતી તે અર્થ જણાવ્યો હતો. એ પછી સમિતિ, બ્રિટિશ સરકાર તરફથી ૧૬મી મે અને ૧૬મી જૂનનાં નિવેદનોમાં કરવામાં આવેલી દરખાસ્તો ઉપર કાળજીપૂર્વક સતત વિચારણા કરતી હતી અને તે સંબંધમાં રાષ્ટ્રપતિ અને બ્રિટિશ મિશનના સભ્યો અને વાઇસરૉય વચ્ચે ચાલેલા પત્રવ્યવહાર ઉપર પણ તેણે વિચારણા કરી હતી.

બન્ને દરખાસ્તોને સમિતિએ, તાત્કાલિક આઝાદીના મહાસભાના ધ્યેયની દૃષ્ટિએ, તેમ જ આમજનતાની આર્થિક, સામાજિક પ્રગતિ તરફ દોરી જતા ઝડપી માર્ગો શોધવાની દૃષ્ટિએ તપાસી જોઈ છે. દરખાસ્તો તપાસવામાં એ દૃષ્ટિબિંદુ પણ રાખવામાં આવ્યું છે કે, આમજનતાનું જીવનધોરણ કેવી રીતે ઊંચું લાવી શકાય, કેવી રીતે ગરીબાઈ અને અધૂરું પોષણ ટાળી શકાય, કેવી રીતે દુકાળને ટાળી શકાય અને જીવનની

જરૂરિયાતોની ઊણપને દૂર કરી શકાય, કેવી રીતે દેશના તમામ લોકોની આઝાદી પ્રાપ્ત થઈ શકે અને પોતપોતાની બુદ્ધિ પ્રમાણે વૃદ્ધિ અને વિકાસ માટે તક મળી રહે — એ પણ દૃષ્ટિબિંદુ રાખવામાં આવ્યું હતું. બ્રિટિશ સરકારની દરખાસ્તો, ઉપર જણાવેલાં ધ્યેયોની દૃષ્ટિએ અપૂર્ણ જણાઈ હતી, છતાં સમિતિએ એ દરખાસ્તોના તમામ પ્રકારો એ કારણે વિચારી જોયા હતા કે, સમિતિની ઇચ્છા હિંદના પ્રશ્નનો શાંતિભર્યો ઉકેલ કાઢવાની અને હિંદ તથા ઇંગ્લન્ડ વચ્ચેની અથડામણનો અંત લાવવાની હતી.

મહાસભા જે પ્રકારની આઝાદી હાંસલ કરવા માગે છે તે સંયુક્ત અને લોકશાહી હિંદના સમવાયતંત્રની સ્થાપના છે. એ સમવાયતંત્ર વિશ્વનાં તમામ રાષ્ટ્રોનું સન્માન પામશે. તેમાં મધ્યસ્થ સત્તા રહેશે અને પ્રાંતોને વધુમાં વધુ સ્વશાસનનો અધિકાર હશે. દેશનાં તમામ સ્ત્રીપુરુષોને સરખા હક હશે. દરખાસ્તોમાં સૂચવેલી મધ્યસ્થ સત્તાની મર્યાદા, તેમ જ પ્રાંતોના જૂથવાર જોડાણુંની પદ્ધતિથી આખું તંત્ર નબળું પડતું હતું અને સરહદ પ્રાંત તથા આસામ જેવા પ્રાન્તોને તેમ જ શીખો જેવી લઘુમતીઓને અન્યાય થતો હતો. આમ છતાં સમિતિને લાગ્યું હતું કે, દરખાસ્તોની સમગ્ર રીતે વિચારણા કરીએ તો, મધ્યસ્થ સત્તાને વિસ્તારવા તથા મજબૂત બનાવવા માટે, જોડાણની બાબતમાં પોતાની ઇચ્છા મુજબ વર્તવાના હકની પ્રાંતોને બાંયધરી આપવા માટે અને બીજી કોઈ સ્થિતિમાં જેમને નુકસાન થઈ બેસે તેવી લઘુમતિઓને રક્ષણ આપવા પૂરતો અવકાશ છે.

સમિતિ તરફથી બીજા પણ કેટલાક વાંધા ઉઠાવવામાં આવ્યા હતા. તે વાંધાઓમાં બંધારણ ઘડવામાં બિન-હિંદીઓ કશો ભાગ લે તેવી શક્યતા સામેનો વાંધો ખાસ હતો. જો કોઈ પણ બિન-હિંદી લોકપ્રતિનિધિસભાની ચૂંટણીમાં ઊભા રહેવામાં કે મત આપવામાં ભાગ લે તો ૧૬ મી મેના નિવેદનના શબ્દો અને ભાવનાનો ભંગ થાય એ સ્પષ્ટ છે. ૧૬ મી જૂનની જાહેરાતમાંની વચગાળાની સરકારને લગતી દરખાસ્તમાં જે ખામીઓ છે તે મહાસભાને માટે ખૂબ મહત્ત્વની છે. તેમાંની કેટલીક રાષ્ટ્રપતિના ૨૫ મી જૂનના વાઇસરૉય પરના પત્રમાં બતાવવામાં આવી હતી. વચગાળાની સરકારને સંપૂર્ણ આઝાદી તરફ દોરી જતી સંપૂર્ણ સ્વતંત્ર સરકાર તરીકે સત્તા અને જવાબદારી હોવી જોઈએ અને કાયદામાં નહિ તો વાસ્તવમાં પણ તેણે સ્વતંત્ર સરકાર તરીકે કામ કરવું જોઈએ.

આવી સરકારના સભ્યો માત્ર પ્રજાને જ જવાબદાર હોઈ શકે, કોઈ પણ બાહ્ય સત્તાને નહિ જ. વચગાળાની કે બીજી કોઈ સરકારની રચનામાં

મહાસભાવાદીઓ મહાસભાનું રાષ્ટ્રીય સ્વરૂપ કદી પણ છોડી શકે નહિ કે કૃત્રિમ અગર અન્યાયી સમાન સંખ્યાનું ધોરણ સ્વીકારી શકે નહિ અથવા તો કોઈ કોમી જૂથને 'વીટો' ની સત્તા આપવા સંમત થઈ શકે નહિ. ૧૬ મી જૂનની જાહેરાતમાં સૂચવાયેલી વચગાળાની સરકારની રચના અંગેની દરખાસ્તો કાર્યવાહક સમિતિ સ્વીકારી શકે તેમ નથી.

આમ છતાં, કાર્યવાહક સમિતિએ એવો નિર્ણય કર્યો છે કે, આઝાદ, સંયુક્ત ને લોકશાહી હિંદનું બંધારણ ઘડવાની દૃષ્ટિએ મહાસભા સૂચવાયેલી લોકપ્રતિનિધિસભામાં જોડાશે.

લોકપ્રતિનિધિસભામાં મહાસભા જોડાય તે માટે કાર્યવાહક સમિતિ સંમતિ આપે છે અને પોતાનો અભિપ્રાય જણાવે છે કે, પ્રતિનિધિત્વ ધરાવતી અને જવાબદાર વચગાળાની સરકાર વહેલામાં વહેલી તકે રચાય તે અગત્યનું છે. એકહથ્થુ સત્તાવાળી તેમ જ પ્રતિનિધિત્વ વગરની સરકાર ચાલુ રહેવાથી ભૂખે મરતી આમજનતાની યાતના તથા વધેલા અસંતોષમાં માત્ર વધારો જ થઈ શકે. તેથી લોકપ્રતિનિધિસભાનું કાર્ય પણ જોખમમાં મુકાશે, કારણ કે તે સભા સ્વતંત્ર વાતાવરણમાં જ કામ કરી શકે.

### દિલ્હી (૨૩–૪ સપ્ટેમ્બર, ૧૯૪૬)

વચગાળાની સરકાર — વચગાળાની રાષ્ટ્રીય સરકાર રચવા માટે વાઇસરૉયે આપેલા આમંત્રણનો સ્વીકાર કરવા સંબંધમાં કારોબારી સમિતિએ પ્રમુખશ્રીને આપેલી સૂચના ઉપર વિચાર કરીને, મહાસમિતિ તેને મંજૂર રાખે છે. અને તેવી સરકાર રચવા માટે ત્યાર પછી લીધેલાં પગલાંને બહાલ રાખે છે.

### દિલ્હી (તા. ૫–૬ જાન્યુઆરી, ૧૯૪૭)

### તા. ૬–૧૨–૪૬ નું બ્રિટિશ સરકારનું નિવેદન

મહાસમિતિ ગયા નવેમ્બરમાં મહાસભાના મેરઠ અધિવેશનથી માંડીને દેશમાં બનેલા બનાવો, બ્રિટિશ સરકારનું ૬ઠ્ઠી ડિસેમ્બરનું નિવેદન અને ૨૨મી ડિસેમ્બરનું કારોબારી સમિતિનું નિવેદન વગેરે ઉપર વિચારણા ચલાવીને મહાસભાવાદીઓને નીચે મુજબ સલાહ આપે છે. મહાસમિતિ ૧૯૪૬ ના ૨૨ મી ડિસેમ્બરના કારોબારી સમિતિના નિવેદનને મંજૂર રાખે છે અને એમાં જે અભિપ્રાય વ્યક્ત કરવામાં આવ્યો છે તેની સાથે સંમત થાય છે.

ચર્ચાત્મક પ્રશ્નનો અર્થ ઘટાવવા અંગેની બાબત સમવાયી અદાલત સમક્ષ લઈ જવામાં મહાસભા જો કે હંમેશ સંમત થઈ છે, છતાં બ્રિટિશ

સરકાર વતી તાજેતરમાં જે જાહેરાતો બહાર પાડવામાં આવી છે. તેનાથી સમવાયી અદાલતમાં જવાનું અર્થહીન અને અનિચ્છનીય બને છે. સંબંધ ધરાવતા પક્ષો સમવાયી અદાલતનો ચુકાદો માન્ય રાખવા કબૂલ થાય તો એવા સર્વસંમત પાયા ઉપર જ સમવાયી અદાલતમાં આવો પ્રશ્ન લઈ જવાય.

મહાસમિતિનો એવો મક્કમ અભિપ્રાય છે કે, મુક્ત અને આઝાદ હિંદનું બંધારણ શક્ય એવી વ્યાપક સંમતિના પાયા ઉપર હિંદના લોકોએ જ ઘડી કાઢવું જોઈએ. બહારની કોઈ પણ સત્તાની દરમ્યાનગીરી હોવી ન જોઈએ અને કોઈ પણ પ્રાંત અથવા તો પ્રાંતના ભાગને બીજો પ્રાંત કોઈ ફરજ પાડી શકશે નહિ. કેટલાક પ્રાંતો — ખાસ કરીને આસામ, સરહદ પ્રાંત, બલુચિસ્તાન અને પંજાબના શીખો માટે બ્રિટિશ કૅબિનેટ મિશનની ૧૬મી મેની યોજનાથી તથા ખાસ કરીને ૬ઠ્ઠી ડિસેમ્બરના બ્રિટિશ સરકારના નિવેદનમાં જે મુશ્કેલીઓ બતાવવામાં આવી છે તેને મહાસમિત પીછાને છે અને તેની કદર કરે છે.

મહાસભા સંબંધ ધરાવતી પ્રજાની ઇચ્છા વિરુદ્ધ આવી કોઈ ફરજ લાદવામાં ભાગીદાર થઈ શકે નહિ. આ સિદ્ધાન્ત તો બ્રિટિશ સરકારે પોતે પણ સ્વીકાર્યો છે.

તમામ્ સંબંધ ધરાવતા પક્ષોની શુભેચ્છાથી સ્વતંત્ર હિંદનું બંધારણ ઘડવાનું કામ લોકસભા આગળ ધપાવે એ જોવા મહાસમિતિ આતુર છે; અને જુદા જુદા અર્થ ઘટાવવાને કારણે જે મુશ્કેલીઓ ઊભી થવા પામી છે તે દૂર કરવાના હેતુથી મહાસમિતિ એવી સલાહ આપે છે કે, વિભાગોમાં જે પદ્ધતિ અખત્યાર કરવાની છે તે બાબતમાં બ્રિટિશ સરકારે જે અર્થ કર્યો છે તેને અનુસરીને કાર્ય કરવું.

આમ છતાં એ સાફ સમજાઈ જવું જોઈએ કે, આમાં કોઈ પણ પ્રાંતને ફરજ પાડવાનો સમાવેશ થવો જોઈએ નહિ, અને પંજાબના શીખોના હકો જોખમાવા જોઈએ નહિ. આવી જો કોઈ પણ ફરજ પાડવાનો પ્રયાસ કરવામાં આવશે તો કોઈ પણ પ્રાંત અગર તો પ્રાંતના ભાગને સંબંધ ધરાવતી પ્રજાની ઇચ્છાનો અમલ કરવા ઠીક લાગે તેવાં પગલાં લેવાનો હક રહેશે. ભવિષ્યનાં પગલાંનો આધાર જે બનાવો બનશે તેના ઉપર રહેશે. તેથી કરીને જરૂર પડે ત્યારે પ્રાંતિક સ્વરાજના મૂળભૂત સિદ્ધાન્તને ધ્યાનમાં રાખીને, જરૂર પડે તેમ સલાહ આપવાનું કારોબારી સમિતિને મહાસમિતિ સૂચન કરે છે.

## બ્રિટિશ સરકારની તા. ૨૦ ફેબ્રુઆરી, ૧૯૪૭ની જાહેરાત ઉપર મહાસભાની કાર્યવાહક સમિતિનો ઠરાવ

(નવી દિલ્હી તા. ૬ થી ૮ માર્ચ, ૧૯૪૭)

૧૯૪૮ ના જૂન સુધીમાં સત્તાની આખરી ફેરબદલી કરવાના તેમ જ તે હેતુ પાર પાડવા માટે આગળથી પગલાં લેવાના ચોક્કસ બ્રિટિશ ઇરાદાઓ વ્યક્ત કરતી બ્રિટિશ સરકાર વતી કરવામાં આવેલી જાહેરાતને મહાસભાની કાર્યવાહક સમિતિ આવકાર આપે છે.

સત્તાની ફેરબદલી સરળ બને તે માટે સનંદી નોકરો અને સરકારી વહીવટ પરના અસરકારક અંકુશ સાથે વચગાળાની સરકારને વહેવારમાં સાંસ્થાનિક સરકાર તરીકે સ્વીકારવી જોઈએ. તેમ જ વાઇસરૉય અને ગવર્નર જનરલે સરકારના બંધારણીય વડા તરીકે રહેવું જોઈએ. મધ્યસ્થ સરકારે ખચીતપણે સંપૂર્ણ સત્તા અને જવાબદારીવાળા એક પ્રધાનમંડળ તરીકે કામ કરવું જોઈએ. બીજી કોઈ પણ વ્યવસ્થા હેઠળ સારો વહીવટ થઈ શકે તેમ નથી. ખાસ કરીને રાજદ્વારી અને આર્થિક કટોકટીથી ભરપૂર એવા સંક્રાન્તિકાળમાં તે શક્ય નથી.

મહાસભાએ ૧૯૪૬ ના મેની ૧૬ મી તારીખની બ્રિટિશ મંત્રીમિશનની યોજના ક્યારનીય સ્વીકારી છે; અને વળી બ્રિટિશ પ્રધાન મંડળે ૧૯૪૬ના ડિસેમ્બરની ૬ઠ્ઠી તારીખે તેનો જે અર્થ ઘટાવ્યો છે, તેનો પણ સ્વીકાર કર્યો છે. તે અનુસાર જ લોકસભાનું કામ ચાલે છે; અને તેનું કામ આગળ ધપાવવા જુદી જુદી સમિતિઓ નીમવામાં આવી છે. આ કામ હવે જલદીથી આગળ વધે એ જરૂરનું છે, જેથી સત્તાની આખરી ફેરબદલી સરળ બનાવવા માટે જાહેર કરેલી મુદતની અંદર હિંદી સંઘ અને તે સાથે સંકળાયેલા એકમોનું છેવટનું બંધારણ તૈયાર કરી શકાય અને અમલમાં મૂકી શકાય.

આ સમિતિ લોકસભામાં જોડાવાના સંખ્યાબંધ રાજ્યોના નિર્ણયને આવકાર આપે છે અને વિશ્વાસ રાખે છે કે, હિંદી સંઘનું બંધારણ ઘડી કાઢવાના આ કાર્યમાં બધાં રાજ્યો અને તેના લોકોનું સારા પ્રમાણમાં પ્રતિનિધિત્વ હશે. સમિતિ ફરીથી લોકસભામાં ચૂંટાયેલા મુસ્લિમ લીગના પ્રતિનિધિઓને આ ઐતિહાસિક કાર્યમાં જોડાવાનું આમંત્રણ આપે છે.

લોકસભાનું કામ ખસૂસ કરીને રાજીખુશીનું છે. આ સમિતિએ વારંવાર એમ જણાવેલું છે કે, હિંદનું બંધારણ ઘડી કાઢવામાં કોઈ પણ જાતની જબરજસ્તી હોઈ શકે નહીં અને હોવી પણ ન જોઈએ. જબરજસ્તી કે દમનની બીતિમાંથી જ અવિશ્વાસ-અને વહેમ તેમ જ ઝઘડાનો ઉદ્ભવ થયો છે. જો આ બીતિ જતી રહે—અને તે જવી જ જોઈએ—તો હિંદનું

ભાવિ નક્કી કરવાનું સહેલું થઈ પડશે, જેથી કરીને બધી કોમોના હકોને રક્ષણ અને બધાંને સમાન તક મળશે. એવું સ્પષ્ટ કરવામાં આવ્યું છે કે, લોકસભાએ ઘડેલું બંધારણ જે વિસ્તારો તેનો સ્વીકાર કરે તેમને જ માત્ર તે લાગુ પડશે. એવું પણ જાણી લેવું જોઈએ કે, કોઈ પણ પ્રાંત કે પ્રાંતનો કોઈ ભાગ બંધારણ સ્વીકારે અને હિંદી સંઘમાં જોડાવાની ઇચ્છા દર્શાવે તો તેને તેમ કરતાં કોઈ રોકી શકે નહિ. આમ બન્ને તરફથી જબરજસ્તી હોવી જોઈએ નહિ, અને લોકો પોતે જ પોતાનું ભાવિ નક્કી કરી લેશે. વધુમાં વધુ સંમતિવાળા લોકશાહી નિર્ણયો કરવાની આ એક જ માત્ર શાંતિભરી અને સહકારભરી પદ્ધતિ છે.

આ પળે, જ્યારે આખરી નિર્ણયો કરવાના છે અને હિંદીઓને હાથે હિંદનું ભાવિ ઘડાવાનું છે ત્યારે આ સમિતિ બધા પક્ષો અને જૂથોને તથા સામાન્ય રીતે સર્વે હિંદીઓને ખરા અંતઃકરણપૂર્વક વિનંતી કરે છે કે, તેમણે હિંસાત્મક અને દમનકારક પદ્ધતિઓ છોડી દેવી જોઈએ અને બંધારણ ઘડવામાં શાંતિપૂર્વક અને લોકશાહી રીતે સહકાર આપવો જોઈએ. નિર્ણય કરવાનો સમય આવી પહોંચ્યો છે. કોઈ પણ તેને અટકાવી શકે નહિ, તેમ બાજુમાં ઊભો રહીને તેનાથી અલિપ્ત રહી શકે નહિ. જૂના યુગનો અંત હવે હાથવેંતમાં છે અને નવો યુગ તરત જ શરૂ થનાર છે. માટે ધિક્કાર અને કુસંપને ભૂતકાળની સ્મૃતિમાં દાટીને નવા યુગના આ પ્રભાતમાં બહાદુરીથી આપણે પ્રવેશ કરીએ એવી સ્થિતિ પેદા કરો.

### પંજાબના બનાવો

છેલ્લા સાત માસ દરમિયાન ઘણા ભયંકર અને કરુણ બનાવો બની ગયા છે. ઘાતકી હિંસા, ખૂન અને ધાકધમકીથી રાજકીય હેતુઓ પાર પાડવાના પ્રયાસમાં આવી પ્રદ્ધતિઓનો આશરો લેવામાં આવેલ છે. આવા તમામ પ્રયાસો જેમ નિષ્ફળ ગયા વિના રહેતા નથી તેમ આ પણ નિષ્ફળ ગયા છે. અને માત્ર વધારે મોટી હિંસા અને ખૂનરેજી તરફ દોરી ગયા છે.

પંજાબ અત્યાર સુધી આ ચેપમાંથી બચી ગયું હતું. ત્યાં પણ ૭ અઠવાડિયાં ઉપર એક પ્રજાકીય પ્રધાનમંડળ, જેના ઉપર બંધારણપૂર્વક હુમલો કરી શકાય તેમ નહોતું, તેને દમદાટી આપવા અને તોડી પાડવા માટે, ઉચ્ચ સત્તા ધરાવતા કેટલાક માણસોના ટેકાથી ચળવળ કરવામાં આવી અને તેને અમુક પ્રમાણમાં સફળતા મળી. ત્યાં ચળવળ કરનાર પક્ષના વર્ચસવાળું પ્રધાનમંડળ રચવાનો પ્રયાસ કરવામાં આવ્યો. તેનો બીજા પક્ષોએ કટ્ટર રીતે સામનો કર્યો અને તેમાંથી વધારે બહોળા પ્રમાણમાં

હિંસાના બનાવો બન્યા. પરિણામે પારાવાર ખૂનરેજી અને લૂંટફાટ થવા પામી છે અને અમૃતસર તથા મુલતાન ભયંકરતાઓ અને વિનાશનાં દશ્ય બન્યાં છે.

આ કરુણ બનાવોએ બતાવી આપ્યું છે કે, પંજાબના પ્રશ્નનું સમાધાન હિંસા અને દમદાટીથી થઈ શકવાનું નથી. અને દમદાટીના પાયા પરની કોઈ પણ વ્યવસ્થા લાંબો સમય ટકવાની નથી. આથી કરીને એવો કોઈ પણ માર્ગ શોધી કાઢવો જોઈએ, જેથી કોઈ પણ વિભાગના લોકોને ઓછામાં ઓછું ફરજ પાડવાપણું હોય.

આને માટે પંજાબને બે ભાગમાં વહેંચી દેવાની આવશ્યકતા છે, જેથી મુસ્લિમોની બહુમતીવાળા વિભાગોને બિનમુસ્લિમોની બહુમતીવાળા વિભાગોથી જુદા પાડી દેવામાં આવે. આ સમિતિ આ ઉકેલની ભલામણ કરે છે, જે સંબંધ ધરાવતી તમામ કોમોને લાભદાયી થઈ પડશે અને એક બીજા વચ્ચેનાં ઘર્ષણ અને વહેમને કમી કરશે એમ સમિતિ માને છે.

સમિતિ પંજાબના લોકોને આગ્રહપૂર્વક અરજ કરે છે કે, ત્યાં ચાલી રહેલી ખૂનરેજી અને જંગલીપણાનો તેઓ અંત લાવે અને કોઈ પણ મુખ્ય જૂથને જેમાં ફરજ પાડવાપણું ન હોય અને જે ઘર્ષણનાં કારણોને અસરકારક રીતે દૂર કરે એવો કોઈ ઉકેલ કાઢવાના નિર્ધારપૂર્વક આ કરુણ પરિસ્થિતિનો સામનો કરે.

**અખિલ હિંદ મહાસભા સમિતિ, દિલ્હી તા. ૧૪-૧૫ જૂન, ૧૯૪૭**
**જૂન ૩ ની બ્રિટિશ યોજનાનો સ્વીકાર**

ગયા જાનેવારી માસમાં મળેલી મહાસમિતિની છેલ્લી બેઠક પછી અત્યાર સુધીમાં બની ગયેલા બનાવોની અને વિશેષે કરીને ૧૯૪૭ ની ૨૦ મી ફેબ્રુઆરી તથા ત્રીજી જૂને બ્રિટિશ સરકાર વતી બહાર પાડવામાં આવેલાં નિવેદનોની મહાસમિતિએ કાળજીપૂર્વક વિચારણા કરી છે. આ ગાળામાં કારોબારીએ પસાર કરેલા ઠરાવોને આ સભા બહાલી આપે છે.

આવતા ઑગસ્ટ માસ સુધીમાં હિંદી પ્રજાને સંપૂર્ણ સત્તા સોંપી દેવાના બ્રિટિશ સરકારના નિર્ણયને આ સભા આવકાર આપે છે.

મહાસભાએ ૧૯૪૬ ના મેની ૧૬મી તારીખનું બ્રિટિશ મંત્રીમિશનનું વિવેચન તેમ જ એ પછી ૧૯૪૬ ની ૬ઠ્ઠી ડિસેમ્બરે તે યોજનાના ઘટાવેલા અર્થનો સ્વીકાર કર્યો હતો. અને મંત્રીમિશનની યોજના અનુસાર ઘડાયેલી લોકસભામાં મહાસભાના પ્રતિનિધિઓ કામ કરી રહ્યા છે. તે સભા છ માસથી વધુ સમયથી કામ કરી રહી છે અને તેણે એક સ્વતંત્ર સર્વોપરી

પ્રજાસત્તાક તેમ જ ન્યાયયુક્ત, સામાજિક અને આર્થિક વ્યવસ્થા સ્થાપવાનું પોતાનું ધ્યેય જાહેર કરી દીધું છે. એટલું જ નહિ, પરંતુ તમામ હિંદીઓને સ્વતંત્રતા અને તકોની સમાનતાની બાંયધરી આપતા મૂળભૂત હકોના ધોરણે સ્વતંત્ર હિંદી સંઘનું બંધારણ ઘડવામાં ભારે પ્રગતિ કરી છે.

પરંતુ ૧૬મી મેની યોજનાનો સ્વીકાર કરવાના તેમ જ લોકસભામાં ભાગ લેવાના મુસ્લિમ લીગના ઇનકારના કારણે તેમ જ 'કોઈ પણ પ્રાદેશિક એકમની પ્રજાને તેમની ઇચ્છા વિરુદ્ધ હિંદી સંઘમાં ફરજિયાત રાખવાની દૃષ્ટિએ મહાસભા વિચાર કરી શકે નહી'' એવી તેની નીતિના કારણે, મહાસમિતિ તા. ત્રીજી જૂનની જાહેરાતમાં કરવામાં આવેલી દરખાસ્તો કે જેમાં લાગતાવળગતા લોકોની ઇચ્છા જાણવા માટેની પદ્ધતિ રજૂ કરવામાં આવી છે તેનો સ્વીકાર કરે છે.

હિંદની એકતા ટકાવી રાખવી જોઈએ એમ મહાસભાએ હંમેશાં પ્રતિપાદન કર્યું છે. સાઠથી વધુ વર્ષો પર મહાસભાની સ્થાપના થઈ ત્યારથી આજ સુધી મહાસભાએ આઝાદ અને સંયુક્ત હિંદ માટે જહેમત ઉઠાવી છે અને આ મહાન ધ્યેય માટે આપણા કરોડો લોકોએ સહન કર્યું છે.

કેવળ છેલ્લી બે પેઢીઓએ આપેલા ભોગો નહિ પણ લાંબા સમયનો હિંદનો ઇતિહાસ અને તેની પ્રણાલિકા પણ આ જરૂરી એકતાની સાબિતી આપે છે. ભૂગોળ, પર્વતો અને સમુદ્રોએ પણ હિંદને તેવું જ ઘડયું છે અને કોઈ માનવીશક્તિ એ આકાર બદલી શકે તેમ નથી કે તેના અંતિમ ભાવિના માર્ગમાં આવી શકે તેમ નથી. આર્થિક સંજોગો અને આંતરરાષ્ટ્રીય બનાવો પણ આગ્રહપૂર્વક હિંદની એકતાને આવશ્યક બનાવે છે. આપણે હિંદનું જે ચિત્ર કલ્પવાનું શીખ્યા છીએ તે આપણા મનમાંથી અને હૃદયમાંથી ખસવાનું નથી. મહાસમિતિને પૂરેપૂરી શ્રદ્ધા છે કે, હાલનું ઝનૂન શાંત પડશે ત્યારે હિંદના પ્રશ્નોને તેની યોગ્ય દૃષ્ટિથી અવલોકવામાં આવશે અને હિંદમાં બે રાષ્ટ્રોના ખોટા સિદ્ધાન્તમાંથી વિશ્વાસ ઊઠી જશે અને બધા તેને ફગાવી દેશે.

૧૯૪૭ના ત્રીજી જૂનની દરખાસ્તોથી હિંદમાંથી દેશના અમુક ભાગો અલગ થવાનો સંભવ છે. આ પ્રત્યે ભલે ગમે તેટલો ખેદ વ્યક્ત કરવામાં આવે છતાં મહાસમિતિ હાલના સંજોગોમાં આ શક્યતાને સ્વીકારી લે છે.

'આપણી આઝાદી જો કે હાથવેંતમાં છે છતાં સમય ઘણો કપરો છે. અને હિંદની પરિસ્થિતિ પર બારીક દેખરેખ રાખવાની જરૂર છે. તથા હિંદની આઝાદીની જેમને દરકાર છે તેવા તમામ પાસેથી સંયુક્ત

મોરચો માગી લે છે. આ કટોકટીના અને ફેરફારના સમયે જ્યારે દેશદાઝ વગરનાં અને સમાજવિરોધી બળો હિંદને અને તેની આઝાદીના ધ્યેયને હાનિ પહોંચાડવા પ્રયત્ન કરી રહ્યાં છે ત્યારે મહાસમિતિ દરેક મહાસભાવાદીને અપીલ કરે છે કે, તમારા મામૂલી મતભેદો અને ઝઘડા વીસરી જજો અને હિંદની આઝાદીના ધ્યેયની સેવા કરવા તથા જેઓ તેને હાનિ પહોંચાડવા માગતા હોય તેવા તમામથી તમારી સઘળી તાકાત વડે તેનું રક્ષણ કરવા માટે જાગ્રત, શિસ્તબદ્ધ અને કટિબદ્ધ બનીને ખડા રહેજો.

### દેશી રાજ્યો

મહાસમિતિ લોકસભાના કામકાજમાં ઘણાં દેશી રાજ્યોએ આપેલા સહકારને આવકારે છે.

સમિતિ એવી આશા રાખે છે કે, બાકીનાં દેશી રાજ્યો જે લોકસભામાં જોડાયાં નથી તે પણ આઝાદ હિંદનું બંધારણ ઘડવાના કામમાં પોતાનો સહકાર આપશે કે જેમાં, દેશી રાજ્યોનાં એકમોને હિંદી સંઘનાં બીજાં એકમો જેટલા જ સરખા હકો અને સ્વતંત્રતા મળશે.

બંધારણીય ફેરફારોમાં દેશી રાજ્યોનું સ્થાન શું છે એ અંગેની ચોખવટ ૧૯૪૬ ની ૧૨મી મેના મંત્રીમિશનના ખરીતામાં અને ૧૬મી મેના સરકારના નિવેદનમાં કરવામાં આવી છે. ૧૯૪૭ના જૂનની ત્રીજી તારીખના બ્રિટિશ સરકારના નિવેદનથી તેમાં કંઈ ઉમેરો કરવામાં આવ્યો નથી. ઉપરની જાહેરાતોમાં દર્શાવેલી યોજના મુજબ, હિંદી સંઘ એ હિંદના પ્રાન્તો અને દેશી રાજ્યોનું બનેલું હશે અને સત્તાની ફેરબદલી થતાં સર્વોપરીપણાનો અંત આવશે. જો કોઈ રાજ્ય હિંદી સંઘ સાથે જોડાશે નહિ તો તેની સાથે બીજી કોઈ વ્યવસ્થા કરી લેશે. જાહેરાતમાં એમ પણ જણાવવામાં આવ્યું છે કે, દેશી રાજ્યો તરફથી બ્રિટિશ સરકારને એવી જાણ કરવામાં આવી છે કે, તેઓ પોતાના હિતની ખાતર તેમ જ સમગ્ર દેશના હિતની દૃષ્ટિએ નવા બંધારણના ઘડતરમાં પોતાનો ફાળો આપવા અને એ બંધારણ તૈયાર થયા પછી તેમાં પોતાનું યોગ્ય સ્થાન લેવા માગે છે.

વધુમાં એવી પણ આશા વ્યક્ત કરવામાં આવી છે કે, જુદાં જુદાં દેશી રાજ્યો જેઓ હજી આ મુજબ વર્ત્યાં નથી તેઓ પ્રજાના પ્રતિનિધિત્વવાળી સંસ્થાઓ દ્વારા પોતાનાં રાજ્યોમાં જાહેર પ્રજામત સાથે સતત અને નિકટના સંસર્ગમાં રહેવા માટે સક્રિય પગલાં ભરશે. એવું પણ સૂચન કરવામાં આવ્યું છે કે, દેશી રાજ્યો અને બ્રિટિશ સરકાર વચ્ચેની ચાલુ

વ્યવસ્થા નવી વ્યવસ્થા ઊભી ન થાય ત્યાં સુધી સહિયારી બાબતો અંગે ચાલુ રહેશે. પ્રજાના પ્રતિનિધિત્વવાળી સંસ્થાઓ સ્થાપવા સંબંધમાં કેટલાંક રાજ્યોમાં થોડી પ્રગતિ કરવામાં આવી છે તે ખ્યાલમાં લેવા છતાં મહાસમિતિને દિલગીરી થાય છે કે, મંત્રીમિશનની જાહેરાત બાદ છેવટના કટોકટીભર્યાં વર્ષમાં આ પ્રગતિ ઘણી મર્યાદિત રહી છે. હિંદીઓના હાથમાં સંપૂર્ણ સત્તાની સોંપણી થનાર હોવાથી આગામી બે માસમાં જે મૂળભૂત ફેરફારો દેશમાં થવાના છે તે જોતાં એ ઘણું મહત્ત્વનુ છે કે, રાજ્યોની અંદર જવાબદાર રાજતંત્રની સ્થાપના તરફ ઝડપથી પ્રયાણ થવું જોઈએ. મહાસમિતિને વિશ્વાસ છે કે, હિંદમાં ઝડપથી પલટાતી જતી પરિસ્થિતિ સાથે સુસંગત રહેવા માટે તમામ રાજ્યો પોતાના રાજ્યમાં આ ફેરફાર કરી દેશે અને સાથોસાથ પોતાની પ્રજામાં સંતોષ અને આત્મવિશ્વાસ પેદા કરશે.

બ્રિટિશ સરકારે જે રીતે વ્યાખ્યા કરી છે અને અર્થ ઘટાવ્યો છે, તે મુજબના સર્વોપરિતાના સિદ્ધાન્ત સાથે સમિતિ સંમત થતી નથી. કદાચ તે સ્વીકારવામાં આવે તોપણ સર્વોપરિપણાની મર્યાદા આંકવી જરૂરી છે.

સર્વોપરિતાનો અંત આવતાંની સાથે હિંદી સરકાર અને દેશી રાજ્યો વચ્ચે જે હકો, ફરજો અને અધિકારો પ્રવર્તે છે તેની ઉપર અવળી અસર થવી જોઈએ નહિ. આ હકો અને ફરજોનો અલગ વિચાર થવો જોઈએ અગર તેમની પુનર્તપાસ થવી જોઈએ યા તો પરસ્પર સમજૂતીથી તેમાં ફેરફાર કરવો જોઈએ.

સર્વોપરિતાના અંતની સાથે હિંદી સરકાર અને દેશી રાજ્યો વચ્ચેના સંબંધોનો અંત આવવો જોઈએ નહિ. સર્વોપરિતાના આવા અંતથી રાજ્યો સ્વતંત્ર થઈ શકે નહિ. ૧૯૪૬ ના મેની ૧૨મી અને ૧૬મીની જાહેરાતોમાં વ્યક્ત કરેલી ભાવના તેમ જ, વિશ્વભરમાં પ્રજાના સ્વીકૃત હકો જોતાં એ સ્પષ્ટ છે કે, રાજ્યની પ્રજાનો તેમને લગતા નિર્ણયમાં અવાજ હોવો જોઈએ. એમ સ્વીકારાયેલું છે કે, સર્વસત્તા પ્રજામાં રહેલી છે. એટલે જો સર્વોપરિતાનો અંત આવે અને રાજ્ય તથા તાજ વચ્ચેના સંબંધો નાબૂદ થાય તો તેથી પ્રજાના મૂળભૂત હકો પર અવળી અસર થઈ શકે નહિ.

સર્વોપરિતા નીચે ભૂતકાળમાં થયેલી વ્યવસ્થામાં સમગ્ર હિંદની સલામતીનો સમાવેશ થતો હતો. એ સલામતીના હિત ખાતર રાજ્યના અધિકારીઓની સત્તા મર્યાદિત કરતી અને સાથે સાથે તેને રક્ષણ આપતી કેટલીક ગોઠવણો કરવામાં આવી હતી.

હિંદની સલામતીના અને બીજા પ્રશ્નો ભૂતકાળમાં હતા તેટલા જ મહત્ત્વના આજે પણ છે અને રાજ્યોનું ભાવિ નક્કી કરવામાં તેની અવગણના થઈ શકે નહિ.

હિંદના કોઈ પણ રાજ્યનો બાકીના હિંદથી છૂટા પડીને સ્વતંત્ર થવાનો હક મહાસમિતિ સ્વીકારી શકે નહિ. એમ કરવું એ હિંદનો
૫ ઇતિહાસ અને હિંદી પ્રજાના ધ્યેયનો ઇનકાર કરવા જેવું થાય.

મહાસમિતિને વિશ્વાસ છે કે, રાજાઓ આજની પરિસ્થિતિને પિછાનશે અને તેમની પ્રજાના સંપૂર્ણ સહકાર સાથે લોકશાહી એકમ તરીકે હિંદી સંઘમાં દાખલ થશે અને એ રીતે તેમની પોતાની પ્રજા તેમ જ સમગ્ર હિંદની સેવા કરશે.

## દિલ્હી તા. ૧૫ થી ૧૭ નવેમ્બર ૧૯૪૭

परदेशी राज्यनो अंत — હિંદમાંથી પરદેશી અમલ દૂર કરીને મુક્ત અને સ્વતંત્ર રાજ્યની અને લોકોને જવાબદાર રાજતંત્રની સ્થાપના કરવામાં આવી છે, તેને મહાસમિતિ આવકાર આપે છે. આઝાદીની પ્રાપ્તિ એ હિંદી રાષ્ટ્રીય મહાસભાની લાંબી લડતના અને હિંદી પ્રજાની યાતનાઓ અને વિટંબણાઓના પરિણામરૂપે છે. આઝાદી તેની સંગાથમાં નવો બોજો અને નવા પ્રશ્નો તથા જવાબદારી લાવે છે.

મહાસભાએ પોતાની લાંબી કારકિર્દીમાં જે જાતના સ્વરાજની કલ્પના કરી હતી તેવું સ્વરાજ મળ્યું નથી. તેના આગમનની સાથે દેશના અમુક ભાગો જુદા પડ્યા છે અને કદી ન જોયાં હોય તેવાં તોફાનો ફાટી નીકળ્યાં છે. આઝાદ હિંદનો જન્મ થયો ન થયો તેવામાં જ દેશ પર ગંભીર કટોકટી આવી પડી અને દેશના ભલા નામને કલંક લાગે તેવા બનાવો બન્યા. અને શબ્દોમાં ન વર્ણવી શકાય તેવા કરુણ સંજોગોમાં સંખ્યાબંધ નિર્દોષ લોકો ઘરબાર વિનાનાં થઈ ગયાં અને ઘણાંય મરણ પામ્યાં. પશ્ચિમ પંજાબ, સરહદ પ્રાંત, બલુચિસ્તાન, પૂર્વ પંજાબ અને તેની બાજુના પ્રદેશોમાં મોટા પાયા પર આગ, લૂંટ અને ખૂનના બનાવો બન્યા છે. તે અમાનુષી કૃત્યોને વખોડી કાઢવા માટે સમિતિને પૂરતા શબ્દો જડતા નથી, પછી તે કૃત્યો ગમે તે કોમનાં માણસોએ કર્યાં હોય. એ મહાભારત કરુણ કથામાં જે જે નિર્દોષો સંડોવાયાં હોય તે સૌને આ સમિતિ પોતાની દિલસોજી પાઠવે છે.

આ કટોકટીની પળે, મહાસભા ફરી પોતાની નીતિ અને શ્રદ્ધા સ્પષ્ટ શબ્દોમાં જાહેર કરે એ જરૂરી છે. સરકારે અને પ્રજાએ તે નીતિમાંથી જરાય ચળવું ન જોઈએ. જોકે મહાસભા દેશના ભાગલામાં સંમત થઈ છે પણ તે એવી આશાએ કે, તેથી આંતરિક કલહો મટી જશે. આ આશા

અત્યાર સુધી ફળી નથી. મહાસભાએ કદી એમ સ્વીકાર્યું નથી કે હિંદમાં બે કે વધુ પ્રજાઓ છે. તેણે મક્કમતાથી માન્યું છે કે, આખા હિંદની પ્રજા એક છે. તે પ્રજા અતૂટ સાંસ્કારિક અને ઐતિહાસિક સંબંધોથી જોડાયેલી છે. તે જોડાણ રાષ્ટ્રની આઝાદીની લડત દરમિયાન વધુ મજબૂત બન્યું છે. એ શ્રદ્ધાના પાયા ઉપર મહાસભાનો રાષ્ટ્રીય સંસ્થા તરીકે વિકાસ થયો, અને તે કોમ કે ધર્મના ભેદભાવ વગર સૌ કોઈને માટે ખુલ્લી રહી. હિંદ એ ઘણા ધર્મો અને ઘણી કોમોનો મુલક છે અને તે એવો જ રહેવો જોઈએ. તેમ છતાં પણ, હિંદમાં મૂળભૂત એકતા હતી અને છે. આખાય મહાન દેશમાં ધર્મના ભેદભાવ વગરનું પ્રજાકીય રાજ્ય સ્થપાય, જેમાં બધાય નાગરિકોને ધર્મના ભેદભાવ વગર રાજ્યનું સરખું રક્ષણ મળે અને બધાય હકો મળે, એવી મહાસભાની નેમ રહી છે. બંધારણસભાએ હિંદના બંધારણના મૂળભૂત સિધ્ધાંત તરીકે આ વસ્તુ સ્વીકારી છે. આથી દરેક હિંદીની ફરજ થઈ પડે છે કે તે તેનું માનપૂર્વક પાલન કરે.

મહાસભા હિંદમાંની લઘુમતી કોમોને ખાતરી આપવા માગે છે કે, તે પોતાની પૂરેપૂરી શક્તિથી, તેમના નાગરિક તરીકેના હકોનું રક્ષણ કરવાનું ચાલુ રાખશે. તે મુજબ મધ્યસ્થ સરકારે તેમ જ સઘળી પ્રાંતિક સરકારોએ, લઘુમતી કોમોનાં બધાં માણસોને અને બધા નાગરિકોને સલામતી મળે અને પ્રગતિ માટે તક મળે તેવા સંજોગો ઊભા કરવા સારુ પૂરેપૂરો પ્રયત્ન કરવો જોઈએ. સઘળા નાગરિકો આઝાદીના લાભો ભોગવે એટલું જ નહિ, પરંતુ તેઓ પણ, આઝાદીની સાથે આવેલો બોજો અને જવાબદારી ઉઠાવે અને ખાસ કરીને હિંદને વફાદાર રહે

મહાસમિતિ સર્વે મહાસભાવાદીઓને અને હિંદના લોકોને આદેશ કરે છે કે, તેઓ મહાસભાના આ સુસ્થાપિત થયેલા સિદ્ધાંતોને વળગી રહે, અને આવેશમાં આવીને કે ખોટા ખ્યાલથી કે બની ગયેલા કરુણ બનાવોથી દોરવાઈ જઈને ખોટે રસ્તે ચઢી ન જાય. હિંદનું કલ્યાણ અને પ્રગતિ હજી સાધવાનાં છે અને તે મહાસભાના આદર્શો અને નીતિને વળગી રહેવાથી જ, અને હિંદનું તથા તેનાં લોકોનું આટલું બધું બૂરું કરનાર ખોટા સિદ્ધાંતોનો વિરોધ કરીને તેમને તિલાંજલિ આપવાથી જ થઈ શકશે.

# પરિશિષ્ટ ૧

## હિન્દી રાષ્ટ્રીય મહાસભાનું બંધારણ

### ૧

[બાંકીપુરમાં ૧૯૧૨ માં ભરાયેલા સત્તાવીસમા અધિવેશનમાં ઠરાવ ૨૦ અનુસાર મંજૂર થયેલું.]

**ધ્યેય**

૧. હિંદી રાષ્ટ્રીય મહાસભાનું ધ્યેય એ છે કે, બ્રિટિશ સામ્રાજ્યનાં સ્વરાજ ભોગવતાં સંસ્થાનોના જેવું રાજબંધારણ હિંદુસ્તાનની પ્રજાએ મેળવવું અને તે સામ્રાજ્યના હક અને જવાબદારીઓમાં સંસ્થાનોના સમાન ભાગીદાર થવું. તે ધ્યેય સાધવા માટે ચાલુ રાજતંત્રમાં સતત કાયદેસર સુધારા કરાવવો, રાષ્ટ્રીય એકતા જગાવવી, જાહેર જીવનને પોષવું અને દેશનાં બૌદ્ધિક અને નૈતિક બળનો, તેમ જ આર્થિક અને ઔદ્યોગિક સાધનોનો વિકાસ કરીને તેમને વ્યવસ્થિત કરવાં.

૨. હિન્દી રાષ્ટ્રીય મહાસભાનો દરેક પ્રતિનિધિ, આ બંધારણની કલમ ૧ માં જણાવ્યા મુજબના મહાસભાના હેતુનો લેખિત સ્વીકાર કરશે અને મહાસભાનાં બંધારણ અને નિયમો અનુસાર વર્તવાની ઇચ્છા પ્રગટ કરશે.

**અધિવેશન**

૩. (ક) હિન્દી રાષ્ટ્રીય મહાસભા સામાન્ય રીતે દર વરસે નાતાલના તહેવારો દરમ્યાન આગલી બેઠકમાં નક્કી કરેલા શહેરમાં મળશે.

(ખ) આ બાબત કંઈ નિર્ણય કરવામાં આવ્યો નહિ હોય તો અખિલ હિંદ મહાસમિતિ તે નક્કી કરશે.

(ગ) મહાસભાની અસાધારણ બેઠક મહાસમિતિ પોતાની મેળે અગર મોટા ભાગની પ્રાંતિક સમિતિઓની માગણી ઉપરથી, તેને યોગ્ય લાગે તે સમયે અને સ્થળે બોલાવશે.

(ઘ) ગંભીર અગર અણધારી પરિસ્થિતિમાં અગર એવા બીજા સંજોગોમાં, મહાસમિતિને મહાસભાના અધિવેશનનું સ્થળ બીજા કોઈ શહેરમાં બદલવાની જરૂર લાગે કે સલાહભર્યું લાગે તો તે તેમ કરી શકશે.

**મહાસભાનાં અંગ**

૪. હિન્દી રાષ્ટ્રીય મહાસભાનાં અંગ નીચે મુજબ રહેશે:

(ક) હિન્દી રાષ્ટ્રીય મહાસભા,

(ખ) પ્રાન્તિક મહાસભા સમિતિ,

(ગ) જિલ્લા મહાસભા સમિતિ,

(ઘ) જિલ્લા મહાસભા સમિતિએ માન્ય કરેલી પેટા-જિલ્લા સમિતિ અગર તાલુકા મહાસભા સમિતિ,

(ઙ) પ્રાન્તિક મહાસભા સમિતિએ માન્ય કરેલાં રાજકીય અગર જાહેર મંડળો,

(ચ) અખિલ હિંદ મહાસભા સમિતિ, (મહાસમિતિ)

(છ) મહાસભાની બ્રિટિશ સમિતિ

(જ) પ્રાન્તિક મહાસભા સમિતિએ વખતોવખત ઊભાં કરેલાં મંડળો જેવાં કે, પ્રાન્તિક અગર જિલ્લાની પરિષદ, અગર વાર્ષિક પરિષદ, અગર મહાસભાની સ્વાગતસમિતિ.

૫. એકવીસ વરસથી ઓછી ઉંમરનો કોઈ પણ માણસ કોઈ પણ પ્રાન્તિક, જિલ્લાની કે બીજી મહાસભાની સમિતિનો સભ્ય થઈ શકશે નહિ; અને તેણે આ બંધારણની કલમ ૧ માં જણાવ્યા મુજબના મહાસભાના હેતુનો લેખિત સ્વીકાર કરવો જોઈશે અને મહાસભાના બંધારણ અને નિયમો અનુસાર વર્તવાની ઇચ્છા દર્શાવવી જોઈશે.

### પ્રાન્તિક મહાસભા સમિતિ

૬. મહાસભાના કામકાજ માટે પ્રાંતમાં કામ કરવા સારુ અને તેને યોગ્ય લાગે તે રીતે પ્રાન્તિક કે જિલ્લાની પરિષદો સારુ નીચેના નવ પ્રાન્તોમાં પ્રાન્તિક મહાસભા સમિતિ રહેશે. તેનું મુખ્ય મથક પ્રાંતના મુખ્ય શહેરમાં રહેશે.

૧. મદ્રાસ ૨. મુંબઈ ૩. સંયુક્ત બંગાળ ૪. સંયુક્ત પ્રાન્તો ૫. પંજાબ (વાયવ્ય સરહદ પ્રાન્ત સાથે) ૬. મધ્ય પ્રાંત ૭. બિહાર અને ઓરીસા ૮. વરાડ ૯. બર્મા.

૭. દરેક પ્રાન્તિક મહાસભા સમિતિ નીચે મુજબ રચવામાં આવશે:

(ક) તે તે પ્રાંતની મહાસભા સમિતિ નક્કી કરે તેટલાં મહાસભાનાં અધિવેશનોમાં જેમણે હાજરી આપી હોય;

(ખ) દરેક જિલ્લા મહાસભા સમિતિ પોતાની માન્યતાની શરતો પ્રમાણે જેટલા પ્રતિનિધિ ચૂંટી મોકલે તે;

(ગ) બંધારણની કલમ ૪ ની પેટા-કલમ (ક) અનુસાર માન્ય રાજકીય મંડળો અગર સંસ્થાઓના પ્રતિનિધિઓ, દરેક પ્રાંતિક મહાસભા સમિતિ નક્કી કરે તેટલા;

(ઘ) જેઓ આ બંધારણ અનુસાર આ સમિતિના સભ્ય થવા ન હોય, અથવા તો જેઓ આ કલમની કોઈ પેટા-કલમની રૂએ સભ્ય ન

| | | |
|---|---|---|
| ૧૫ | પ્રતિનિધિ | મદ્રાસ |
| ૧૫ | ,, | મુંબઈ |
| ૨૦ | ,, | સંયુક્ત બંગાળા (આસામ સુધ્ધાં) |
| ૧૫ | ,, | સંયુક્ત પ્રાંત |
| ૧૩ | ,, | પંજાબ (વાયવ્ય સરહદ પ્રાંત સુધ્ધાં) |
| ૭ | ,, | મધ્ય પ્રાંત |
| ૧૫ | ,, | બિહાર અને ઓરીસા |
| ૫ | ,, | વરાડ |
| ૨ | ,, | બર્મા |

વિશેષમાં હિંદમાં વસતા અને હાજર હોય તેવા મહાસભાના બધા માજી પ્રમુખો આ સમિતિના સભ્યો થશે; અને મહાસભાના સામાન્ય મંત્રીઓ પણ સભ્યો થશે. સામાન્ય મંત્રીઓ અધિકારની રૂએ અખિલ હિંદ મહાસમિતિના પણ સામાન્ય મંત્રીઓ થશે.

૧૪. દરેક પ્રાંતના પ્રતિનિધિઓની ચૂંટણી દર વરસે બનતાં સુધી ૩૦ મી નવેમ્બર પહેલાં પ્રાંતિક સમિતિની સભા ભરીને કરવામાં આવશે. જો કોઈ પ્રાંતિક સમિતિ પોતાના પ્રતિનિધિઓ નહિ ચૂંટે તો તે પ્રાંતમાંથી જે સભ્યો (ડેલિગેટો) અધિવેશનમાં હાજર હશે તે પોતાના પ્રાંતના પ્રતિનિધિઓ ચૂંટી કાઢશે. કોઈ પણ સંજોગોમાં દરેક પ્રાંતના પ્રતિનિધિ, જો તે પ્રાંતની પ્રાંતિક સમિતિના સભ્યોમાંથી ચૂંટવામાં આવશે. અને તે ચૂંટણી બનતાં સુધી ઉપરની ૧૩ મી કલમ ધ્યાનમાં રાખીને કરવામાં આવશે.

૧૫. ઉપરની રીતે જુદા જુદા પ્રાંતો તરફથી ચૂંટાયેલા પ્રતિનિધિઓનાં નામ મહામંત્રીઓને મોકલવામાં આવશે. તેમનાં નામ અને જેઓ અધિકારીની રૂએ સભ્યો ગણાય તેમનાં નામ મહાસભામાં જાહેર કરવામાં આવશે.

૧૬. નવી અખિલ હિંદ મહાસભા-સમિતિ અસ્તિત્વમાં આવે તે વખતની મહાસભાના પ્રમુખ, જો તેઓ સામાન્ય રીતે હિંદમાં રહેતા હોય તો, તેઓ અધિકારની રૂએ અખિલ હિંદ મહાસમિતિના પ્રમુખ થશે. તેમની ગેરહાજરીમાં મહાસમિતિના સભ્યો પોતાના પ્રમુખ ચૂંટી લેશે.

૧૭. (ક) આ રીતે રચાયેલી અખિલ હિંદ મહાસમિતિ, તે નિમાય ત્યારથી નવી સમિતિ નિમાતાં સુધી કામ કરશે.

(ખ) મરણ, રાજીનામું અગર બીજા કોઈ કારણથી કોઈ સભ્યની જગ્યા ખાલી પડે તો, જે પ્રાંતની જગ્યા ખાલી પડે તે પ્રાંતના બાકીના સભ્યો બાકીના સમય માટે તે જગ્યા પૂરી શકશે..

૧૮. (ક) મહાસભાનું કામકાજ અને પ્રચાર કરવા માટે, પોતાને જરૂરી અને વહેવારુ લાગે તેવી વ્યવસ્થા કરવાની અખિલ હિંદ મહાસમિતિની ફરજ છે. આ બંધારણમાં જણાવ્યા પ્રમાણે જે કામો તેના અધિકારમાં આવતાં હોય તે ઉપરાંત કોઈ ઘણી અગત્યની અથવા આકસ્મિક બાબત ઊભી થાય, જેની મહાસભાના નામે અને તેના કામકાજની દૃષ્ટિએ નિકાલ કરવાની જરૂર હોય, તો તેવાં કામો કરવાની મહાસમિતિને સત્તા રહેશે.

(ખ) ઉપર જણાવેલી બાબતોમાં મહાસમિતિ જે નિર્ણય કરશે તે છેવટનો ગણાશે અને મહાસભા અને સ્વાગતસમિતિ અથવા તો પ્રાંતિક સમિતિ, જેને તે લાગુ પડતો હોય તેને માટે તે બંધનકર્તા ગણાશે.

૧૯. મહાસમિતિના ઓછામાં ઓછા ૨૦ સભ્યોની લેખિત માગણી ઉપરથી મહામંત્રીઓ વહેલામાં વહેલી તકે મહાસમિતિની બેઠક બોલાવશે.

## ચૂંટણી અને પ્રતિનિધિઓ

૨૦. હિન્દી રાષ્ટ્રીય મહાસભા માટે પ્રતિનિધિઓ ચૂંટી મોકલવાનો હક નીચેની સંસ્થાઓને રહેશે:

(૧) મહાસભાની બ્રિટિશ સમિતિ;

(૨) પ્રાંતિક, જિલ્લાઓની અગર બીજી મહાસભા-સમિતિઓ અગર મંડળો, જે અગાઉ જણાવ્યા મુજબ રચાયાં હોય તે, અગર માન્ય થયાં હોય તે;

(૩) બે વરસ કરતાં વધુ સમયથી સ્થપાયાં હોય તેવાં રાજકીય અગર જાહેર મંડળો, જેમને તે કામ માટે તે ભાગની પ્રાંતિક સમિતિએ માન્ય કર્યાં હોય તે;

(૪) બ્રિટિશ હિંદની બહાર વસતા હિંદીઓનાં રાજકીય મંડળો, જેમને સ્થપાયે બે વરસ થઈ ગયાં હોય અને જેમને મહાસમિતિએ માન્ય કર્યાં હોય તે;

(૫) પ્રાંતિક સમિતિ અગર જિલ્લાસમિતિ અગર એવી માન્ય સંસ્થાએ બોલાવેલી જાહેરસભા.

૨૧. હિન્દી રાષ્ટ્રીય મહાસભા માટેના સઘળા પ્રતિનિધિઓએ રૂા. ૧૦ ફી આપવી જોઈશે અને ચૂંટણી વખતે કોઈ પણ પ્રતિનિધિ ૨૧ વરસથી ઓછી ઉંમરનો ન હોવો જોઈએ.

## સ્વાગતસમિતિ

૨૨. (ક) જે પ્રાંતમાં મહાસભા ભરાવાની હોય તે પ્રાંતની પ્રાંતિક મહાસભા સમિતિ ત્યાંની મહાસભા માટે એક સ્વાગતસમિતિ રચવાની

વ્યવસ્થા કરશે. કોઈ પણ વ્યક્તિ, જે સાધારણ રીતે તે પ્રાંતમાં રહેતો હોય અને આ બંધારણની કલમ ૫ માં જણાવેલી શરતો પૂરી કરતો હોય, તથા જે પ્રાંતિક સમિતિ ઠરાવે તે લવાજમ આપે, તે સ્વાગતસમિતિનો સભ્ય થઈ શકશે.

(ખ) જે વ્યક્તિ ફક્ત સ્વાગતસમિતિનો સભ્ય હશે અને પ્રતિનિધિ નહિ હોય તે મહાસભાની બેઠકમાં મત આપી શકશે નહિ કે ચર્ચામાં ભાગ લઈ શકશે નહિ.

(ગ) મહાસભાની બેઠક અંગેનો રિપોર્ટ તૈયાર કરવા, છપાવવા, પ્રસિદ્ધ કરવા અને વહેંચવાના ખર્ચ માટે તથા બેઠક અંગેના બધા ખર્ચ માટે જરૂરી નાણાં મેળવવા સ્વાગતસમિતિએ જોગવાઈ કરવી જોઈશે.

### પ્રમુખની ચૂંટણી

૨૩. જુદી જુદી પ્રાંતિક મહાસભા-સમિતિઓ દર વરસે જૂન માસના અંતમાં તેમના અભિપ્રાય મુજબ મહાસભાના પ્રમુખપદ માટે લાયક વ્યક્તિઓનાં નામ સૂચવશે. અને સ્વાગતસમિતિ જુલાઈ માસની શરૂઆતમાં સૂચવાયેલાં નામો પ્રાંતિક સમિતિઓને તેમની છેવટની ભલામણ માટે મોકલી આપશે; શરત એ કે, છેવટની ભલામણ તે નામોમાંથી ગમે તે એકની થઈ શકશે, વધુ નામોની નહિ; અને સ્વાગતસમિતિ તે ભલામણો ઉપર વિચાર કરવા ઑગસ્ટ માસમાં મળશે. ખાસ તે કામ માટે બોલાવેલી સ્વાગતસમિતિની સભામાં હાજર સભ્યોની બહુમતી, જો પ્રાંતિક સમિતિઓની બહુમતીએ સૂચવેલા સભ્યને પ્રમુખ તરીકે સ્વીકારશે તો તે સભ્ય પછીની મહાસભાનો પ્રમુખ થશે. પણ જો સ્વાગતસમિતિ, પ્રાંતિક સમિતિઓએ સૂચવેલા સભ્યને પ્રમુખ તરીકે સ્વીકારવા અશક્ત હશે, અગર તો ઉપરની રીતે પ્રમુખ ચૂંટાયા પછી રાજીનામું આપવાથી, મરણથી કે એવા કોઈ સંજોગોમાં આકસ્મિક પરિસ્થિતિ ઊભી થાય તો તે બાબત તરત જ મહાસમિતિને સોંપવામાં આવશે અને તે બનતાં સુધી સપ્ટેમ્બરના અંત પહેલાં નિર્ણય કરી લેશે, જે કોઈ પણ પરિસ્થિતિમાં છેવટનો ગણાશે.

શરત એ કે, કોઈ પણ સંજોગોમાં ચૂંટાયેલો પ્રમુખ, જે પ્રાંતમાં મહાસભા ભરાવાની હોય તે પ્રાંતનો વતની નહિ હોવો જોઈએ.

(ખ) મહાસભા તરફથી અગર મહાસભામાં પ્રમુખની ચૂંટણીનો કોઈ વિધિ કરવામાં નહિ આવે. પણ જે પ્રમુખ ઉપર દર્શાવેલી રીતે ચૂંટાયા હશે તેમને પ્રમુખપદ લેવા માટે વિનંતી કરતો ઠરાવ (કાર્યવાહીના નિયમોમાંથી ૩ જા નિયમની પેટા-કલમ (ખ) માં દર્શાવ્યા મુજબ) કરવામાં આવશે.

### મસલતસમિતિ

૨૪. દરેક મહાસભાના અધિવેશન વખતે, મહાસભામાં કરવાનાં કામકાજનો કાર્યક્રમ નક્કી કરવા માટે બનતાં સુધી નીચે મુજબ મસલત-સમિતિ નીમવામાં આવશે:

| | | | |
|---|---|---|---|
| વધુમાં વધુ | ૧૫ | પ્રતિનિધિઓ | – મદ્રાસ |
| „ | ૧૫ | „ | – મુંબઈ |
| „ | ૨૦ | „ | – સંયુક્ત બંગાળ |
| „ | ૧૫ | „ | – સંયુક્ત પ્રાંત |
| „ | ૧૩ | „ | – પંજાબ (વાયવ્ય સરહદ પ્રાંત સુદ્ધાં) |
| „ | ૭ | „ | – મધ્ય પ્રાંત |
| „ | ૧૫ | „ | – બિહાર અને ઓરિસા |
| „ | ૫ | „ | – વરાડ |
| „ | ૨ | „ | – બર્મા |
| „ | ૫ | „ | – મહાસભાની બ્રિટિશ સમિતિ |
| વધારાના | ૧૦ | „ | – જે પ્રાંતમાં મહાસભા ભરાઈ હોય તેના. |

ઉપરના બધા પ્રતિનિધિઓ, કાર્યવાહીના નિયમોમાંથી ૯ મા નિયમ અનુસાર, મહાસભામાં આવેલા પ્રતિનિધિઓ પોતપોતાના પ્રાંત માટે ચૂંટી કાઢશે.

આ ઉપરાંત તે સાલની મહાસભાના પ્રમુખ, તે સાલની સ્વાગત-સમિતિના પ્રમુખ, મહાસભાના માજી પ્રમુખો અને અગાઉની સ્વાગત-સમિતિઓના માજી પ્રમુખો, મહાસભાના મહામંત્રીઓ, તે સાલની મહાસભાના વધુમાં વધુ ૭ સ્થાનિક મંત્રીઓ અને તે સાલની મહાસમિતિના બધા સભ્યો એ બધા અધિકારની રૂએ મસલતસમિતિના સભ્યો થશે.

૨૫. તે સાલની મહાસભાના પ્રમુખ અધિકારની રૂએ મસલત-સમિતિના પ્રમુખ થશે. લઘુમતી કોમોના પ્રતિનિધિત્વ માટે અગર પોતાને જરૂરી લાગે તેવી કોઈ બીજી ઊણપ પૂરી કરવા માટે, પ્રમુખશ્રી તે સમિતિમાં બીજા પાંચ સભ્યોને નીમી શકશે.

### ચર્ચાત્મક સવાલો અને લઘુમતી કોમોનું હિત

૨૬. (ક) જે વિષયની સામે હિંદુ અથવા મુસલમાન પ્રતિનિધિઓમાંથી ¾ ભાગના સભ્યો વાંધો લે, તે વિષયની ચર્ચા કરવા માટે મસલતસમિતિ

મંજૂરી નહિ આપે, અને પ્રમુખશ્રી કોઈ મહાસભાની બેઠકમાં તેની ચર્ચા કરવાની રજા નહિ આપે; અને કોઈ વિષય રજૂ થયા પછી અને તે ઉપર ચર્ચા થયા બાદ હિંદુ અગર મુસલમાન સભ્યોની ૩/૪ બહુમતી તેનો ઠરાવ કરવા સામે વાંધો લે તો તે ઠરાવ પડતો મૂકવામાં આવશે; શરત એ કે, બેમાંથી કોઈ પણ પરિસ્થિતિમાં ૩/૪ બહુમતીની સંખ્યા મહાસભામાં હાજર પ્રતિનિધિઓની સંખ્યાના ૧/૪ કરતાં ઓછી ન હોવી જોઈએ.

(ખ) મહાસભા તરફથી કંઈ પણ રજૂઆત કરવામાં આવે તેમાં, અગર તો દેશના રાજતંત્રમાં હિંદના લોકોને વધુ સ્થાન આપવા માટે કોઈ માગણી રજૂ કરવામાં આવે તેમાં, લઘુમતીઓનાં હિતને યોગ્ય રક્ષણ આપવામાં આવશે.

### મહાસભામાં મતપદ્ધતિ

૨૭. કાર્યવાહીના નિયમોની ૨૧ મી કલમ અનુસાર, બધા પ્રશ્નોનો નિર્ણય સામાન્ય રીતે બહુમતીથી કરવામાં આવશે. પણ આ બંધારણની ૩૦ મી કલમમાં દર્શાવેલી બાબતો સંબંધમાં, અથવા તો જ્યારે કાર્યવાહીના નિયમ ૨૨ અનુસાર મતગણતરીની માગણી કરવામાં આવે.ત્યારે, મતગણતરી પ્રાંતવાર કરવામાં આવશે. ૩૦ મી કલમની પેટા–કલમ (૧) ને લગતી બાબતોમાં દરેક પ્રાંત, તેના હાજર પ્રતિનિધિઓની બહુમતીએ નક્કી કર્યા પ્રમાણે એક મત આપશે. તે સિવાયના પ્રાંતોને મત આપવાના પ્રસંગોમાં ઉપર જણાવ્યા મુજબ દરેક પ્રાંત પોતાનો મત નક્કી કરે અને તે મત તે પ્રાંતને મહાસમિતિમાં જેટલી બેઠકો મળી હોય તેટલી સંખ્યાના મત બરાબર ગણાય.

### બ્રિટિશ સમિતિ

૨૮. જે પ્રાંતમાં મહાસભાની બેઠક મળી હોય તે પ્રાંતની સ્વાગત-સમિતિ તેને પ્રતિનિધિઓ તરફથી મળેલી ફીમાંથી અડધી ફી, મહાસભાનાં મહામંત્રીઓ મારફત, બ્રિટિશ સમિતિને મોકલી આપશે. તે રકમ ઓછામાં ઓછી રૂા. ૩૦૦૦ ની હોવી જોઈએ.

### મહામંત્રીઓ

૨૯. (ક) હિન્દી રાષ્ટ્રીય મહાસભાના બે મહામંત્રીઓ હશે. તેમની ચૂંટણી દર વરસે મહાસભા કરશે. મહાસભાનો રિપોર્ટ તૈયાર કરવાની, પ્રસિદ્ધ કરવાની અને વહેંચવાની જવાબદારી તેમની રહેશે; તેમના હાથમાં જે જે ફંડનાં નાણાં આવે તેનો પૂરેપૂરો હિસાબ તેઓ રજૂ કરશે અને અખિલ હિંદ મહાસભા સમિતિ સમક્ષ વરસના કામકાજનો અહેવાલ રજૂ

કરશે. તે સમિતિની બેઠક મહાસભાના અધિવેશનના સ્થળે અને લગભગ તે અરસામાં મળશે. અહેવાલની નકલો અગાઉથી પ્રાંતિક સમિતિ ઉપર મોકલી આપવામાં આવશે.

(ખ) મહામંત્રીઓને કરવાનાં કામ માટે નાણાંની પૂરતી જોગવાઈ મહાસમિતિ કરશે. તે જોગવાઈ સ્વાગત સમિતિ પાસે વધેલાં નાણાંમાંથી કરશે અથવા તો તેને ઠીક લાગે તે રીતે પ્રાંતિક સમિતિઓ ઉપર ફાળવી નાખીને કરશે.

### બંધારણનો ફેરફાર

૩૦. (૧) બંધારણની કલમ ૧ માં બધા પ્રાંતોની સર્વાનુમતિ વગર કંઈ ફેરફાર કે સુધારો થઈ શકશે નહિ.

(૨) બંધારણમાં કે કાર્યવાહીના નિયમોમાં બીજો કંઈ ફેરફાર કરવા માટે પ્રાંતોની ઓછામાં ઓછી ⅔ બહુમતી મળવી જોઈએ.

શરત એ કે કોઈ પણ સંજોગોમાં કંઈ પણ સુધારાવધારા કે ફેરફાર કરવાનું મહાસભા આગળ રજૂ થાય તે પહેલાં, તે સાલની મસલતસમિતિએ તેનો સ્વીકાર કરેલો હોવો જોઈએ.

## ૨. નવું બંધારણ

[તા. ૨૪–૨૫ એપ્રિલ, ૧૯૪૮ ને રોજ અખિલ હિંદ મહાસમિતિની મુંબઈની બેઠકમાં મંજૂર થયા મુજબ.]

### ધ્યેય

૧. હિંદી રાષ્ટ્રીય મહાસભાનું ધ્યેય હિંદની પ્રજાની સુખાકારી અને પ્રગતિ સાધવાનું, તથા શાંતિમય અને ન્યાયી સાધનો દ્વારા હિંદમાં સહકારના ધોરણ ઉપર સૌનું સહિયારું એવું રાજ્ય સ્થાપવાનું છે. પોતાનો વિકાસ કરવાની તક મળવા વિષે તથા રાજકીય, આર્થિક અને સામાજિક હકોને વિષે તે રાજ્યમાં સૌને સમાનતા હશે; અને તેનું લક્ષ્ય વિશ્વશાંતિ અને વિશ્વબંધુત્વ હશે.

### મહાસભાનાં અંગ

૨. હિંદી રાષ્ટ્રીય મહાસભાનાં અંગ નીચે મુજબ રહેશે:

(ક) કલમ ૪ મુજબ નોંધાયેલા પ્રાથમિક સભ્યો;

(ખ) એક ગામની, ગામડાંના સમૂહની, શહેરના કોઈ વૉર્ડની અને શહેરના કોઈ વિભાગની મહાસભાની પ્રાથમિક પંચાયતો;

(ગ) જિલ્લા મહાસભા સમિતિઓ અને તે ઉપરાંત વચલી બીજી જે સમિતિઓ પ્રાંતિક સમિતિ નક્કી કરે તે.

(ઘ) પ્રાંતિક સમિતિઓ;

(ઙ) અખિલ હિંદ મહાસભાસમિતિ (મહાસમિતિ);

(ચ) કારોબારી સમિતિ;

(છ) મહાસભાનું વાર્ષિક અધિવેશન;

(જ) (૧) મહાસમિતિ અગર કારોબારી સમિતિએ સંગઠિત કરેલાં, રચેલાં અગર માન્ય કરેલાં મંડળો અગર સમિતિઓ;

(૨) પ્રાંતિક સમિતિએ નિયમો ઘડીને અને તે ઉપર કારોબારી સમિતિની સંમતિ મેળવીને તે નિયમો અનુસાર સંગઠિત કરેલી કે રચેલી સમિતિઓ.

## મહાસભાના પ્રાદેશિક વિભાગો

૩. (ક) મહાસભાના પ્રાંતો નીચે મુજબ રહેશે અને દરેકનું મુખ્ય મથક સામે જણાવ્યા મુજબ રહેશે:

| પ્રાંત | મુખ્ય મથક | પ્રાંત | મુખ્ય મથક |
|---|---|---|---|
| ૧. અજમેર–મેરવાડા | અજમેર | ૧૦. કેરળ | કાલીકટ |
| ૨. આંધ્ર | બેઝવાડા | ૧૧. મહાકોશલ | જબલપુર |
| ૩. આસામ | ગોહાટી | ૧૨. મહારાષ્ટ્ર | પૂના |
| ૪. બિહાર | પટણા | ૧૩. નાગપુર | નાગપુર |
| ૫ પશ્ચિમ બંગાળ | કલકત્તા | ૧૪. પૂર્વ-પંજાબ | — |
| ૬. મુંબઈ (શહેર) | મુંબઈ | ૧૫ તામિલનાડ | મદ્રાસ |
| ૭. દિલ્હી | દિલ્હી | ૧૬. સંયુક્ત પ્રાંત | લખનૌ |
| ૮ ગુજરાત | અમદાવાદ | ૧૭. ઉત્કલ | કટક |
| ૯. કર્ણાટક | હૂબળી | ૧૮. વિદર્ભ (વરાડ) | અકોલા |

(ખ) કારોબારી સમિતિની અગાઉથી પરવાનગી મેળવીને ગમે ત્યારે પોતાનું મુખ્ય મથક બદલવાનો પ્રાંતિક સમિતિને અધિકાર રહેશે.

(ગ) પ્રાંતિક સમિતિ અગર તે સંબંધમાં હિત ધરાવતી સમિતિઓની ઇચ્છા જાણ્યા પછી કારોબારી સમિતિ નવો પ્રાંત રચી શકશે. અગર તો બીજા પ્રાંતમાંથી કોઈ જિલ્લાને, અથવા જિલ્લાના એક અથવા વધારે ભાગ લઈને નવા પ્રાંત સાથે જોડી શકશે તેમ જ હિંદી સંઘમાં જોડાતા દેશી

રાજ્યને અગર તેના કોઈ ભાગને કે ભાગોને કોઈ પ્રાંતમાં દાખલ કરી શકશે. અથવા તો જરૂર જણાશે તો તે રાજ્ય અગર રાજ્યોનો નવો પ્રાંત રચશે.

(ધ) પ્રાંતિક સમિતિઓની હદની ઉપર દર્શાવેલી મર્યાદામાં ન આવતા હોય તેવા હિંદની અંદરના કે બહારના કોઈ ભાગને કારોબારી સમિતિ પ્રતિનિધિત્વ આપી શકશે; અથવા બાજુના પ્રાંતમાં તે પ્રદેશને દાખલ કરવા માટે ઠરાવી શકશે.

## સભાસદો

૪. (ક) કલમ ૧ માં જણાવેલા ઉદ્દેશમાં માનતો હોય તેવો ૨૧ વરસ કે તેથી વધુ ઉમરનો કોઈ પણ માણસ નમૂનાપત્રક क મુજબ અરજી ભરી આપે એટલે મહાસભાનો પ્રાથમિક સભ્ય ગણાશે; અને જે મહાસભાની પ્રાથમિક પંચાયતની હદમાં તે રહેતો હશે કે ધંધો કરતો હશે, તે પ્રાથમિક પંચાયતની ઑફિસમાં સભ્યોની યાદીમાં તેનું નામ દાખલ કરવામાં આવશે. શરત એ કે, કોઈ પણ માણસ એકીસાથે બે મતદાર-મંડળોમાં પ્રાથમિક સભ્ય થઈ શકશે નહિ.

(ખ) નમૂનાપત્રક क ભરી આપ્યેથી તેની પહોંચ તેને આપવામાં આવશે. તે પહોંચ એ મહાસભાના પ્રાથમિક સભ્ય થયાની પૂરી સાબિતી ગણાશે.

(ગ) પ્રાથમિક સભ્યમાં જો નીચે દર્શાવેલી લાયકાત હશે તો તે પ્રાથમિક મહાસભા પંચાયતમાં ચૂંટાવા માટે 'લાયકાતવાળો' (ક્વૉલિફાઇડ) સભાસદ ગણાશે :

તે હાથે કાંતેલા સૂતરમાંથી બનાવેલી ખાદી નિયમિત પહેરનાર હોવો જોઈએ; માદક પદાર્થોનું સેવન કરતો ન હોવો જોઈએ; કોઈ પણ રૂપ કે પ્રકારની અસ્પૃશ્યતાનો તેણે ત્યાગ કરેલો હોવો જોઈએ; કોમી એકતામાં માનનારો અને બીજાના ધર્મો પ્રત્યે આદરભાવ રાખનાર હોવો જોઈએ; તથા જાતિ, ધર્મ કે લિંગના ભેદભાવ વિના બધાને સરખી તક અને દરજ્જો મળે તેમાં માનતો હોવો જોઈએ.

પરંતુ તે કોઈ કોમી રાજકીય પક્ષનો કે બીજા એવા રાજકીય પક્ષનો સભ્ય ન હોવો જોઈએ, કે જે પક્ષનું અલગ બંધારણ અને કાર્યક્રમ હોય અને જેના અલગ સભ્યો નોંધાતા હોય; તેણે રૂા. ૧ ની ફી સાથે, કારોબારી સમિતિએ ઠરાવેલી તારીખ સુધીમાં, નમૂના-પત્રક ख પ્રમાણે લેખિત અરજી કરીને, જિલ્લા સમિતિમાં પોતાનું નામ નોંધાવી દેવું જોઈએ; તથા લાગલાગટ બે વરસ સુધી તે પ્રાથમિક સભ્ય રહ્યો હોવો જોઈએ.

(ઘ) જિલ્લા સમિતિ અરજદારનું નામ 'લાયકાતવાળા' (ક્વૉલિફાઇડ) સભ્યોની યાદીમાં રીતસર દાખલ કરશે અને નમૂનાપત્રક ग પ્રમાણે અરજદારને તેનું કાર્ડ આપશે.

(ઙ) પંચાયતનો દરેક 'લાયકાતવાળો' સભ્ય પોતાના વિભાગની જિલ્લા સમિતિને વરસે રૂ. ૧ લવાજમ આપશે. જે ફી તેણે અરજીની સાથે આપી હશે તે તેની પહેલા વર્ષની ફી ગણાશે.

(ચ) પંચાયતનો 'લાયકાતવાળો' સભ્ય, જો, મહાસભા વખતોવખત નક્કી કરે તે પ્રમાણેની કોઈ પણ રાષ્ટ્રીય અગર રચનાત્મક પ્રવૃત્તિમાં પોતાનો કેટલોક સમય નિયમિત રીતે આપતો હશે, અને તે બાબતની લેખિત જાહેરાત, નમૂનાપત્રક घ પ્રમાણે કરીને, પોતાના વિભાગની જિલ્લા સમિતિને, કારોબારી સમિતિએ ઠરાવેલી તારીખ સુધીમાં, તે મોકલાવી આપશે, તો તે 'સક્રિય' ('ઍક્ટિવ') સભ્ય ગણાશે. પરંતુ તેનું નામ 'લાયકાતવાળા' સભ્યોની યાદીમાં ઓછામાં ઓછું એક વરસ સુધી રહ્યું હોવું જોઈએ.

(છ) 'લાયકાતવાળા' સભ્યની 'સક્રિય' સભ્ય તરીકે નોંધાવાની અરજી જિલ્લા સમિતિને મળે એટલે એ સમિતિ તે અરજી પ્રાંતિક સમિતિને મોકલી આપશે. પ્રાંતિક સમિતિ અરજદારનું નામ 'સક્રિય' સભ્યોની યાદીમાં રીતસર દાખલ કરીને, નમૂનાપત્રક ङ પ્રમાણે, અરજદારને કાર્ડ આપશે.

(જ) બંધારણમાં દર્શાવેલાં પત્રકોના નમૂના કારોબારી સમિતિ નક્કી કરી આપશે.

### સમિતિઓની મુદત

૫. દરેક પ્રાથમિક મહાસભા પંચાયતની અને મહાસભા સમિતિની મુદત સામાન્ય રીતે ત્રણ વરસની રહેશે.

### સભ્યોની યાદી

૬. (ક) દરેક પ્રાથમિક પંચાયત તેના પ્રાથમિક સભ્યોની યાદી રાખશે.

(ખ) દરેક જિલ્લા સમિતિ 'લાયકાતવાળા' સભ્યોની અને પોતાના જિલ્લાના પંચાયતના સભ્યોની યાદી રાખશે અને તેની પ્રમાણભૂત યાદી પ્રાંતિક સમિતિને મોકલી આપશે.

(ગ) દરેક પ્રાંતિક સમિતિ પોતાના વિભાગના 'સક્રિય' સભ્યોની યાદી રાખશે અને તેની પ્રમાણભૂત યાદી તે તે જિલ્લાને આપશે.

(ઘ) ઉપર પેટા-કલમ (ખ) અને (ગ) માં દર્શાવેલી યાદીઓમાં નીચેની વિગત રાખવામાં આવશે: પૂરું નામ, સરનામું, ઉંમર, ધંધો, રહેવાનું ઠેકાણું, નોંધાયાની તારીખ.

### મતદારો અને ઉમેદવારો

૭. (ક) મતદારો

(અ) મહાસભાના જે પ્રાથમિક સભ્યે નક્કી કરેલા સમયની અંદર સભ્ય તરીકે પોતાનું નામ નોંધાવ્યું હશે અને જેનું નામ પ્રાથમિક સભ્યોની યાદીમાં હશે, તે પોતાના વિભાગની પ્રાથમિક મહાસભા પંચાયતની ચૂંટણીમાં મત આપવાને હકદાર ગણાશે.

(આ) પંચાયતના બધા સભ્યો અને 'સક્રિય' સભ્યો પ્રતિનિધિઓની ચૂંટણીમાં મત આપવાને લાયક ગણાશે. અને તે વિભાગની પ્રાંતિક સમિતિએ તે અંગે કરેલા નિયમોને અનુસરીને, પ્રાંતિક સમિતિના હાથ નીચેની બીજી બધી મહાસભાની સમિતિઓની ચૂંટણીમાં મત આપી શકશેઃ

(ખ). ઉમેદવારો

(અ) 'લાયકાતવાળો' સભ્ય, પ્રાથમિક મહાસભા પંચાયતની ચૂંટણીમાં ઊભો રહી શકશે.

(આ) 'સક્રિય' સભ્ય કોઈ પણ મહાસભા સમિતિની ચૂંટણીમાં ઊભો રહી શકશે.

### પ્રાથમિક પંચાયત

૮. (ક) કોઈ ગામ કે ગામડાંના સમૂહના, મ્યુનિસિપલ લત્તો અગર લત્તાના વિભાગના, કોઈ શહેર અગર શહેરના વિભાગના પ્રાથમિક સભ્યોની સામાન્ય સભા, પ્રાંતિક સમિતિએ મુકરર કરેલી તારીખે બોલાવીને, તેમના મતથી 'લાયકાતવાળા' સભ્યોમાંથી ચૂંટણી થશે અને તેમની પ્રાથમિક મહાસભા પંચાયત બનશે.

(ખ) પ્રાથમિક પંચાયતનું કાર્યક્ષેત્ર સામાન્ય રીતે સરકારી મતપત્રકો મુજબના ૨૫૦૦ પુખ્ત ઉંમરના મતદારોની વસ્તીના પ્રદેશ જેટલું રહેશે.

(ગ) પ્રાથમિક પંચાયતના સભ્યોની સંખ્યા ૩ થી ઓછી નહિ હોય અને ૧૦ થી વધુ નહિ હોય. શરત એ કે, દરેક ૨૫૦ પુખ્ત ઉંમરનાં માણસો દીઠ ૧ કરતાં વધુ સભ્ય ન હોય.

(ઘ) કોઈ પણ વિભાગના સરકારી મતપત્રકોમાં નોંધાયેલા મતદારોમાંથી ૮ ટકા મતદારો પ્રાથમિક સભ્યો તરીકે નોંધાય નહિ ત્યાં સુધી તે વિભાગમાં પ્રાથમિક પંચાયત રચવામાં નહિ આવે.

### પ્રતિનિધિઓ

૯. (ક) દરેક પ્રાંતિક સમિતિ પોતાના વિભાગના 'સક્રિય' સભ્યો અને પંચાયતના સભ્યોની યાદી તૈયાર કરીને, કારોબારી સમિતિએ ઠરાવેલી

તારીખ સુધીમાં, મહાસમિતિને મોકલી આપશે. તે યાદીની વિગતો મહાસમિતિ નક્કી કરે તે મુજબની રહેશે.

(ખ) જો કોઈ પ્રાંતિક સમિતિ ઠરાવેલા વખતમાં ઉપરની યાદી મોકલવામાં કસૂર કરશે, તો કારોબારી સમિતિ પોતાને જરૂરી લાગે તેવાં પગલાં લઈ શકશે.

(ગ) પ્રતિનિધિઓની ચૂંટણી ક્યારે કરવી તેની તારીખ કારોબારી સમિતિ નક્કી કરશે.

(ઘ) પ્રાંતિક સમિતિ તે પ્રાંતના એવા પ્રાદેશિક ચૂંટણી-વિભાગો પાડશે, જેમાંથી એક જ પ્રતિનિધિ ચૂંટવાનો હોય. તે વ્યવસ્થામાં મહાસમિતિ કે કારોબારી સમિતિની રજા વગર ફેરફાર થઈ શકશે નહિ.

(ઙ) કોઈ સળંગ પ્રદેશની ૧ લાખની વસ્તી દીઠ ૧ પ્રતિનિધિ મોકલવાનો દરેક પ્રાંતનો હક ગણાશે. શરત એ કે, તે પ્રદેશમાં ઓછામાં ઓછી પાંચ પ્રાથમિક મહાસભા પંચાયતો હોવી જોઈએ.

(ચ) દરેક પ્રાંતિક સમિતિના માજી પ્રમુખો, જેમણે પ્રમુખપદ માટેની પૂરી મુદત સુધી કામ કર્યું હોય અને જે તે પ્રાંતમાં રહેતા હોય તેઓ, અને માન્ય સંસ્થાઓમાંથી ચૂંટાયેલા મહાસમિતિના સભ્યો, જો બીજી રીતે તેઓ બંધારણ અનુસાર લાયક હોય તો, પ્રતિનિધિઓ તરીકે ગણાશે.

(છ) મુંબઈ શહેરને વધુમાં વધુ ૪૦ પ્રતિનિધિઓ અને દિલ્હી પ્રાંતને વધુમાં વધુ ૩૦ પ્રતિનિધિઓ મોકલવાનો હક રહેશે.

(જ) દરેક પ્રતિનિધિ પોતાના પ્રાંતની સમિતિની ઑફિસે ફીના રૂા. ૧૦ ભરશે, એટલે મુકરર કર્યા પ્રમાણે તેના મંત્રીઓમાંથી એકની સહીવાળું પ્રમાણપત્ર તેને આપવામાં આવશે. જે પ્રતિનિધિએ પોતાની ફી ભરી નહિ હોય તે પ્રતિનિધિ તરીકે કંઈ કામકાજ કરવાને હકદાર ગણાશે નહિ.

(ઝ) જે પ્રાંતે પોતાના પ્રતિનિધિઓની ચૂંટણી, કારોબારી સમિતિએ ઠરાવેલી તારીખે કે તે પહેલાં પૂરી કરી નહિ હોય, તેને મહાસભાના અધિવેશનમાં, કારોબારી સમિતિ ઠરાવે તો, પોતાના પ્રતિનિધિ મોકલવાનો હક નહીં રહે.

(ઞ) કારોબારી સમિતિ ઠરાવે તે તારીખ સુધીમાં પ્રાંતના પ્રતિનિધિઓની પ્રમાણભૂત યાદી પ્રાંતિક સમિતિ મહાસમિતિને મોકલી આપશે.

**મહાસમિતિની ચૂંટણી**

૧૦. (ક) દરેક પ્રાંતના પ્રતિનિધિઓ ભેગા મળીને પોતાની સંખ્યાના ⅛ જેટલા સભ્યો મહાસમિતિ માટે ચૂંટી કાઢશે. તે સંખ્યા કોઈ પ્રાંત માટે ૫ કરતાં ઓછી નહિ હોય.

(ખ) ઉપર (ક) માં જણાવેલી ચૂંટણી, મતદાર પોતાનો મત આપવા માટે એક પછી એક ક્રમવાર કોને પસંદ કરે છે તેવો ક્રમ બતાવતા મત ('સિંગલ ટ્રાન્સ્ફરેબલ વોટ') દ્વારા, પ્રમાણ-પ્રતિનિધિત્વ (પ્રપોર્શનલ રિપ્રિઝેન્ટેશન) સાધવા માટેની મતપદ્ધતિ પ્રમાણે થવી જોઈશે.

(ગ) એ રીતે મહાસમિતિ માટે ચૂંટાયેલા સભ્યોને પ્રાંતિક સમિતિના મંત્રીઓ તે બાબતનું પ્રમાણપત્ર આપશે.

## પ્રાંતિક સમિતિઓ

૧૧. (ક) પ્રાંતમાંથી ચૂંટાયેલા પ્રતિનિધિઓ તથા નીચે કલમ (ખ) માં દર્શાવેલા સભ્યોની પ્રાંતિક સમિતિ બનશે. તેમણે વાર્ષિક રૂા. ૫ પ્રાંતિક સમિતિને ભરવા પડશે.

(ખ) મહાસભાના પ્રમુખો અને માજી પ્રમુખો, તથા પ્રાંતિક સમિતિના માજી પ્રમુખો, અને તે પ્રાંતમાંથી જેમને મહાસમિતિએ કોઈ પણ કારણે પોતાના સભ્યો તરીકે ('કોઑપ્ટ' કરી) વિશેષમાં ઉમેરી લીધા હોય, તેઓ પણ પ્રાંતિક સમિતિના સભ્યો ગણાશે અને મહાસભાના પ્રતિનિધિઓ ગણાશે. શરત એ કે, તેઓ કલમ ૪ મુજબ લાયકાત ધરાવતા હોય.

(ગ) (૧) દરેક પ્રાંતિક સમિતિ સામાન્ય રીતે પોતાના પ્રદેશના વહીવટ માટે પાડેલા જિલ્લાઓ અને તાલુકા કે તહસીલની સમિતિઓ દ્વારા કામ કરશે. તે તે સમિતિઓમાં પોતપોતાના વિભાગમાંથી પ્રાંતિક સમિતિ માટે ચૂંટાયેલા સભ્યો, અધિકારની રૂએ, સભ્યો ગણાશે.

(૨) પ્રાંતિક સમિતિ મહાસમિતિની સામાન્ય દેખરેખ અને અંકુશ હેઠળ તે પ્રાંત પૂરતું મહાસભાનું કામકાજ સંભાળશે. અને તે હેતુસર આ બંધારણથી વિરોધી નહિ એવું પોતાનું બંધારણ રચશે. પરંતુ કારોબારી સમિતિની મંજૂરી મેળવ્યા પછી જ તે અમલમાં આવશે.

(૩) તે પ્રાંતમાં મહાસભાના પ્રાંતિક તંત્રે કરેલા કામનો વાર્ષિક અહેવાલ અને તપાસેલું સરવૈયું પ્રાંતિક સમિતિ કારોબારી સમિતિ સમક્ષ રજૂ કરશે.

(૪) મહાસમિતિએ અવારનવાર નક્કી કરેલાં ફી અને લવાજમો, નવી મહાસમિતિ મળે તે પહેલાં, દરેક પ્રાંતિક સમિતિ, કારોબારી સમિતિને આપી દેશે. આમાં કસૂર થશે તો કસૂર કરનાર પ્રાંતોના મહાસમિતિના સભાસદોને તથા પ્રતિનિધિઓને મહાસભાના અથવા તેની કોઈ સમિતિના કામકાજમાં ભાગ લેવા દેવામાં આવશે નહિ.

(ઘ) (૧) કારોબારી સમિતિએ નક્કી કરેલી શરતો પૂરી ન કરી હોય તેવી કોઈ પ્રાંતિક સમિતિને કારોબારી સમિતિ માન્ય નહિ રાખે.

(૨) કોઈ પ્રાંતિક સમિતિ આ બંધારણ મુજબ કામ કરવામાં નિષ્ફળ નીવડશે તો કારોબારી સમિતિ તે પ્રાંતિક સમિતિને કામ કરતી અટકાવી શકશે અને તેને બદલે તે પ્રાંતમાં મહાસભાનું કામકાજ ચલાવવા માટે નવી પ્રાંતિક સમિતિ રચી શકશે.

## મહાસમિતિ

૧૨. (ક) મહાસભાના અધિવેશનના પ્રમુખ, દસમી કલમ અનુસાર ચૂંટાયેલા મહાસમિતિના સભ્યો, કલમ ૪ માં જણાવેલી લાયકાત ધરાવતા હોય તેવા મહાસભાના માજી પ્રમુખો, મહાસભાના ખજાનચી, અને કોઈ માન્ય કરેલી સંસ્થાઓ હોય તો તેમના પ્રતિનિધિઓની મહાસમિતિ બનશે. એવી માન્ય કરેલી સંસ્થાઓના પ્રતિનિધિઓની સંખ્યા ચૂંટાયેલા સભ્યોની સંખ્યાના $\frac{1}{20}$ થી વધુ નહિ હોય.

(ખ) મહાસભાનાં અધિવેશનોમાં વખતોવખત નક્કી કરેલા કાર્યક્રમનો અમલ મહાસમિતિ કરશે અને તેની મુદત દરમિયાન જે બાબતો ઊભી થાય તેનો નિકાલ કરવાની તેને સત્તા રહેશે.

(ગ) મહાસભાને લગતી બધી બાબતોનું નિયમન કરવા સારુ, આ બંધારણને અસંગત ન હોય તેવા નિયમો કરવાની મહાસમિતિને સત્તા રહેશે અને તેની નીચેની મહાસભાની બધી સમિતિઓએ તે મુજબ વર્તવું જોઈશે.

(ઘ) મહાસભાના અધિવેશનના પ્રમુખ અથવા કલમ ૨૧ (જ) અનુસાર ચૂંટાયેલા પ્રમુખ એ મહાસમિતિના અધ્યક્ષ બનશે.

(ઙ) મહાસમિતિની બેઠક કારોબારી સમિતિને જરૂર લાગે તેટલી વખત બોલાવવામાં આવશે અથવા તો ઓછામાં ઓછા ૪૦ સભ્યો તે માટે કારોબારી સમિતિ સમક્ષ સંયુક્ત અરજી કરે તો બોલાવવામાં આવશે. તે અરજીમાં ખાસ નિર્દેશ કરવો જોઈશે કે બેઠક શા માટે બોલાવવામાં આવે છે. આવી સભામાં બીજાં વધારાનાં કામો કરવા માટે સભ્યોને અગાઉથી યોગ્ય ખબર આપી હશે તો તે થઈ શકશે.

મહાસમિતિના સભ્યોએ, તેને માટે કરવામાં આવેલા નિયમ અનુસાર, જેની અગાઉથી ખબર આપી હોય, તેવી બાબતો માટે, ઓછામાં ઓછો એક આખો દિવસ ચર્ચા માટે આપવામાં આવશે.

(ચ) ૬૦ સભ્યો અગર ૧/૬ સભ્યો, બેમાંથી જે સંખ્યા ઓછી હોય તે, મહાસમિતિની સભા માટે 'કાર્યસાધક સંખ્યા' (કોરમ) ગણાશે.

(છ) નવી મહાસમિતિ ચૂંટાય ત્યાં સુધી અગાઉની મહાસમિતિ કામકાજ કરશે.

(જ) મહાસમિતિ પોતાને જરૂરી લાગે તેવાં મંડળોને માન્યતા આપી શકશે અને પોતાને જરૂરી લાગે તેટલું તેમને મહાસભામાં પ્રતિનિધિત્વ પણ આપી શકશે.

(ઝ) મહાસમિતિનો દરેક સભ્ય, કોઈ વર્ષની મહાસમિતિની પહેલી બેઠક મળે તે પહેલાં કે તે બેઠક વખતે, વાર્ષિક લવાજમ રૂા. ૧૦ આપશે. જે સભ્યોએ લવાજમ ભર્યું નહિ હોય તેમને મહાસમિતિની કોઈ સભામાં, મસલતસમિતિમાં અથવા મહાસભાના કોઈ અધિવેશનમાં ભાગ લેવાની પરવાનગી આપવામાં નહિ આવે.

## મસલત-સમિતિ

૧૩. (ક) મહાસભાના અધિવેશનના ઓછામાં ઓછા બે દિવસ અગાઉ મહાસભાના પ્રમુખના અધ્યક્ષપણા હેઠળ મહાસમિતિની બેઠક વિષયવિચારિણી કે મસલતસમિતિ તરીકે મળશે.

નિવૃત્ત થતી કારોબારી સમિતિ મહાસભાના અધિવેશન માટેનો કાર્યક્રમ અને પ્રાંતિક સમિતિઓએ ભલામણ રૂપે મોકલેલા ઠરાવો મસલતસમિતિને સોંપશે. પરંતુ નવા પ્રમુખની ચૂંટણી થઈ હોય ત્યારે આ સભાનું અધ્યક્ષસ્થાન તે લેશે.

(ખ) મસલતસમિતિ તે કાર્યક્રમ પર ચર્ચા કરીને અધિવેશનની ખુલ્લી બેઠકમાં રજૂ કરવાના ઠરાવો ઘડશે. પ્રાંતિક સમિતિઓએ અગર મહાસમિતિના સભ્યોએ, બેઠકમાં વિચારવાને માટે, તેને માટેના નિયમ પ્રમાણે, જે દરખાસ્તોની અગાઉથી સૂચના આપી હશે, તેની ચર્ચા કરવા માટે ઓછામાં ઓછો એક દિવસ મસલતસમિતિમાં આપવામાં આવશે.

## અધિવેશન

૧૪. (ક) અખિલ હિંદ મહાસભા નક્કી કરે તે સમયે અને સ્થળે મહાસભાનું અધિવેશન સામાન્ય રીતે દર વરસે મળશે.

(ખ) મહાસભાના અધિવેશનમાં નીચેનાનો સમાવેશ થશે :

૧ મહાસભાના પ્રમુખ.

૨ કલમ ૪ મુજબ લાયકાત ધરાવનારા મહાસભાના માજી પ્રમુખો.

૩ કલમ ૯ મુજબ ચૂંટાયેલા પ્રતિનિધિઓ અને કલમ ૧૨ (જ) મુજબના પ્રતિનિધિઓ.

(ગ) (૧) અધિવેશનમાં પહેલાં તો મસલતસમિતિએ ભલામણ કરીને મોકલેલી દરખાસ્તો પર વિચાર કરવામાં આવશે.

(૨) ત્યાર બાદ (૧) માં નહિ આવેલી કોઈ સ્વતંત્ર દરખાસ્ત, જેને રજૂ કરવા માટે તે દિવસની બેઠક અગાઉ ૪૦ પ્રતિનિધિઓએ પ્રમુખ પાસે લેખિત વિનંતી રજૂ કરી હશે, તે લેવામાં આવશે. શરત એ કે, તે દરખાસ્ત પર મસલતસમિતિમાં ચર્ચા થયેલી હોવી જોઈશે અને તે સમિતિમાં હાજર સભ્યોમાંથી ઓછામાં ઓછા ટ્રૈ સભ્યોનો તેને ટેકો મળેલો હોવો જોઈશે.

(ઘ) જે પ્રાંતની હદમાં મહાસભાનું અધિવેશન ભરાવાનું હશે તેની પ્રાંતિક સમિતિ અધિવેશન ભરવા માટે તેને જરૂરી લાગે તેવી વ્યવસ્થા કરશે અને તે કામ માટે એક સ્વાગત-સમિતિ રચશે. તે સમિતિ પ્રાંતિક સમિતિની સામાન્ય દેખરેખ હેઠળ કામ કરશે અને તેમાં પ્રાંતિક સમિતિના સભ્યો ન હોય તેવા માણસોને લઈ શકશે

(ઙ) સ્વાગતસમિતિ પોતાનામાંથી કાર્યવાહકો અને અધ્યક્ષ ચૂંટી કાઢશે.

(ચ) સ્વાગતસમિતિ અધિવેશનના ખર્ચ માટે ફંડ ભેગું કરશે, પ્રતિનિધિઓના સ્વાગત અને સરભરા માટે જરૂરી સઘળી વ્યવસ્થા કરશે, અને પ્રેક્ષકોને માટે પણ જરૂરી વ્યવસ્થા કરી શકશે.

(છ) સ્વાગતસમિતિના આવકખર્ચના હિસાબો તે વિભાગની પ્રાંતિક સમિતિ નીમે તે અન્વેષક કે અન્વેષકો પાસે તપાસાવવામાં આવશે અને અધિવેશન પૂરું થયા પછી પ્રાંતિક સમિતિ, ત્રણ માસ સુધીમાં, આવકખર્ચનું તારણ અને તે પરનો અન્વેષકનો રિપોર્ટ કારોબારી સમક્ષ રજૂ કરશે. ખર્ચ જતાં જે રકમ બચત રહી હશે તે પ્રાંતિક સમિતિ અને મહાસમિતિ વચ્ચે સરખે ભાગે વહેંચી લેવામાં આવશે.

### ખાસ અધિવેશન

૧૫. (ક) મહાસભાનું ખાસ અધિવેશન ભરવા માટે મહાસમિતિ નક્કી કરે તો તે બોલાવવામાં આવશે. અગર તો મોટા ભાગની પ્રાંતિક સમિતિઓ તેને માટે ખાસ ઠરાવો કરીને તે બોલાવવા માટે મહાસભાના પ્રમુખશ્રીને વિનંતી કરશે તો તેમ કરવામાં આવશે.

(ખ) કારોબારી સમિતિ જે પ્રાંતને ખાસ અધિવેશન ભરવા માટે સૂચના કરે તે પ્રાંતમાં ખાસ અધિવેશન માટે-સામાન્ય અધિવેશનની માફક વ્યવસ્થા કરવામાં આવશે.

(ગ) ખાસ અધિવેશનની અગાઉ ભરાયેલા સામાન્ય અધિવેશનના પ્રમુખ અને પ્રતિનિધિઓ ખાસ અધિવેશનમાં પણ ચાલુ રહેશે.

### પ્રમુખની ચૂંટણી

૧૯. (ક) કોઈ પણ દસ પ્રતિનિધિઓ ભેગા થઈને મહાસભાના નવા અધિવેશનના પ્રમુખની ચૂંટણી માટે, કલમ ૧૧ મુજબ લાયકાત ધરાવનારા ગમે તે પ્રતિનિધિનું અગર માજી પ્રમુખનું નામ સૂચવી શકશે અને તેને માટે કારોબારી સમિતિએ ઠરાવેલી તારીખ સુધીમાં મહામંત્રીને એની ખબર આપશે.

(ખ) એ રીતે સૂચવાયેલાં બધાં નામો મહામંત્રી જાહેર કરશે અને તેમાંથી જેઓ પોતાનું નામ પાછું ખેંચી લેવા માગે તેઓ, નામો જાહેર થયાની તારીખથી દસ દિવસની અંદર, મહામંત્રીને તેની લેખિત ખબર આપીને, તેમ કરી શકશે.

(ગ) જેમણે પોતાનાં નામો પાછાં ખેંચી લીધાં હોય તેમનાં નામો બાદ કરીને, મહામંત્રી બાકીના ઉમેદવારોનાં નામો તરત જ પ્રગટ કરશે અને તે પ્રાંતિક સમિતિઓને મોકલી આપશે. છેવટે જો એક જ ઉમેદવાર રહે તો તેને આગામી મહાસભાના પ્રમુખ તરીકે રીતસર ચૂંટાયેલો જાહેર કરવામાં આવશે.

(ઘ) ઊભા રહેલા ઉમેદવારોનાં નામ પ્રસિદ્ધ થયા પછી સામાન્ય રીતે ઓછામાં ઓછા સાત દિવસ પછીની કોઈ તારીખ, કે જે કારોબારી સમિતિ નક્કી કરશે, તે તારીખે દરેક પ્રતિનિધિ પ્રમુખની પસંદગી કરવા માટે, નીચે મુજબ પોતાનો મત આપશે:—

મતપત્રક ઉપર બધાય ઉમેદવારોનાં નામ હશે. તે ઉપર ત્રણ કે તેથી વધુ નામો હશે તો પ્રતિનિધિ પોતાની પસંદગીના ઉમેદવારના નામ સામે ૧,૨,૩ વગેરે લખીને ઓછામાં ઓછા ત્રણ ઉમેદવારો માટે પોતાની પસંદગી દર્શાવશે. પ્રતિનિધિ ઇચ્છે તો ત્રણથી વધુ નામો માટે પણ પસંદગી દર્શાવી શકશે. જે મતપત્રક ઉપર ઓછામાં ઓછી ત્રણ પસંદગી ક્રમમાં દર્શાવેલી નહિ હોય તે મતપત્રક રદ ગણાશે.

(ઙ) એ રીતે દરેક ઉમેદવાર માટે જે પસંદગીના મત પડ્યા હોય તેનાં ક્રમ અને સંખ્યાનો રિપોર્ટ પ્રાંતિક સમિતિ તરત જ મહાસમિતિને મોકલશે.

(ચ) આ રિપોર્ટ મળ્યા પછી બનતી ત્વરાએ મહામંત્રી, ઓછામાં ઓછા મત મેળવનારનાં નામ કમી કરતા જવાની પદ્ધતિથી બાદ કરીને, જેને ચૂંટણીમાં પડેલાં મતના ૫૦ ટકા કરતાં વધુ મત મળ્યા હશે, તેને વરાયેલા પ્રમુખ તરીકે જાહેર કરશે.

(છ) જો બે જ ઉમેદવાર હશે તો મહામંત્રી વધુ મત મેળવનારને વરાયેલા પ્રમુખ તરીકે જાહેર કરશે.

(જ) ઉપર મુજબ ચૂંટાયેલા પ્રમુખના અવસાનને કારણે, અગર રાજીનામું આપવાને લીધે કે એવા કોઈ કારણથી અસાધારણ પરિસ્થિતિ ઊભી થાય, તો મહામંત્રી તરત જ ઉપરના ધોરણે નવી ચૂંટણી કરવા માટે તારીખ જાહેર કરશે. જો એ રીતે ચૂંટણી કરવાનું શક્ય ન લાગે તો મહાસમિતિ પ્રમુખની ચૂંટણી કરી લેશે.

કારોબારી સમિતિ

૧૭. (ક) કારોબારી સમિતિમાં નીચે મુજબ સભ્યો રહેશે: મહાસભાના અધિવેશનના પ્રમુખ, ખજાનચી, અને એક અગર વધુ મંત્રીઓ હોય તેમની સાથે ૧૮ સભ્યો. પ્રમુખ બધાય સભ્યોની પસંદગી સામાન્ય રીતે મહાસમિતિના સભ્યોમાંથી કરશે. સભ્ય તરીકે પસંદ કરાયેલો કોઈ પ્રતિનિધિ જો મહાસમિતિનો સભ્ય નહિ હોય તો કારોબારી સમિતિમાં નિમાયા પછી ૭ માસની અંદર તેણે મહાસમિતિના સભ્ય તરીકે ચૂંટાવું જોઈશે; નહિ તો તે કારોબારીનો સભ્ય રહી શકશે નહિ. કોઈ પણ વખતે કારોબારી સમિતિના ⅓ થી વધુ સભ્યો સરકારના પ્રધાન હોવા જોઈએ નહિ.

(ખ) કારોબારી સમિતિ પાસે મહાસભાના સર્વોપરી વહીવટી અધિકારો હશે અને તેને મહાસભાએ અને મહાસમિતિએ નક્કી કરેલાં નીતિ અને કાર્યક્રમનો અમલ કરવાની સત્તા રહેશે, અને તે મહાસમિતિને જવાબદાર ગણાશે

(ગ) કારોબારી સમિતિ મહાસમિતિની દરેક બેઠક સમક્ષ, પોતાના કામકાજનો રિપોર્ટ અને બેઠક માટેનો કાર્યક્રમ રજૂ કરશે, અને નિયમ અનુસાર મહાસમિતિના સભ્યોએ રજૂ કરેલી ખાનગી (નૉન ઑફિશિયલ) દરખાસ્તો વિચારવા માટે સમયની વહેંચણી કરી આપશે.

(ઘ) મહાસભાની બધી સમિતિઓ અને સંસ્થાઓનાં પત્રકો, કાગળો અને હિસાબો તપાસવા માટે કારોબારી સમિતિ એક અગર વધુ અન્વેષકો અને નિરીક્ષકો નીમશે. મહાસભાની બધી સંસ્થાઓ તેમને ઑફિસોના બધા હિસાબો અને દફતરો જોવા આપશે અને માહિતી પૂરી પાડશે.

(ઙ) કારોબારી સમિતિને નીચેની સત્તા રહેશે:—

(૧) નિયમો ઘડવા, જે નિયમો મહાસમિતિની ત્યાર પછીની બેઠકમાં મંજૂર કરાવવા જોઈશે; તથા જરૂરી લાગે તેવી સૂચનાઓ કાઢવી, જે સૂચનાઓ બંધારણનો રીતસર અમલ કરવા માટે તેમ જ બીજી રીતે જેની જોગવાઈ ન થઈ હોય તેવી બાબતો માટે જરૂરી હોય; તે સૂચનાઓ બંધારણ તેમ જ નિયમો સાથે અસંગત ન હોવી જોઈએ.

(૨) મહાસમિતિ સિવાયની બધી મહાસભાની સમિતિઓ પર દેખરેખ અને અંકુશ રાખવાં તથા દોરવણી આપવી.

(૩) કોઈ સમિતિ કે વ્યક્તિ સામે, તેણે પોતાના કામમાં કરેલી ગેરવર્તણૂક માટે તથા જાણીબૂજીને બતાવેલી બેદરકારી અથવા ગુના માટે, પોતાને યોગ્ય લાગે તેવાં શિસ્તનાં પગલાં લેવાં.

(ચ) કારોબારી સમિતિ, જે પ્રાંતમાં મહાસભાની બેઠક મળી હોય તેની પ્રાંતિક સમિતિને, બેઠક પૂરી થયા પછી એક પખવાડિયાની અંદર, પ્રતિનિધિઓની આવેલી ફીનો ½ ભાગ આપી દેશે.

(છ) મહાસમિતિએ દર વર્ષે નીમેલા અન્વેષક પાસે મહાસમિતિના હિસાબોની વાર્ષિક તપાસણી કરાવવા માટે કારોબારી સમિતિ પ્રબંધ કરશે.

### નાણું

૧૮. મહાસભાનાં નાણાં ખજાનચી પાસે રહેશે અને તે નાણાંનાં રોકાણ તથા લેવડદેવડનો એ રીતસર હિસાબ રાખશે.

### મહામંત્રીઓ

૧૯. (ક) મહામંત્રીઓ મહાસમિતિની ઑફિસ સંભાળશે.

(ખ) મહાસભાના અધિવેશનના કામકાજનો અહેવાલ, તેના તપાસેલા હિસાબો સાથે, બેઠક પૂરી થયા પછી બને તેટલી જલદીથી, પ્રસિદ્ધ કરવાની જવાબદારી મહામંત્રીઓની રહેશે

(ગ) મહાસમિતિના અને કારોબારી સમિતિના કામકાજનો અહેવાલ મહામંત્રીઓ તૈયાર કરશે અને તેની સાથે હિસાબોનું તપાસેલું સરવૈયું જોડીને મહાસમિતિની સભા સમક્ષ રજૂ કરશે.

### લાયકાત તપાસ સમિતિ

૨૦. (ક) પ્રાંતિક સમિતિની પહેલી સામાન્ય સભામાં હાજર સભ્યોમાંથી મત આપનાર સભ્યોના ઓછામાં ઓછા ⅔ મતથી ઓછામાં ઓછા ૩ અને વધુમાં વધુ ૫ સભ્યોની એક લાયકાત તપાસ સમિતિ નીમવામાં આવશે. તેના સભ્યો, પોતાના સભ્યપદ દરમિયાન, મહાસભાની કોઈ ચૂંટણીમાં ઉમેદવાર તરીકે ઊભા રહી શકશે નહિ.

(ખ) નવી પ્રાંતિક સમિતિ બીજી એવી સમિતિ નીમે ત્યાં સુધી ઉપર મુજબ નિમાયેલી સમિતિ કામ કરશે.

(ગ) કારોબારી સમિતિએ નક્કી કરેલી તારીખ સુધીમાં પ્રાંતિક સમિતિ ઉપરની સમિતિ ન નીમે તો કારોબારી સમિતિ એવી સમિતિ નીમી દેશે.

(ઘ) લાયકાત તપાસ સમિતિ પોતાની પહેલી સભામાં પ્રમુખની ચૂંટણી કરશે અને પોતાના કામકાજની કાર્યવાહી માટે નિયમો ઘડશે. તે

નિયમો બંધારણથી અને કારોબારી સમિતિએ તે માટે ઘડેલા નિયમોથી અસંગત નહિ હોવા જોઈએ. સમિતિ તે નિયમોની નકલ પ્રાંતિક સમિતિને મોકલી આપશે.

(ઙ) દરેક જિલ્લા સમિતિ પોતાની પહેલી સામાન્ય સભામાં, તેમાં હાજર રહેલા સભ્યોમાંથી મત આપનાર સભ્યોના ઓછામાં ઓછા ૩/૪ મતથી, ત્રણ સભ્યોનાં નામો નક્કી કરીને તે પ્રાંતિક લાયકાત તપાસ સમિતિને મોકલી આપશે. આ સમિતિ દરેક જિલ્લા માટે વધુમાં વધુ ત્રણ સભ્યોની જિલ્લા લાયકાત તપાસ સમિતિ નીમશે. તે સમિતિના સભ્યો, તેમના સભ્યપદ દરમિયાન, કોઈ પણ સમિતિની ચૂંટણીમાં ઉમેદવાર થઈ શકશે નહિ.

(ચ) પ્રાંતિક અને જિલ્લા લાયકાત તપાસ સમિતિઓ લાયકાતવાળા સભ્યો અને સક્રિય સભ્યો માટેની અરજીઓ તપાસી શકશે અને તે અંગે કોઈનો વાંધો હોય તો સાંભળીને તેનો નિર્ણય કરશે.

### ચૂંટણી–પંચો

૨૧. (ક) પ્રાંતિક સમિતિ તેની પહેલી સામાન્ય સભામાં, તેમાં હાજર સભ્યોમાંથી મત આપનાર સભ્યોના ઓછામાં ઓછા ૩/૪ મતથી, ઓછામાં ઓછા ત્રણ અને વધુમાં વધુ પાંચ સભ્યોનું પ્રાંતિક ચૂંટણી-પંચ નીમશે. પંચનો કોઈ સભ્ય, તેના સભ્યપદ દરમિયાન, મહાસભાની કોઈ ચૂંટણીમાં ઉમેદવારી કરી શકશે નહિ. દરેક જિલ્લા સમિતિ પોતાની પ્રથમ સામાન્ય સભામાં, તેમાં હાજર સભ્યોમાંથી મત આપનાર સભ્યોની ઓછામાં ઓછી ૩/૪ બહુમતીથી, ત્રણ સભાસદોનાં નામ જિલ્લા ચૂંટણી-પંચ માટે નક્કી કરી પ્રાંતિક પંચને મોકલશે. તે નામોમાંથી પ્રાંતિક ચૂંટણી પંચ એક અથવા વધુ સભ્યોનું જિલ્લા ચૂંટણી–પંચ નીમશે. તે પંચ ઓધ્ધેદારોની ચૂંટણી અંગેની તથા ચૂંટણીથી રચાતી સમિતિઓના સભાસદો અંગેની ફરિયાદો સ્વીકારશે અને તે ઉપર પોતાનો નિર્ણય આપશે. તે પંચના સભ્યો, પોતાના સભ્યપદ દરમિયાન, મહાસભાની કોઈ ચૂંટણીમાં ઉમેદવારી કરી શકશે નહિ. પ્રાંતિક સમિતિએ નક્કી કરેલી મુદત દરમિયાન જિલ્લા સમિતિ ઉપર મુજબ નામો નક્કી કરવામાં કસૂર કરશે તો પ્રાંતિક ચૂંટણી–પંચ દરેક જિલ્લા માટે વધુમાં વધુ ત્રણ સભ્યોનું જિલ્લા ચૂંટણી–પંચ નીમશે.

(ખ) દરેક પ્રાંતિક અને જિલ્લા ચૂંટણી–પંચની મુદત સામાન્ય રીતે ત્રણ વરસની રહેશે અથવા તો નવી પ્રાંતિક સમિતિ નવું પંચ નીમે ત્યાં સુધીની રહેશે.

(ગ) કારોબારી સમિતિએ ઠરાવેલી મુદતની અંદર પ્રાંતિક સમિતિ ચૂંટણી. પંચ નહિ નીમે તો કારોબારી સમિતિ તેની નિમણૂક કરી લેશે.

(ઘ) પ્રાંતિક ચૂંટણી-પંચ પોતાની પહેલી સભામાં પોતાના પ્રમુખ ચૂંટશે અને પોતાની તથા જિલ્લા-પંચની કાર્યવાહી માટે નિયમો ઘડશે અને તેની નકલ પ્રાંતિક સમિતિને મોકલશે. તે નિયમો કારોબારી સમિતિએ ઘડેલા કોઈ નિયમોથી અસંગત નહિ હોવા જોઈએ.

(હ) 'લાયકાત તપાસ સમિતિ અથવા ચૂંટણી-પંચ બંને માટે, બધા એકના એક સભાસદોને અથવા અમુકને બન્ને સમિતિઓ ઉપર નીમવાનો પ્રાંતિક સમિતિઓને અધિકાર રહેશે. તે સમિતિઓમાં ખાલી પડેલી જગ્યાઓ પ્રત્યેક સમિતિના બાકીના સભાસદો પૂરી શકશે.

### વાંધાઓ

૨૨. (ક) કોઈ માણસનું નામ 'લાયકાતવાળા' સભ્યોની યાદીમાં અગર 'સક્રિય' સભ્યની યાદીમાં લખવાનું રહી ગયું હોય અગર ખોટી રીતે લખાયું હોય, અગર તો કોઈ નામ ખોટી રીતે દાખલ થયાનો કોઈનો વાંધો હોય, તો તે બાબતનાં કારણો દર્શાવીને, પ્રાંતિક સમિતિની કાર્યવાહક સમિતિએ તે માટે ઠરાવેલી તારીખ સુધીમાં, જિલ્લાની લાયકાત તપાસ સમિતિએ નીમેલા અધિકારી સમક્ષ, વાંધો લેનાર સભ્ય વાંધાઅરજી રજૂ કરે.

(ખ) અરજી કરનારને અને તે અંગે સંબંધવાળા માણસોને સાંભળ્યા પછી જિલ્લાની લાયકાત તપાસ સમિતિ ચૂંટણીપત્રકમાં નામ દાખલ કરવા, તેમાં ફેરફાર કરવા અગર નામ રદ કરવા સૂચના આપી શકશે.

(ગ) જિલ્લાની લાયકાત તપાસ સમિતિ પોતાની સમક્ષ ચાલેલા કામકાજનો ટૂંકો અહેવાલ રાખશે અને તેણે કંઈ ફેરફાર કરવાનો હુકમ કર્યો હશે તો તેની નકલ, સંબંધ ધરાવતી મહાસભાની સમિતિને મોકલી આપશે, જે તે હુકમ અનુસાર જરૂરી પગલાં લેશે. જિલ્લાની લાયકાત તપાસ સમિતિના હુકમની ઉપર, હુકમ થયા તારીખથી પંદર દિવસની અંદર, પ્રાંતિક લાયકાત તપાસ સમિતિને અપીલ થઈ શકશે.

### ચૂંટણીની તકરારો

૨૩. (ક) કોઈ વિભાગની ચૂંટણીનું પરિણામ જાહેર થયા પછી સાત દિવસની અંદર, તે વિભાગનો કોઈ મતદાર, ત્યાંના જિલ્લા ચૂંટણી-પંચને, તે માટે ઘડેલા નિયમો અનુસાર, પોતાના વિભાગમાં થયેલી ચૂંટણી અંગે ફરિયાદ કરે, તો તે પંચ તેનો નિર્ણય કરશે અને લાગતા વળગતા પક્ષકારોને વિના વિલંબે ખબર આપશે.

(ખ) જિલ્લા ચૂંટણી–પંચ ચૂંટણીને રદ ન કરે ત્યાં સુધી ચૂંટાયેલો સભ્ય યોગ્ય રીતે ચૂંટાયેલો ગણાશે

(ગ) પક્ષકાર જિલ્લા ચૂંટણી–પંચના હુકમ થયા તારીખથી પંદર દિવસની અંદર પ્રાંતિક ચૂંટણી–પંચને અપીલ કરી શકશે. પ્રાંતિક ચૂંટણી–પંચ જે ચુકાદો આપશે, તે છેવટનો ગણાશે.

(ઘ) ચૂંટણીના વહીવટ અંગે, અને વાંધાઓ, ફરિયાદો અને અપીલો દાખલ કરવા અને નિકાલ કરવા સંબંધમાં કારોબારી સમિતિ નિયમો ઘડી શકશે.

(ઙ) પ્રાંતિક ચૂંટણી પંચ પોતાની મેળે ઠરાવ કરીને, અગર તો જિલ્લા ચૂંટણી–પંચના રિપોર્ટ ઉપરથી અગર તો પ્રાંતિક સમિતિની દરખાસ્ત ઉપરથી, અથવા તો તેની સાથે સંબંધ ધરાવતા કોઈ પક્ષની દરખાસ્ત ઉપરથી, કોઈ સભ્યને ચૂંટણીમાં કરેલી ગેરવર્તણૂક માટે યા તો સભ્યોની યાદી અને પત્રકો રાખવામાં કરેલી ગેરવર્તણૂક સારુ, યા તો જાણીબૂજીને ખોટી ફરિયાદ અગર તો વાંધો રજૂ કરવા સારુ, ચૂંટણીમાં ઊભા રહેવા માટે નાલાયક ઠરાવી શકશે. અથવા તો સમિતિને યોગ્ય અને ન્યાય્ય લાગે તેટલા સમય માટે મહાસભામાંથી તેને કાઢી મૂકી શકશે. આ કલમ અનુસાર પ્રાંતિક ચૂંટણી–પંચે કરેલા હુકમ ઉપર કારોબારી સમિતિને અપીલ થઈ શકશે.

### ખાલી બેઠકો

૨૪. પ્રાંતિક સમિતિ અગર મહાસમિતિનો કોઈ સભ્ય અગર કોઈ પ્રતિનિધિ, તેના સંબંધની જે તે મહાસભાસમિતિની પરવાનગી લીધા વગર, હિંદમાંથી લાગલાગટ છ માસ સુધી ગેરહાજર રહે, અગર તેનું અવસાન થાય, અગર પોતે મહાસભાની જે કોઈ સમિતિનો સભાસદ હોય તે સમિતિની લાગલાગટ ત્રણ સભાઓમાં ગેરહાજર રહે, તો તેની જગ્યા ખાલી પડેલી ગણાશે અને અગાઉ તેની ચૂંટણી જે રીતે થઈ હોય તે પ્રમાણે ચૂંટણી કરીને તે જગ્યા પૂરવામાં આવશે. કારોબારી સમિતિમાં જગ્યા ખાલી પડે તો તેને મહાસભાના પ્રમુખ પૂરશે.

### વસ્તીની સંખ્યા

૨૫. (ક) છેલ્લી મળી શકતી વસ્તીગણતરીના લોકસંખ્યાના આંકડા અને પુખ્ત ઉંમરના મતદારોની છેવટની યાદી, એ, મહાસભાના બધા કામકાજ અંગે, આધાર તરીકે સ્વીકારવામાં આવશે.

(ખ) કોઈ ગણતરીમાં અપૂર્ણાંક સંખ્યાનો સવાલ આવે ત્યાં અડધો કે તેથી ઉપરના અપૂર્ણાંકને એક તરીકે ગણવામાં આવશે અને અડધા કરતાં ઓછી સંખ્યાને ગણવામાં આવશે નહિ.

### ધ્વજ

૨૬. હિંદી રાષ્ટ્રીય મહાસભાનો ધ્વજ હાથે કાંતેલા અને હાથે વણેલા કાપડનો, મધ્યમાં ચરખાવાળો ત્રિરંગી (કેસરી, સફેદ અને લીલો) રહેશે.

### પાર્લામેન્ટરી બોર્ડ

૨૭. (ક) કારોબારી સમિતિ મહાસભાના પ્રમુખ અને બીજા પાંચ સભાસદોનું એક પાર્લામેન્ટરી બોર્ડ નીમશે. મહાસભાના પ્રમુખ તેના અધ્યક્ષ ગણાશે. તે બોર્ડ ધારાસભાઓના મહાસભાપક્ષોની પ્રવૃત્તિઓનું નિયમન કરશે, તેમનો સુમેળ સાધશે અને તે અંગેના નિયમો ઘડશે.

(ખ) નીચે જણાવેલાં કામો માટે એક મધ્યસ્થ ચૂંટણીસમિતિ નીમવામાં આવશે. તેમાં પાર્લામેન્ટરી બોર્ડના સભાસદો અને મહાસમિતિએ ચૂંટેલા પાંચ સભ્યો હશે. તેણે કરવાનાં કામો :

(૧) ચૂંટણી જંગ ચલાવવા;

(૨) પ્રાંતિક અને મધ્યસ્થ ધારાસભાઓ માટે ઉમેદવારોની છેવટની પસંદગી.

(ગ) પ્રાંતિક ચૂંટણી સમિતિઓ તે તે પ્રાંતની પ્રાંતિક સમિતિની સામાન્ય સભા ચૂંટણીથી રચશે. તે સમિતિ પોતાના પ્રાંત તરફથી પ્રાંતિક તેમ જ મધ્યસ્થ ધારાસભા માટે ઉમેદવારોની ભલામણ કરશે. તેની સામે વાંધાઓ તથા અપીલો સાંભળ્યા બાદ મધ્યસ્થ ચૂંટણીસમિતિ ઉમેદવારોની છેવટની પસંદગી કરશે.

### બંધારણમાં ફેરફાર

૨૮. ઉપરના બંધારણમાં સુધારો વધારો કે ફેરફાર કરવો હોય તો ફક્ત મહાસભાના અધિવેશનમાં જ થઈ શકશે; સિવાય કે તેમ કરવા માટે મહાસમિતિને સત્તા આપવામાં આવી હોય. મહાસભાએ એવી સત્તા આપી હોય તો મહાસમિતિના હાજર સભ્યોમાંથી મત આપનાર ૨/૩ સભ્યોની બહુમતીથી જ બંધારણમાં ફેરફાર થઈ શકશે; અને તેને માટે સભા મળવાની તારીખના એક માસ અગાઉ દરેક સભ્યને તેની ખબર આપેલી હોવી જોઈશે.

પરિશિષ્ટ ૨

# હિંદી રાષ્ટ્રીય મહાસભાનાં અધિવેશનો ૧૮૮૫ – ૧૯૪૬

| ક્રમ | તારીખ | સ્થળ | સ્વાગત પ્રમુખ | મંત્રીઓ | પ્રમુખ |
|---|---|---|---|---|---|
| ૧ | ૨૮-૧૨-૧૮૮૫ | મુંબઈ | | | વ્યોમેશચંદ્ર બેનરજી |
| ૨ | ૧૦-૧૨-'૮૬ | કલકત્તા | ડૉ. રાજેન્દ્રલાલ મિત્ર | એ. ઓ. હ્યૂમ | દાદાભાઈ નવરોજી |
| ૩ | ૨૮-૧૨-'૮૭ | મદ્રાસ | રાજા સર ટી. માધવરાવ | " | બદરુદ્દીન તૈયબજી |
| ૪ | ૨૬-૧૨-'૮૮ | અલ્લાહાબાદ | પં. અયોધ્યાનાથ | " | જી. યૂલ |
| ૫ | ૨૬-૧૨-'૮૯ | મુંબઈ | ફિરોજશાહ મહેતા | " | સર વિલિયમ વેડરબર્ન |
| ૬ | ૨૬-૧૨-'૯૦ | કલકત્તા | મનમોહન ઘોષ | " | ફિરોજશાહ મહેતા |
| ૭ | ૨૮-૧૨-'૯૧ | નાગપુર | સી. નારાયણ સ્વામી નાયડુ | એ. ઓ. હ્યૂમ, પં. અયોધ્યાનાથ | પી. આનંદ ચાર્લુ |
| ૮ | ૨૮-૧૨-'૯૨ | અલ્લાહાબાદ | પં. વિશ્વંભર નાથ | " | વ્યોમેશચંદ્ર બેનરજી |
| ૯ | ૨૭-૧૨-'૯૩ | લાહોર | સરદાર દયાલસિંહ | એ. ઓ. હ્યૂમ, આનંદ ચર્લુ | દાદાભાઈ નવરોજી |
| ૧૦ | ૨૬-૧૨-'૯૪ | મદ્રાસ | પી. રંગૈયા નાયડુ | એ. ઓ. હ્યૂમ | આલ્ફ્રેડ વેબ |
| ૧૧ | ૨૭-૧૨-'૯૫ | પૂના | એસ. બી. ભીડે | " | સુરેન્દ્રનાથ બેનરજી |
| ૧૨ | ૨૮-૧૨-'૯૬ | કલકત્તા | સર રમેશચંદ્ર મિત્ર | એ. ઓ. હ્યૂમ, દિનશા વાચ્છા | મહમદ રહીમતુલ્લા સયાની |
| ૧૩ | ૨૭-૧૨-'૯૭ | અમરાવતી | જી. એસ. ખાપરડે | એ. ઓ. હ્યૂમ | સી. શંકરન નાયર |
| ૧૪ | ૨૯-૧૨-'૯૮ | મદ્રાસ | એન. એસ. પંતુલુ | " | આનંદમોહન બોઝ |
| ૧૫ | ૨૭-૧૨-'૯૯ | લખનૌ | બંસીલાલ સિંહ | " | રમેશચંદ્ર દત્ત |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૬ | ૨૭-૧૨-૧૯૦૦ | લાહોર | કાલીપ્રસન્ન રાય | એ. ઓ હ્યૂમ | નારાયણ ચંદાવરકર |
| ૧૭ | ૨૩-૧૨-'૦૧ | કલકત્તા | જગદીન્દ્રનાથ રાયબહાદુર | ,, | દિનશા વાચ્છા |
| ૧૮ | ૨૩-૧૨-'૦૨ | અમદાવાદ | અંબાલાલ સાકરલાલ દેસાઈ | ,, | સુરેન્દ્રનાથ બેનરજી |
| ૧૯ | ૨૬-૧૨-'૦૩ | મદ્રાસ | નવાબ સૈયદ મુહંમદ બહાદુર | ,, | લાલમોહન ઘોષ |
| ૨૦ | ૨૬-૧૨-'૦૪ | મુંબઈ | સર ફિરોજશાહ મહેતા | એ. ઓ. હ્યૂમ, દિનશા વાચ્છા, ગોપાલકૃષ્ણ ગોખલે | સર હેનરી કોટન |
| ૨૧ | ૨૭ ૧૨-'૦૫ | બનારસ | માધવલાલ | એ. ઓ. હ્યૂમ | ગોપાળકૃષ્ણ ગોખલે |
| ૨૨ | ૨૬-૧૨-'૦૬ | કલકત્તા | ડૉ. રાસબિહારી ઘોષ | ,, | દાદાભાઈ નવરોજી |
| ૨૩ | ૨૬-૧૨-'૦૭ | સુરત (અધૂરી) | ત્રિભુવનદાસ માળવી | ,, | ડૉ રાસબિહારી ઘોષ |
| ૨૩ | ૨૮-૧૨-'૦૮ | મદ્રાસ | દિ. બ. કે. કૃષ્ણસ્વામી રાવ | એ. ઓ. હ્યૂમ | ડૉ. રાસબિહારી ઘોષ |
| ૨૪ | ૨૭-૧૨-'૦૯ | લાહોર | હરિકિશનલાલ | દિનશા વાચ્છા, ડી. એ. ખરે | મદનમોહન માલવિયા |
| ૨૫ | ૨૬-૧૨-'૧૦ | અલ્હાબાદ | પં. સુંદરલાલ | દિનશા વાચ્છા | સર વિલિયમ વેડરબર્ન |
| ૨૬ | ૨૬-૧૨-'૧૧ | કલકત્તા | ભૂપેન્દ્રનાથ બસુ | ,, | પં. બિશનનારાયણ ધાર |
| ૨૭ | ૨૬-૧૨-'૧૨ | બાંકીપુર | મઝરૂલ હક | ,, | આર. એન. મુધોલકર |
| ૨૮ | ૨૮-૧૨-'૧૩ | કરાંચી | હરિશ્ચન્દ્રરાય વિશનદાસ | ,, | નવાબ સૈયદ મહમ્મદ |
| ૨૯ | ૨૮-૧૨-'૧૪ | મદ્રાસ | સર. એસ. સુબ્રહ્મણ્યમ આયર | સૈયદ મુહમ્મદ, એન. સુબારાવ પન્તુલુ | ભૂપેન્દ્રનાથ બસુ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૩૦ | ૨૭-૧૨-'૧૫ | મુંબઈ | દિનશા વાચ્છા | નવાબ સૈયદ મુહમ્મદ બહાદુર, સુબારાવ પન્તુલુ | સર સત્યેન્દ્ર-પ્રસન્ન સિંહા |
| ૩૧ | ૨૬-૧૨-'૧૬ | લખનૌ | પં. જગતનારાયણ | „ | બાબુ અંબિકા-ચરણ મઝમુદાર |
| ૩૨ | ૨૬-૧૨-'૧૭ | કલકત્તા | પી બી વૈકુંઠનાથ સેન | સી. પી. રામસ્વામી, આયર, શ્રી. ગુરઝી, શ્રી. કેશવ પિલ્લાઈ | એની બિસેંટ |
| | ૨૬—૮-'૧૮ | મુંબઈ (ખાસ બેઠક) | વિઠ્ઠલભાઈ પટેલ | „ | હસન ઈમામ |
| ૩૩ | ૨૬-૧૨-'૧૮ | દિલ્હી | હકીમ અજમલખાન | વિઠ્ઠલભાઈ પટેલ, ફઝલુલ હક, પં. ગોકર્ણનાથ મિશ્ર | પં. મદનમોહન માલવિયા |
| ૩૪ | ૨૬-૧૨-'૧૯ | અમૃતસર | સ્વામી શ્રદ્ધાનંદ | વિઠ્ઠલભાઈ પટેલ, પં. ગોકર્ણનાથ મિશ્ર, ડૉ. અનસારી | પં. મોતીલાલ નેહરુ |
| | ૪—૯-'૨૦ | કલકત્તા (ખાસ બેઠક) | બી. ચક્રવર્તી | „ | લાલા લજપતરાય |
| ૩૫ | ૨૬-૧૨-'૨૦ | નાગપુર | શેઠ જમનાલાલ બજાજ | પં. મોતીલાલ નેહરુ, ડૉ. અનસારી, સી. રાજગોપાલાચારી | સી. વિજય રાઘવાચાર્ય |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૩૬ | ૨૭-૧૨-'૨૧ | અમદાવાદ | વલ્લભભાઈ પટેલ | પં. મોતીલાલ નેહરુ, સી રાજગોપાલાચારી, વલ્લભભાઈ પટેલ, રંગાસ્વામી આયંગર | ચિત્તરંજન દાસ (જેલમાં) હકીમ અજમલખાન |
| ૩૭ | ૨૬-૧૨-'૨૨ | ગયા | બ્રિજકિશોર પ્રસાદ | મૌ. મોઆઝમ અલી, વલ્લભભાઈ પટેલ, બાબુ રાજેન્દ્રપ્રસાદ | ચિત્તરંજન દાસ |
| | ૧૫-૯-'૨૩ | દિલ્હી (ખાસ બેઠક) | ડૉ. અનસારી | " | મૌ. અબુલ કલામ આઝાદ |
| ૩૮ | ૨૮-૧૨-'૨૩ | કોકોનાડા | કોંડા વેંકટપૈયા | પં. જવાહરલાલ નેહરુ સફુદ્દીન કીચલુ, ગંગાધરરાવ દેશપાંડે, ડી. ગોપાલ કૃષ્ણૈય્યા | મૌ. મહમદઅલી |
| ૩૯ | ૨૬-૧૨-'૨૪ | બેલગામ | ગંગાધરરાવ દેશપાંડે | પં. જવાહરલાલ નેહરુ, શ્વેબ કુરેશી, બી. એફ. ભરૂચા | મહાત્મા ગાંધી |
| ૪૦ | ૨૬-૧૨-'૨૫ | કાનપુર | ડૉ. મુરાલીલાલ | ડૉ. અનસારી, રંગાસ્વામી આયંગર, પં. સંતાનમ | સરોજિની નાયડુ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૪૧ | ૨૬-૧૨-'૨૬ | ગોહાટી | ટી. આર. ફૂકર | ડૉ. અનસારી, એ. રંગાસ્વામી આયંગર, વી. જે. પટેલ | એસ. શ્રીનિવાસ આયંગર |
| ૪૨ | ૨૬-૧૨-'૨૭ | મદ્રાસ | સી. મુથુરંગ મુદલિયાર | પં. જવાહરલાલ નેહરુ, શ્વેબ કુરેશી, સુભાષચંદ્ર બોઝ | ડૉ. અનસારી |
| ૪૩ | ૨૯-૧૨-'૨૮ | કલકત્તા | જે. એન. સેનગુપ્તા | પં. જવાહરલાલ નેહરુ, ડૉ. અનસારી | પં. મોતીલાલ નેહરુ |
| ૪૪ | ૨૫-૧૨-'૨૯ | લાહોર | ડૉ. સફુદ્દીન કીચલુ | ડૉ. સૈયદ મહમ્મદ, શ્રીપ્રકાશ, જયરામદાસ દોલતરામ | પં. જવાહરલાલ નેહરુ |
| ૪૫ | ૨૯—૩-'૩૧ | કરાંચી | ડૉ. ચોઈથરામ ગિદવાણી | ડૉ સૈયદ મહમ્મદ, પં. જવાહરલાલ નેહરુ | સરદાર વલ્લભભાઈ પટેલ |
| ૪૬ | ૨૪—૪-'૩૨ | દિલ્હી | (મનાઈ છતાં ભરાઈ) | — | શેઠ રણછોડલાલ અમૃતલાલ |
| ૪૭ | ૧—૪—'૩૩ | કલકત્તા | (મનાઈ છતાં ભરાઈ) | — | શ્રીમતી નલિનીસેન ગુપ્તા |
| ૪૮ | ૨૪-૧૦-'૩૪ | મુંબઈ | કે એફ. નરીમાન | જીવતરામ કૃપાલાની, ડૉ. સૈયદ મહમ્મદ, જયરામદાસ દોલતરામ | ડૉ. રાજેન્દ્રપ્રસાદ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૪૯ | ૧૨—૪–'૩૬ | લખનૌ | શ્રીપ્રકાશ | જીવતરામ કૃપાલાની | પં. જવાહરલાલ નેહરુ |
| ૫૦ | ૨૭–૧૨–'૩૬ | ફૈજપુર | શંકરરાવ દેવ | " | " |
| ૫૧ | ૧૯—૨–'૩૮ | હરિપુરા | દરબાર ગોપાળદાસ દેસાઈ | " | સુભાષચંદ્ર બોઝ |
| ૫૨ | ૧૦—૩–'૩૯ | ત્રિપુરી | શેઠ ગોવિંદદાસ | " | સુભાષચંદ્ર બોઝ (પછીથી ડૉ. રાજેન્દ્રપ્રસાદ) |
| ૫૩ | ૧૯—૩–'૪૦ | રામગઢ | ડૉ. રાજેન્દ્રપ્રસાદ | " | મૌ. અબુલ કલામ આઝાદ |
| ૫૪ | ૨૨–૧૧–'૪૬ | મેરઠ | | શંકરરાવ દેવ<br>જુગલકિશોર અગ્રવાલ | આચાર્ય કૃપાલાની (નવે૦ '૪૭ થી ડૉ. રાજેન્દ્રપ્રસાદ) |

આવકવેરો ૩—૬, ૪—૮, ૫—૩, ૬—૨, ૮—૫, ૯—૩, ૧૦—૧૬, ૧૧—૨૨, ૧૪—૨૦, ૧૫—૧૪, ૧૭—૧૯

આસામ ૧૨—૧૫, ૧૩—૪, ૧૪—૨૦, ૧૫—૧૪, ૧૬—૧૦, ૧૭—૧૩, ૨૭—૧૦

ઇજિપ્ત ૪૩—૭, ૫૨—૨

'ઇન્ડિયા' પત્ર ૩૪—૨૧, ૩૫—૩, જુઓ બ્રિટિશ સમિતિ

'ઇન્ડેમનિટી' બિલ ૩૪—૧૧

ઇન્ડોનેશિયા ૫૪—૭

ઇરવીન—ઉપર બૉમ્બ ૪૪—૨; —સંધિ ૪૫—૪

ઇશર કમિટી ૩૫—૧૩

ઉદ્યોગો ૨૯—૬, ૩૦—૨૧

એબિસિનિયા ૪૯—૮

એશિયા-પરિષદ ૪૩—૫

ઓડવાયર ૩૪—૭

ઔદ્યોગિક-કમિશન ૩૩—૧૪; —તકરારોનું બિલ ૪૩—૧૪; —સમિતિ ૧૬—૨૫

કમલા નહેરુ ૪૮—૨

કરજ (સરકારી) ૩૭—૭, ૪૪—૭

કાપડ ૪૭—૪

કારોબારી (પ્રાન્તિક) ૧૨—૧૬, ૧૩—૧૧, ૧૪—૧૪, ૧૫—૧૨, ૨૪—૫, ૨૫—૮

કાર્યક્રમ ૪૦—૭, ૪૧—૫,૬, ૪૯—૧૨, ૫૦—૧૯

કાર્યવાહક સમિતિ ૨૧—૨૧

કાંતણ-મતાધિકાર ૩૯—૩, ૪૦—૬, ૪૧—૧૧

કિસાન-સભા ૫૧—૧૯

કેળવણી — જુઓ શિક્ષણ; —કમિશન ૧૭—૧૨; —સમિતિ ૧૬—૨૫

કોમી, એકતા ખાસ ૩૮—૩, ૪૧—૮, ૪૨—૧૪, ૪૪—૬; —કરાર ૩૮—૭; —ચુકાદો ૪૮—૧; — તોફાનો ૨૫—૧૭, ૩૬—૩,૫, ૩૯—૭, ૪૫—૨,૭, ૫૪—૪; —પ્રશ્ન ૪—૧૩

ખજાનચી ૩૬—૧૨, ૩૭—૧૬, ૩૯—૧૫ ૪૨—૧૯, ૪૪—૧૦

ખર્ચ (સરકારી) ૧૦—૫, ૧૪, ૧૧—૩, ૨૫—૧૪, ૨૬—૯, ૨૭—૧૫; —કમિશન ૧૧—૨, ૧૨—૨૦, ૧૩—૩, ૧૬—૧૧

ખાણો ૧૬—૨૪, ૧૭—૧૮, ૫૦—૧૧

ખાદી ૪૫—૮, ૪૮—૪; —મંડળ ૩૮—૮

ખિલાફત ૩૪—૧૫, ૩૭—૯

ખેડૂતો —નું કરજ ૧૧—૧૦, ૨૦—૪; —માટે કાર્યક્રમ ૪૯—૧૨, ૫૦—૧૯

ખેતી ૧૭—૧૫; —ની બેન્કો ૧૬—૨૧

ગરીબાઈ ૪—૧૦, ૭—૩, ૯, ૮—૯, ૯—૮, ૧૦—૩, ૧૧—૨૨, ૧૨—૧૨, ૧૩—૧૩, ૧૭—૩,૧૬, ૧૮—૩, ૨૦—૩

ગાંધી મહાત્મા ૨૪—૬, ૨૬—૨૯, ૨૭—૩, ૨૮—૨, ૩૭—૨, ૪૬—૩, ૪૭—૬, ૪૮—૭, ૫૨—૬

ગિરમિટિયા મજૂરો ૨૮—૧૪, ૨૯—૧૩, ૩૦—૧૩, ૩૧—૬, ૩૨—૧૩, ૩૪—૩

'ગુમના' બિલ ૧૯—૬

ગોખલે ૨૭—૧૯, ૨૯—૧૨, ૩૦—૧

ગોવધ ૩૪—૨૬

ગ્રામોદ્યોગ સંઘ ૪૮—૫

ચીન ૪૩—૬, ૫૧—૭, ૫૨—૩

ચૂંટણી (ધારાસભાની) ૫૦—૧૮; —જાહેરનામું ૫૪—૯

ચેમ્સફર્ડ લૉર્ડ ૩૪—૧૩

છાપાં ૧૦—૧૯, ૧૧—૬, ૧૨—૧૧, ૧૪—૮,૧૭, ૧૫—૬, ૧૫—૧૫, ૨૧—૧૭, ૩૦—૧૭, ૩૧—૮, ૩૨—૬, ૩૪—૩૦

જકાત (કાપડની) ૧૦—૧, ૧૧—૨૧, ૧૮—૧૬, ૨૧—૧૦
જમાબંધી ૪—૧૪, ૫—૭, ૬—૬, ૯—૧૦,૧૧, ૧૦—૨,૨૦, ૧૧—૧૪, ૨૨, ૧૨—૧૩,૧૭, ૧૩—૭, ૧૪—૬, ૧૬—૨૩, ૧૯—૩, ૨૨—૧૪, ૨૩—૧૫, ૨૪—૧૯, ૨૫—૨૩, ૨૬—૧૧, ૨૭—૧૬, ૨૮—૯, ૨૯—૧૭, ૩૦—૨૦, ૩૪—૩૩
જમીન કબજે લેવાનો કાયદો ૩૫—૧૦
જંગલખાતું ૭—૧૧, ૮—૧૦, ૯—૯, ૧૦—૧૮, ૧૧—૧૮, ૧૪—૨૦, ૧૫—૧૪, ૧૬—૧૦, ૧૭—૧૯, ૧૮—૧૯, ૧૯—૧૩
જાપાન ખાસ ૩૮—૭
જૂરી ૨—૮, ૯, ૪—૪, ૫—૩, ૬—૨, ૮—૬, ૧૦—૧૧, ૧૧—૫, ૧૨—૭, ૧૪—૨૦, ૧૫—૧૪, ૧૬—૧૦, ૧૭—૧૯, ૧૮—૧૯, ૧૯—૧૩, ૩૧—૨૩, ૩૨—૯
ડાયર જનરલ ૩૪—૬
ઢોર નિકાસ ૩૪—૧૮
તાતાની સંસ્થા ૧૮—૯
તારના દર ૨૫—૨૦, ૨૬—૨૮
તિબેટ પર ચડાઈ ૨૦—૧૦
તુર્કસ્તાનની લડત ૩૬—૪, ૩૭—૫, ખાસ ૩૮—૧૪
તોફાનો (રાજકીય) ૩૪—૫, ૯,—જુઓ કોમી તોફાનો
દક્ષિણ આફ્રિકા—જુઓ વસાહતીઓ
દમનનીતિ (સરકારી) ૬—૭, ૧૩—૧૨, ૨૧—૧૩, ૨૩—૧૧, ૨૫—૧૨, ૨૬—૪, ૨૮—૮,૨૯—૧૬,૩૨—૧૫, ૩૩—૧૦, ૫૧—૧૪
દલિત વર્ગો ૩૨—૧૪
દાક્તરો ૯—૪, ૧૦—૮, ૧૧—૧૨, ૧૨—૧૦,૧૩—૪,૧૪—૧૧,૧૫—૫, ૧૭—૧૪, ૧૮—૧૭, ૨૪—૧૩, ૨૫—૧૧, ૨૬—૨૬
દાદાભાઈ નવરોજી ૭—૪, ૮—૧૬, ૯—૧૯, ૧૨—૨૧, ૧૩—૧૮, ૧૪—૨૪, ૧૫—૨૦, ૩૨—૧
દારૂ ૧૬—૧૫, ૩૯—૧૩, ૪૫—૬
દિલ્હી ખાસ ૩૩—૧૧, ૩૩—૭, ૩૪—૩૪, ૫૧—૧૦
દુકાળ ૧૩—૯, ૧૦, ૧૭, ૧૫—૧૩, ૧૬—૨, ૧૩, ૧૭—૮, ૧૮—૪, ૩૫—૧૬, ૫૦—૬
દેશવટો ૨૩—૧૦, ૨૪—૧૦, ૩૪—૩૧, ૪૩—૨૩
દેશી દવાઓ ૩૩—૧૯, ૩૪—૨૯, ૩૫—૧૨
દેશી રાજાઓ ૧૨—૧૮, ૧૩—૪, ૬, ૧૪—૨૦, ૩૫—૧૪, ખાસ ૩૮—૯
દેશીરાજ્યો ૪૨—૧૫, ૪૩—૧૬, ૪૪—૮, ૪૯—૧૩, ૫૧—૧૭, ૫૨—૧૦, ૫૪—૮
ધારામંત્રી ૨૫—૪, ૨૬—૨૭, ૨૭—૧૨
ધારાસભાઓ ૧—૩, ૨—૩, ૪, ૩—૨, ૪—૧, ૫—૨, ૧૧, ૬—૧, ૭—૨, ૮—૧૨, ૯—૧, ૨, ૧૦—૯, ૧૧—૧૧, ૧૫, ૧૨—૧૯, ૧૩—૪, ૧૫, ૧૪—૨૦, ૨૧, ૧૫—૧૪, ૧૭, ૧૬—૧૦, ૨૧—૨, ૧૭, ૨૨—૯, ૨૪—૪, ૨૭—૮, ૨૮—૧૬, ૩૭—૬, ખાસ ૩૮—૧, ૩૯—૬, ૪૧—૫, ૪૮—૧
ધારાસભા બોર્ડ ૪૮—૩
ધારાસભ્યોની પરિષદ ૫૦—૧૭
ધ્યેય—જુઓ સ્વાતંત્ર્યનું ધ્યેય
નાગરિક સ્વાતંત્ર્ય ૪૯—૪, ૫૦—૧૫
નાણાકીય સ્વાતંત્ર્ય ૩૦—૧૮
નાણાચલણ ૫—૮, ૮—૪, ૯—૧૪, ૧૪—૧૩, ૧૫—૪, ૧૭—૧૭, ૧૮—૬, ૪૧—૯

નાણાવટીવટ ૧૨—૪, ૨૧—૭
નાભાના મહારાજા ૪૩—૧૯
નોકરીઓ (સરકારી) ૨—૬,૭, ૮—૨, ૧૨—૬, ૧૬—૫,૧૮, ૧૭—૧૯, ૧૮—૧૯, ૧૯—૨, ૧૩, ૨૦—૧, ૨૧—૬, ૨૩—૮, ૨૪—૩, ૧૩, ૨૫—૪, ૨૩, ૨૬—૨૪, ૨૮—૭, ૩૩—૫
નોકરી કમિશન ૮—૧૧, ૧૩—૫, ૧૮—૧૪, ૨૭—૪
ન્યાયખાતુ ૨—૧૦,૧૧, ૩—૩, ૪—૩, ૫—૪, ૬—૨, ૭—૭, ૯—૬,૧૩, ૧૦—૭,૧૨, ૧૧—૪, ૧૨—૩, ૧૩—૮, ૧૪—૧૦, ૧૫—૧, ૧૬—૪,૧૩, ૧૭—૪, ૧૮—૧૧,૧૨, ૧૯—૧૩, ૨૦—૧૩, ૨૧—૧૦, ૨૨—૪, ૨૩—૮, ૨૪—૧૭, ૨૫—૭,૨૩, ૨૬—૧૫, ૨૮—૩, ૨૯—૧૪, ૩૦—૧૪, ૩૨—૯, ૩૭—૧૧

પરદેશનીતિ (બ્રિટનની) ૫૨—૬
પરીક્ષાઓ (સનંદી અને બીજી સરકારી) ૧—૪, ૪—૨, ૫—૫, ૬—૨, ૭—૫, ૮—૩, ૯—૫, ૧૦—૬, ૧૧—૭, ૧૨—૫, ૧૪—૧૬, ૧૫—૧૪, ૧૭—૯, ૧૯—૧૩, ૨૨—૯, ૨૫—૨૨, ૨૬—૧૯
પંજાબ ૯—૧૮, ૧૦—૧૩, ૧૨—૧૧, ૧૩—૪, ૧૪—૨૦, ૧૫—૨, ૧૬—૧૪, ૧૭—૧૯, ૧૮—૧૯, ૧૯—૧૩, ૨૧—૧૭, ૨૪—૬,૧૨, ૨૫—૧૯, ૨૬—૨૨, ૨૭—૯, ૨૮—૧૭, ૩૧—૨૦, ૩૩—૬, ૩૪—૨૭, ખાસ ૩૫—૩; — તપાસ કમિટી ૩૪—૪, ખાસ ૩૫—૨
પાર્લામેન્ટ ૫—૧,૯, ૬—૩, ૧૬—૧૬, ૧૯—૧૧, ૨૦—૮,૧૬, ૨૧—૫,૧૮
પાસપોર્ટો ૪૨—૫
પિકેટિંગ ૪૫—૯
પૂરની આફત ખાસ ૩૮—૧૦, ૫૦—૬
પેલેસ્ટાઈન ૫૧—૮, ૫૨—૭
પોલીસ ૪—૫, ૫—૩, ૬—૨, ૮—૫, ૯—૩, ૧૦—૧૬,૧૭, ૧૭—૭, ૧૮—૧૦, ૨૦—૧૧, ૨૧—૧૧, ૨૫—૨૩, ૨૬—૧૭
પ્રચારકાર્ય ૧—૮, ૨—૧૫, ૩—૧૧, ૪—૧૧, ૬—૧૫, ૩૧—૧૩, ૩૪—૨૨, ૩૫—૨, ૪૦—૯, ૪૩—૩,૪, ૪૯—૫
પ્રતિનિધિત્વ ૨૧—૪, ખાસ ૩૩—૭
પ્રતિનિધિમંડળ ૧૦—૨૨, ૨૦—૧૫, ૨૧—૨૦, ૨૮—૧૮, ૨૯—૨૪, ૩૧—૨૨, ૩૨—૧૭, ખાસ ૩૩—૧૬, ૩૩—૧૭,૧૮, ૩૪—૨૪
પ્રદર્શનો ૪૮—૬
પ્રધાનમંડળો ૫૧—૧૮
પ્રાથમિક અધિકારો ખાસ ૩૩—૪, ૩૪—૧૬, ૪૫—૧૫, ૪૭—૭
પ્રાન્તિક સ્વરાજ ૨૭—૭, ૨૯—૧૦
પ્રાન્તોનું ભરણું ખાસ ૩૩—૧૦
પ્રિવિ કાઉન્સિલ ૧૭—૫, ૧૮—૧૯, ૧૯—૧૩
પ્લેગનું ખર્ચ ૧૪—૨૩, ૧૫—૧૯
ફોજદારી કાયદો ૫—૩, ૬—૨, ૮—૫, ૯—૩, ૧૦—૧૬, ૧૧—૨૨, ૧૨—૧૧, ૧૩—૧૪, ૧૪—૨૦, ૧૫—૧૪, ૧૬—૧૦, ૧૭—૧૯, ૧૮—૧૯, ૧૯—૧૩
બર્મા ૧—૭, ૩૪—૩૬, ૩૯—૬, ૪૦—૫, ૪૨—૮, ૪૫—૧૩, ૫૦—૭
બલુચિસ્તાન ૫૦—૫, ૫૨—૮
બહિષ્કાર (બ્રિ. માલનો) ૨૨—૭, ખાસ ૩૮—૪, ૪૨—૧૬, ૪૩—૧૧
બંગભંગ ૨૦—૧૪, ૨૧—૧૨, ૨૨—૬, ૨૩—૫, ૨૪—૮, ૨૫—૧૦, ૨૬—૨

બંગાળા, પુનર્રચના ૧૯—૯
બંધારણ(મહાસભાનું)૨—૧૩, ૩—૧,૯, ૫—૧૩, ૬—૧૨,૧૩, ૮—૨૨, ૧૦—૨૭, ૧૧—૧, ૧૪—૧૯, ૧૫—૧૦, ૧૬—૧, ૨૦—૧૯, ૨૨—૧૬, ૨૫—૨૫, ૨૬—૫,૧૬, ૨૭—૨૦, ૨૯—૨૧, ૩૦—૨૫, ૩૨—૭,૧૯, ૩૩—૨૦ થી ૨૨, ૩૪—૩૭ થી ૩૯, ૩૫—૧, ૨૦, ૩૬—૧૦, ૩૭—૧૪, ખાસ ૩૮—૬, ૩૮—૩, ૫, ૧૪, ૩૯—૩, ૧૧, ૪૦—૬, ૪૧—૧૧, ૪૨—૯,૧૮, ૪૩—૧૭,૨૧, ૪૪—૩, ૬, ૪૫—૧૨, ૪૬—૧, ૪૭—૧, ૪૮—૪, ૪૯—૧૪, ૫૦—૧૩,૧૪, ૫૧—૨૦, ૫૨—૫, ૫૪—૧૦
બંધારણસભા ૫૦—૧૬, ૫૨—૪, ૫૪—૫,૬
બાકાત પ્રદેશો ૫૦—૫
બારડોલી સત્યાગ્રહ ૪૩—૧૨
બાલસેનાપ્રવૃત્તિ ૩૨—૧૬
બિહાર ૨૬—૩, ૩૧—૧૧, ૫૧—૧૮
બોઝ સુભાષચંદ્ર ૪૯—૩
બ્રિટિશ સમિતિ ૬—૮, ૭—૧૨, ૧૬, ૮—૧૩,૧૭,૧૮, ૯—૨૦,૨૧, ૧૦—૨૩,૨૪, ૧૧—૨૨,૨૪, ૧૨—૨,૨૨,૧૩—૧૯,૧૪—૨૫,૧૫—૧૧, ૨૩, ૧૬—૧૭, ૧૯, ૧૭—૨, ૧૮—૨૦, ૧૯—૧૪, ૨૦—૧૭, ૨૧—૨૨, ૨૨—૧૨, ૨૩—૧૭, ૨૪—૨૧, ૨૫—૨૭, ૨૬—૩૧, ૨૭—૨૧, ૨૮—૧૯, ૨૯—૨૨, ૩૦—૨૪, ૩૧—૨૫, ૩૨—૨૦, ૩૪—૨૫
ભગતસિંહને ફાંસી ૪૫—૩
મજૂરપક્ષ ૩૨—૧૮, ૩૪—૧૯
મજૂર મંડળો ૩૪—૨૦, ૩૫—૮,૯, ૩૭—૧૩
મત વિભાગ ૨૫—૧૫,૧૬, ૨૬—૧૩,૧૪, ૨૭—૧૧, ૨૯—૧૮, ખાસ ૩૩—૮, ૧૩, ૩૪—૯
મધ્ય પ્રાંત ૨૭—૧૦
મહામંત્રી ૪—૧૭, ૫—૧૨, ૬—૧૪, ૭—૧૭, ૮—૧૯, ૯—૨૨, ૧૦—૨૫, ૧૧—૨૫, ૧૨—૨૩, ૧૩—૨૦, ૧૪—૨૬, ૧૫—૨૧, ૧૬—૨૫, ૧૭—૨૦, ૧૮—૨૧, ૧૯—૧૫, ૨૦—૧૮, ૨૧—૨૩, ૨૩—૨૦, ૨૪—૨૨, ૨૫—૨૮, ૨૬—૩૦, ૨૭—૨૩, ૨૮—૨૦, ૨૯—૨૩, ૩૦—૨૩, ૩૧—૨૬, ૩૨—૨૧, ૩૩—૨૩,૨૪, ૩૪—૪૦, ૩૬—૧૧, ૩૭—૧૫, ૩૮—૧૩, ૩૯—૧૪, ૪૦—૧૦, ૪૨—૧૯, ૪૪—૧૦
મહાસભા-લીગ યોજના ૩૧—૧૨,૧૩, ૩૨—૧૧, ખાસ ૩૩—૨
મહાસભાસમિતિ ૧૬—૨૫, ૨૩—૧૮, ૨૫—૨૬, ૨૬—૩૨, ૨૭—૨૭, ૨૯—૨૫
મંત્રીમિશન ૫૪—૫
મીઠાવેરો ૪—૧૫, ૫—૩, ૬—૫, ૭—૬, ૮—૫, ૯—૩, ૧૦—૧૬, ૧૧—૧૯, ૧૨—૮, ૧૩—૪, ૧૪—૨૦, ૧૫—૧૪, ૧૬—૧૦, ૧૭—૧૯, ૧૮—૧૩, ૧૯—૮
મુસ્લિમ-હાયરો ૨૨—૫; -મતગુ ૨૧—૧૬; -લીગ ૨૮—૪, ૩૪—૨૧
મેળાવડાઓ (સરકારી) ૪૩—૧૦,૫૦—૨૦
મોપલા તોફાનો ૩૬—૩
મોર્લીના સુધારા ૨૩—૨
મોંઘવારી ૨૩—૧૩, ૨૪—૧૪
મ્યુનિસિપલ બિલ ૧૫—૭, ૧૯—૧૦
યુદ્ધ ૩૦—૬, ૩૧—૧૮, ખાસ ૩૩—૧, ૩૩—૧,૨; —ની કટોકટી ૫૩—૧; —નો ફાળો ૩૩—૧૫, —નો અંત ૪૨—૬, ૪૩—૯, ૪૯—૭, ૫૦—૭, ૫૧—૬

યુનિવર્સિટી બિલ ૧૯—૫

રચનાત્મક કાર્યક્રમ ૪૮—૧
રમખાણો — જુઓ તોફાનો
રાજદ્રોહ-કમિટી ૩૨—૮; — નો કાયદો ૧૩—૧૩, ૧૪—૪
રાજદ્વારી કેદીઓ ૨૫—૨૪, ૨૬—૨૧, ૩૨—૪,૧૦, ૩૩—૧૦, ૩૪—૧૨, ૩૫—૧૧, ૩૭—૩, ખાસ ૩૮—૧૨, ૪૦—૩ ૪૧—૭, ૪૨—૨,૧૦, ૪૩—૧૮,૨૦,૨૨, ૪૯—૨, ૫૦—૯, ૫૧—૭
રાષ્ટ્રીય માગણી ૫૨—૪
રેલની આફત — જુઓ પૂરની આફત
રેલવે ૩૪—૩૨; — ઉતારુ ૧૧—૧૭; — નોકરી ૧૮—૧૫; — હડતાળ ૫૦—૧૨
રોલેટ-કમિટી ખાસ ૩૩—૧૫, ૩૩—૧૦; — ધારો ૩૪—૧૦

લઘુમતીના હકો ૫૧—૧૬
લજપતરાય ૩૪—૨૩, ૪૩—૧, ૨
લશ્કર ૧—૫, ૬, ૩—૪, ૪—૬, ૫—૩, ૬—૨, ૮—૫, ૭, ૯—૩, ૧૦—૧૬, ૧૧—૨૨, ૧૨—૧૧, ૧૩—૪, ૧૪—૨૦, ૧૫—૩, ૧૪, ૧૬—૩,૧૦, ૧૭—૧૦, ૧૮—૭, ૧૮—૧૮, ૨૦, ૧૯—૭, ૧૩, ૨૦—૧૨, ૨૧—૮, ૨૨—૩, ૨૩—૭, ૨૪—૧૧, ૧૯, ૨૫—૨૩, ૨૭—૧૭, ૨૮—૧૦, ૨૯—૫, ૬, ૧૯, ૩૦—૮, ૩૧—૭, ૩૨—૫, ખાસ ૩૩—૧૨, ૪૨—૪

વકીલો માટે કાયદો ૧૧—૧૩
વફાદારી (બ્રિ. રાજ પ્રત્યે) ૨—૧, ૧૨—૧, ૧૪—૫, ૧૭—૧, ૧૮—૧, ૨૧—૧, ૨૩—૧, ૨૫—૧ થી ૩, ૫, ૨૬—૧, ૨૯—૪, ૩૦—૫, ૩૧—૫, ૩૨—૨, ૩૪—૧
વરાડ ૧૩—૧૬, ૧૪—૨૨, ૧૫—૧૮, ૧૬—૯, ૨૧—૧૭, ૨૩—૧૨, ૨૪—૭, ૨૫—૧૮, ૨૬—૨૩,
વસાહતીઓ ૧૦—૨૧, ૧૧—૯, ૧૨—૯, ૧૩—૪, ૧૪—૧૨, ૧૬—૨૦, ૧૭—૬, ૧૮—૫, ૧૯—૪, ૨૦—૫, ૨૧—૯, ૨૨—૨, ૨૩—૪, ૨૪—૯, ૨૬—૨૯, ૨૭—૩, ૧૯, ૨૮—૨,૬, ૨૯—૮, ૧૨, ૩૦—૧૦, ૩૧—૧૦, ૩૨—૯, ૧૨, ૩૩—૧૨, ૩૪—૨, ૩૫—૧૮, ખાસ ૩૮—૮, ૩૮—૧૦, ૧૧, ૩૯—૪, ૫, ૪૦—૨, ૪૧—૩, ૪, ૪૨—૧૨, ૧૩, ૪૪—૪, ૫, ૪૫—૧૦, ૪૮—૧, ૪૯—૧૦, ૫૦—૧૦, ૫૧—૩ થી ૬, ૧૩, ૫૨—૧૧, ૫૪—૨, ૩
વિદ્યાર્થી ખાતું ૩૦—૨૨, ૩૧—૨૪
વેઠ ૯—૧૬
વેશ્યાવૃત્તિ ૪—૧૨, ૮—૧૪, ૯—૭, ૧૦—૧૬

શહીદોને અંજલિ ૪૬—૪
શાહી પરિષદ ૩૦—૧૧, ૩૧—૧૮
શાહીવાદ વિરોધી મંડળ ૪૨—૩, ૪૩—૮
શાંતિ પરિષદ ૩૩—૧૩, ૪૯—૬, ૫૦—૨
શિક્ષણ ૩—૭, ૪—૯, ૫—૩, ૬—૨, ૭—૮, ૮—૯, ૯—૧૨, ૧૦—૧૫, ૧૧—૨૦, ૧૨—૧૪, ૧૩—૪, ૧૪—૧૮,૨૦, ૧૫—૮,૧૪,૧૬, ૧૬—૬,૮,૧૦,૧૨, ૧૭—૧૯, ૧૮—૮, ૨૦—૨, ૨૧—૧૪, ૨૨—૧૦,૧૧, ૨૩—૧૪, ૨૪—૧૬, ૨૫—૧૩,૨૧, ૨૬—૧૨,૧૮, ૨૭—૧૩, ૨૮—૧૧, ૩૦—૨૨, ૩૧—૧૫,૧૭, ૩૨—૯, ૩૭—૧૦, ૩૯—૯, ૫૧—૧૫
શાખો ૩૫—૧૫, ૩૬—૯, ૩૭—૪, ખાસ ૩૮—૫, ૩૮—૯, ૩૯—૧૨, ૪૦—૪, ૪૧—૧૨

સત્યાગ્રહ ૩૭—૮, ખાસ ૩૮—૨,૧૧, ૪૩—૧૨, ૪૫—૫, ૪૬—૨, ૪૭—૨,૩, ૪૮—૧; —કમિટી ૩૮—૪
સત્યાગ્રહીઓને અંજલિ ૪૮—૧
સમવાયતંત્ર ૫૧—૧૨
સલામતીબિલ ૪૩—૧૪
સરહદ ૧૧—૮, ૧૩—૧,૨, ૧૪—૭, ૨૪—૨૦, ૪૫—૧૧,૧૪, ૫૦—૮
સહકારી મંડળીઓનું બિલ ૧૯—૧૨
સંયુક્ત પ્રાન્ત ૨૬—૨૦, ૨૭—૯, ૨૮—૧૭, ૩૦—૧૨, ૩૧—૧૯, ૫૧—૧૮
સામુદાયિક હંડો ૩૪—૨૮
સાયમન કમિશન ૪૨—૧૧, ૪૩—૧૫
સાવરકર ૩૮—૧૨
સુધારા ૧—૧, ૨—૨,૫, ૮—૧, ૩૨—૧૧, ખાસ ૩૩—૩,૬,૧૪, ૩૩—૩, ૩૪—૧૪, ૪૭—૫, ૪૯—૯, ૫૦—૧૬, ૫૧—૧૦,૧૨
સેવકોની યોજના ૩૯—૧૦
સૈનિકદળ ૨—૧૨, ૩—૫, ૪—૬, ૮—૫, ૯—૩, ૧૦—૧૬, ૧૧—૨૨, ૧૨—૧૧, ૧૩—૪, ૧૪—૨૦, ૧૫—૧૪, ૧૬—૧૦, ૧૭—૧૧,૧૯, ૧૮—૧૯, ૧૯—૧૩
સ્ત્રી-મતાધિકાર ખાસ ૩૩—૮, ૩૩—૯,
સ્થાનિક સ્વરાજ ૧૪—૯, ૨૪—૧૮, ૨૫—૯, ૨૬—૮, ૨૭—૬, ૨૮—૧૫
સ્પેન ૫૦—૪,
સ્વદેશી ૨૨—૮, ૨૩—૬, ૨૪—૧૫, ૨૫—૬, ૨૬—૬, ૨૭—૫, ૨૮—૧૩, ૨૯—૧૫, ૩૦—૧૬, ૩૧—૨૧, ૩૨—૯, ૩૪—૧૭, ૪૮—૧
સ્વયંસેવક દળ ૩૯—૨
સ્વરાજ ૨૯—૧૦, ૩૦—૧૯, ૩૧—૧૨, ખાસ ૩૩—૪,૯, —પક્ષ ૩૯—૨; —બંધારણ ૪૨—૧૭, ૪૩—૧૩, ૫૧—૧૬
સ્વાતંત્ર્યનું ધ્યેય ૪૨—૯, ૪૪—૩, ૪૬—૧, ૪૭—૧, ૫૪—૧
હડતાલ ૫૦—૨૧
હથિયારબંધી ૩—૮, ૪—૬, ૫—૬, ૬—૨, ૭—૪, ૮—૫, ૯—૩, ૧૦—૧૬, ૧૧—૨૨, ૧૨—૧૧, ૧૩—૪, ૧૪—૨૦, ૧૫—૧૪, ૧૭—૧૯, ૧૮—૧૯, ૧૯—૧૩, ૨૯—૭, ૩૦—૯, ૩૧—૬, ૩૨—૯
હદપારીના કાયદા ૧૪—૧૫
હાઈકોર્ટ ૨૬—૨૫, ૨૭—૧૮, ૨૮—૧૨, ૩૦—૧૫
હાર્ડિંજ લૉર્ડ ૨૭—૧, ૨૯—૧,૨૦, ૩૦—૭
હિંદરક્ષણધારો ૩૧—૧૬, ૩૩—૧૦
હિંદીવજીર—ની સમિતિ ૧—૨, ૧૦—૪, ૧૨—૧૧, ૧૩—૪, ૧૪—૨૦, ૧૫—૧૪, ૧૬—૧૦, ૨૨—૯, ૨૮—૫, ૨૯—૧૧; —નો પગાર ૨૦—૭
હિન્દુસ્તાની (રાષ્ટ્રભાષા) ૩૮—૧૪, ૪૦—૮
હિંસક કૃત્યો ૨૩—૩, ૨૭—૧, ૪૪—૨
હૂંડિયામણ ૫—૮, ૯—૧૫, ૧૦—૧૬, ૧૧—૧૬, ૧૨—૧૧, ૧૩—૪, ૧૪—૨૦, ૧૭—૧૯, ૧૮—૧૯, ૧૯—૧૩, ૩૫—૬
હોમ ચાર્જિસ ૯—૧૭
હોર્નિમન ૩૪—૩૧, ૩૫—૧૭